# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૬ ગ્રંથાંક ૧

માર્ચ ૧૯૪૧



પૂર્ણસંખ્યા ૨૧

પ્રકાશનસ્થાન
આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૬, ગ્રન્થાંક ૧

માર્ચ ૧૯૪૧

## સર્જન અને નિબંધો

## નિરૂપ



## ધ્વનિ




માનસી ગ્રંથશ્રેણી સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા: સુરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૬); છૂટક રૂ. ૧ાા. શાખાઓ: (૧) મુંબાઈ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; (૨) સૂરત, પ્રતાપ પ્રેસ, કણપીઠ, (૩) વડોદરા, પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ, શિયાપુરા; (૪) અમદાવાદ, પ્રસ્થાન કાર્યાલય, ચાર રસ્તા; (૫) કરાંચી, પારસી સાહિત્યસંઘ, ઉન્સો હોલ; (૬) પોરબંદર, રા. દામોદર કેશવજી ભટ્ટ, પોસ્ટ ઑફિસ રોડ.

રંગદર્શી વિવેચનો

## જૂઈ અને કેતકી

કર્તા

વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

રૂપિયા અઢી

એન. એમ. ત્રિપાઠીની કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઈ નં. ૨

---

પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીકૃત

# વિવેચના

નર્મદ-દલપતથી માંડી, બ્રહ્ટુભાઇ અને પૂજાલાલ
સુધીના કેટલાક સાહિત્યકારોની રચનાઓ
વિશેના અને બીજા અપૂર્વ તથા અવશ્ય
સંગ્રહપાત્ર ૨૮ વિવેચનનિબંધો.

પાકું પૂંઠું : ઊંચા કાગળ •: ૨ અઢી

સોલ એજંટ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરોડ : અમદાવાદ



# માનસી

વર્ષ ૬, અંક ૧ —————— માર્ચ '૪૧

## સરસ્વતીકંઠાભરણ

### તત્ત્વમસિ। ( ગતાંકથી ચાલુ )

૧૩

૧. પિતાએ કહ્યું "મીઠાનો ગાંગડો આ પાણીમાં નાંખ, અને પછી સવારમાં મારી પાસે આવજે." પુત્ર શ્વેતકેતુએ તે પ્રમાણે કર્યું. તે સવારે આવ્યો ત્યારે ઉદ્દાલકે ( પિતાએ ) કહ્યું "પુત્ર! કાલે તેં પાણીમાં મીઠું નાંખ્યું હતું તે કાઢી લાવ." એણે તે ખોળ્યું પણ જડ્યું નહિ.

૨. ઉદ્દાલકઃ "જો કે તે ઓગળી ગયું છે તો પણ હે પુત્ર! એનું ઉપરથી આચમન કર, એને ચાખ; એ કેવું લાગે છે?" "ખારું" "એને મધ્યેથી ચાખ; એ કેવું લાગે છે?" "ખારું." પિતાએ કહ્યું "એને હવે ફેંકી દે, અને પછી મારી પાસે આવીને બેસ." શ્વેતકેતુએ તે પ્રમાણે કર્યું અને કહ્યું "એ મીઠું શશ્વત ( નિત્ય, સદા ય ) છે." તેને પિતાએ કહ્યું–"હે સોમ્ય! તેમ જ અહીં ( શરીરમાં ) ખરે તું સત્‌ને–મૂળને–ભાળતો નથી, છતાં તે શરીરમાં પણ જરૂર છે જ.

૩. "એ જે આવો સૂક્ષ્મ છે તે આ સર્વનો આત્મા છે, તે સત્ય છે. હે શ્વેતકેતુ! તે તું છે."

શ્વેતકેતુ: "ભગવન્! મને એ વધારે સમજાવો." પિતાએ કહ્યું કે એમ હો.

૧૪

૧. ઉદ્દાલક: "જેમ, હે સોમ્ય! કોઇ પુરુષને આંખો બાંધીને ગંધાર દેશથી[૧] લાવીને નિર્જન પ્રદેશમાં મૂકી દે, અને જેમ એ ત્યાં પૂર્વ, ઉત્તર, દક્ષિણ કે પશ્ચિમ દિશાઓમાં બુમરાણ કરી મૂકે કે મને આંખો બાંધીને આણ્યો છે અને આંખો બાંધેલો મૂકી દીધો છે;

૨. "અને જેમ, ગંધારથી આવેલો કોઇ દયાળુ પુરુષ તેનો પાટો છોડીને તેને કહે કે આ દિશાએ ગંધારદેશ આવ્યો માટે એ દિશાએ ચાલ્યો જા ... અને પછી ગામેગામ પૂછતો એ પંડિત અને બુદ્ધિશાળી પુરુષ ગંધારદેશ જ પહોંચે, તેમ અહીં બ્રહ્મવેત્તા આચાર્યને મળેલો પુરુષ સતને—પોતાના મૂળ ધામને—જાણે છે, પામે છે. શરીર છૂટે નહિ તેટલી જ એવાને વાર થાય છે; અને પછી તે સ્વને પામે છે.

૩. "એ જે આવો સૂક્ષ્મ છે તે આ સર્વનો આત્મા છે; તે સત્ય છે; બીજું સર્વ વિકાર છે. એ આત્મા છે, હે શ્વેતકેતુ! તે તું છે."

શ્વેતકેતુ: "ભગવન્! મને એ વધારે સમજાવો."

પિતાએ કહ્યું કે એમ હો.

---

૧. કંદહારથી: એ કાળે હાલનું અફઘાનિસ્તાન હિંદુસ્તાનનો જ ભાગ હતું.

પ્રા. સુરેશ દીક્ષિત

# પદ્મનાભ

## કાન્હડદે-પ્રબન્ધ

### ૧

કાન્હડદે-પ્રબંધનો કર્તા પદ્મનાભ વિસલનગરો નાગર બ્રાહ્મણ હતો; ઝાલોરના ચોહાણ રાજા અખેરાજના દરબારમાં કવિ હતો. આટલી માહિતી આપણને પ્રબંધમાંથી મળે છે

"પદ્મનાભ પંડિત સુકવિ, વાણી વચન સુરંગ;

× × × × × ×

ચાહૂઆણ ગુણ વર્ણવૂં પુહવિ પ્રાકૃત બન્ધ.

× × × × × ×

વિસલનગરુ નાગર એક, પદ્મનાભ કવિ પુણ્ય વિવેક

× × × × × ×

અખિરાજ સીખામણ સરી પદ્મનાભ કીરતિ વિસ્તરી.

કવિએ આ પ્રબંધ સંવત ૧૫૧૨માં માગશર સુદ પૂનમ ને સોમવારે ઝાલોરમાં લખ્યો છે. એની ભાષા જૂની ગુજરાતી છે. આ કાવ્યની નકલ થરાદના જૈન ભંડારમાં લૂગડાના બાંધણુંમાં બાંધેલી અને સુરક્ષિત દાબડામાં મૂકીને તાળાકૂંચીવાળા પટારામાં સચવાયલી હતી. કાન્હડદે-પ્રબંધના કર્તાના જીવન સંબંધે આપણને નહિ જેવી માહિતી હોવાથી કર્તા કરતાં કાવ્ય

તરફ આપણું વધારે લક્ષ દોરાય છે. કવિની બીજી કોઇ પણ કૃતિ ન હોવાથી તેની કાવ્યશક્તિનું માપ પણ એક જ કાવ્ય ઉપરથી કરવાનું છે. કાહ્નડદે-પ્રબંધ મારવાડમાં જાણીતી મૂતા નૈણસીની ખ્યાત સાથે કંઇક મળતો છે. એટલે એ પ્રબંધમાંની વાત રજપૂતાનામાં જાણીતી હોવી જોઇએ.

ગુજરાતના કરણઘેલાનો મંત્રી માધવ અલ્લાઉદ્દીન ખિલજીના દરબારમાં જાય છે ત્યાંથી પ્રબંધ શરૂ થાય છે. પાદશાહ ગુજરાત ઉપર સવારી માટે લશ્કર તૈયાર કરી ઝાલોરના રાજા કાહ્નડદેને લશ્કરને માર્ગ આપવા કહેણ મોકલે છે. કાહ્નડદે વાટ આપવા ના પાડે છે. અલૂખાંની સરદારી નીચે મોકલેલું અલ્લાઉદ્દીનનું લશ્કર મોડાસે આવે છે અને ત્યાંનો રાજા લડે છે પણ હારી રણે પડે છે. લશ્કર આગળ વધતાં પાટણ આવે છે. કરણ અને એની રાણી પલાયન કરી જાય છે. લશ્કર પાટણ લૂંટી સુરત, ખંભાત, ધોળકા, ચાંપાનેર વગેરે ગુજરાતનાં શહેર લૂંટી સોરઠના દરિયાકિનારાનાં ગામ લૂંટતું, પ્રજાને રંજાડતું, બંદીવાન લેતું સોમનાથ ઉપર તૂટી પડે છે. સોમનાથના લિંગને ગાડામાં નાંખી અલૂખાં ઝાલોર તરફ કૂચ કરે છે. કાહ્નડદેને લડવા કહેણ મોકલે છે. કાહ્નડદે રાણા, રાય, સામંતો અને સરદારોને બોલાવી લશ્કર તૈયાર કરે છે. જયત દેવડો રાતોરાત તુરક લશ્કર ઉપર તૂટી પડી તેની કતલ કરે છે. એ કતલમાંથી અલૂખાં એકલો રખડતોરવડતો નાશી છૂટે છે. સોમનાથના લિંગનો કાહ્નડદે બચાવ કરી તેની પાંચ સ્થળે સ્થાપના કરે છે.

અલાઉદ્દીન અલૂખાંની હાર જાણી રોષે ભરાય છે. અને જબરદસ્ત લશ્કર લઇ ઝાલોર તરફ કૂચ કરે છે. વાટમાં સાંતલ ચહુઆણના સમિયાણ ગઢ આવે છે. ગઢના પાણીમાં ગાયનું લોહી નાંખી સુલતાન જળને અપવિત્ર કરે છે. સાંતલ સામો થઇ રણમાં પડે છે. તેની રાણીઓ જૌહર કરે છે. લશ્કર આગળ

વધતાં ભિન્નમાળ લૂટે છે. આ લૂંટની કાહ્નડદેને જાણ થતાં તે સૈન્ય તૈયાર કરે છે. સૈન્યના નાયક મહીપને જયતદેવડો બાદશાહી લશ્કર ઉપર ઓચિંતો હલ્લો કરી તેને લૂંટે છે. લૂંટ લઇ રજપૂતો એક સરોવરમાં નહાવા જાય છે. તેવામાં મ્લેચ્છ એકાએક આવી ચાર હજાર રજપૂતોને સ્નાન કરતા ભીને લૂગડે કાપી નાંખે છે. કોઇ ઝાલોર જવા પામતું નથી. બાદશાહ લશ્કર લઇ ઝાલોર ભણી જાય છે.

એ અરસામાં અલાઉદ્દીનની પુત્રી કાહ્નડદેના પુત્ર વીરમદે સાથે સાદી કરવા મનસૂબો કરે છે. વીરમદેને ગુજરાત ઇનામમાં આપવાનું કહી સુલતાન તેનું માગું કરે છે. વીરમદે ચોખ્ખી ના પાડે છે. સુલતાન લશ્કર લઇ આગળ વધે છે. કાહ્નડદેને કુળદેવી આશાપુરી સ્વપ્નમાં મેડતા આગળ લડત કરવા સલાહ આપે છે. રજપૂત લશ્કરના આઠ ભાગ કરી તુરક લશ્કરને ઘેરે છે. સુલતાની લશ્કરના હાલહવાલ થઇ સમરુખાન સરદાર જીવતો પકડાય છે. આ હારની ખબર પાદશાહને પડે છે. એ વેળાએ શાહજાદી પોતાના સાત રજપૂત પૂર્વજન્મની વાત સુલતાનને કહે છે. અંતે ભવિષ્યવાણીમાં વીરમદેના મૃત્યુની તિથિ, પોતાની જમનાજળમાં આત્મહત્યા અને સુલતાનના મરણની આગાહી કરે છે. પછી શાહજાદી પોતે ઝાલોર જઇ બંદીવાનોને છોડવા અને વીરમદેને મળવા જવા દેવા અરજ કરે છે.

શાહજાદી ગઢ ઉપર જાય છે અને વીરમદેને પડદા ઓથે મળે છે. વીરમદે પાસે ચાર વચન લે છે. તેમાં પાદશાહના લશ્કર ઉપર રાતના એકાએક હલ્લો ન કરવાનું એક વચન છે. વીરમદે પાદશાહને મંદિર ન તોડવાં, ગાય અને વિપ્રને ન પીડવા અને દેશને ભાંગવો નહિ એમ કહાવે છે. શાહજાદી ગઢ જોવા ઇચ્છા કરે છે. પ્રધાન ગઢ બતાવી શાહજાદીને પાછી વાળે છે સુલતાન લશ્કરને બાહદરપુર મોકલી દિલ્હી રવાના થાય છે.

શાહજાદી દિલ્હી પાછી આવતાં અલાઉદ્દીન તેને ઝાલોર ગઢની વિગત પૂછે છે. ઝાલોરનું વર્ણન તથા તેની જાહોજલાલી સાંભળી પાદશાહનું મન તે લેવા લલચાય છે. એક જોરાવર લશ્કર ફરી તૈયાર કરી ઝાલોર ઉપર હુમલો કરવા મોકલે છે. સિંધથી ગુજરાતસુધીના રાજાઓ કાહ્નડદેને સાથ આપવા ભેગા મળે છે. આઠ વર્ષ સુધી સુલતાની સેના ગઢેગઢ હારે છે. અને હેરાનહેરાન થાય છે. આઠમે વર્ષે તુરક લશ્કર ઝાલોરને ઘેરો ઘાલે છે. ગઢનો સેજવાળ વિકો લાલચથી ફૂટી જઇ લોભથી ગઢ ભેદવાનો છૂપો માર્ગ મુસલમાનોને બતાવે છે. કાહ્નડદેને સ્વપ્નમાં આની જાણ થાય છે. ભુમાટો થતાં રજપૂતો બાદશાહના લશ્કર ઉપર તૂટી પડે છે. ખૂનખાર જંગમાં એક પછી એક સરદાર રણમાં પડે છે. રાણીઓ જૌહર કરે છે. ગઢના ભંડાર પાણીમાં નંખાય છે. કેટલાક સરદારો રણમાંથી નાશી જાય છે. છેવટે કાહ્નડદે રાજા રાણીઓ સાથે રણમાં ઝંપલાવે છે. સંવત ૧૩૬૮ માઘ સુદ પાંચમને બુધવારે યુદ્ધમાં મૃત્યુ પામે છે. વીરમદે પણ પછી મરાય છે અને ગઢ પડે છે. વીરમદેનું માથું મલિક દિલ્હી લઇ જાય છે. શાહજાદી મસ્તક જોતાંને ઊલટું મુખ ફરી ફૂટે છે. છેવટે શાહજાદી મસ્તકનો અગ્નિસંસ્કાર કરી જમનાજળમાં આત્મહત્યા કરે છે. આઠ માસ પછી અલાઉદ્દીન મરણ પામે છે. અહીં પ્રબંધનો અંત આવે છે.

૨

ઐતિહાસિક દૃષ્ટિએ કાહ્નડદે પ્રબંધ ઓછા મહત્ત્વનો છે. હમ્મીરહઠ અને પૃથુરાજ રાસા સાથે તેની તુલના થઇ શકે એમ છે. ફિરદોસીના શાહનામામાંની સોરાબ અને રૂસ્તમની વાત જેટલી તેની ઐતિહાસિક કિંમત હશે. પ્રબંધની કથા ઝાલોરની લડાઇ પછી એકસો પિસ્તાલીશ વર્ષે અને કાહ્નડદેની પાંચમી પેઢીના

સમયમાં પદ્મનાભે લખી છે. તેમાં ઇતિહાસનું અસ્પષ્ટ એક પાનું લોકવાયકા અને ઝાંખા સ્મરણ ઉપરથી આલેખાયલું છે.

અલ્લાઉદ્દીન ખિલજી ઈ. સ. ૧૨૯૬માં તેના કાકા અને સસરા જલાલઉદ્દીનને મારી ગાદીએ આવ્યો. ગુજરાત ઉપર તેનો પહેલો હલ્લો ઇ. સ. ૧૨૯૭માં આવ્યો. તેણે ઇ. સ. ૧૩૦૦માં રણથંભોર ઉપર હલ્લો કર્યો પણ હાર્યો, પરંતુ બીજે વર્ષે કિલ્લો પડ્યો. ઇ. સ. ૧૩૦૩માં ચિતોડ પડ્યું. ઈ. સ. ૧૩૧૬માં અલ્લાઉદ્દીન ગુજરી ગયો. પદ્મનાભના લખવા પ્રમાણે ઇ. સ. ૧૩૧૨ માં ઝાલોર પડ્યું છે. એટલે ઓછામાં ઓછો બાર વર્ષનો ફેર છે. તે જ પ્રમાણે સુલતાન આઠ મહિના પછી મરી ગયો એ પણ બંધબેસતું નથી. અલ્લાઉદ્દીનનાં સગાંને મલિકકાફુરે કતલ કર્યાં હતાં.* બનવાજોગ છે કે લગભગ દોઢ સો વર્ષ પછી ચિતોડ, રણથંભોર અને ઝાલોરની વિગતો માટે સેળભેળ થઈ ગઇ હોય. રજપૂતોની તથા તુરકોની લડાયક ઢબ તો દરેક ગઢ આગળ એક જ તરેહની હતી. રણથંભોરમાં જે બન્યું હશે તે ચિતોડ અને ઝાલોરમાં ફરીફરીને બન્યું હશે. વીરમદેનું માથું દિલ્હી લઇ

* ઈ. સ. ૧૨૯૭માં ગુજરાત ઉપર ચઢાઈ લાવનાર ઉલુઘખાન અને નુસરતખાન હતા. એ લડાઇવખતે ખંભાતમાં તેઓએ મલિક કાફુરને હજાર દિનાર આપી વેચાતો લીધો હતો. ગુજરાતમાંથી લશ્કર પાછું ફરતાં અલ્લાઉદ્દીનના ભત્રીજાને લશ્કરે બળવો કરી કાપી નાંખ્યો હતો. અલ્લાઉદ્દીન રણથંભોર ઉપર હલ્લો કરવા હાજર હતો પરંતુ ગુજરાતના લશ્કર સાથે નહોતો આવ્યો. ચિતોડ ઉપર હલ્લો કરવાનું કારણ પદ્મિનીનું સૌંદર્ય હતું. ચિતોડ લીધા પછી તે ખીજરખાનને જાગીરમાં આપ્યું હતું. પરંતુ પાછળથી સોનગિરા માલદેવને તે અલ્લાઉદ્દીને સોંપ્યું હતું. માલદેવ પાસેથી હમીરે તે ઝૂંટવી લીધું હતું. અલફખાન અલ્લાઉદ્દીનનો સરદાર હતો, પરંતુ તેણે માળવા ઉપર સવારી કરી હતી. પ્રબંધમાં કહેલા અલૂખાનને બદલે ઉલુઘખાન જોઈએ.

ગયા હોય એ સંભવિત છે. ધડથી માથુ જુદું કરી ફેરવવાનો તે કાળમાં રિવાજ હતો. અલ્લાઉદ્દીન જ્યારે જલાલઉદ્દીનનું ખૂન કરી ગાદીએ આવ્યો ત્યારે જલાલઉદ્દીનનું માથું ભાલાની અણી ઉપર ચડાવી ફેરવ્યું હતું. વિગ્રહમાં બાળહત્યા અને સ્ત્રીહત્યા પણ અલ્લાઉદ્દીને શરૂ કરી હતી. પરદેશી અને પરધર્મીના જુલ્મને એમાં અતિશયોક્તિથી વધાર્યો નથી એ પ્રબંધનો ગુણ છે.

પદ્મનાભના લખવા પ્રમાણે કરણઘેલો અને તેની રાણી છીંડું પાડી નાઠાં એ વાત સંશયાત્મક છે. કરણઘેલાના કર્તા નંદશંકરની નવલકથામાં જુદી જ વાત છે. માધવનું સોમનાથ પાસે લડાઇમાં મરાવું એ નોધવા જેવું છે. ફિરિસ્તાએ ઝાલોર ઉપરની સવારી ગણાવી છે, પરંતુ ફારસી ઇતિહાસલેખક જેટલી વખત સુલતાનની જીત લખે છે તેટલી વખત હાર નથી લખતો. પ્રબંધમા રુદ્રમાળ તોડવાની હકીકત નથી. મોઢેરા લૂંટ્યાની પણ ખબર નથી. ધર્મારણ્યમાં એ હકીકત છે. અલ્લાઉદ્દીન જાતે રજપૂતાનામાં લડવા આવેલો એ વાત પણ ખરી નથી. અલ્લાઉદ્દીન પછી ફીરોઝશાહ તઘલખ ગુજરાતમાં આવેલો; એ ઐતિહાસિક બનાવ છે. એકંદરે નાનીમોટી વિગતમાં ઐતિહાસિક દૃષ્ટિએ પ્રબંધ ક્ષેપક છે પરંતુ એમાનું રેખાચિત્ર ખોટું કહી શકાય એમ નથી. પ્રબંધના ઇતિહાસ તદ્દન કાલ્પનિક નથી. અલ્લાઉદ્દીનની શાહજાદીના લગ્નની વાત, પાદશાહનું રુદ્ર સ્વરૂપ, એ સર્વ હિંદુ રાજકવિનો રજપૂતોની હારનો લૂલો બચાવ છે. તે કદી ય માની શકાય એમ નથી. પ્રબંધની અત્યુક્તિ ઇતિહાસની ક્ષેપક છે પરંતુ સાહિત્યનું ભૂષણ છે. પ્રબંધ ઇતિહાસ નથી પણ કાવ્ય છે. કવિને છાજતી સર્વ છૂટ એમાં લેવાયલી છે. એ કોઇ દફતરની હકીકત કે ટાચ ટિપ્પણ ઉપરથી લખાયલું કાવ્ય નથી. પ્રબંધ સોનગિરાની દરબારી પ્રશસ્તિ છે.

૩

સાહિત્યની દૃષ્ટિએ કાહ્નડદે પ્રબંધ વીરરસથી છલકાતું વર્ણનાત્મક કાવ્ય લેખાય. તેમાં ભાટ અને ચારણોની શૈલીનો ઢાંચો બેશક છે. તેની ભાષા આજની ગુજરાતી ભાષાથી જુદા પ્રકારની છે, પરંતુ એટલી જુદી નથી કે થોડાઘણા પ્રયત્ને ન સમજાય. "ઇ" ને બદલે "એ" અને "ઉ" ને બદલે "યુ" કે "ઓ" કરી નાખવાથી તે કેટલેક અંશે આજની ગુજરાતીને મળતી થાય છે. તેમાં ફારસી શબ્દો નથી એટલી શુદ્ધ છે. આજની ગુજરાતી ભાષામાં અરબી, ફારસી, અંગ્રેજી, પોરચ્યુગીઝ, ફ્રેંચ અને તુરકી ભાષાના શબ્દો સંસર્ગથી આવ્યા છે. ભવિષ્યમાં પ્રજાને નવા અનુભવે અને વિકાસે બીજી ભાષાના શબ્દો આવશે. એ જ રસ્તે ભાષાનો વિકાસ છે. પ્રબંધમાં પુણ્ય અને લોભ ઉપરની ચોપાઇઓ શામળની કવિતાની આગાહી કરે છે. શામળ ભટ્ટ પહેલાં એના જેવી ચોપાઇઓ લખાતી અને એવી ઢબ રૂઢ થઇ હતી એવું એ સૂચક છે. પંદરમા અને સોળમા સૈકામાં ઉત્તર ગુજરાત અને રજપૂતાનાના નૈઋત્ય કોણના પ્રદેશમાં એક જ ભાષા બોલાતી. મુસલમાનો રાજ્ય પહેલા સંસ્કૃતનાં વળતાં પાણી થયાં હતાં. સંસ્કૃત ભાષા એ બ્રાહ્મણ ભાષા હતી, આર્ય ભાષા હતી, સાહિત્ય અને ધર્મની ભાષા હતી, ગુપ્તો તથા હર્ષના કાળ સુધી રાજ્યભાષા હતી. પરંતુ લોકભાષા તે કદીય નહિ હોય. અશોકે સંસ્કૃત ભાષાનો ઉપયોગ રાજ્યભાષા તરીકે કર્યો, આંધ્ર રાજાઓ પણ સંસ્કૃત ભાષા ઉચ્ચારતા નહોતા. બૌદ્ધ અને જૈન ધર્મે સંસ્કૃતને અપનાવી નહોતી. ઇ. સ. ૮૯૦-૯૦૮ વચ્ચે કવિ રાજશેખરે કર્પૂરમંજરી પ્રાકૃત ભાષામાં લખી છે. સંસ્કૃત આડે દબાયલી લોકભાષા મુસલમાન સમયમાં ઉપર આવી ને દરેક પ્રાંતની ભાષા બની ગઇ. સંસ્કૃતમાં લખાયેલો પહેલો શિલાલેખ ઇ. સ. ૧૫૨માં મહાક્ષત્રપ રુદ્રદામનનો ગિરનાર ઉપરનો છે. બહુ તો એક હજાર વર્ષ સુધી સંસ્કૃત ભાષા હિંદમાં જામી ગઇ હતી. આજની પ્રાંતીય

૨

ભાષાઓ સમકાલિક છે એમાં શક નથી. ઈ. સ. ૧૩૪૬માં કૃત્તિવાસે સંસ્કૃત રામાયણનું પહેલું બંગાળીમાં ભાષાંતર કર્યું છે. ગુજરાતમાં હેમચંદ્રાચાર્યે કુમારપાળચરિત પ્રાકૃતમાં લખ્યું હતું. કાલિદાસના નાટકમાં પણ પ્રાકૃત હોય છે. પ્રાકૃત જો કે અપભ્રંષ્ટ ભાષા હશે તો ય આપણને ખ્યાલ છે તે કરતાં વધારે પુરાણી હોવાનો સંભવ છે. આજે અંગ્રેજી ઓથે દબાતી દેશી ભાષા કરતાં ય સંસ્કૃતનો પ્રાકૃત ઉપર વધારે દાબ હશે.

કાહ્નડદે પ્રબંધમાં લખાયેલો ઇતિહાસ ગુજરાતનો નથી. પદ્મનાભનું કુટુંબ મારવાડમાં જઈને ક્યારે વસ્યું હશે તેનો આપણને અંદાજ નથી. પ્રબંધની ભાષા ગુજરાતના રહેવાસીઓને સમજ પડે તે કરતાં ઝાલોરના રાજકુટુંબને સમજાય એવી લખાયલી હોવી જોઈએ. સમકાલીન ગુજરાતી કરતાં એમાં ફેર હોય તો તે આમ સમજી શકાય એમ છે. છતાં ય નરસિંહયુગના કવિઓને એ ઘણે અંશે મળતી છે. આખો ય પ્રબંધ વાંચતાં ભાષા પરાઈ લાગતી નથી. તેમાંના ચોપાઈ, દોહરા આજે ય આપણા સાહિત્યમાં છે. તેમાંના " પવાડા " ગુજરાતી સાહિત્યમાં " રાસડા " કહેવાય છે પરંતુ મરાઠી લોકસાહિત્યમાં રહ્યા છે.

શૂરવીર છતાં ય શત્રુ સામે નિર્બળ બની જતા રજપૂતોના યુદ્ધવિધાન અને વિગ્રહરચના તરફ એક દષ્ટિ આવશ્યક છે. યુદ્ધમાંએ ધર્મ હોય એ રજપૂત પ્રણાલિકા જંગલી શત્રુ સામે પાળવા જતાં તેઓ હારી જતા. વસ્તીમાં ત્રાસ વર્તાવી શત્રુના મનોબળને ડગાવવું એ યુદ્ધનો એક નિયમ છે. મુસલમાન સરદાર એ સમજતા અને તેથી વસ્તી ઉપર ત્રાસ વર્તાવતા. દુશ્મનને ડરથી દબાવતાં અને નાશતા શત્રુનો પીછો પકડતાં હિંદુઓ શીખ્યા ન હતા. સંખ્યા સામે સંખ્યાનો મુકાબલો હિંદુ સેનાનાયકો કરતા, પરંતુ પોરસથી માંડી સદાશિવ ભાઉ સુધીની પાણીપતની લડાઈમાં મોટી સંખ્યા એ સેનાધિપતિની શૃંખલા બની જતી.

રજપૂતોનું શૂરાતન આંધળીઆં જેવું હતું. તે ઉપરાંત બ્રાહ્મણ અને વૈશ્ય કોમોમાંથી યુદ્ધના સંસ્કાર પણ ભુલાઈ ગયા હતા. લડાઇ સમયે તેઓ રજપૂતો ઉપર નાંખી પડતા. લોભ અને લાલચે સૈન્યની એકાદ વ્યક્તિ છૂપી રીતે શત્રુને જઇ મળતી એ બીજી કમનશીબી હતી. પરદેશી પાસેથી નવાં શસ્ત્ર અને નવાં યુદ્ધ-વિધાન ન શીખવાથી રજપૂત શૂરાતન એળે ગયું છે. એકહથ્થુ સત્તાની ખામીને લીધે દેશ નાનાનાના કિલ્લાઓમાં કે ગઢમાં વહેંચાઇ ગયો હતો. શત્રુ ઉપર જીત મેળવવા નવું યુદ્ધવિધાન અને નવી વિગ્રહરચના શિવાજી શોધી શક્યો હતો અને એથી જ એ ફાવ્યો હતો.

ઐતિહાસિક દૃષ્ટિએ પ્રબંધનું મૂલ્ય ઊંચું નથી છતાં સામાજિક દૃષ્ટિએ તેનો આંક ઊંચો છે. ઇસ્લામની હિંદમાં થયેલી જીત તરફનો હિંદુ દૃષ્ટિકોણ એમાં છે. તે ઉપરાંત રજપૂતોનું યુદ્ધવિધાન, સમાજ અને રાજ્યની સ્થિતિ એમાં સ્પષ્ટ બતાવી છે. અલ્લાઉદ્દીનના લશ્કરનું વર્ણન, રજપૂતનાં શસ્ત્ર અને અશ્વોનું વર્ણન, લડાઇઓની વિગત, બંદીવાનોની સ્થિતિ, વિજયની ઉજાણી, નગરરચના, લોકના રીતરિવાજ, ધંધારોજગાર જેવી અનેક વિગતો આ કાવ્યમાં જાણવા મળે છે. શુદ્ધ સાહિત્યની દૃષ્ટિ કરતાં સામાજિક દૃષ્ટિએ પ્રબંધનો અભ્યાસ આવશ્યક છે. કોઇ પણ કાળે શું રહ્યું અને શું ગયું છે એ જાણવા આવું સાહિત્ય અપરિહાર્ય હોય. શબ્દરૂપે રહેલો તે ભૂતકાળનો પડછાયો છે.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# પતંગના પૂરમાં

## પાત્રો

દલસુખરામ : દાદા.
મંગળા : એમની પુત્રવધૂ.
વિપિન : એમનો પૌત્ર.

સ્થળ : સૂરતમાં દલસુખરામનું ઘર ::: સમય : સાંજના પાંચેક વાગ્યે.

[મંગળા વિપિનના પહેરણને બટન ટાંગતી એક ખૂણામાં બેઠી છે. ત્યાં વિપિન લંગરિયું ઉછાળતો આવે છે.]

**વિપિન :** બા, બા, એક ચાર આના આપ ને.

**મંગળા :** કેમ ? ચાર આનાને શું કરવા છે ?

**વિપિન :** તને તે, બા, શું કહું ? પરમ દા'ડે તો સંક્રાંત આવી તે ખબર છે ને ? એટલે પતંગ ઉડાડવાને.

**મંગળા :** દીકરા, તને મેં કેટલી વાર ના કહી કે આ વખતે પતંગ નહિ ઉડાવાય. નહિ તો બે ચાર આનાની મેં તને કોઈ દિવસ ના કહી છે ?

**વિપિન :** મેં જેટલી વાર પૈસા માગ્યા તેટલી વાર તેં ના પાડી. પણ પતંગ કેમ નહિ ઉડાવાય ? બધા ઉડાવે છે કે નહિ ?

**મંગળા :** આવતે વરસે, દીકરા, તું પણ ઉડાવજે.

**વિપિન**: આવતે વરસે ? પણ, બા, આ વખતે કેમ નહિ ?

**મંગળા**: વિપિન ! નવ–દસ વરસનો થઈને તું એટલું પણ સમજતો નથી ! દાદી મરી ગયાં એટલે પતંગ નહિ ઉડાવાય, છતાં તું રોજ પૈસા માગ માગ કર્યો કરે છે અને મારે ના કહેવી પડે છે.

**વિપિન**: દાદી મરી ગયાં તેમાં પતંગ નહિ ઉડાવાય ? તું શું વાત કરે છે ! તેમની દશા અને તેરમાને દા'ડે તો કેવાં સરસ જમણ કર્યાં હતાં અને હવે પતંગમાં શું થાય ?

**મંગળા**: થાય કે નહિ થાય; પણ પતંગ નહિ ઉડાવાય, સમજ્યો ?

**વિપિન**: પણ એમ તે ચાલે ! સંક્રાંતને દા'ડે આખું ગામ પતંગ ચડાવે અને હું બેસીને જોયા કરું ? બા, એમ શું કરે છે ? ચાર જ આના આપ, પછી નહિ માગું.

**મંગળા**: હું તને કેમ સમજાવું, દીકરા ! ચાર આના માટે ના નથી પાડતી. આ તો ફોઇ, કાકી એ બધાંએ મને ધમકાવીને કહ્યું છે કે આ વરસે વિપિનને કહી દેજે કે પતંગ ઉડાડવાના નથી. એમના છોકરાઓને પણ બંધી કરી છે.

**વિપિન**: બા, હું બાપાજીને પૂછું ? એ મને ના નહિ પાડે.

**મંગળા**: ના ના, દીકરા, નહિ જતો—મરી જ જશે. તું વારે ઘડીએ પૂછ્યા કરતો હતો એટલે મેં કાલે જ એમને વાત કરી જોઇ પણ એ તો એકદમ ગરમ થઇ ગયા. એમણે તો કહ્યું કે ખબરદાર, જો એક પાઇ પણ તેં વિપિનને આને માટે આપી છે તો ! એટલે હું શું કરું, દીકરા !

**વિપિન**: (માનો છેડો પકડીને) બા, ગમે તે થાય પણ, ચાર આના તો આપ. સંક્રાંત પૂરી થાય ત્યાં સુધી-પછી માગું નહિ.

**મંગળા** : (હતાશ થએલી. ઉશ્કેરાઇને) દીકરા, માનો જીવ લઇ લે કે પત્યું. આમથી તારી ફોઇ અને તારી કાકી મને સતાવે, આમથી એ મારા ઉપર ગુસ્સે થયા કરે અને હવે બાકી રહેલો તું તું મને હેરાન કર.

[ રડી પડે છે. એટલામાં એના સસરા દલસુખરામ આવે છે. ]

**દલસુખરામ** : અરે, મંગળા ! રડે છે કેમ ?

**મંગળા** : આ–આ વિપિન રોજ ઊઠીને પતંગ અને દોર માટે પૈસા માગ્યા કરે છે.

**દલસુખ** : ભોળા ભગવાન ! પરમ દિવસે સંક્રાંત એ વાત જ હું ભૂલી ગયેલો ! પણ તારું ભલું થાય, મંગળા, તું એને રોજ બેચાર પૈસા આપતી હશે. એક વખત થોડા પતંગ અને દોર અપાવી દઇએ એટલે ખખા મટી ! ચગાવી ચગાવીને એ કેટલા ચગાવવાનો હતો ?

**મંગળા** : પણ–પણ મોટીબઇ અને ભાભીજી કહે છે કે દાદી મરી ગયાં એથી આ વરસે પતંગ નહિ ચગાવાય.

**દલસુખ** : ઓત્તારીની ! દાદી મરી ગયાં એથી આ વિપિન-થી પતંગ નહિ ચગાવાય ! ( આશ્ચર્યચકિત થઇને ખુરશી ઉપર બેસીને તપખીરનો સડાકો લે છે ) આ દાદી મરી ગયાં એથી પતંગ નહિ ચગાવાય ! ખરી કીધી ! તમારાં જેવાં માયકાંગલાંના નસીબમાં જ ગુલામગીરી તે બીજું શું કરે ? તારો નરમ સ્વભાવ જાણતો'તો એથી તો હું જીવતે છોકરાઓને જુદા કરાવ્યા અને હું તારી સાથે રહ્યો નહિ તો કોણ જાણે તું કેટલી પિલાયા કરત ! પણ હવે શું છે ? એ મોટીબઇ અને ભાભીજી એના ઘરનાં મોટાં. તારા ઘરની તો તું મોટી કેની ?

**મંગળા** : પણ–પણ એમણે પણ ના પાડી છે.

**દલસુખ** : કોણે–કોણે ના પાડી છે ? તારા વર છનસુખે ?

મંગળા : હા, દાદાજી.

દલસુખ : એમેમ ? ઓહો ! માની લાત ખાતો ખાતો એવડ વળી જતો હતો તે આજે પાંસઠ વરસની મા મરી ગઇ તેનો શોક પળાવવા નીકળ્યો અને તેમાં પણ પતંગ ન ચડાવાય એટલો શોક ! એ તો ઠીક છે કે હું હજી બેઠો છું–નહિ તો એ ભાઈ તો કાંઇ નવુંજૂનું કરી નાખે એમ લાગે છે. ત્યારે તો છ મહિને–વરસ દા'ડે હું મરીશ એટલે પાછો ઘરમાં શોક પાળવાનો, એમ જ ને ?

મંગળા : દાદાજી, એમાં હું શું કરું ?

દલસુખ : તે તને, દીકરી, કોણ કહે છે ! આ તો ભાઇને મગમાંથી પગ નીકળ્યા તેની વાત થાય છે. પેલી મહાલખમીનો ઇતિહાસ જુઓ : એણે હોંસે હોંસે શોકને ઘરમાં ઘાલ્યો. તે પછી ઘરમાંથી નીકળ્યો જ નહિ, અને 'શોક શોક' કરતાં આખું ઘર પાયમાલ થઇ ગયું !

મંગળા : હા, દાદાજી.

દલસુખ : ત્યારે વળી ! શોક, શોક તે કોનો અને ક્યાં સુધી ? પાંસઠ વરસે માણસ મરે નહિં ત્યારે શું જુવાનજોધ ફાટી પડે ? અને જુવાન જાય તો ય રમતોમાં શોક કેવા ! અમારે રમતો હતી, ગમતો હતી, આનંદ હતા તો આજે સીતેર વરસે ટટાર ઊભા રહીએ છીએ. રમત ગમત અને આનંદ છોડાવીને બધાને બાયલા બનાવી દેવા છે બાયલા ! અલ્યા વિપિન, પતંગ ચગાવતાં આવડે છે ?

વિપિન : ના, દાદા, બરાબર નહિ.

દલસુખ : તો શીખશો ક્યારે ? તારા જેવડો હતો ત્યારે તો હું મહોલ્લામાં એક્કો ગણાતો, અને પછી તો વરસો સુધી પતંગની બાબતમાં મારા નામના સિક્કા પડતા, સમજ્યો ? ચાર આનામાં

શું ધૂળ વળવાનું હતું! લે, આ આઠ આના. લઈ આવ તારે જે લઇ આવવું હોય તે.

મંગળા : પણ–દાદાજી—

દલસુખ : પણ ને બણ! કોઇ અવાજ સરખો કરે તો મારું નામ દેજે. શોકના પાળનારા નહિ જોયાં હોય તે!

વિપિન : દાદાજી, પરતી લાવું કે પીંડું ચાલશે?

દલસુખ : દાદાનું નામ રાખે એવો લાગતો નથી! વળી પરતી વગર તે ચાલતું હશે! ( વિપિન જાય છે. ) મંગળા, તારા પિયરની પાસે પેલી ચાર માળની હવેલી છે ને, એ જમિયત જરૂડની હવેલી. હાલ તો એની છોકરીનાં છોકરાં ત્યાં રહેતાં હશે. એ જમિયત પણ જબરો પતંગ ચડાવનારો. હેં કે? સંક્રાંતને દિવસે એના અને મારા સરતીના પેચ લાગે તે જોવા આખું સૂરત થંભી જતું. એક એક પેચમાં રતલ રતલ માંજાનો ભુક્કો થઇ જતો. હવેના લોકો શું ધૂળ પતંગ ચડાવવાના!

મંગળા : દાદાજી, આ વખતે તમે પણ પતંગ ચડાવોને?

દલસુખ : એ ઠીક કહ્યું, દીકરી. મારે ય હવે કેટલાં કાઢવાં છે! આ વખતે ચડાવી લઇએ. પણ, મંગળા, તને આવડે છે કે ભૂલી ગઇ?

મંગળા : એ કાંઈ થોડું ભૂલી જવાય છે! પણ જાણતાં હોઇએ તો યે હવે શા ખપનું?

દલસુખ : છટ્! આ વખતે તારી પાસે પણ પેચ લડાવું. જોઉં તો ખરો કે વચમાં કોણ દખલ કરે છે! અત્યારે જ જાઉં છું બજારમાં; પંદર–વીસ રૂપિયાનો મસાલો લઇ આવું. આવતી કાલના દા'ડામાં કન્ના–ગલ્લા બાંધીને કનકવા તૈયાર કરી રાખીએ. નવનીત, છેલશંકર અને ઝનુભાઇને પણ કહેતો આવું કે સંક્રાંતને દા'ડે વેળાસર આવી પહોંચે.

મંગળાઃ દાદાજી, આટલી બધી તૈયારી કરો છો પણ તમારી સામે ટક્કર કોણ ઝીલશે?

દલસુખઃ દીકરી, તું બધાંનો વિચાર કરી રાખે છે તો! પેલા માંકા મદારીને ત્યાં પણ જતો આવું અને છેડતી કરતો આવું કે છેલ્લાં ચાર પાંચ વરસ થયાં કુતરાંને હરાવીને સંતોષ માને છે તો આ વખતે પડ મેદાને અને સિંહનો ઝપાટો જોઇ લે.

મંગળાઃ દાદાજી, એ બિચારો માંકો તમારી સામે શું કરવાનો?

દલસુખઃ ( મુછ ઉપર તાલ દઇને ) બરાબર કહ્યું દીકરી! ઘરડો ઘરડો તો ય ગરાશિયો છું. ખોરું ઘી દીવેલમાંથી નહિ જાય.

( જવા માંડે છે પણ કાંઈક યાદ આવતાં પાછા ફરે છે. )

મંગળાઃ જી.

દલસુખઃ તું એમ 'જી' કરીને ઊભી રહે તેમાં વળ્યું શું? સંક્રાંતને દા'ડે કેટલે વાગ્યે ઊઠશું?

મંગળાઃ સાડા પાંચે ઊઠીએ?

દલસુખઃ હાહાહા! દીકરી, તો તો આપણે પતંગ ચડાવી રહ્યાં! સાડાચારે તો મોડામાં મોડું ઊઠવું જ જોઇએ.

મંગળાઃ તો સાડાચારે ઊઠશું,ચાહને માટે વાસી દૂધ રાખશું.

દલસુખઃ અને-હા, લાહીનું શું? લાહી વિના સંક્રાંતમાં એક ડગલું ભરાવાનું નથી.

મંગળાઃ હું કાલે બનાવી રાખીશ.

દલસુખઃ ચા આ આલો, એ જાણે પત્યું, હવે તો કશું બાકી રહ્યું લાગતું નથી. છતાં તને કાંઇ યાદ આવે તો કહેજે.

( પાછા જવા માંડે છે અને-પાછા ફરે છે. )

અરે હાઆ અ! દીકરી, ઘડપણ ચોક્કસ આવ્યું, નહિ તો

આમ ભૂલી ન જઉં. જો પેલા ભાણિયાને કહી દે જે કે કાલ સાંજ સુધીમાં ભાંગેલાં નળિયાં અને ઈંટાડાંનો પોટલો છાજલી ઉપર ચડાવી દે. સમજી ગઈ ?

મંગળાઃ દાદાજી, એને શું કરવો છે ?

હસસુખઃ અરે તારી ભલી થાય ! આ ભપકો બતાવતા દીકરાજીએ છાપરા ઉપર વિલાયતી નળિયાં મૂકાવ્યાં છે ને; તે મારામારી કરવી પડે તો એ નળિયાં ઉખેડીને કેમ ફેંકી શકાય ?

મંગળાઃ તે દાદાજી, તમે નળિયાંની મારામારી કરશો ?

હસસુખઃ ત્યારે શું કોઈ પતંગ ઉપર ગોલગોલ મારે તો આપણે હાથ જોડીને ઊભા રહેવું ! નળિયાં અને ઈંટાડાં વગર એ લોકો સીધા થાય નહિ તો. અને જો, રામલાને કહેજે કે એ વાંસડા ઝાંખરાં બાંધીને તૈયાર કરાવી રાખે.

મંગળાઃ કાલ સાંજ સુધીમાં બધું તૈયાર કરાવી રાખીશ, દાદાજી.

હસસુખઃ જીવતી રહે દીકરી; અને જો, એ દા'ડે સવારે પાંચથી લગભગ અગીઆર અને બપોરે ત્રણ–સાડાત્રણથી અંધારું થાય ત્યાં સુધી તારે અમારી સાથે છાજલીમાં રહેવાનું છે; એટલે રાંધવા–જમવાની બધી ગોઠવણ એ પ્રમાણે જ રાખજે.

( દાદા જાય છે. પડદો પડે છે. )

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# ‘વેલણ’ રસ

જૈન સાહિત્યની વિવિધતા અને વિશાળતા વિષે બે મત નથી, પરંતુ એનું યથેષ્ટ મૂલ્યાંકન થાય તે માટે જેવા જોઈએ તેવા પ્રયાસો થયા કે થતા નથી. એનું એક કારણ તે એ સાહિત્યનો અમુક ભાગ પાઇય (સં. પ્રાકૃત) ભાષામાં રચાયેલો છે તે હોય એમ જણાય છે. એ પાઇય ભાષામાં રચાયેલા તમામ ગ્રન્થોની સંસ્કૃતમાં ટીકા નથી કે એના અંગ્રેજી ભાષામાં અનુવાદ નથી. આથી તો જૈનોનાં મૌલિક-પ્રાચીન શાસ્ત્રો, જે ‘આગમ’ ગણાય છે તેમાં પણ જૈન ધર્મને લગતી હકીકતો ઉપરાંત જે અન્ય હકીકતો પ્રસંગવશાત્ પીરસાયેલી છે તેના આસ્વાદનો લાભ પાઇય ભાષાથી અપરિચિત જનો લઈ શકતા નથી. આવી પરિસ્થિતિમાં હું અણુઓગદ્દાર(સં અનુયોગદ્વાર)માં ‘વેલણ’ (વ્રીડન) રસ વિષે અને સાથે સાથે અન્ય રસ વિષે થોડોક નિર્દેશ છે તેની હકીકત અત્ર રજૂ કરીશ.

અણુઓગદ્દાર એ જૈનોના વિવિધ આગમો પૈકી એક છે. એની ભાષા અર્ધમાગધી ગણાય છે. એના પ્રણેતાએ પોતાનું નામ એમાં કોઈ સ્થળે દર્શાવ્યું નથી. એટલે એ કોણ છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે. કેટલાક વિદ્વાનો એના કર્તા તરીકે શ્રીઆર્યરક્ષિતસૂરિનું નામ સૂચવે છે. એ સૂરિનો જીવનવૃત્તાન્ત આવસ્સયચુણ્ણિ(ભા. ૧, પૃ. ૩૯૭-૪૧૫)માં નજરે

પડે છે. એમનું સ્વર્ગગમન વીરસંવત્ ૫૮૪ એટલે કે ઇ. સ. પૂર્વે ૫૭માં થવાનું મનાય છે. વાલભી થેરાવલી અનુસાર તો વીરસંવત્ ૫૯૭માં એમનો સ્વર્ગવાસ થયો હતો.

અણુઓગદ્દાર ઉપર પાઇય સંસ્કૃતમાં એક ચુણ્ણિ છે. વળી શ્રીયાકિનીમહત્તરાના ધર્મસૂનુ તરીકે સુવિખ્યાત શ્રીહરિભદ્રસૂરિએ તેમજ મલધારી શ્રીહેમચન્દ્રસૂરિએ એના ઉપર સંસ્કૃતમાં એકેક ટીકા રચી છે. આ સિવાય આ આગમ ઉપર અન્ય કોઇ પ્રાચીન વૃત્તિ હોય તો તે મારા જોવા-જાણવામાં નથી.

પ્રસ્તુત ચુણ્ણિના કર્તા શ્રીજિનદાસગણિ મહત્તર છે એમ એની મુદ્રિત પ્રતિના અંતમાં ઉલ્લેખ છે. જો એ વાસ્તવિક હોય તો આ ગણિએ શકસંવત્ ૫૯૮(વિ. સં. ૭૩૩)માં નન્દીચુણ્ણિ સમાપ્ત કરી છે. એ ઉપરથી આપણે પ્રસ્તુત ચુણ્ણિના સમય વિષે અનુમાન કરી શકીએ.

શ્રીહરિભદ્રસૂરિના સમય માટે ત્રણ મત જોવાય છે: કેટલાક એમનું સ્વર્ગગમન વિ. સં. ૫૩૦માં થયેલું માને છે તો કેટલાક વિ. સં. ૫૮૫માં થયાનું જણાવે છે. વળી એમના ગ્રંથોના આન્તરિક નિરીક્ષણથી કેટલાક વિદ્વાનોએ એમનો સત્તાસમય વિ. સં. ૭૫૭ થી ૮૫૭ સુધીનો નક્કી કર્યો છે.

મલધારી શ્રીહેમચન્દ્રસૂરિ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિના સમકાલીન થાય છે. એમણે વિ. સં. ૧૧૬૪માં **જીવસમાસવૃત્તિ** રચી છે

આ પ્રમાણે અણુઓગદ્દારના વિવરણાત્મક સાહિત્ય રચનારાના સમય વિષે સ્થૂળ નિર્દેશ કરી હું મૂળ વાત હાથ ધરું છું.

અણુઓગદ્દાર (સૂત્ર ૧૨૯)માં નવ રસોનાં નામ નીચે મુજબ પદ્યમાં અપાયેલાં છે.–

"वीरो सिंगारो अब्भुओ अ रोद्दो अ होइ बोद्धव्वो ।
वेलणओ बीभच्छो हासो कलुणो पसंतो अ ॥"

આ પ્રમાણે અહીં વીર (વીર), સિંગાર (શૃંગાર) અબ્ભુઅ (અદ્દભુત), રોદ્દ (રુદ્ર), વેલણઅ (વ્રીડનક), બીભચ્છ (બીભત્સ), હાસ (હાસ્ય), કલુણ (કરુણ) અને પસંત (પ્રશાન્ત) એમ નવ રસોનો નિર્દેશ છે.

અલંકારશાસ્ત્રના અભ્યાસીઓથી એ વાત અજાણી નથી કે રસની સંખ્યા સંબંધી એકવાક્યતા નથી. કલિકાલસર્વજ્ઞ શ્રી-હેમચન્દ્રસૂરિએ એની સંખ્યા ૮ તેમ જ ૯ની દર્શાવવા ઉપરાંત અમુક અપેક્ષાએ એની સંખ્યા બેની પણ દર્શાવી છે. વળી કેટલાકે ૧૦ અને ૧૧ની પણ ગણાવી છે, પરંતુ કોઇએ વેલણને રસ તરીકે ગણાવેલ હોય એમ જણાતું નથી.

'વેલણ' કહો કે 'વેલણઅ' કહો તે એક જ છે[1] અને એનો અર્થ 'વ્રીડનક' થાય છે. એનું લક્ષણ અણુઓગદ્દાર-(સૂ. ૧૨૯)માં નીચે મુજબ અપાયેલું છે:--

"विणओवयारगुज्झगुरुदारमेराव्इक्कमुप्पण्णो ।
'वेलणओ' नाम रसो लज्जासंकाकरणलिंगो ॥"

વિનયને લાયક જનોનો, વિનયને યોગ્ય એવો ઉપચાર કરવામાં વ્યતિક્રમ, ગુહ્ય વસ્તુના પ્રકાશનરૂપ વ્યતિક્રમ અને ગુરુજનોની પત્નીની સાથે જે મર્યાદાપૂર્વક વર્તન કરવું ઘટે તેનું ઉલ્લંઘન એ 'વેલણ' રસની ઉત્પત્તિનાં કારણો છે, જ્યારે લજ્જાનું વિધાન તથા શંકાનું વિધાન એ આ રસનાં લિંગ છે. આ રસના ઉદાહરણ તરીકે અણુઓગદ્દાર (સૂ. ૧૨૯)માં નિમ્નલિખિત ગાથા અપાયેલી છે:—

"किं लोइअकरणीओ लज्जणीअतरं ति लज्जयामु त्ति ? ।
वारिज्जंमी गुरुयणो परिवंदइ जं वहुप्पोत्तं ॥"

---

૧. અણુઓગદ્દારની ચુણ્ણિના ૪૮મા પત્રમાં 'વેલણઅ'ને બદલે 'વેલણ' શબ્દ વપરાયેલો છે.

આનો અર્થ એ છે કે લૌકિક ક્રિયાથી બીજું શું વધારે શરમાવનારું છે. લગ્નમાં ગુરુજન વહુના વસ્રને પૂજે છે એથી હું લજ્જા પામું છું.

આ અર્થનું સ્પષ્ટીકરણ કરતાં ચુણ્ણિમાં કહેવાયું છે કે વધૂ પોતાની સખીને કહે છે કે પાસે બેઠેલી હું લાજું છું કેમ કે મારા ગુરુજન, પોતાની પંક્તિના—જ્ઞાતિના મનુષ્યોને મારા પતિ સાથે મારો પ્રથમ સમાગમ થતાં મારું જે વસ્ત્ર રુધિરથી ખરડાયેલ છે તે બતાવે છે તેને નમે છે અને કહે છે કે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે લગ્ન થયાં ત્યાં સુધી મારી પુત્રવધૂએ કૌમાર્યવ્રત અખંડિતપણે પાળ્યું છે.[1] આ સંબંધમાં શ્રીહરિભદ્રસૂરિ ટીકા કરતાં ૭૭મા પત્રમાં કહે છે કે આ વિદેશાચાર છે. મલધારી શ્રીહેમચંદ્રસૂરિની ટીકામાંથી આ સંબંધમાં કંઈ વિશેષ જાણવાનું મળતું નથી. બાકી એના ૧૩૫ બ પત્રમાં 'ભયાનક' રસનો કેમ ઉલ્લેખ નથી એ વિષે ઊહાપોહ છે. એમનું કહેવું એ છે કે વ્રીડનક રસને બદલે અન્યત્ર ભયજનક યુદ્ધ વગેરે વસ્તુના દર્શનથી ઉદ્‌ભવતા ભયાનક રસનો ઉલ્લેખ જોવાય છે. એ રસનો રૌદ્ર રસમાં અન્તર્ભાવ કરી એની અત્ર પૃથક્ ગણના કરાઈ નથી. વળી ૧૩૭ બ પત્રમાં તેમણે કહ્યું છે કે ભયજનક રૂપ વગેરેથી ઉત્પન્ન થતો ... સંમોહ ઇત્યાદિ લિંગવાળો રસ તો 'ભયાનક' જ હોય છે તો પછી એને અહીં રૌદ્ર કેમ રહ્યો? આમ પ્રશ્ન ઊઠાવી તેઓ એ સમાધાન કરે છે કે પિશાચ વગેરે રૌદ્ર વસ્તુમાંથી એ ઉત્પન્ન થતો હોવાથી એની રૌદ્ર તરીકે વિવક્ષા અદૂષિત છે. વળી શત્રુ વગેરે નજરે પડતાં, તેનું માથું છેદવું ઇત્યાદિ ક્રિયામાં પ્રવૃત્ત

---

૧. આજે પણ આ પ્રમાણેનું વસ્ર સગાંસંબંધીમાં બતાવવાની પ્રથા કોઈ કોઈ કોમમાં હોવાનું સંભળાય છે. વિશેષમાં પ્રથમ રજોદર્શનની જાહેરાત કરવાનો તેમ જ એ પ્રસંગ ઉજવવાનો રિવાજ હિન્દમાં અન્યત્ર હોવાનું પણ કહેવાય છે.

થયેલ, તેમ જ પશુને-સુવર, હરણ વગેરેને મારવામાં ગૂંથાયેલા જનોનો જે રૌદ્ર અધ્યવસાયવાળો અને ભવાં ચડાવવાં એ જાતના લિંગવાળો રસ છે તે પણ અહીં ઉપલક્ષણથી જાણી લેવો; નહિ તો એને માટે સ્થાન રહે નહિ. એથી તો રૌદ્ર પરિણામવાળા પુરુષની ચેષ્ટાનું પ્રતિપાદન કરનાર ઉદાહરણ ગ્રંથકાર દર્શાવે છે અને ભયભીતની ચેષ્ટાનું પ્રતિપાદક ઉદાહરણ તો જાતે જ વિચારી લેવું એમ સૂચવે છે.

આ પ્રમાણે આ લઘુ લેખ પૂર્ણ કરવા પૂર્વે બે ત્રણ હકીકત નોંધી લઉં :

(૧) અણુઓગદારની ચુણ્ણિ(પૃ. ૪૭)માં રસ પરત્વે નીચે મુજબનું પદ્ય છે:-

" मिउमहुररिभियसुभयरणीतिणिद्दोसभूसणाणुगतो ।
सुहदुहकम्मसमा इव कम्म( व्व )रस रसा भवंति तेणं ॥ १ ॥"[१]

આનો પૂર્વાર્ધ અશુદ્ધ જણાય છે. એમાં મૃદુ, મધુર અને [૨]રિભિયનો તેમ જ નિર્દોષ ભૂષણનો નિર્દેશ છે. ઉત્તરાર્ધનો અર્થ એ છે કે તેથી સુખ અને દુઃખના કર્મના સમાન, કાવ્યના રસ છે.

(૨) મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત ટીકા (પત્ર ૧૩૫)માં નીચે મુજબનાં બે અવતરણો છેઃ-

(અ) "बाह्यार्थालम्बनो यस्तु विकारो मानसो भवेत् ।
स भावः कथ्यते सद्भिस्तस्योत्कर्षो रसः स्मृतः [૩]॥"

---

૧. શ્રીહરિભદ્રસૂરિકૃત અણુઓગદારની ટીકા(પૃ. ૬૯)માં આ પદ્ય થોડાક ફેરફાર સાથે અવતરણરૂપે રજૂ કરાયેલું જોવાય છે.

૨. આ શબ્દ નામ હોય ત્યારે એનો અર્થ 'સ્વરઘોલન' થાય છે અને વિશેષણ હોય ત્યારે એનો અર્થ 'સ્વરઘોલનથી યુક્ત' એવો થાય છે.

૩. આ પદ્ય રસનું લક્ષણ પૂરું પાડે છે.

(આ) "शृङ्गार–हास्य–करुणा रौद्र–वीर–भयानकाः ।
बीभत्सा–ऽद्भुत–शान्ताश्च नव नाट्यरसाः स्मृताः ॥"

(૩) કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિએ કાવ્યાનુશાસનમાં કે એની વૃત્તિમાં રસની ચર્ચા કરતાં 'વેલણ'ને રસ તરીકે નોંધેલો જાણુતો નથી તેનું શું કારણ? તેઓ અણુઓગદ્દારમાંના ઉલ્લેખથી અનભિજ્ઞ હોય એમ તો બને નહિ. ત્યારે શું આવી નવાઇ જેવી હકીકત દર્શાવતાં તેમને જૈન દર્શનની હાંસી થવાનો ભય ઉત્પન્ન થવાથી તેમણે તેમ કર્યું નહિ? જો તેમને આવો ભય ઉત્પન્ન થયો હોય તો ખુદ અણુઓગદ્દારના કર્તાને એવો ભય કેમ ન થયો? શું 'વેલણ'નો રસ તરીકે તેમની પૂર્વે કોઈએ ઉલ્લેખ કર્યો હશે અને તેથી તેમણે તેમ કર્યું? આ પ્રશ્નોની ચર્ચા હાલ તુરત મુલતવી રાખી હું આ લેખ પૂર્ણ કરું છું.

### સત્ય એ પર્યાપ્ત નીતિ

સત્ય એ કોઈ પણ વાઙ્મયસેવકને માટે પર્યાપ્ત નીતિ ('પોલિસી ઈનફ') છે. પ્રામાણિકતાથી જે કંઈ પરિપ્રશ્ન તેને કરવામાં આવે, તેના ઉત્તર તેણે હૃદય ખોલીને આપવા જોઈએ અને કલાની યુક્તિપ્રયુક્તિથી પર એવા કલાધર બનવું જોઇએ. સન્તપુરુષની જેવા નિખાલસપણાથી તમે તમારાં 'સંવેદન, કાર્યપદ્ધતિ,' કરણો તથા સાધનસામગ્રી–બધું જ બતાવી દો. એ સર્વનો ઉપયોગ કરવા આવનારમાત્રને વધુમાં વધુ છૂટથી ઉપયોગ કરવા દો. આવી ઊંચી કોટિની સ્પષ્ટવાદિતા તથા પ્રેમભાવનામાંથી તમને તમારી પ્રકૃતિમાં છુપાયલાં ઉચ્ચતર રહસ્યો લાધશે અને દેવો પણ, તમે એ રહસ્યો જગજનોનાં ચિત્તમાં સંક્રાન્ત કરી શકો માટે, નીચા નમીને તમારા સહાયક થશે. —એમર્સન

વિ. ક. વૈ.

# વાસરિકા[1]

## જૂના-નવા શબ્દો : ૧

૧ લી જુલાઇ ૧૯૪૦ : હું ગુજરાતીનો પ્રાધ્યાપક ખરો પણ જેટલો સંસ્કૃતી-ગુજરાતીનો તેટલો અરબી-ગુજરાતીનો નહિ. તેથીસ્તો, કાલના 'હરિજન-બંધુ'માં (પૃ.૧૨૨) "પ્રાંતિક સમિતિઓને હિદાયત કરવામાં આવે છે" એ વાક્યે મારી પાસે શબ્દકોશ ઉથલાવરાવ્યો. 'હિદાયત' એક વિશેષનામમાં તો ઘણી વાર વાંચેલો પણ એ વખતે અર્થ જાણવાની શી જરૂર હોય. ઉપલા વાક્યે એ જરૂર પાડી ને અર્થ શીખ્યો કે હરહમેશની ગુજરાતી જેને 'રસ્તો દેખાડવો તે' અથવા 'શિખામણ' કહે છે તેને હરિજનગાન્ધરી ગુજરાતી 'હિદાયત' કહે છે. સારું છે કે ગુજરાતમાં નખશિખ આર્યત્વે પ્રજળતો કોઇ સ્વાતંત્ર્યવીર સંસ્કૃતનિષ્ઠ સાવરકર નથી; બાકી તો તે જામી પડેલા યાવની શબ્દોને પણ હાંકી કાઢવા કેડ કસત ને ઉપલીના જેવી નવી આપાતોને સામે તો છૂટસટોસટની ('સુન્દરમ્' કહે તેમ) સુન્દર જેહાદ પોકારત. પણ આપણે તો કોઇ એવું હૈં કરીશું

1. સપ્ટે.' ૪૦ ને હિસે, '૪૦ના અંક માટે તૈયાર થએલું' લખાણ; આર્થિક આપત્તિને કારણે ત્યાં સમાવે અસમર્થ; વાઙ્મયિક સંપત્તિ લેખે દષ્ટ રસ ચરવે સમર્થ.-વિ. ક. વૈ.

નહિ ને એ જ સારું છે. એવી અનેક આયાતોથી અગાઉ તેમ અઇ વીશીમાં પણ આપણી ભાષા વધારે ઝિન્દાદિલ અને શાનદાર બની છે. પણ એટલું ખરું કે આવા શબ્દપ્રયોગો નવાનવા હોય ત્યારે (જેમ અત્યારના પરિચિત સંસ્કૃત શબ્દો નવાનવા હતા ત્યારે મ. ન. દ્વિ. ને મનઃસુખરામ કરતા તેમ) તેના અર્થ સાથે કાઉસમાં કે નીચે ટીપમાં અપાય એ ઇષ્ટ છે. એવી સગવડ નહિ હોવાથી, 'જીવનનો આનન્દ' જેવો સંસ્કૃતતત્ત્વના પ્રાધાન્યવાળો ગ્રન્થ પણ, એ શીખવતાં તેમાં અચાનક 'હિફાઝત' આંખ સામે તરી આવતાં, કોઇ બિનતૈયાર અધ્યાપકની આબરૂ લેનાર બની જાય એવો ભય છે...'હિફાઝત' એટલે જાળવણી કે સંભાળ. પહેલી આવૃત્તિને પૃ. ૩૩૫મે (બીજીમાં પૃ. ૪૪૮મે) એ સંગીતવિચારને અંગે, વપરાયો છેઃ "જૂના વારસાની હિફાઝત કરનાર વર્ગ ન હોય તો પ્રમાદી સમાજને બધું ખોઇ બેસતાં વાર ન લાગે." એ શબ્દ આખા ય વિચારની રજુઆતને કેટલી તાજગીભરી બનાવે છે. એ શબ્દને લીધે આખું ય વાક્ય યાદ રાખવું ગમે છે અને વાક્યના મર્મની અસર સચોટ થાય છે. એ મર્મ આપણને એવી દુઃખદ યાદ પણ આપે છે કે ગુજરાતના સંસ્કારવારસાની હિફાઝત કરનાર વર્ગ નાનો છે ને અલ્પસાધન અનેક રીતે છે તેથીસ્તો પ્રમાદી ગુજરાતી સમાજ ઉચ્ચતર સંસ્કારસંપત્તિના વિષયોમાં જાણે બધું ખોઇ બેસવાને પંથે પળતો થયો છે.

વધુ 'વર્નાક્યુલર' વિચાર

તા. ૨૭: (૧) થોડાંક વર્ષ પર 'મૉડર્ન રીવ્યુ'એ કેટલાંક પ્રમાણો તથા ચર્ચા પછી સૂચવ્યું હતું કે 'વર્નાક્યુલર' અમુક ભાષાને માટે વાપરવાથી તેનું સ્થાન નીચું જ ગણાય છે તેવું કૈં 'નથી; એટલે, એ શબ્દ જ્યાં (ગુજ. વર્ના. સોસાયટીના નામમાં) શતકના મોટા ભાગથી જડાઇ ગયો છે ત્યાંથી એને ઉખેડવાનું

સાહસ આપણે ન કરીએ, એનો વાપર આપણને નીચા પાડે છે. એવી કુકલ્પનાના ભોગ બનીને (૨) નામ બદલશું જ, સંસ્થાને 'ગુજરાત સારસ્વતમંદિર' કે 'ગુજરાત વિદ્યાસંવર્ધક મંડળ' એવું કૈંક કહેવા માંડશું, તો કાં તો, (अ) જૂનું ને નવું નામ બંને હજી ઠીકઠીક લાંબા વખત સુધી સાથે કદાચ વાપરવાં પડશે ને એ લાગરી કદંગું; નહિ તો, (आ) એકલું નવું નામ વપરાતાં, જૂનાથી અપરિચિત નવી પેઢી, એ જૂનું નામ ક્યાંક વાંચશે-સાંભળશે ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને કોઈક સદ્ગત સંસ્થા માનવા લાગી, કેટલાક નિર્ગ્રંથ ગોટાળો સાધશે. જે જીવે છે તેને મર્યું મનાતું અટકાવવાની એક જ સાચી રીત છે ને તે એ કે-નામપલટાની વાત વગરશોકે પડતી મૂકવી — એ ચાલી રાખવાથી નવા શોકોનો પ્રાદુર્ભાવ અનિવાર્ય બની જતો હોવાથી.

## અસંગૃહીત રમણભાઈ

**૧૨મી:** આ વિષય પરની ગયા (જુન'૪૦ના) નોંધ અંકમાંની (પૃ. ૨૮૬) વાંચી, એક વિદ્વાન મિત્ર એની પૂર્તિમાં ટપકાવવા જેવું થોડું આજે મળેલ પત્રમાં લખે છે, તે આ પ્રમાણેઃ (૧) 'તૈયાર છે' નામે રમૂજી લેખ; (૨) કદાચ હાજી રમા. ગ્રંથમાં હશે એ કૂતરાની વાત; (૩) 'ઇન્દુકુમાર'ના પ્રથમાંકનું 'જ્ઞાનસુધા'-માંનું વિસ્તૃત વિવેચન ...આમાંનો નં. ૧ ક્યાં છપાયલો તે, તથા નં. ૨ એ ગ્રંથમાં જ છે કે કેમ તેની ખાતરી કરવાની : આટલું હજી શોધવું બાકી રહે છે. (પૂર્તિ : આમાંના બીજા નંબરવાળા લખાણમાં કૂતરો છે પણ એના મથાળામાં નથી. મથાળું 'જાનવરની ભાષા જાણવાનો એક અખતરો' એવું છે )

## રોજા જ પ્રધાન ને સેનાપતિ

**૧૪મી :** આજે એક કિતાબી ભાઈએ કલમ ચલાવી નાંખી છે કે ગાંધીજીનાં લખાણોનાં ભાષાન્તર જે 'નવજીવન'માં આવતાં તથા 'હ. જ. બન્ધુ' માં આવે છે તે બારે દૂષણયુક્ત હોય છે

વગેરે. એ મત અનભ્યાસીનો ને ઉતાવળો છે. કોઇ વાર એ ભાષાન્તરોમાં મૂળ અંગ્રેજીની સૂક્ષ્મ અર્થછાયા બરાબર ઊતરી ન હોય તેવા દોષ આવ્યા હશે એમ સ્વીકાર્યા પછી પણ કહેવું જોઇએ કે એકંદરે એ ભાષાન્તરો યથાર્થ હોય છે ને ઘણી વાર તો ચલણી નહિ છતાં અસરકારક શબ્દપ્રયોગો, રૂઢિપ્રયોગો વગેરે એ નિમિત્તે આપણને તાજા કરાવી આપીને આપણી ભાષાને સજીવ અને બલવન્ત કરવામાં સારો હિસ્સો પૂરે છે. ...મારા એ જ (વિદ્વાન તો નહિ પણ) ઊર્મિવાન મિત્ર એ જ પાને 'કાવ્યતત્ત્વવિચાર' પર લખતાં એકરાર કર્યો છે કે 'વસન્ત'-પૃષ્ઠોમાં આટલું બધું વિવેચનધન દટાયું પડ્યું છે એની પોતાને તો ખબર જ નહિ. ભલા ભાઇ! તમ સરખાનું એ જ દુઃખ છે ને કે એક તો કુદરતે મનોવૃત્તિ જ અલ્પસ્થિર આપી હોય, અભ્યાસકાળનું ગુજરાતી વાચન એવું સરખું જ હતું ને હવે વળી તમારો ધંધો જ એવો ધમ-ધમ-ધમાલિયો કે મનોવૃત્તિને જાણે વરાહપત્ની બનવા દઇને, "રોજ ને રોજ લેખો તો પ્રસવવા જ જોઇએ." ('કાલેલકરના લેખો' ભા. ૨; પૃ. ૨૭૧). ...પણ એ દુઃખ ખરી રીતે આપણા આખા વર્તમાનપત્રી લેખકવર્ગનું છે. તેમનામાં પશ્ચિમના સારા પત્રકારો જેવી-જેટલી ઊંચા સાહિત્યની ઉપાસના, ઇતિહાસનું અધ્યયન કે સર્વતોમુખી કર્તવ્યાનુરક્ત ભાષાભિમાન છે નહિ. આવું બનવાનાં બીજાં કારણો છે તેમ એક તો, એ જ લેખ 'પત્રકારની દીક્ષા' માં કાકાસાહેબે સૂચવ્યું છે તે છે કે આપણાં તંત્રીમંડળો વિશાળ હોતાં નથી ને તેથી તેમાં "ઘણી વાર રાજા, પ્રધાન, સેનાપતિ બધા એક જ હોય છે." આવી સ્થિતિ ગરીબ છાપાં પૈસાને અભાવે નિભાવ્યે રાખે છે અને પૈસાદાર છાપાં પૈસાને લોભે જારી રાખે છે. એમ ન હોત તો 'ફૂલછાબ'નો બધો મુખ્ય જવાબદારીભર્યો બોજો જેમતેમ વહી શકનારને માથે 'ક. કિ.' દ્વારા જુવાન ગુજરાતનો સાહિત્યમત

ધસવાની અને પ્રૌઢ તથા વૃદ્ધ ગુજરાતી સાહિત્યકારોને યથાપ્રસંગ બિરદાવવાની યા તો રગદોળવાની ફરજે નાંખવામાં આવત ખરી? અજ્ઞાનમૂલક વિધાનો

**તા. ૧૫મી:** વળી, એમ ન હોત, તો કાલના 'પ્રજાબન્ધુ'માં બન્યું છે તેમ, દૈનિક-સાપ્તાહિકની બેવડી (અને આ દિવસોમાં તો ત્રેવડીચોવડી કહેવા જેવી) જવાબદારી વહનાર માનનીય વિદ્વાનને ભાગે, એમાંની 'વિદ્વાનોની દુકાનદારી'માં કેટલાંક અજ્ઞાનમૂલક વિધાનો ઉતાવળે કરવાની ફરજ આવી પડી હોત નહિ. એવું ન બનત, જો તેમને પૂરતી નિવૃત્તિ યુનિવર્સિટી-શિક્ષણનાં અંગોપાંગ વિશે બધી જરૂરી માહિતી મેળવવા તથા એ મેળવ્યા બાદ ટીકા કરવા માટે હોત તો; પાઠ્યપુસ્તકોની આવૃત્તિઓ વિશે ઊડતી 'કહાણી' સાંભળીને જ એ વિષય પર ટીકા કરવા ધસવાને બદલે બીજા પક્ષ કે પક્ષોની સ્થિતિ વિશે પ્રત્યક્ષ સંપર્કથી કે પત્રવ્યવહારથી માહિતી મેળવવાની વિદ્વાન પત્રકારને શોભતી વૃત્તિ તથા આવશ્યક અવકાશ હોત તો. એ સાપ્તાહિકના પત્રકારત્વના ઉચ્ચવાદ માટે તથા એને સિદ્ધ કરવાના તેના કેટલાક સફળ યત્નો માટે માન હોવાથી જ આમ લખું છું એ કહેવાની જરૂર હોય તો આ લખવે કહું છું.

## 'હ. જ. બંધુ' વાંચ્યા પછી

**૧૬મી:** એના પરમ રોજના અંકથી ગાંધીજીનાં લખાણ ફરીથી ગુજરાતીમાં શરૂ થયાં એ પ્રસંગ ભાષાસેવકો માટે 'પુત્રજન્મોત્સવાયતે' જેવો હોઇ, તેની સાનંદ નોંધ લઇ આગળ ચાલીએ .... અગ્રલેખને મથાળે જે ભારતશ્લોક ટાંક્યો છે તે એક વિશિષ્ટ પ્રસંગે સંભળાવનાર, જેમની પાસે 'શ્લોકનો ભંડોળ ભર્યો છે' તે રા. અણે મુખ્યત્વે એક રાજકીય નેતા છે એ હકીકત યાદ આવતાં મને એમ થયા વિના રહ્યું નહિ કે એવા જ ખરેખર વિદ્યાપ્રેમી અને સજ્જ વિદ્વત્તાવાળા (આડંબરી, ભાષણ-

છાંટણુપટુ, ને કલ્પનાવિહારી 'વિદ્વત્તા'થી વિભૂષિત નહિ, પણ નગદ, જીવતું પાંડિત્ય આ દાખલામાં બન્યું છે તેમ ધરાવનાર) એક પણ પહેલી પંક્તિનો—બીજીનો પણ—ગુજરાતી રાજકીય નેતા છે ખરો ? અને ઉત્તર તો આવે વખતે જે અનિવાર્ય નકાર આપણે નસીબે હોય છે તેમાં જ આવ્યો. બીજું, હમણાં ' કેસરી 'માં ફ્રાંસ-જર્મનીના ઇતિહાસ તથા રાજકારણ વિશે તાત્યાસાહેબ કેળકરની જે અભ્યાસ તથા વિચારશીલતાયુક્ત તેમ જ શૈલીદૃષ્ટિએ મૂલ્યવાન સાહિત્યગુણવન્ત લેખમાળા છપાય છે તેવા લેખો લખવાની શક્તિવાળો એક પણ રાજકીય નેતા કે વિદ્વાન કે અધ્યાપક પણ આજે ગુજરાતમાં છે ખરો ? આ પ્રશ્નનો ઉત્તર પણ ખેદપૂર્વક ઉપલાની જેવો જ આપવો પડે છે. ગુજરાતમાં તો જેમ (છૂટક અપવાદ બાજુએ રાખતાં, વર્ગો તરીકે) ગુજરાતી વેપારીઓ-ને ઉદ્યોગતીરો, વકીલડૉક્ટરો તથા ઇજનેરો, ઘણાખરા પત્રકારો શિક્ષકો તેમ જ અધ્યાપકોને સુદ્ધાં માતૃભાષાગત વિદ્વત્તાના પ્રેમ કે સાહિત્યપોષણ સાથે, એ વસ્તુઓથી પમાતી ઊંચી સંસ્કારિતા સાથે, બાપે માર્યા વેરનો સંબન્ધ છે તેમ ગુજરાતી રાજ્યનીતિજ્ઞોને પણ, એક વર્ગ તરીકે, છે જ ને ? ... એ જ 'હ. જ. બંધુ'ને પહેલે પાને તથા અગ્રલેખમાં સામાન્યતઃ અપરિચિત ક્રિયાપદો 'કહવું' તથા 'ઊભવું' વપરાયાં છે. 'સા. જો. કોશ' એ શબ્દોને કાઠિયાવાડી તરીકે ઓળખાવતો નથી પણ મારી જાણ પ્રમાણે એ ગુજરાતગત અમારા ઉપપ્રાન્તના વિશિષ્ટ શબ્દપ્રયોગો છે, અને સરળતા આપે છે તેથી, ગાંધીજી સરખાની મહોરછાપ તેને વાગે છે તેથી પણ પ્રાન્તે અપનાવવા જેવા છે.

### ' ઉત્તર નર્મદચરિત્ર '

**૨૭મી :** થોડા વખત પર મુંબઇના ગુજરાતી પ્રિં. પ્રેસે પ્રગટાવેલા આ નાના પણ (નર્મપત્રાવલિ વગેરે મહત્ત્વની સામગ્રીવાળા ) અણુમૂલ ગ્રન્થ તરફ આપણું ધ્યાન હજી પૂરતા પ્રમાણ-

માં દોરાયું નથી. મારા જેવાને તો એનો વારંવાર ઉપયોગ આભારપૂર્વક કરવાનો થશે. એ રીતે પરમદિને (મોટી અગિયારશની રજા હતી તેથી; બાકી તો ફુરસદ કેની ? બાકી તો, આ તમારું 'માનસી' નભે એ માટે મારે રોજ–રૂપિયા ચારના રોજે –નિયમિતપણે કોલેજ સેવવાની ને એ રોજિંદા કામમાંથી થોડો સમય ફાજલ મળે ત્યારે 'માનસી'નો તંત્રી, ટપાલલેખક, ડાયરીલેખક, અવલોચક, દ્રવ્યપ્રાપ્તિચિન્તક–'ચિન્તાકાર' એવા વિશિષ્ટાર્થમાં આ પ્રયોગ સમજવો–વગેરે હોઉં છું. )–પરમ દિને એ ગ્રન્થ પ્રસંગોપાત્ત જોતો હતો, ત્યાં ગઈ વાસરિકાનોંધોમાંથી એમાંના લખાણના સુધારારૂપે અહીં ટપકાવવા જેવું થોડું મળ્યું : (૧) 'અર્વાચીનોમાં આદ્ય' વિશેના મારા લખાણમાં એવી મતલબનું છે કે દૂધપોંઆવાળા પ્રસંગે કવિ તથા નરભેરામ બે જ હતા, પણ આ ગ્રન્થમાં (પૃ. ૭૯, ૮૦) નર્મદનાં (મૂળે ૧૯૧૫માં 'ગુજરાતી'માં છપાયલાં) સંસ્મરણો લખતાં રાજારામ શાસ્ત્રી નોંધે છે તેમ એ શાસ્ત્રીજીના પિતા રામશંકર પણ હતા—જો કે આ હકીકત 'અ. આદ્ય'ના કર્તાની ભૂલનો અમુક અંશે પણ બચાવ બને તેમ નથી કેમ કે તેમના લખાણમાંના ('અ. આદ્ય' પૃ. ૧૨૨–૨૩) 'ચારે જણે' એટલે તો કવિ, તેમનાં બે પત્ની તથા પુત્ર જયશંકરે !...(૨) મેં નવલરામની શાલાપત્રીય અવસાન-નોંધનો જેમાં ઉપયોગ કર્યો છે તેમાં સુધારી લેવાનું કે આ 'ઉ. ન. ચરિત્ર'માંના એ જ સંસ્મરણલેખમાં પૃ. ૯૭ મે નોંધાયા મુજબ તો, એ લેખકની જાણ પ્રમાણે કવિ નર્મદાશંકરને માથે મરણસમયે કર્જ નહોતું; તેથી, એ થોડુંઘણું રહ્યું હોવાનો સંભવ મજકૂર અવસાનનોંધમાં સૂચવાયો છે તે ખરો નહિ હોય. ને એમ જ હોય તો આપણા મિત્ર આ. રામનારાયણભાઈ હવે કહી શકે : "નહોતો કહેતો હું ? સમાજે તો નર્મદને સારો નવાજેલ; તેથી રતો એ અનૃણી બન્યાનો લહાવ લઈને મરણ પામી શકયો."

## ત્રણ વધુ સુધારા

મારી ગયા વખતની આ વિષયની નોંધમાં બીજી પણ બે-ત્રણ નાની વિગતો ઉક્ત સંસ્મરણોને આધારે (ઉ. ન. ચ. પૃ. ૮૦ ને ૮૧) સુધારી લેવા કે ઉમેરવા જેવી છેઃ (૧) ટપાલમાં મદદ આવી પહોંચી એ રૂ. ૫૦૦,ની નહિ (પાંચસો એક વાર મળેલા, પણ એ તો કોઇ પારસી ગૃહસ્થે મોકલેલા એમ નવલરામે 'કવિજીવન'માં–એની છેલ્લેથી પાંચમી કંડિકાની ટીપમાં–નોંધ્યું છે,) પણ એથી બેવડા રૂ. ૧૦૦૦)ની હતી; (૨) એ રકમ, પોંઆવાળો પ્રસંગ જેવો પૂરો થયો તેવી જ ટપાલમાં આવી હતી; (૩) પોતાનું નામ ગુપ્ત રાખી એ મોકલનાર, અમારા ભાવનગરના નાગર ગૃહસ્થ 'રસિક ઉદાર મહાપુરુષ દેસાઇજી' હરિપ્રસાદ સંતોકરામ જાતે જ કવિના દીવાનખાનામાં 'એ વખતે ત્યાં હાજર જ હતા, ને બહાબેઠા ચાહ પીતા હતા, એ વાત બહુ પાછળથી જણાઇ.'...મદદ મોકલનાર કોણ હતું એ આ છેલ્લી બાબતનો ટૂંકો ઉલ્લેખ શતાબ્દીગ્રન્થમાંના સ્વ. માનશંકરભાઇના લેખમાં પણ (ગ્રન્થના બીજા વિભાગનું પૃ. ૨૩૭મું) થયો છે....એ ગ્રન્થ 'અ. આઘ'ના કર્તાની જ પ્રેરણાનું ફળ હોવા છતાં એમના આ જીવનચિત્રપ્રયોગના દેસાઇજીવાળા આ પ્રસંગનું સૂચન સરખું નથી. જેલમાં લખાયેલાં પાનાં જેને બહાર પણ આમ અજ્ઞાનની કેદમાં પડ્યાં રહી એવું દાસપણું વેઠે છે એથી હરકોઇ ખરા નર્મદપ્રેમીને દુઃખ થાય તેવું છે અને મારા જેવા શતાબ્દી-ગ્રન્થના મુખ્ય સંપાદકને તો સૌથી વધુ થાય છે.

—: મારું નામ ત્યાં સંપાદકમંડળમાં છેલ્લું છે પણ એ ગ્રન્થમાં સૌથી મહત્ત્વનું અંગ જે શતાબ્દીપ્રસંગના અર્ઘ્યરૂપ નવાં લખાણો (કુલ સવાચારસો ગ્રન્થપૃષ્ઠોમાંના આશરે બસો) તે તો મારા જ ઉત્સાહ અને કાર્યશક્તિનું (થોડે અંશે પ્રતિષ્ઠાનું યે, પણ મુખ્ય પ્રતિષ્ઠા તો સ્મારકસમિતિની એ દેખીતું છે.)

પરિણામ છે એટલું એ 'મુખ્ય' એવા વિશેષણના ખુલાસારૂપે ને ઇતિહાસની એક સાદી હકીકત તરીકે નોંધવામાં કંઈ ખોટું નથી; અને એવી જ હકીકત તરીકે આટલું પણ સ્વીકારું છું કે મારી કારકિર્દીનું એ એક ઘણું મનપસંદ ને અગત્યનું કામ જેને લીધે થયું તે તક મને એ સ્થાને મૂકીને આપનાર પણ, એ નિમણૂકો થઇ તેવામાં 'પૅરોલ' પર બહાર આવેલા, પૂર્વોક્ત પ્રેરણાકાર જ હતા; અને એ જ કારણે તેમ નર્મદને ખાતર પણ મને આ બાબતમાં વધારે માઠું તો એમ લાગ્યું છે કે એ રીતે તેમણે ને મેં મળીને કરેલા ભારે પરિશ્રમનો વધુમાં વધુ ઉપયોગ કરીને જ તેઓ નર્મદજીવનચિત્રકાર લેખે પ્રસિદ્ધિ કાં ન પામ્યા ?

## 'પ્રાધ્યાપક'–પ્રતિષ્ઠાપન

**૧૯મી સપ્ટે:** દરેક નવી સબળ ભાવના ત્રણ તબક્કામાંથી પસાર થાય એવો કુદરતનો નિયમ જાણીતો છે. 'ગુજરાતી' એ (તથા મેં) આપણે પ્રાન્તે આયાત કરેલા શબ્દ 'પ્રાધ્યાપક' નું પણ તેવું જ થયું. એ મુકાબલે નવો હતો ત્યારે, જુન '૩૯માં, મુંબાઇનિવાસી એક વિદ્વાને અમદાવાદની એક સુપ્રસિદ્ધ સંસ્થાના કાર્યાલયમાં મારા એક મિત્રને કહેલું : " આ વિજયરાય પણ કેવા છે ! આપણા લોક હજી 'અધ્યાપક' પણ 'પ્રોફેસર'ને માટે બરાબર પ્રચલિત કરતા નથી, ત્યાં વળી લઇ આવ્યો આ મોટો 'પ્રાધ્યાપક' ! " પણ, લાગે છે કે એ વૃદ્ધ માનવંત વિદ્વાનની આવા વિષયની વ્યવહારબુદ્ધિ કરતાં પણ મારી પ્રચારપ્રબુદ્ધતા વધારે તેજસ્વી હોવી જોઇએ. તેથીસ્તો, એવી એ વિરોધની તબક્ક 'પ્રાધ્યાપકે' ઝડપબંધ વટાવી દીધી છે અને તેણે વેઠવી આવશ્યક જ, એવી ઉપહાસની તબક્કમાં હમણાં જ પ્રવેશ કર્યો છે. આની સાબિતી: 'રેખા'ના આ માસના અંકમાં મારા વિદ્વાન મિત્ર અધ્યા–અરે ના, પ્રા. નવલરામ ત્રિવેદી 'પ્ર-પ્રાધ્યાપક' વગેરે લખી કરેલો કટાક્ષ અને સાંપ્રતગુર્જરકવિકુલાવતંસ, કવિ-

૫

ચક્રચૂડામણિ, કવિકુલગુરુ ખબરદારશેઠે તેમની હમણાં જ પ્રગટેલ ' કલ્યાણિકા 'ની પ્રસ્તાવનામાં એ શબ્દ સામે કેંકેલો કટાક્ષ ... ત્રીજી તબક્ક અનુકરણ કે સ્વીકારની. તેણે અવારનવાર " પ્રજાબંધુ ' વગેરેમાં દેખા દીધેલી યાદ આવે છે. અતએવ, ' પ્રાધ્યાપક '– પ્રતિષ્ઠાપન ગુર્જરભાષા વિશે થઇ ગયું છે એમ માનવામાં હરકત નથી.

**૨૬મી :** આજે અમારી એમ. ટી. બી. કૉલેજમાંનાં સંસ્કૃત ભાષણોમાં પણ બે કે ત્રણ વાર ' પ્રાધ્યાપક ' મારા વિદ્વાન–મિત્રો. પ્રા. દયાશંકર જોષી તથા પ્રા. હીરાલાલ કાપડિયાએ વાપર્યો. સંસ્કૃતમાં તો એ એવા રૂડો શોભતો અનુભવ્યો કે ન પૂછો વાત. કોઇ ભાવિ આપ્ટે પણ એનો સદુપયોગ કરશે જ એવી આશા રાખીએ.

## પ્રાધ્યાપકો માટેનાં ટિપ્પણ

**૨૭મી :** કવિવર્ય ખબરદારે એમની ઉક્ત પ્રસ્તાવનામાં એ શબ્દ અમુક સંમાન્ય વૃદ્ધ વિદ્વાનને ચીઢવવાના આશયથી ને કૈંક અગંભીરભાવે વાપર્યો છે એટલે તેમના એ વાપરને લંબાણથી અહીં ચર્ચવો નથી. અહીં તો મુખ્યત્વે એમના ઉલ્લેખથી યાદ આવેલી એક જુદી વાત નોંધવી છે : આજના નાનામોટા સૌ પ્રાધ્યાપકોને પણ ઓછું કે વત્તું શીખવાનું જેમાંથી મળે તે ટિપ્પણો તો ભીમરાવકૃત 'પૃથુરાજ રાસા'નાં નરસિંહરાવે લખેલાં તે અને 'સ્મરણસંહિતા'નાં આચાર્ય આનંદશંકરે લખ્યાં છે તે. એમાંથી ભૂતપૂર્વ પ્રાધ્યાપક જ્યોતીન્દ્રથી માંડી વિદ્યમાન પ્રાધ્યાપક વિજયરાય સુધીના ઘણા અમારા વ્યવસાયબંધુઓ કૈંક નવું જાણી શકે યા જૂનું સાનંદ તાજું કરી શકે તેમ છે; બાકી ' કલ્યાણિકા ' છેડેનું વીશ પાનાં લગી વિસ્તરેલું અર્થવિસ્તારરૂપ માનપાત્ર બંધુકૃત્ય તો જે સેવા બજાવે છે તે અમો બંધુઓની નહિ પણ આપણા એ કવિબન્ધુની પંડની અને તે પ્રાકૃતવાચક બન્ધુઓની દૃષ્ટિએ જ–ખાસ કરીને તો એટલા માટે કે આ સંગ્રહમાં કરી

પેલા સુપ્રસિદ્ધ અમૃતકુંભો નથી ભરાયા, નથી છલકાતા, નથી કોઈ અપૂર્વ પણ દુર્ભાગી કન્યિાનું કાલખૂત બનવાના.

## વ્યક્તિસ્વાતંત્ર્યવિચાર

**૧૨મી : ઑક્ટો.** આ વિષય પરનાં, ગાંધીજીના લેખમાંનાં, આજના 'હ. બંધુ'માં પહેલે જ પાને છે એ થોડાં વાક્યો એ મહાપ્રશ્નનાં અગત્યનાં પાસાં નમૂનેદાર લાઘવથી રજૂ કરી દે છે; ને તેથી એ રાજકારણી લેખથી છૂટાં પાડી, ઇતર જીવનક્ષેત્રોમાં ઉપયોજવાની દૃષ્ટિએ પણ ધ્યાનપાત્ર છે :

> વ્યક્તિસ્વાતંત્ર્યનો ઇનકાર યુરોપની નવી ધૂન છેઃ એ ગયું તો બધું ગયું. જો વ્યક્તિ કંઈ જ નથી તો સમષ્ટિ તો નથી જ. વ્યક્તિસ્વાતંત્ર્ય હોય તો જ વ્યક્તિ સ્વેચ્છાએ આત્મસમર્પણ કરી શૂન્યવત્ થઈ સમાજ સેવા કરી શકે. જો એ સ્વાતંત્ર્ય હણી લેવામાં આવે તો મનુષ્ય યંત્રવત્ બની જાય ને છેવટે સમાજનો નાશ થાય.

એવી સમાજરચના મનુષ્યસ્વભાવવિરોધી હોઈ થઈ અસંભવિત, કેમકે મનુષ્ય 'મનરહિત પશુ' બને એ પણ અસંભવિત એવા ભાવાર્થના લખાણ પછી છેવટ ઉમેર્યું છે : " ખરું જોતાં વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ ઇચ્છનારા પણ કોઈ એક બે જંઘીસખાનના વ્યક્તિસ્વાતંત્ર્યનું સમર્થન તો કરે જ છે."... વ્યક્તિત્વનો અમર્યાદિત સ્વીકાર એ યુરપની જે જૂની ધૂનને આપણે આપણી કરવા ૧૮૫૦–૧૯૨૦ના દસકાઓમાં મથ્યા, (મર્યાદિત ને વિવેકસરના સ્વીકારનો કેટલોક લાભ પણ લણ્યો એની અલબત્ત ના નથી.) તેના પ્રત્યાઘાતરૂપે જ ત્યાં તેમ અહીં જન્મેલી ઉપલી નવી ધૂનનો વિનિયોગ, પૂર્વોક્ત ઇતર જીવનક્ષેત્રોમાંનાં ગુજરાતની કહેવાતી સા. પરિ. વગેરે વાઙ્મયપ્રવૃત્તિ તથા ઉચ્ચતર શિક્ષણનાં ક્ષેત્રોમાં ક્યાં અને ક્યારે ક્યારે ૧૯૨૦–૪૦ દરમ્યાન થયો છે એ પણ કોઈકે (મારા જેવાનો તો ખરી રીતે વ્યક્તિસ્વાતંત્ર્યવિનાશ હવે લગભગ થઈ ચૂક્યો હોઇ,

રૂપિયા બે લાખના ફંડવાળા કોઈક) સંશોધીને જાહેર રીતે સાબિત કરવા જેવું નથી?

## જૂના–નવા શબ્દો : ૨

—: ' હ. જ. બંધુ 'ના ગયા (૫મી ઓક્ટો.ના) અંકમાંના પૃ. ૨૩૫મા પાને ભાષાંતરિત પત્રવ્હેવાર વાંચ્યા પછી: (૧) ' મહાસભાના રહેતુમાને નાતે 'માંના વચલા શબ્દે મારા વિશાળ શબ્દજ્ઞાનને પણ સંકુચિત ઠરાવ્યું', ચોક્કસ અર્થ એનો ન સમજાયો એટલે જોડણીકોશ ને ફારસી–અરબી કોશ ઉથલાવ્યા. બંને નકામા કેમ કે એકેમાં એ નહોતો; ત્યાં તો નવજીવન–સંસ્થાપ્રકાશિત ''રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ ' યાદ આવ્યો, ઉઘાડાયો ને એમાં પેલા શબ્દનો જરા જુદો અવતાર ( ' રહનુમા ' એટલે માર્ગદર્શક ) મળતાં કોશકારના જ્ઞાન તથા મારી ધીરજને ધન્યવાદ આપ્યા. (૨) ' મૂકાયા 'નો પરેલો સ્વર હવે નો હૃસ્વ જ કરવાનો નહિ? જોડણીકોશની ત્રીજી આવૃત્તિ આની હા જ પાડે છે; વખતે, દીર્ઘ એ છાપભૂલ હશે. (૩) આમવર્ગ માટેના સંમાન્ય સામાહિકમાં ' પરાવૃત કરવાના ' જેવો શબ્દપ્રયોગ ન હોય તો સારું; એને બદલે ' વાળી લેવાના ' કે ' પાછા વાળવાના ' ચાલી શકત. ...અંકને છેલ્લે પાને શુદ્ધરૂપ 'નિરપરાધ' છે તેમ અગ્રલેખમાં પણ એનું રૂપ ' નિષ્પક્ષપાત ' જોઇએ; છપાયલું 'નિષ્પક્ષપાતી ' રૂઢ ભલે હોય પણ જ્યાં શાસ્ત્રીયતા જાળવવામાં આપણને મોટી મહેનત પડતી નથી ત્યાં તેનો ભોગ વિનાકારણ તો ન જ આપીએ ને?

## ' વિવેચકપદચ્યુ '

૨૭ નવે. મારા ઊર્મિમાન મિત્ર મેઘાણીભાઇને મેં ભરકતે મુખે એ બિરુદ આપ્યું ત્યારે તો મને તનિકમાત્ર ખ્યાલ નહિ

કે એ 'શબ્દપ્રયોગ મને મામલતદાર (જોવું ગઇ તા. ૧૩મીનું 'પ્રજાબંધુ' પૃ. ૬ઠ્ઠું; એનો તા. ૨૭મીનો અંક પણ આ વિષયનું થોડુંક રસિક વાચન પૂરું પાડે છે) બનાવવાનો છે. જો હોત ખ્યાલ, તો શબ્દપ્રયોગને હજી ય બેવડો–ચોવડો જલદ ને ઝલકદાર બનાવત એટલે એ પાણીવલોવણિયા મેરુભાભાઇ મને ગવર્નર કે ગવર્નરજનરલ બનાવ્યાનો લહાવો લઇ શકત; અને કોણ નથી જાણતું કે મને એવડા હજારોના પગારની જરૂર લાંબા વખતથી છે જ ? (અલબત્ત, એ પદવી ને પગાર બધું હોય તો "મનમાં જ પરણવું ને .. "વાળી કહેવતની યાદ આપે તેવું. પણ મનમાં એક વાર મનોરથ હોય ત્યારે એની સિદ્ધિ થાય ને ? એટલે વાઇસરોયપદ પામવા જેવા મોટા મનોરથ હજી ય કોઇક યથાપ્રસંગ મારામાં જગાડે તેવી મારી ઝંખના તો છે જ એ વિદિત થાય લાગતાવળગતાઓને )

...એ દુર્મન્યનિયા 'મેરુ' કહે છે કે શ્રીમાન કલમ–કિતાબીએ બિરુદ મારા મોઢા પર સામું ફેંક્યું છે. ફેંક્યું એ તો જાણે ખરી વાત, પણ ક્યારે ફેંક્યું ?—એ એમને હૈયે બરાબર વાગ્યું ને ત્યાં અસર ઉપજાવી ચૂક્યું પછી : એટલે કે, મારા કર્તવ્યરૂપ પ્રહારની એ લેખકભાઇ પર એવી ઊંડી અસર થઇ ચૂકી કે તેમણે ત્યાર પછીને પ્રસંગે ધત્તભાઇ તથા 'મીઠી નજરે' પર વધારે જવાબદારીથી લખ્યું. (આ મત મારે ઉચ્ચારવો જોઇએ નહિ ને ઉચ્ચારતો પણ નથી કેમ કે મેં એ લખાણો વાંચ્યાં નથી. પણ આ વિષય પર બોલવા અધિકારી જાણકારોનો એ અભિપ્રાય છે. તેઓ માનનીય જાણકારો પણ હોઇ, તેમનું કહ્યું મેં માન્યું છે. )

... મારા ચર્ચાપત્રનો નિરર્થકપણે લાંબો રદિયો 'ક. કિ.'માં છપાયો છે તેનો સામો જવાબ આપવો હોય તો ત્યાં જ તત્કાળ આપવો જોઇએ પણ (ખાસ કરીને હવે તો, આ સાડાત્રણ વર્ષથી ) લેખણ–ખાંડાના ખેલ ખેલ્યા કરવા એ કંઇ મારો એક

રૂપિયા બે લાખના ફંડવાળા કોઈક) સંશોધીને જાહેર રીતે સાબિત કરવા જેવું નથી ?

## જૂના–નવા શબ્દો : ૨

—: ‘ હ. જ. બંધુ ’ના ગયા (૫મી ઑક્ટો.ના) અંકમાંના પૃ. ૨૩૫મા પત્નો ભાષાંતરિત પત્રવહેવાર વાંચ્યા પછીઃ (૧) ‘ મહાસભાના રહેનુમાને નાતે ’માંના વચલા શબ્દે મારા વિશાળ શબ્દજ્ઞાનને પણ સંકુચિત ઠરાવ્યું, ચોક્કસ અર્થ એનો ન સમજાયો એટલે જોડણીકોશ ને ફારસી–અરબી કોશ ઉથલાવ્યા. બંને નકામા કેમ કે એકેમાં એ નહોતો; ત્યાં તો નવજીવન–સંસ્થાપ્રકાશિત ‘ રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ ’ યાદ આવ્યો, ઉઘાડ્યો ને એમાં પેલા શબ્દનો જરા જુદો અવતાર ( ‘ રહનુમા ’ એટલે માર્ગદર્શક ) મળતાં કોશકારના જ્ઞાન તથા મારી ધીરજને ધન્યવાદ આપ્યા. (૨) ‘ મૂકાયા ’નો પહેલો સ્વર હવે તો હ્રસ્વ જ કરવાનો નહિ ? જોડણીકોશની ત્રીજી આવૃત્તિ આની હા જ પાડે છે; વખતે, દીર્ઘ એ છાપભૂલ હશે. (૩) આમવર્ગ માટેના સંમાન્ય સામાહિકમાં ‘ પરાવૃત કરવાના ’ જેવો શબ્દપ્રયોગ ન હોય તો સારું; એને બદલે ‘ વાળી લેવાના ’ કે ‘ પાછા વાળવાના ’ ચાલી શકત. ...અંકને છેલ્લે પાને શુદ્ધરૂપ ‘નિરપરાધ’ છે તેમ અગ્રલેખમાં પણ એવું રૂપ ‘ નિષ્પક્ષપાત ’ જોઈએ; છપાયલું ‘નિષ્પક્ષપાતી ’ રૂઢ ભલે હોય પણ જ્યાં શાસ્ત્રીયતા જાળવવામાં આપણને મોટી મહેનત પડતી નથી ત્યાં તેનો ભોગ વિનાકારણ તો ન જ આપીએ ને ?

## ‘ વિવેચકપદરજ ’

૨૭ નવે. મારા ઊર્મિમાન મિત્ર મેઘાણીભાઈને મેં મરકતે મુખે એ બિરુદ અર્પ્યું ત્યારે તો મને તનિકમાત્ર, ખ્યાલ નહિ

કે એ શબ્દપ્રયોગ મને મામલતદાર (જોવું ગઇ તા. ૧૩મીનું 'પ્રજાબંધુ' પૃ. ૬ઠું; એનો તા. ૨૭મીનો અંક પણ આ વિષયનું થોડુંક રસિક વાચન પૂરું પાડે છે) બનાવવાનો છે. જો હોત ખ્યાલ, તો શબ્દપ્રયોગને હજી ય એવડો-ચોવડો જલદ ને ઝલકદાર બનાવત એટલે એ પાણીવલોવણિયા મેરુભાભાઇ મને ગવર્નર કે ગવર્નરજનરલ બનાવ્યાનો લહાવો લઇ શકત; અને કોણ નથી જાણતું કે મને એવડા હજારોના પગારની જરૂર લાંબા વખતથી છે જ ! (અલબત્ત, એ પદવી ને પગાર બધું હોય તો "મનમાં જ પરણવું ને .." વાળી કહેવતની યાદ આપે તેવું. પણ મનમાં એક વાર મનોરથ હોય ત્યારે એની સિદ્ધિ થાય ને ? એટલે વાઇસરૉયપદ પામવા જેવા મોટા મનોરથ હજી ય કોઇક યથાપ્રસંગ મારામાં જગાડે તેવી મારી ઝંખના તો છે જ એ વિદિત થાય લાગતાવળગતાઓને)

...એ દુર્મન્થનિયા 'મેરુ' કહે છે કે શ્રીમાન કલમ-કિતાબીએ બિરુદ મારા મોઢા પર સામું ફેંક્યું છે. ફેંક્યું એ તો જાણે ખરી વાત, પણ ક્યારે ફેંક્યું ?—એ એમને હૈયે બરાબર વાગ્યું ને ત્યાં અસર ઉપજાવી ચૂક્યું પછી : એટલે કે, મારા કર્તવ્યરૂપ પ્રહારની એ લેખકભાઇ પર એવી ઊંડી અસર થઇ ચૂકી કે તેમણે ત્યાર પછીને પ્રસંગે ધત્તુભાઇ તથા 'મીઠી નજરે' પર વધારે જવાબદારીથી લખ્યું. (આ મત મારે ઉચ્ચારવો જોઇએ નહિ ને ઉચ્ચારતો પણ નથી કેમ કે મેં એ લખાણો વાંચ્યાં નથી. પણ આ વિષય પર બોલવા અધિકારી જાણકારોનો એ અભિપ્રાય છે. તેઓ માનનીય જાણકારો પણ હોઇ, તેમનું કહ્યું મેં માન્યું છે.)

... મારા ચર્ચાપત્રનો નિરર્થકપણે લાંબો રદિયો 'ક. કિ.'માં છપાયો છે તેનો સામો જવાબ આપવો હોય તો ત્યાં જ તત્કાળ આપવો જોઇએ પણ (ખાસ કરીને હવે તો, આ સાડાત્રણ વર્ષથી) લેખણ-ખાંડાના ખેલ ખેલ્યા કરવા એ કૈં મારો એક

માત્ર જીવનવ્યવસાય નથી એટલે એ જવાબ લખવા જેટલું મહત્ત્વ તેને આપવું ને વળી એ માટે ખાસ અવકાશ મેળવવો એવી બધી ભાંજગડમાં પડ્યો નહિ. પણ હાલને કાજ આ બાબત સમેટતાં એટલું કહેવાની જરૂર તો લાગે જ છે કે જે મેઘાણી-ભાઈ માટે વ્યક્તિ તરીકે અમને સૌને માત્ર માન નહિ–ચાહ પણ છે, તેમની અડણી 'વિવેચન'કલાનાં સંખ્યાબંધ અકાંડતાંડવો સામે ફરિયાદ મેં જે વારંવાર અમો બંનેને ઉભય-સામાન્ય મિત્રોને મુખેથી સાંભળી ન હોત તો મારી એકની જ લાગણી વ્યક્ત કરવા હું યાદગાર રહી જશે તેવું એ ચર્ચાપત્ર ચીતરવાની પંચાતમાં પડ્યો જ ન હોત. આના અર્થ બે: (૧) તેમણે સાચું આત્મનિરીક્ષણ આદરી, નક્કી કરી લેવું કે વિશાળ વાચક સમૂહને પહોંચી શકવાના સતત ભાનનો કેફ તો પોતાને નથી ચઢ્યોને? (૨) એમના માલિકોને જો 'ક. કિ.'ની પ્રતિષ્ઠા ઊંચી રાખવાની દરકાર હોય તો તેના લેખકને ચગદતા બીજાત્રીજા જંજાળીપણાથી શક્ય તેટલા વધુમાં વધુ મુક્ત સત્વર જ કરી દેવા તેમને. (હવે તો એ અને એથીય વધુ 'મુગતિ'ના ભોગવણહાર એમને દાક્તરો ને માલિકોએ મળીને બનાવ્યા પણ ખરા; શાન્તિરસ્તુ! તુષ્ટિરસ્તુ! પુષ્ટિરસ્તુ!... તા ૨૪–૧–૪૧)

## મુજ રમૂજવૃત્તિવિચાર

**૧૧મી નવે:** પ્રાચીન રાજાઓ અને અર્વાચીન સુજ્ઞ વાચકો એ બંનેની રમૂજવૃત્તિ વખતોવખત વત્તીઓછી બુઠ્ઠી બનતી તો લાગે જ છે: તેથીસ્તો વિદૂષકે પોતાના રાજવી મિત્રની મશ્કરી કર્યા પછી તેને વિનંતિ કરવી પડેલી કે સખે! મારું જે 'પરિહાસવિજલ્પિતં' હતું તે 'પરમાર્થેન ન ગૃહ્યતાં વચ:'; તેથી સ્તો, સદા સામે મારાથી શે લખાય, સદાબાજો તો, ભાઈ, મારા મોટા દાતાઓ છે એવા ભાવાર્થનું કેટલુંક લખ્યા પછી મોબાગ્રબુદ્ધિના ચર્ચાપત્રીઓને કુશાગ્રબુદ્ધિ મર્મવિદ

ગાંધીજીએ ખુલાસો કરવો પડ્યો કે પોતાના એ લખાણુમાંનો સૂક્ષ્મ વિનોદ પત્રીઓમજકુરથી ગ્રહણ થઇ શક્યો નથી; અને તેથીરતો, અમો ત્રગડીના (શ્રી. મેઘાણી, 'મેરૂ' ને શ્રી વિજયરાયના) વાઙ્મયજગતમાં જાણીતા વિવાદને અંગે દંડાગ્ર બુદ્ધિના એ 'મન્થન'કારને મારે શીખ દેવી પડેલ કે તમે મારું લખાણ જોન-સૅમનો દાખલો લઇ વાંચો, હિટ-મુસોનો નહિ. એટલેથી આ વાત અટકવી જોઇતી નહોતી ? પણ બીજી રીતે બહુમાનનીય પ્રબ્બાન્ધવી પત્રકારત્વે આ બાબતપૂરતી અખૂઝવૃત્તિ ખીલી ઊઠવા દીધી છે ને પોતાના ઉમદા પત્રને જડબાલબુદ્ધિમય પ્રશ્નોનું વાહન 'જિજ્ઞાસુ' નહિ તેટલા અલઘાઉ કોઈ અર્વાચીન અસુજ્ઞ વાચકને હાથે બનવા દીધું છે...હોય. હશે, ... ભલા પત્રમિત્રોની સંગીન બે-ભલાઇ અમો કેટલાકે નિભાવી લેવાની હોય છે. બાકી તો, એ જ 'મેરૂ' ને એ જ 'સાહિત્યપ્રિય' કયાં નથી સમજતા કે: (૧) ઇતર તેમ સાહિત્યની પ્રવૃત્તિને અંગે પ્રસંગોપાત્ત ઉગ્ર ટીકા થવી જ જોઇએ ને તેને 'બામલતદારી' કે 'ચીઢ' કહેવાની હોય નહિ; અને, (૨) ઊડતી સાંભળેલ આવૃત્તિ-'કહાણી' છાપવા સંબન્ધી ગેરવર્તણૂક પોતાથી થઇ હોય એ જાહેરમાં સુધારવાની ફરજ સારો પત્રકાર તો બજાવે જ છે.

## થોડાક ભાષાન્તરવિચાર

તા. ૯મી ડિસે : એ મારો નથી પણ મૂલ્યવાન છે, તેથી આજે જેવો સાંભળ્યો તેવામાંથી યાદ છે તેટલું ટપકાવું છું: (૧) ગુજરાતીમાં જે ગ્રન્થોનાં ભાષાન્તરો થાય તે શિષ્ટમાન્ય કૃતિઓ યાને 'ક્લાસિક્સ' તો હોવાં જ જોઈએ, પણ તેમાંનાં ય સર્વોત્કૃષ્ટ તરીકે સ્વીકારાયલાં લેવાં-'મિડલિંગ' યાને મધ્યમ કોટિનાં નહિ; (૨) એવા ગ્રન્થો ભાષાન્તર માટે પસંદ થાય તેમાં ગ્રન્થસ્વામિત્વનો પ્રશ્ન જ ન આવે તેથી એ (હમણાં ઘણા બને છે તેમ) અનૈતિક બન્યા વિના થઇ શકે ને આર્થિક પ્રશ્ન (જે

વિદ્યમાનો કે તાજા સદ્ગતોનાં ભાષાંતરમાં, નૈતિક રીતે કામ કરવાની લાલચ ન જ રોકી શકનારને નડે છે તે ) નડે નહિ કેમ કે મૂળ ગ્રન્થકાર કે તેનાં વારસને એમાં કશું જોખી આપવું પડતું નથી; (૩) એ રીતે ઉપયોગિતાપૂર્વક પસંદ થઇ શકે તેવા ગઇ અર્ધશતાબ્દી (ગ્રન્થસ્વામિત્વ ભૂતકાળમાં જેટલું લંબાઇ શકે છે તેટલો આ સમયાવધિ) પહેલાંના ગ્રન્થકારો એટલા છે કે આવતાં પોણોસો કે સો વર્ષ લગી સારા ગુજરાતી ભાષાન્તર-કર્તાઓને ખોરાક પૂરો પાડી શકે; (૪) એવા અવેજી કર્તાઓ તથા એમના પ્રકાશકર્તાઓ હમણાં એ રીતે ઉત્તમ માનસિક ખોરાક ખાવા-પીરસવા કરતાં પોતપોતાનાં દાળરોટલા (ને કેટલીક વાર ઘેવર જલેબી કે સુતરફેણી) પર જ વધારે એકચિત્ત બનતા હોવાથી, સ્વતંત્ર સર્જનો માટે ફાજલ પાડી શકાત એ શ્રમસમયદ્રવ્યનો દુર્વ્યય ઘણો થયે જાય છે; (૫) ચાલુ પ્રશ્નો મહાપ્રશ્નો વિશેની રચનાઓ ( યથાઃ 'ગુપ્ત પોલાંડ' ને 'સોવિયેટ જુવાની ') ભાષાન્તર કે રૂપાન્તર તરીકે સ્વભાષામાં લાવવા કરતાં એવા વિષયો પર સ્વતંત્રપણે જ લખવું એ બહેતર છે; (૬) વાચકવર્ગે પણ સજાગ રહેવું ઘટે કે પોતાને માથે ગ્રીંકાયે જ જતા તરેહતરેહના 'અનુવાદ' વડે વાચનભૂખ મટાડવામાં મશગૂલ રહેવા કરતાં તો એવું વાંચવાનું જ ઓછું કરી એવું ઉત્તમ જ પસંદ કરવું ને એ પ્રમાણસરનું રાખવું એ પરિણામે ઇષ્ટ છે.

## પ્રકૃતિકવિ ડેવીસ

૧૪ મી ડિસે : રોબર્ટ લિન્ડ (હું પણ કૈંક અંશે છું તેમ) સમર્થ નિબન્ધિકાકાર છે તેમ સારા વિવેચક પણ છે. (મને આ વર્ણન લાગુ પાડો તો વિશેષણો અદલબદલ કરી લેજો જરા.) તેમણે મેથ્યુનની એક પદ્યસુમનમાલાના (૧૯૨૧ના મેમાં પ્રગટી, વર્ષાન્ત સુધીમાં તો ૭ આવૃત્તિનું માન પામેલી) ઉપોદ્ઘાતમાં જે કવિની ગણના સાંપ્રતોમાં હાર્ડી બ્રિજીસ તથા યેટ્સની સાથે

કરી છે તે ડબ્લ્યુ. એચ. ડેવીસની અવસાનનોંધ આ અઠવાડિયે આવી પુગેલા તા. ૫મી ઓકટો.ના 'ટાઇમ્સ લિટ. સપ.'માં છે. નોંધનવેશ ઇ. એચ. ડબ્લ્યુ. મેયરસ્ટાઇને નિવાપાંજલિરૂપે લખેલી ચતુઃશ્લોકી પદ્યરચના 'અર્થ-લવર'માં પણ ડેવીસને પ્રકૃતિકવિ તરીકે હાર્ડીના સમાનકક્ષ ગણ્યા છેઃ

You taught us how to love the earth,
As none since Hardy could;
Her phases were your glad song's birth,
Their art her motherhood.

અતિવેગ તથા આવેગોને વિવશ બની ગએલાં હાલનાં ઉપાધિગ્રસ્ત મનુષ્યોએ કુદરતથી વિમુખ નહિ થતાં તેને ઊલટું વધારે ચહાતાં અને ભજતાં શીખવાની જરૂર છે એ ડેવીસે (પૂર્વોક્ત સુમનમાળામાં છે તે) 'લીશ્ઝર' નામે પ્રસિદ્ધ કાવ્યમાં દર્શાવ્યું છેઃ

What is this life if, full of care,
We have no time to stand and stare?

× × ×

*No time to see, in broad daylight,*
Streams full of stars, like skies at night.
No time to turn at Beauty's glance,
And watch her feet, how they can dance.

જરા નવાઇ જેવું તો ખરું જ ને કે આ કવિએ અથાક રખડુ તરીકે જિંદગીનાં કેટલાંક કીમતી વર્ષ અમેરિકામાં ગોવાળ ('કાઉ-બૉય') તરીકે ગાળેલાં છતાં, બીજી રીતે પણ ગરીબી ને ગરીબજીવનના પોતે જાતઅનુભવી છતાં, તેમણે આપણા હરીન્દ્રો તથા મેઘાણીઓની જેમ પ્રસંગ હાયકારા સહિત પોતાના હોંસીલા જાતભાઇઓનો પ્રકૃતિપ્રેમ, દરિદ્રનારાયણના પવિત્ર નામને

નાહકનું વચ્ચે આણી, ડહાવી દેવાનો એકાદ નાનો પ્રયત્ન પણ કર્યો નહિ ... બર્નાડ શૉ સરખાની પ્રસ્તાવનાનું વિરલ માન પામેલી એ 'ઑટો બાયોગ્રાફી ઑફ એ સુપરટ્રેમ્પ'માંથી તમને હું આ પ્રસંગે વાનગી ચખાડત, જો ગારા સ્વ-દેશમાંના મુખ્ય ગ્રન્થાલયથી વિખૂટો પડી હું સૂરત નામનો પરદેશ સેવતો ન હોત તો. હવે તો એ લાભ લેવા-દેવા બીજો પ્રસંગ શોધવો રહ્યો. ...ડેવીસ વિશેનો સમર્થ લેખ 'ન્યુ. સ્ટે. નેશન'માં રા. ડેરમંડ મૅકકાર્થીએ લખ્યો છે તે પરથી જણાય છે કે ડેવીસે દલિતવર્ગ વિશેનાં કાવ્યો પણ રચેલ, જે બીજા એવા સમકાલીન કાવ્યકારોની જેમ ક્રોધાવિષ્ટ નહોતાં પણ સમભાવશીલ સ્વાભાવિક સીધાપણાના ઊંચા ગુણે અંકિત હતાં.

—: એ જ લેખમાં એ કવિનું એક સુન્દર નાનું ઊર્મિકાવ્ય છે. એ ઘડીક રહીને ઉતારું-એમાંનો ભાવ હવે કેટલેક અંશે મારા હૃદયનો હોઈ મને એ ખાસ ગમ્યું હોવાથી. પણ, ત્યાર પહેલાં એક જૂના કાવ્યને યાદ કરું.

—એ કાવ્ય છે હેન્લીનું પ્રારબ્ધનો ઘડવૈયો છું, આત્માનો કપ્તાન છું વગેરે અર્ધ સદભિમાની શબ્દોવાળું'; એમાની એથી ય વધુ પ્રિય હતી મને ભૂતકાળમાં એ તો વળી બીજી પંક્તિઓ:

Under the bludgleonings of Chance.
My head is bloody yet unbowed.

એ મારી મનઃસ્થિતિ, આજથી પંદરકા પરની તો ખરી-પંચવર્ષી પરની યે. ને હવે ? આ સાડાત્રણ વર્ષથી ? એથી ય વિશેષ, અમુક અપ્રસિદ્ધે ય કારણે, આ એક વર્ષથી ?... હવે મને ડેવીસ સાથે આમ ગાવું ગમે છે:

Once I was wise when, in my Youth,
I went my way alone:
Before the world destroyed my trust
And turned my heart to stone.

Or is it all in God's good time,
In keeping with his plan—
That I may put more trust in him,
The more I lose in man.

### આયુર્વેદ અને પાશ્ચાત્યો

૧૫મી ડિસે: "સીઝેરિયન (Caesarian) વિભાગને લગતું કંઈ ભારતીય વૈદકશાસ્ત્રમાં હશે ?" શરીર પરની શસ્ત્રક્રિયા વિશેનો આ પ્રશ્ન કોઈ વૈદકશાસ્ત્રના સંશોધકે કેટલાંક વર્ષ પર અમેરિકન કોંગ્રેસની લાઇબ્રેરીના સંચાલક ડૉ. હોરેસ પોલમનને પૂછ્યો ત્યારે આ વિદ્વાને પોતાના ભારતીય વિદ્યાઓના અભ્યાસને આધારે પૂછનારને કેટલીક માહિતી આપેલી અને તે અમેરિકન શાસ્ત્રજ્ઞો માટે પ્રકાશનપાત્ર પેલા સંશોધકને લાગેલી એમ. ડૉ પોલમંન પ્રબુદ્ધ ભારતમાંના (નવે. '૪૦) લેખ ' અમેરિકા'ઝ ઇન્ટરેસ્ટ ઇન ઇન્ડીઅન કલ્ચર'માં કહે છે. ...એ એક દાખલો અને આ બીજો: પાંચ દિવસ પરના કેસરીમાંના લેખ ' આયુર્વેદ વ પાશ્ચાત્ય વૈદક'માંના ઉતારા મુજબ ફિલાડેલ્ફિયાવાળા ડૉ. જ્યોર્જ ઇ. ક્લાર્કના અભિપ્રાયાનુસાર, જો આધુનિક દાક્તરો પોતાનાં દવાદારૂ તજી દઈને ચરકસંહિતામાં છે તે ઔષધો તથા રોગનિવારણપદ્ધતિ સ્વીકારે તો શબવાહકોનું ('અંડરટેકર્સ' છે મૂળમાં.) કામ આપણને ઓછી વાર પડે ને અવારનવાર ઊથલી આવતાં (એટલે 'ક્રોનિક') દર્દો પણ ઘટી જાય. ...જુનાની દવાઓ તો મેં કદી અજમાવી નથી; નત્તર નિસર્ગોપચારનું પણ તેમ જ; ને બાકીની પદ્ધતિઓમાંથી આયુર્વેદ કે એલોપથી કરતાં વધારે સારી લહેણાદેણી મારે હોમિયોપથી સાથે છે એ વાત જુદી. પણ આયુર્વેદ આજના જમાનામાં પણ—ને તે હિન્દ બહાર—માન્ય થવાને પાત્ર છે એ હકીકત વાચકોના ધ્યાન પર લાવવા ઉપલા બંને દાખલા ટાંકયા છે. અને આવતાં થોડાં વર્ષોમાં એમ બને કે પૂર્વપશ્ચિમની સંયુક્ત પ્રતિભાને

સંશોધનબળે આયુર્વેદ અર્વાચીન રૂપે એટલો સંસ્કારાય કે વિજ-
યરાય શતાયુ કરાય, એનાથી જ.

### ત્રણચાર ગ્રન્થસ્થ વાઙ્મય

**ઉર્મીઃ** (૧) ૩૮નું વાંચવું તો છે પણ હજી વંચાયું નથી તેથી દિલગીર છું. (૨) ૩૯નું અર્ધ ઉપરાંત વંચાઈ-ગયું; બંને સમીક્ષકમિત્રોને અનેકાનેક સાધુવાદ, કેમ કે અત્યાર સુધીની સમીક્ષાગિરિમાલાનાં પાંચેક ઉન્નત શિખરમાંનાં બે એટલે આ સમીક્ષાયુગ્મ. માજી કલમકિતાબી, 'સાહિત્યપ્રિય' અને હું: ત્રણે એકેકથી ઘણી ભિન્ન પ્રકૃતિના વિચારકો એ યુગ્મના પ્રશંસકો બન્યા છીએ એ હકીકત બતાવે છે કે મારી પ્રશંસા એ વાડા-બાંધુ મિત્રની નથી, મુક્તવિહારી વાઙ્મયમધુકરની છે ... એની પર વિગતે લખવાની તક લેવાની જ. (૩) કાલે પૂરા થતા ૪૦ના વર્ષનાં પ્રકાશનો જેમણે હજી **પ્રા. રવિશંકર મ. જોશીને** (ઠે. તપ્તેશ્વર-પ્લોટ) **ભાવનગર** મોકલ્યાં ન હોય તેઓ હવે અવિલંબે મોકલે એટલી ગુજરાત-સાહિત્યસભાની તેમ મારી વિજ્ઞપ્તિ, ને પહોર આ દહાડે એ સમીક્ષા પ્રશંસવાનો પ્રસંગ આવ્યો હશે એટલી આશા, છે એ પરત્વે. (૪) કાલના 'પ્રજા-બંધુ'માં જાહેર થયા પ્રમાણે ૪૧ના વર્ષને માટે ત્રણ સમીક્ષક ઠર્યા છે. ભૌતિકશાસ્ત્રાદિવાળો ત્રીજો વિભાગ એક સમીક્ષકને પૂરતું કામ આપશે કે કેમ તે તો જોવાનું રહ્યું. દરમ્યાન, આ નવા પ્રયોગને સફળતા ઇચ્છીએ.

## પ્રાસંગિક ડાયરીનોંધ

તા. ૧૯મી ઓકટોબર ૧૯૪૦

**નરસીભગતઃ** કાલે અહીં સૂરતમાં એના પ્રાગ્દર્શનનો 'પ્રી-વ્યુ' નો લાભ મળ્યો...મારો હમેશનો ટીકાકારનો અંચળો આઘો મેલીને બોલવામાં પણ જુદી જ મજા છે એમ જાણું છું

ને એ રીત બોલતાં કહ્યું કે આ બોલપટ મને ઘણું ગમ્યું. ધર્મ સાયન્સવિરોધી મનાતો—હજી ઘણા માને છે—પણ મને તો લાગે છે કે આ ચિત્રની જેમ સાયન્સ ધર્મભાવનાને આપણામાં વધુ ને વધુ જાગતી રાખશે....માણેક મહેતીનો પાઠ જો દૂબહૂ ભજવાય છે તો નરસિંહ મહેતાનો ભક્તિદષ્ટિએ વધારે પ્રેરક છે. તત્કાલીન વાતાવરણ ઉપજાવવાનો પરિશ્રમ પ્રશંસનીય છે. ...એ આખો અનુભવ જ્યારે જ્યારે મનમાં પુનર્જીવન પામે છે ત્યારે એમ જ થાય છે કે જિંદગીમાં આવા આનંદપૂર્ણ અઢી કલાક બીજા થોડા જ ગાળ્યા હશે. આ લાગણીથી ભર્યે હૈયે સંચાલકોને અભિનન્દન આપવાં પણ સર્વથા સ્વાભાવિક.

તા. ૨૧ મી ઑક્ટોબર ૧૯૪૦

**રંગલીલા:** એને વિશે મારા મનમાં જ એવો તીવ્ર મતભેદ માલૂમ પડે છે કે કે યે લખતાં ગભરાઉં. ...પરમ દિવસે એ જોયા પછી તુર્ત એક મિત્રે મારામાંનો પરીક્ષક જાગૃત કરી, "તમે રંગલીલાને કેટલા માર્ક આપો?" પૂછતાં, ૪૦ કહેલા: એ જોવા જ મુંબાઇ આવ્યો છું એમ એક મુરબ્બીને કહેતાં "એટલો બધો રસ તમને રંગલીલામાં ખરો?" એમ તેમણે પૂછતાં, "ધનસુખલાલમાં તો ખરો જ" એમ જવાબ દીધેલો; અને આજે મુખ્ય નટોમાંના એકે અભિપ્રાય ફોન પર પૂછતાં "સરસ!" એ આપણો સર્વદાસુલભ ઉદ્ગાર સહજપણે જ મારા મુખમાંથી સરી પડ્યો. એવા જ એક બીજા નટે પ્રયોગને જ્યારે 'સુધરેલી ભવાઇ' કહી ત્યારે મેં "ના, એમ તો શું?" બોલીને ઉમેરેલું "જો કે ભવાઇ મેં કોઇ દહાડો જોઇ નથી." આના જવાબમાં તેમણે મારી સામે માર્મિક દષ્ટિએ જોઇ, હું સૂરતમાં રહી સૂરતીઓની જેમ બોલતાં ઠીક શીખી ગયો છું એવો શિરપાવ આપ્યો ....આટલું તો જરા અગંભીરભાવે; (ત્યાં બધું જ એવું નહોતું?) પણ આ પૃષ્ઠે હું માત્ર એવો ન થઇ શકું.... ભોળા

ભટ તરીકે ભાનુભાઇ, વરરાજા તરીકે જ્યોતીન્દ્ર ને નવાબ તરીકે ચન્દ્રવદન સારા દીપ્યા; નાપિતનો ભાવ જો શંકરપ્રસાદે અચ્છો ભજવ્યો તો ગોરમહારાજોમાં ઉચ્ચકાય, પાઘડીધારી પરમસુખભાઇ સૌથી રૂઆબદાર ને અસરકારક છાપ પાડી ગયા; અને અપૂર્વ એવા 'કિરકિટ–નૃત્ય'ની સમગ્ર કલ્પના મનોહર હતી તેમ તેનો સર્વ અભિનય સુરમ્ય લીલામય હતો....એકંદરે, 'ક્રોઇસ્ટ ફાર્સ' ને એવા તરીકે ઓછું નહિ.

તા. ૨૨મી નવેમ્બર ૧૯૪૦

**સ્વ. સરદાર પાઠકજી:** પરમ દિવસે નીપજેલા એમના અવસાન વિશે જાણી દિલગીરી થઇ; અને તે, અનેક કારણે. આ સુરતમાં જે બહુ થોડા સાહિત્યપ્રેમીઓ એવા છે જેમણે પોતાની બાળ તથા યુવાનવયે નર્મદ ને તેના જમાના વિશે ઘણું જાણેલું ને તેમાંનું થોડુંઘણું અક્ષરાકારે જાળવી ગયા છે, તેમાંના એક તેઓ હતા; ઉત્તમ વાર્તાલાપીનાં લક્ષણો જે આમે ગુજરાતી વાઙ્મયસેવકોમાંથી થોડામાં જ છે, જે સારા પ્રમાણમાં જુદી જુદી રીતે એમના પુત્ર સ્વ વ્યોમેશભાઇમાં તથા સ્વ. ચન્દ્રશંકર પંડ્યામાં હતાં તેનો પણ સારો પરિચય સ્વ. સરદારસાહેબ સાથેના રસમય મેળાપોમાં થતો; અને, 'એ અનુભવી પિતા અને વિદ્વાન પુત્રના' સહયોગફળરૂપે ત્રૈમાસિક કૌમુદીના બીજા વર્ષમાં (પૌષ '૮૨) આનન્દશંકરભાઇની જે યાદગાર શબ્દછબીનું સાૈભાગ્ય સાંપડેલું (પછીને એક વર્ષે સ્વ. રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદીનું રેખાચિત્ર પણ–એ જ કલમનું–એમાં આવેલ.) તે જેમ મારે માટે એક લહાવો હતો તેમ આપણા રેખાચિત્રસાહિત્યની પણ એક 'મધુર પ્રભાવન્ત સિદ્ધિ' છે.

તા. ૧૩મી ડિસેમ્બર ૧૯૪૦

**સ્વ. વિશ્વનાથ પ્ર. વૈદ્ય:** તેઓ પણ પાકટ વયે ગત થયા પણ એ કારણે એમનું જવું ઓછું દુઃખદ નથી. તેમની

પાસેથી જૂના જમાનાની વાઙ્મયપ્રવૃત્તિ તથા પ્રવૃત્તિકારો વિશે જે કેટલીક મહત્ત્વની માહિતી હતી તે પત્રસ્થ થઈ હોય, વહેલી-મોડી પ્રગટ થાય, તો ઘણું સારું. ઉત્તરવયમાં તેમણે અન્ય વ્યવસાયઓને લેખનકાર્ય કર્યું નહિ પણ આજના ઘણા વિદ્યાર્થીઓને ખબર નહિ હોય કે મણિલાલ ન. દ્વિવેદીએ જેને ઉપોદ્ઘાતના માનપાત્ર તથા સ્વ. સર રમણભાઈએ વિસ્તૃત વિવેચનના ધ્યાનપાત્ર ગણેલી તે 'સરસ્વતીચન્દ્ર'ની કદાચ સૌથી પહેલી ગણનીય ને ગ્રંથરૂપ સમાલોચના સને ૧૮૯૦માં સ્વ. વિશ્વનાથભાઈને જ હાથે લખાઈ હતી: તેમ જ આજના ઘણા પ્રાધ્યાપકોને પણ ખબર નથી કે આજથી ૫૦-૬૦ વર્ષ પર, ગુજરાતી ભાષા તથા સંસ્કારની કીમતી સેવા કરતું માસિક 'આર્યધર્મપ્રકાશ' મુંબાઈની વેદધર્મસભા તરફથી પ્રગટતું અને તેમાં સ્વર્ગસ્થે ધાર્મિક ને નૈતિક વિષયોના વિચારશીલ લેખો આપેલા. તેમણે 'કાન્તમાલા'માં એ લલિતકોમલ પદાવલિના કાન્ત કવિ સાથેના જે પ્રસંગો નોંધ્યા છે તથા તેઓ જ આપી શકે તેવી કુટુંબજીવન વગેરેની હકીકતો આપી છે તે થોડા છે પણ કવિના સુપાત્ર જીવનકથાકારને અવસ્ય ઉપયોગી થશે એવી છે. બરાબર સાત વર્ષ પર, વડોદરામાં પ્રાચ્યવિદ્યાપરિષદ ભરાઈ ને તેમાં પહેલી (તેમ જ, જાણ્યા પ્રમાણે, છેલ્લી જ) વારનો ગુજરાતી વિભાગ રખાયલો તેના સ્વ. વિશ્વનાથભાઈ અધ્યક્ષ હતા એ તો દુંમણુંના ને મુકાબલે ગૌણ વાત, પણ, એ પ્રવૃત્તિનો પાયો નંખાવવા માટે જે જે સરકારી ને અન્ય ચક્રો ગતિમાન કરવાની આવશ્યકતા હતી તેના તેઓ મુખ્ય સંચાલકોમાંના એક હતા એ ગૌરવપ્રદ ઘટના ગુજરાતના વિદ્યાવિકાસના ઇતિહાસમાં હમેશ માટે નોંધી રાખવા જેવી છે. વળી, એવી જ યુરપના પરિષદમાં પણ હરિલાલ હ. ધ્રુવની પછી ભારતવર્ષ તરફથી જનાર તેઓ જ પહેલા ગુજરાતી હતા એ હકીકત પણ આપણે અભિમાન લેવા જેવી ગણાય.

તા. ૨૮મી ડિસેમ્બર ૧૯૪૦

**દયારામ–સ્મારકઃ** કોઇ વક્રદર્શી ધારે તો એમ કહી શકે કે આ આપણી પ્રિય ગુજરાતી પ્રજા પેલું પચાસેક હજારનું કલાપીસ્મારક લાઠીમાં ને નરસિંહરાવનું પાંચ હજારને ખર્ચે મુંબાઇમુંબાઇમાં તો કરી રહી, એટલે હવે તેણે વળી આ જૂનેરા કવિને નવો કરવાની વાતો આદરી છે. આ દાખલામાં પેલા બે જેવું નહિ બને એવી આશા રહે છે કેમકે આના કાર્યકરો આપણા એ અમર ગરબીસ્વામીના સજાગ ભક્તો છે. તેમને હાથે ડભોઇમાં થનાર સ્મારક જેમ કવિના ગૌરવને શોભે તેવું થાય તેમ સર્વથા અખિલ ગુજરાતના પ્રતિનિધિરૂપ થાય એ જ અભિવાંછના.

તા. ૨૯મી ડિસેમ્બર ૧૯૪૦

**રાયચુરાભાઈઃ** આજે એમનો સન્માનસમારંભ મુંબાઇમાં થશે. મૂળે તો આપણે ત્યાં, સાહિત્યના એકનિષ્ઠ સેવક જ ઓછા, એટલે તો વિશેષે કરીને એમાંના જે કોઇના કાર્યની કદર થાય તેનાથી મારા જેવાને થવો જોઇએ તે આનન્દ આ પ્રસંગે થાય છે. જે ક્ષેત્રને પોતાનું કર્યું તેમાં ઇશ્વરે આપી શક્તિમતિનો વધુમાં વધુ વિનિયોગ આ સ્નેહી સજ્જને શારદા તથા ગ્રન્થ-લેખનદ્વારા આશરે પચીસેક વર્ષથી કર્યો છે. એમની એ નિષ્ઠા આવતાં વર્ષોમાં અખંડપણે લોકલાભ કરતી રહે એવી શુભેચ્છા એ આજનું મારું મીઠું કર્તવ્ય.

તા. ૩૦મી ડિસેમ્બર ૧૯૪૦

**શુક્રિયા!** (=થેંક યૂ!)ઃ આ ઉદ્‌ગાર ૧૯૪૦ પૂરું થવા સાથે મારે મુખેથી ને કૃતજ્ઞતાપૂર્વક નીકળી જાય છે, બન્ધુઓ વિશ્વનાથ ભટ્ટ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, અનંતરાય રાવળ, વ્રજરાય દેસાઇ તથા ચંપકલાલ વ્યાસ પ્રત્યે. બાર જ માસમાં આટલી સાર્થદલ, સમભાવયુક્ત, સવિવેક ગુણજ્ઞતાનો અનુભવ વિવેચનની પ્રવૃત્તિ કરનારને અગાઉ થયો જાણ્યો નથી. આપણા વિવેચન-

સાહિત્યના નકશા પર હવે હું મુકાયો, તેની પર મારું જે કંઈ સ્થાન હોય તે એ પાંચે લેખકોનાં છ મોટાંનાનાં લખાણો ઠરાવવા કર્તવ્યશીલતાપૂર્વક પ્રયાસ કરે છે. એ જોઇ આત્મસંતોષ અનુભવું છું એમ જાહેરમાં કહેવું ક્ષન્તવ્ય ગણાય તો સારું....... સરેરાશ ગણતાં, એમ એકાંતરે મહિને એકેક લખાણ ૧૯૪૦માં જ આવ્યું એ કેવળ અકસ્માત નથી–એ સિદ્ધિમાં મારાં તરુણ મૈત્રિણી શ્રીમતી હીરા મહેતાનો હિસ્સો છે જ: એક જાણીતા દાખલામાં ભાભીના મહેણાને પરિણામે ભગવાન મળ્યા હતા, તેમ, એ બાલવિદુષીના ઉપેક્ષાસાહસને પરિણામે જ, કેટલેક અંશે તો, એ સુગન્ધી પ્રશંસાપુષ્પો પામ્યો છુ એમાં સંશય નથી; અને તેથી જ, પૂર્વોક્ત વિવેચકપંચના ભાવભર્યા ન્યાયનિર્ણય માટે તેમની પ્રત્યે પુનરપિ આભારની લાગણી વ્યક્ત કરતાં જેમ તેમને સર્વને એક રીતે તેમ એ માનનીય વિવેચિકાને બીજી રીતે નમનપૂર્વક કહું છું: અનુગૃહીતોસ્મિ.

## નર્મ કવિતાનું મોહોટું પુસ્તક.[1]

(દોહોરો)

કવિતાના ભણવાથકી, મનરંજન થઈ જાય;
નીતિવાત મનમાં ઠસે, અચ્યુત ઓળખ થાય.

પ્રથમ મુંબઇમાં અને મુંબઇથી આખા ગુજરાતમાં કવિતા

---

૧. આ આખુંય લખાણ (મૂળમાંની બધી જોડણી વગેરે–બનતાં સુધી બીબાં પણ–કાયમ રાખી) 'જ્ઞાનપ્રસારક'ના મે ૧૮૬૭ના અંકમાંથી પુનર્મુદ્રિત કર્યું છે. નર્મદની કવિતાને એ સમયનો આ કોઈક અનામી પણ સુપાત્ર સમાલોચક જે રીતે જુએ છે તેનો પરિચય આજના અભ્યાસીઓને મળે એ ઉદ્દેશથી. આ સમાલોચનાલેખ વિશે ફોર્બસ–સભા–મહોત્સવગ્રન્થમાં (પૃ. ૧૭૬મું) ઉલ્લેખ છે તે પણ આની સાથે વાંચવો ઘટે—સં. માનસી

વાંચવાનો, કવિતા બનાવવાનો અને તેથી મનને ખુશી કરવાનો શોખ લોકોમાં ઉપજાવવાનું મોહોટું માન કવિ નર્મદાશંકર લાલશંકરને ઘટેછે. સુમારે બાર વરસ થયાં એ કવિએ આ કામ માથે લીધેલુંછે. તેનું મોહોટું પરિણામ એ છે કે મથાલે લખેલા ૪૩૫ પાનાના કદાવર અને ઘણી રસભરી કવિતાના પુસ્તકનો ઉમેરો ગુજરાતી કવિતામાં થયોછે અને ગુજરાતી ભાષા વાંચનાર તથા બોલનાર આલમને એ કવિયે એ પુસ્તકના આકારમાં ઘણી જ ઉત્તમ ભેટ નજર કરીછે.

વિદ્યાપ્રકરણમાં કવિ નર્મદાશંકરે ગુજરાતી ભાષા બોલનારની આટલી જ માત્ર સેવા બજાવી નથી. ગુજરાતીમાં સાદી ભાષાનાં પુસ્તકોની ઘણીજ ખુટછે અને જોકે એ ભાઇના એકલાથી એ ખુટ પુરી પડવી મુશકેલ છે તોપણ એમને [એમણે] પોતાની ફરજ બજાવી છે અને ' નર્મગદ્ય ' નામનું પુસ્તક જેણે વાંચ્યું હશે તે જોશે કે ગુજરાતીમાં આપણુદ્ધિથી સાદી ભાષામાં લખેલાં એવાં પુસ્તક થોડાં જ મલી આવશે.

એ શીવાય ગુજરાતી ભાષાના કોષની ગરજ જે ઘણા દિવસ થયા માલમ પડેલી છે અને જેમજેમ ગુજરાતી લખનારા તથા લખાણુ વધતું જાયછે તેમતેમ એનો વધારે ખપ માલમ પડતો જાય છે તે ખુટ પુરી પાડવાનું બીકટ કામ એ કવિએ માથે લીધુંછે. તેનો અરધો ભાગ તો બાહાર પડી ચુકયો છે અને બાકીનો થોડી મુદતમાં બહાર પડશે એવી ઉમેદછે: ગુજરાતી ભાષાનો કોષ રચવામાં એ કવિયે ગુજરાતી બોલનારી આલમની ઘણીજ અમુલ્ય સેવા બજાવીછે; એથી ભાષાનું માર્મિક જ્ઞાન થવામાં કેટલો સારો ફેરફાર થઈ જશે અને ગુજરાતી લખનારાઓને કેટલી મદદ મળશે તેનો ખ્યાલ કદાચ હાલ નહીં આવે પણ જેમ જેમ પડેલી ગરજ એ કોષના આધારથી સરતી જશે તેમ તેમ તેની ખુબી માલમ પડતી જશે.

હાલ એ કવિયે નર્મ કવિતાનું મોહોટું પુસ્તક યુનિયન પ્રેસમાં છપાવી પરગટ કીધું છે. એમાં ભાઇ નર્મદાશંકરે પોતાની તમામ કવીતાનો સંગ્રહ કરયોછે, બાર વરસની અંદર જેમ જેમ પ્રસંગ આવતો ગયો તેમ તેમ બનાવેલી છુટી છુટી પ્રસિદ્ધ કરેલી અને તેની સાથે કેટલીએક નહિં જાહેર કરેલી એ બધી કવિતા એક પુસ્તકમાં એકઠી કરીને ઘણુંજ સુંદર ટાઇપમાં છપાવીછે. અમે ધારીએ છીએ કે એવડું મોહોટું ને સર્વ વાતે શોભયતું કવિતાનુ પુસ્તક ગુજરાતી આલમની આગળ પહેલુંજ મુકવામાં આવ્યુંછે.

પ્રસંગ વગર મનનો જુસ્સો નિકળવો મુશ્કેલ છે. ભાઇ નર્મદાશંકરે ઉપલા પુસ્તકને દર પાને કયે કયે પ્રસંગે કવિતા રચવી પડી તેની ટીપ આપીછે. વળી કવિતામાં અઘરા શબ્દો આવેલા તેના ટીપમાં અર્થ પણ આપ્યા છે અને જે જે કવિતા સમજવા સારુ વાંચનારને અઘરી લાગશે એવું એ કવિને માલમ પડ્યું તે તે ઠેકાણે સાદી અને સરળ ભાષામાં વિસ્તારીને તેનો ટીપમાં અરથ સમજાવ્યોછે. એવો ખુલાસો કરેથી વાંચનારને એ કવિની કવિતા શક્તિ કેહેવી છે તે સહેજ ધ્યાનમાં આવશે.

નરસીંહ મેહેતાથી માંડીને દયારામની વખત સુધી જે જે કવિયો થઇ ગયા અને કવિતા રચાઇ તેમાં અને કવિ દલપતરામ તથા નર્મદાશંકરની કવિતામાં મોહોટો ભેદ જોવામાં આવશે. કવિયોના બે વર્ગ જાણે જુદા જ પડેલા છે એવું નજરે પડશે. એનાં કારણછે. એકતો જમાનાનો ફેર. જુના કવિયો થઇ ગયા તે વખતનો જમાનો જુદો હતો અને હાલનો જમાનો જુદોછે. તે વખત જુદું રાજ હતું, રીતભાતમાં પણ ફેર હતો અને તેની કેટલીએક અસર લોકે વધારે નહી પણ થોડી તે કવિયોના મન ઉપર અને તેમની કવિતા ઉપર થયેલીછે. આગળના રાજનો જુલુમ હાલ નથી. જાનમાલની સંભાળ

વિશે હાલ ધારતી રેહેતી નથી. લોકોની દીનપરદીન અવસ્થા સુધરતી જાયછે અને તેઓમાં વધારે સુધારો કરવાની ઉલટ આવતી જાયછે. સંસારી તથા ધર્મની બાબતમાં જે કાંઇ ખરાબ ચાલ સ્વાર્થી ધર્મોપદેશકોને લીધે પડી ગઇછે તે ઉપર પણ લોકોનું ધ્યાન પોહોચતું જાયછે.

આપણા હાલના કવિયોની કવિતામાં આ અવસ્થાનું ચરિત્ર જોવામાં આવેછે. આગળના કવિયોયે મહાભારત, રામાયણ, પુરાણ આદિ કથાઓમાંનો સાર લેઇને ગુજરાતીમાં પુસ્તકો રચ્યાંછે અને જે જે ઠેકાણે ઠેકાણે પોતાની મન શક્તિ વાપરી છે તે ઘણું કરીને નીતિ તથા ભક્તિ સંબંધી કવિતા રચવામાં વાપરેલીછે.

કવિ નર્મદાશંકરની કવિતામાં જમાનાની હાલતનો ચીતાર સારી પેઠે જોવામાં આવેછે. ગુજરાતી લોકોની સંસારી તથા ધર્મસંબંધી હાલત હાલ કેહેવી ચાલેછે તે વિશે હવે પછીના કોઇ ઇતિહાસ લખનારને અથવા શોધ કરનારને માહીતી મેળવવી હશે તો તેમાં એને નર્મકવિતાનું પુસ્તક ઘણેક દરજ્જે આરસી જેવું થઇ પડશે.

સ્ત્રીઓને ભણાવવી તેમને હરવા ફરવામાં તથા ઓઢવા પહેરવામાં અને બીજાં ઘણાં સંસારી કામમાં ઘટતી છુટ મળતી નથી તે વિશે 'ગંગી'ના પોકાર ઉપર આલમે વિચાર કરવો ઘટે છે.

(લલિત.)

તનદુરસ્તી સારૂ હવા ખપે, કદિજ તે મને શેઠ ઓ છુપે;
નકટ ચાલ જે લાજ કુંમરી, અતિશ ગુંગળાવે અરે વળી;
પગરખાં હમે કાં ન પ્હેરિયે, છતરિયા હમે કાં ન હોડિયે;
સમજતાં થયે લગ્ન કાં નહી, લગન કેમ રાંડેલિને નહી?

કરુણા રસવાળી એટલે જે વાંચતાં માણસના દીલમાં દયા ઉપજ્યા વિના રહે નહિ એવી કવિતામાં કવિ નર્મદાશંકરે પોતાની કવિત્વ શક્તિ ઘણીજ સારી બતાવીછે. હાલના વખતમાં વિધવા દુઃખ શિવાય બીજું કરુણા રસનું પ્રકરણ કિયું મળવાનું છે? બાળ રાંડનો વેશ કાઢતી વખતે જે તેના મનમાં દુઃખ ઉત્પન્ન થાય છે તેના ચિતાર જોઇ કોણ કઠણ હઈયાવાળા પુરુષના મનમાં અસર નહિ થાય

( લલિત. )

સમયતો દિઠો આવતો બુરો, અરર વેશ તો કાઢવો પૂરો;
મુંડણ જે સમે મ્હારૂં રે થયૂં, શરિર સામટૂં સોસિતે ગયૂં;
સમય તે હજી હું ન વીસરૂં, અરર હાય હું કેમ ના મરૂં;
કરિ વિલાપ ને ચીસ પાડતી, ગઈ હુન્નમની પાસ લાજતી;
કરમ ચૂડિનું રે વળિ થયું, કરમ ફૂટિરે તે દિને ગયૂં;
વર મુવો હુતો જાણુ તે દિરે, અરર કોઈ ના રાંડશો જિરે ;

જેમ સંસારી હાલતનો ચિતાર આપવામાં એ કવિની શક્તિ સારી માલમ પડે છે તેમ સૃષ્ટિની લીલાનું વર્ણન કરવામાં, તેના ચમત્કારના ગુણ ગાવામાં અને તે ચમત્કારનું હુબે હુબ બયાન આપવામાં પણ આપણા કવિની બુદ્ધિ ઘણી માલમ પડેછે. ઋતુઓનું વર્ણન કરવામાં ભાઇ નર્મદાશંકરે સંસ્કૃત કવિ કાલિદાસની ઢબ પકડી છે અને જેણે સંસ્કૃતમાં 'ઋતુ સંહાર' નામનું કાલિદાસનું રચેલું ઋતુનું વર્ણન વાંચ્યું હશે તેને એ પ્રખ્યાત સંસ્કૃત તથા આ પ્રાકૃત કવિમાં કેટલાએક સમાન ગુણ જોયામાં આવ્યાવિના રહેશે નહીં. ઋતુ વર્ણનમાં જુદી જુદી ઋતુની ખુબીયો બતાવી છે અને તેની સાથે તેના તેજ પદમાં વિજોગથી પીડા પામતી અબળાનું વર્ણન પણ ઉપલા સંસ્કૃત કવિની પેઠે કરયું છે. વળી એકજ છંદમાં ગ્રીષ્મ ઋતુનું વર્ણન કરતીવેળા,

( ઇન્દ્રવજ્રા )

તાપે કરીને જલ બાફ થાય, પાણી કુવાના બહુ હેઠ જાયે;
રોમાં કરયાથી ગયુ પાણી આંખી, આંખ્યો રૂપી વાવડિયોજ ખાલી.

બાગો બગીચા ફુલ વાસ વાળા, વાડી વજીફા ફળથી રસાળા;
દેખી અદેખી બહુ થાઉં આલી, ફૂટે નસીબે નહિં આંહિ માળી;
ફૂટે ફુવારા નહિ જુકિતવાળા, ફુરે પડે શીતલ બુંદ છાયા.

વર્ષા ઋતુના વર્ણન મધ્યે નીચેની કવીતામાં રુપક ઘણુંજ સરસ આપ્યું છે અને જેણે સંસ્કૃતમાં કાલિદાસનું "મેઘદૂત" વાંચ્યું હશે તેમાં વિજળીનું વર્ણન છે તે સરખાવી જોતાં આ પ્રાકૃત કવિની કલ્પના શકિતનો સારો વિચાર આવ્યાવિના રહેશે નહી.

(મંદાક્રાંત વૃત્ત)

જો જો પેલી ચતુર ચપલા વીજ સંભોગ અર્થે,
ઉઠાડેછે, સુપતિ ઋતુને, વલ્લ કાંતી કટાક્ષે;
ના ઉઠયો તે, તજવિજ છતે, તાહુરે પાછિ ઉઠી,
ફેંકી જોરે, જલનિ મટકી, સ્હોડ વાલીજ સૂતી;
પાસે હોયે, વર વધુ કરું, ચાતુરી વીજ કર્તી,
શોભે પરેમે, વરવધુપણું, હોય સાથેજ તર્તી;
ભેળાયેલ્ને અધકરણુ તો, દુધ થાઉં દહી હું,
દૈવે નાંખ્યું, ગમનગુણરે તેથિ ફારી ગયેછું;

એ પ્રમાણે "લ્હાવો ન લીધો ઋતુનાં સુખોનો" પણ ઘણુંજ મન રંજક છે.

આ ઠેકાણે અમે કવિ નર્મદાશંકરને એટલી સૂચના કરવા માગીએ છીએ કે જે પ્રમાણે સંસ્કૃત કવિયોયે પોતાની કવિતા રસભર લખી છે અને તેની સાથે શબ્દની રચનામાં પણ વ્યાકરણ દોષ અથવા હ્રસ્વ, દીર્ઘની પણ ખામી નથી તે પ્રમાણે કવિ નર્મદાશંકર રસની સાથે શુદ્ધ શબ્દ લખવાનો નિયમ રાખવાની મહેનત કરે તો બહુ સારુ. શબ્દની જોડણી શુદ્ધ લખવી એ કાંઇ એઓને મુશકેલ નથી. રસની સાથે શુદ્ધ શબ્દ ઘણી ખુબી આપછે. તે પ્રમાણે નહી હોવાથી કવિની મોહોટી ખામીછે એમ અમે કહેતા નથી પણ કવિતામાં શબ્દને શુદ્ધ લખવાનો નિયમ રાખ્યાથી તેને વધારે શોભા મળેછે અને વ્યાકરણ દોષ તે ઉપર આવી શકતો નથી.

જેઓએ ઇંગ્રેજીમાં મિલટન કવિનું હિંદુસ્થાનના 'વડ' નું વર્ણન વાંચેલું છે તેઓને આ નીચે લખેલા કબીર વડનું વર્ણન કાંઇ ઓછી રમુજ આપ્યા વિના રેહેશે નહી.

( શિખરિણી વૃત્ત )

કહે દેખાવે એ અચરતિ જણાએ જગતમાં;

× × ×

થડો બાંધી મોટાં, કઇલિક વડવાઈ કરિ રહે.[1]

કબિર વડ વિશેની તમામ કવિતા 'વર્ણન કવિતા' નો ઘણો સરસ નમુનો છે.

નર્મદાશંકર કવિનું લખાણ ઘણું જોસ્સાભરેલું છે અને તેવી જોસ્સાભરેલી કવિતાના નમુના આ પુસ્તકમાં ઘણા જોવામાં આવેછે. પણ જગાના સંકોચને લીધે તે આ ઠેકાણે અમે આપી શકતા નથી. આ પુસ્તક કવિતાના રસિક ગૃહસ્થોએ અવશ્યે પોતાની પાસે રાખવું જોઇએ એ અમારી ભલામણ ગુજરાતી ભાષા વાંચનારી તથા સમજનારી આલમને છે. બુદ્ધિમાન પુરુષો-ને આગળના વખતમાં રાજાઓની તરફથી વર્ષાસન આદિ આકારમાં આશ્રય મળતો હતો. હાલની વખતમાં સર્વ પ્રજાએ એઓની બુજ જાણવી જોઇએ અને ઘટતો આશરો આપવો જોઇએ.

---

૧. મૂળમાં આ અવતરણ 'કબીરવડ'ની બીજીથી છઠ્ઠી કડી સુધીની પાંચ કડીઓરૂપે છે. (નર્મકવિતા આ. ૪થી; પૃ. ૨૧૩–૧૪); તેમાંથી અહીં માત્ર પહેલી–છેલ્લી લીટી ઉતારી છે, એ કાવ્ય સુલભ હોવાથી અને જગ્યા બચાવવા. છેલ્લીમાંનો પહેલો 'ક' છાપભૂલથી આવેલો જણાય છે. આગલા અવતરણમાં 'અધકરણુતો' હતું એ સુધારીને છાપ્યું છે–સં. *માનસી*

# નિ ક ષ

## આચાર્ય આનન્દશંકરનું કાવ્યતત્ત્વચિન્તન[1]

આપણે ત્યાં કવિતાનાં અન્તસ્તત્ત્વ વિશે કેટલાક પ્રમાણભૂત વિવેચકોએ વિવેચન કર્યું છે તે બધામાં શ્રી આનન્દશંકરનો મત, કેટલીક રીતે, જુદો તરી આવે છે. આપણે કવિતાને બુદ્ધિપ્રધાન કે ઊર્મિપ્રધાન કે કલ્પનાપ્રધાન કહીને એનું સ્વરૂપ તપાસવા તરફ વળીએ છીએ. શ્રી આનન્દશંકરને એવા શબ્દો પસંદ નથી. એમના મતે "કવિતાના ઉદ્ભવસ્થાનને (હૃદયને બદલે આત્મા કહીને) વધારે વિસ્તૃત કરવાથી, કવિતામાં જગતના કવિઓની અસંખ્ય મહાન કૃતિઓનો સમાવેશ કરી શકાય છે; એટલું જ નહિ, પણ હૃદયમાં ઊર્મિ ઉપરાંત બીજાં ઘણાં તત્ત્વોની દૃષ્ટિએ કાવ્યની પરીક્ષા કરવાનું આવશ્યક ઠરે છે." (પૃ. ૪૦)

આ સિદ્ધાન્તમાં હૃદયને બદલે આત્મા મૂકવાથી શબ્દમાત્રનો ફેર થતો નથી, પણ એક ઘણો જ તાત્ત્વિક ભેદ થાય છે તે સમજી લેવું જરૂરી છે. કવિતાનાં ઉદ્ભવસ્થાન તરીકે જે આત્માને માને તે કોઇ પણ એક જાતની કવિતાને જ (વિચારપ્રધાન કે ઊર્મિપ્રધાનને) દ્વિજોત્તમ માની લેવાની ભૂલ કરે નહીં. એવી ભૂલ આપણે ત્યાં થઇ છે અને હજી ચાલી રહી છે માટે આ તત્ત્વને

---

૧. કાવ્યતત્ત્વવિચારઃ લેખક આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, રૂ. ૨-૦-૦, પૃ. ૧૨+૩૪૦

ભારપૂર્વક બહાર મૂકવાની જરૂર છે. આત્માના જે જે ધર્મો તે બધા કવિતાના પણ થઈ શકે એ વાત આ સિદ્ધાન્તથી સ્પષ્ટ થાય છે.

આવા સિદ્ધાન્તમાં માનનાર વિવેચક ઊર્મિપ્રધાન અને વિચારપ્રધાન કવિતાને તો અગત્ય આપે જ, પણ જેને આપણે સમારંજની, ઉપદેશાત્મક, પ્રાસંગિક એવી એવી કહીએ છીએ તે જાતની કવિતાને પણ એ કાવ્યના પ્રદેશમાં યોગ્ય સ્થાન આપ્યા વગર રહે નહીં. શ્રી આનન્દશંકર પોતે જ લખે છે: "કવિતા–કવિતાની ઉત્તમોત્તમ ભાવના સિદ્ધ કરતી કવિતા–પણ મનુષ્યનાં બુદ્ધિ (Intellectual), હૃદય (Emotional), કૃતિ (Moral) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા (Religious-Spiritual)ની જરૂરિયાતો સંતોષે એવી હોવી જોઈએ" (પૃ. ૫)

આ વાત આપણે (કવિઓ તથા વિવેચકો) જેમ સત્વર સમજી લઈએ તેમ સારું. માનવાત્માની કક્ષાઓ જુદી જુદી હોય છે અને એ દરેકને સંતોષે એવી કૃતિઓ જનસમાજ પાસે મુકાવી જ જોઈએ.[૨] એટલું જ નહીં, જનસમાજનો બહુ મોટો સમૂહ સામાન્ય સપાટી ઉપર જ વિહરનારો હોય તેથી આપણે જેને સામાન્ય કહીને અવગણીએ તે જાતનું સાહિત્ય ઘણાં વધુ પ્રમાણમાં નિર્માવાનું અને રહેવાનું. આત્માની ઉચ્ચ ભૂમિકા જગતમાં પણ જેમ વિરલ હોય છે તેમ એવી ઉચ્ચ ભૂમિકાનાં સર્જનો પણ વિરલ જ હોય. આ સાહજિક ક્રમ છે. ઉચ્ચ કોટિનું સર્જન ઓછું જ રહેવાનું, સામાન્ય કોટિનું વિપુલ રહેવાનું.

પરન્તુ સમજવાનું તો એ જરૂરી છે કે સમાજના સમસ્ત સમૂહને બધી જ કોટિનાં સર્જનની જરૂર રહે છે. આ સાપેક્ષતા સમજી લઈએ તો, આપણામાં અત્યારે જે કેટલાક અનિષ્ટ દુરા-

૨ આ વાત પણ આ. ધ્રુવ સ્વીકારે છે, જુઓ પૃ. ૯, જ્યાં એ સમષ્ટિઆપન પ્રકારો વર્ણવે છે.

મહો ઘર કરી બેઠા છે તે રહે નહીં. શ્રી આનન્દશંકર આ સાપેક્ષતાને બરાબર સમજી શક્યા છે. તે કહે છેઃ

"એક ત્રીજો સિદ્ધાન્ત જે સાહિત્યના પ્રેમીજનો ધ્યાનમાં રાખે તો સારું એમ ઇચ્છું છું, તે રસની સાપેક્ષતા (relativity)નો છે. રસ (subjective) વાચકનાં હૃદયમાં રહેલો છે તેમ એ વસ્તુગત (objective) પણ છે; અર્થાત્ એ સર્વથા કાલ્પનિક હોઈ વાચકના હૃદયની અપેક્ષા કરે છે એમ નથી; કિન્તુ વસ્તુગત છે; પણ વસ્તુગત હોઇને પણ એ સર્વને સર્વકાળે અને સર્વસ્થળે પ્રતીત થાય એમ હોતું નથી, અને તેટલા માટે એને હું સાપેક્ષ કહું છું. આ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખીએ તો ઉદારતાથી ઘણાં કાવ્યોમાં જુદે જુદે સમયે સ્થળે અને પ્રસંગે આપણે રસ લઇ શકીએ." વળી કહે છે "અર્થ એટલો જ છે કે ન્હાની મોટી ઘણી કૃતિઓ ભોક્તાને સમયવિશેષે પ્રસંગવિશેષે અને મનની અમુક સ્થિતિમાં આનન્દ આપી શકે છે." (પૃ.૪૧)

આ સાપેક્ષતાનો સિદ્ધાન્ત સ્વીકારીએ અને સમજીએ તો આપણામાં સર્વસમભાવની વૃત્તિ એનાં સત્ય રૂપમાં પ્રકાશે. આપણું મનનું બંધારણ એવું તો સંકુલ છે કે જેને આપણે પ્રખર વિદ્વાન અને સાક્ષર કહીએ તે પણ પ્રસંગવિશેષે કે સમયવિશેષે, સભારંજની કવિતામાં પણ, સર્વાત્માથી, રસ લઈ શકે; એટલું જ નહી, કાલિદાસ કે ભવભૂતિ જેવા ઉત્તમ કોટિના કવિ સમયવિશેષે માત્ર રંજનાત્મક કૃતિઓ પણ રચી શકે. શંકરાચાર્ય જેવા અગ્રિમ અદ્વૈતવાદી જુદા જુદા દેવોનાં સ્તોત્રો રચે તે પણ આ જ દૃષ્ટિએ સમજાવી શકાય. આ સાપેક્ષ દૃષ્ટિ કેળવતાં વિવેચક આપોઆપ જુદા જુદા વર્ગની કૃતિનું સાચું મૂલ્ય આંકી શકશે અને કોઇ પણ વર્ગની કૃતિને વૃથા તિરસ્કારશે નહીં.[૩]

૩. આ સાપેક્ષતા બેવડી હોય છે એ વાતની ચર્ચા મેં અન્યત્ર કરી છે.

આની એક બીજી ઉપપત્તિ આપણને જરા ચમકાવે એવી આ છે. ઉપદેશપ્રધાન કાવ્ય તે કાવ્ય જ નહીં, કાવ્યને કે કલાને ઉપદેશની સાથે કશો સમ્બન્ધ જ નથી એમ આપણે સામાન્ય રીતે માનીએ છીએ. પણ ઉપરના સાપેક્ષવાદમાં માનીએ કે તરત જ કાવ્યમાં ઉપદેશ હોય તેટલાથી જ આપણે એને હલકી કોટિનું નહીં ગણી કાઢીએ. શ્રી આનન્દશંકર તો કવિતામાં નીતિ ઉપરાંત ધાર્મિકતાનું પણ અમુક તત્ત્વ જોઇએ એમ માને છે. " જે કાવ્ય યા નાટકમાં નીતિના ત્રિકાલાબાધ સિદ્ધાન્તને ધક્કો લાગેલો હોય છે એ રસભંગ ઉત્પન્ન કરે છે એ સ્પષ્ટ છે. " (પૃ. ૭) વળી કહે છે: " કવિતાના સામાન્ય સ્વરૂપમાં જે ધાર્મિકતાની અપેક્ષા છે તે વિશ્વની પાર રહેલા તત્ત્વનું સૂચન, માત્ર કલા અને કવિતા દ્વારા ચાતુરીથી દર્શન, કરાવવામાં રહેલી છે." (પૃ. ૮) આમ કવિતામાં એટલે કલાત્મક સર્જનમાત્રમાં ધર્મ તેમ જ નીતિની જરૂર પણ છે એ સિદ્ધાન્ત જૂનવાણી લાગે એવો છે છતાં શ્રી આનન્દશંકરનો એ વિચાર આપણાં વિવેચનસાહિત્યનાં અત્યારનાં વાતાવરણમાં નવીન છે. પરન્તુ એટલું સમજી લેવું જોઇએ કે આ ધર્મ અને નીતિ કલાનાં પરમ તત્ત્વોને ઢાંકી દે એવાં પ્રબલ રૂપમાં ન હોવાં જોઇએ, ઊલટું, જેમ ધર્મ અને નીતિ કલાત્મક સર્જનમાં સુરેખ રીતે વ્યંગ્ય રહે અને વાચ્ય ન બને તેમ સારું. સમજવાનું માત્ર એટલું કે ધર્મ અને નીતિને પણ કલાના વિશાળ પ્રદેશમાં પોતાનું નિશ્ચિત સ્થાન છે.

પ્રધાનતઃ તત્ત્વચિન્તક એવા આનંદશંકરનાં કાવ્યતત્ત્વવિચારમાં એક મુદ્દો અત્યન્ત અગત્યનો છે, કેમ જે એ કાવ્યમાત્રને તત્ત્વજ્ઞાનની સાથે સાંકળી લે છે. તે લખે છે: " આ પરિદૃશ્યમાન જગતમાં અમુક અલૌકિક બિમ્બોનાં માત્ર પ્રતિબિમ્બો જ આપણને ભાસે છે, અને એ પ્રતિબિમ્બોમાં પ્રત્યક્ષ થતાં બિમ્બો સંગ્રહવાં, ઓળખવાં અને વાચકના આત્મામાં

ઉતારવાં એ કવિનું કાર્ય છે. એની સૃષ્ટિ આવાં બિમ્બોની જ બનેલી છે. બિમ્બો સામાન્યરૂપ નિત્ય અને અલૌકિક છે; પ્રતિબિમ્બો વ્યક્તિ–વ્યક્તિના ઉપાધિથી યુક્ત અનિત્ય અને સ્થૂળ છે. પ્રત્યેક વ્યક્તિ એક એકથી વિલક્ષણ હોય છે. છતાં એ સર્વને આપણે એક સામાન્ય નામ આપી શકીએ છીએ; એનું કારણ એ છે કે આપણાં અંતરમાં એ સર્વની એવી એક સામાન્ય ભાવના છે... ... અને કવિપ્રતિભાનાં પાત્રો, ચિત્રો, સત્ત્વો એ મિથ્યા કલ્પી કાઢેલા પદાર્થો નથી, પણ કવિના દિવ્ય ચક્ષુ પ્રતિ ભાસતા ભાવનાના ખરા ભાસો છે. એ ભાવનાઓનું પૂરેપુરું સ્વરૂપ તો પરમાત્માના જ જ્ઞાનમાં છે, કવિ પ્રતિ એના રૂપખંડો ભાસે છે–જે ભાસ શબ્દરૂપે પ્રત્યક્ષ થઇ, આપણા અન્તરાત્મામાં પ્રવેશ કરી તે તે રૂપખંડોનું આપણને ભાન કરાવે છે. આ ભાવનાઓ, જે દિવ્ય ચક્ષુથી જ ગમ્ય છે તેને ચર્મચક્ષુથી ગમ્ય માનવી એમાં ભ્રાન્તિ રહેલી છે.... પરન્તુ એમનું અસ્તિત્વ સર્વથા નિષેધવું એ એના કરતાં પણ પણ વધારે મોટી ભૂલ છે." (પૃ. ૪) વળી લખે છે: "કવિનું કાલ્પનિક જગત મિથ્યા નથી, પણ સત્ય છે. કહેવાતા સત્ય જગત કરતાં પણ વિશેષ સત્ય છે." (પૃ. ૩૭)

આ સિદ્ધાન્તમાં કંઇક અગમ્યવાદનું તત્ત્વ આપણને દેખાય અને શંકરના માયાવાદની પેઠે કાવ્યના તાત્ત્વિક પ્રદેશમાં પણ માયાવાદનું તત્ત્વ પ્રવેશતું દેખાય અને તેથી આ કંઇક અપાર્થિવ છે, આપણી મૂર્ત કલ્પનાથી ગ્રાહ્ય થઇ શકે એવું તત્ત્વ એ નથી એમ લાગી જવાનો સમ્ભવ છે. પરન્તુ એમ નથી. વસ્તુતઃ આદર્શવાદ અને વાસ્તવવાદના ઝઘડાનો: અહીં સરસ રીતે નિરાસ કરવામાં આવ્યો છે. કવિનું વસ્તુ આદર્શ છે છતાં એ જગતની કોઇ પણ વસ્તુ કરતાં વધુ સત્ય છે. સત્ય એટલે પાર્થિવ પદાર્થો જેવું સત્ય નહીં, પણ પરમ તત્ત્વ જેવું સત્ય. જગતની વસ્તુઓને તો

માયાથી ભ્રમિત થઇને આપણે સાચી માનીએ છીએ. એ બધામાં જે નિત્ય સત્ય છે એની જ ઝાંખી ખરો કવિ કરે છે, માટે એનું વસ્તુ આદર્શ છતાં સત્ય છે.

પરન્તુ કવિજગત જો આમ ભાવનાનું જ હોય તો કવિતામાં વાસ્તવને કાંઇ સ્થાન જ નથી શું ? એનો જવાબ, ક્ષર–અક્ષરની મીમાંસા કરીને શ્રી આનન્દશંકર આપે છે કે, " કવિ આ જગતને અવગણી માત્ર ભાવનાના પ્રદેશમાં જ રમ્યા કરે, અથવા તો ભાવનાના જગત પ્રત્યે અન્ધ રહીઆ જગતનાં યાન્ત્રિક ચિત્રો યાને ફોટોગ્રાફ લીધા કરે તો એ કવિ અધૂરો ... ...

...પણ પ્રથમ પંક્તિના મહાન કવિઓ તો તે જ છે કે જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષરદર્શન કરે છે અને કરાવે છે." ( પૃ. ૯૯ )

શ્રી આનન્દશંકરનો કાવ્યતત્ત્વવિચાર આવો છે. એમાં બે મુદ્દાઓ ખાસ નોંધવા જેવા છે. (૧) કાવ્યનું ઉદ્ભવસ્થાન હૃદય, ઊર્મિ કે કલ્પના છે એમ કહેવા કરતાં આત્મા એનું ઉદ્ભવસ્થાન છે એમ કહેવું વધુ સયુક્તિક છે. (૨) કવિનું કાલ્પનિક જગત મિથ્યા નથી પણ સત્ય છે.

આમાંથી પહેલા મુદ્દાના સ્વીકારથી કાવ્યનો પ્રદેશ એકદમ વિશાળ બની જાય છે. જે કોઇ આત્માના ધર્મો છે તેમાંથી એકને પણ સ્પર્શીને વિકસાવી શકે તે કાવ્ય: પછી એમાં ઉચ્ચ-નીચ ભેદો હોઇ શકે. કાવ્યપ્રદેશની આવી વિશાળ કલ્પના આપણે ત્યાં તો શ્રી આનન્દશંકરે જ આપી છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓના ઉત્તમ, મધ્યમ અને અધમ વિભાગો કાવ્યપ્રદેશને આટલો જ વિશાળ બનાવે છે. વિચાર, કલ્પના, ઊર્મિ વગેરેમાંથી કોઇ એક જ દૃષ્ટિબિન્દુથી આજે જ્યારે કાવ્ય તરફ જોવાય છે અને એના ઉપરથી અનેકાનેક સાચાખોટા વાદવિવાદોની પરમ્પરા ચાલ્યા કરે

છે તેવા સમયે કાવ્યપ્રદેશનું આ વ્યાપક સ્વરૂપ કાવ્યનાં બધા અભ્યાસીઓએ સમજી લેવાની જરૂર છે.

બીજો મુદ્દો તો કંઇક અગમ્ય છે. રસવાદની પરીક્ષા કરતાં ભટ્ટશંકુકે ચિત્રતુરગ ન્યાય મુજબ 'આ રામ છે, આ રામ નથી, આ રામ હશે, આ રામ જેવો છે' વગેરે સત્ય, મિથ્યા સંશય અને સાદૃશ્યાદિ પ્રજ્ઞાભેદો ગણાવ્યા છેઃ તેમાં તેણે કવિજગતને સત્ય પણ નથી ગણ્યું અને મિથ્યા પણ નથી ગણ્યું. પરન્તુ ત્યાં શંકુકનું દૃષ્ટિબિન્દુ મૂળ રામ અને કવિનિર્મિત રામ વચ્ચેનો ભાવ તપાસવાનું છે. અહીં જે કવિજગતની વાત છે તેમાં ઉપર મુજબ દ્વિવિધ નહીં, પણ ત્રિવિધ સમ્બન્ધ ધ્યાનમાં રાખવો પડે તેમ છે. કવિનિર્મિત રામ અને મૂળ રામ બન્ને ખરી રીતે ક્ષર જગતની વ્યક્તિઓ છે. તે બન્નેને અક્ષર પરમ તત્ત્વ સાથે પણ સમ્બન્ધ છે અને મૂળ રામમાં જે જે અક્ષર તત્ત્વો હોય તેને તેને કવિ પોતાના રામમાં જેટલાં ઉતારી શકે તેટલા અંશે એ કવિ પરમ સત્યની નજીક જાય છે એમ ગણાય.

પણ તો પછી એક પ્રશ્ન ઊભો થવાનો સંભવ છે. પરમ તત્ત્વ એ જગતનો પરમ આદર્શ હોય તો એના રૂપખંડોને પોતાની કલામાં ઉતારનાર કવિ તો હરહંમેશ આદર્શ પાછળ પ્રયત્નશીલ છે એમ જ ગણાય ને? આવી શંકામાં ઊતરી જનારને શ્રી આનંદશંકરે જવાબ આપ્યો જ છે કે કવિએ ક્ષર–અક્ષરનો સંબંધ સાધવાનો છે. ક્ષરમાં અક્ષર અને અક્ષરમાં ક્ષર બતાવનાર કવિ જ ખરો કવિ છે. ખરી રીતે આ ભૂમિકાએ કવિ, કવિ મટીને દ્રષ્ટા ( seer ) બને છે અને જગતના મહાન કવિઓ દ્રષ્ટાઓ પણ છે જ ને?

ઉપર આચાર્ય આનન્દશંકરના કાવ્યતત્ત્વવિચારના મુખ્ય મુદ્દાઓ આપ્યા છે. આપણાં કાવ્યવિવેચનમાં એ મુદ્દાઓ

અત્યન્ત અગત્યના છે એમાં શંકા નથી. બાકી નિરપેક્ષ દૃષ્ટિએ એ મુદ્દાઓનું અન્તસ્તત્ત્વ કેવું નીકળે છે એ વાતનો જવાબ જરા વધુ વખત માગી લે એમ છે. એમના મુદ્દાઓની પરિભાષાના કેટલાક પ્રશ્ન ઊભા થવાનો સમ્ભવ છે. એક બાજુથી તત્ત્વજ્ઞાનની પરિભાષા વાપરીને આપણે એમ કહીએ કે કવિનું કાલ્પનિક જગત સત્ય છે, મિથ્યા નથી અને બીજી બાજુથી તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ બરાબર ન સમજાય એવો ( elusive ) આત્મા શબ્દ કાવ્ય પરત્વે આપણે વાપરીએ એ બન્ને વચ્ચે સંગતિવિસંગતિ છે કે નહીં ? જે હસે છે, રૂવે છે અને બીજા ધર્મો અનુભવે છે તે આત્મા કે હૃદય કે એવું બીજું કોઇ તત્ત્વ ? જો આત્મા ભાવાવેશથી નિર્લિપ્ત છે તો એને કાવ્ય, જે ભાવ, કલ્પનાદિ ઉપર અવલમ્બે છે તેની સાથે કઇ જાતનો સમ્બન્ધ છે ? આવા આવા પ્રશ્નો ઊઠે છે પણ શાન્ત ચિત્તે કાવ્યવ્યવહારમાં, ક્ષર–અક્ષરની મીમાંસાની દૃષ્ટિએ આ સિદ્ધાન્તોની ઉપપત્તિઓ તપાસીએ તો કદાચ આવી વિસંગતિઓ ટળી પણ જાય. માત્ર એક જ પ્રશ્ન ઊભો રહેઃ કાવ્યવ્યવહારમાં તત્ત્વજ્ઞાનની આ પરિભાષા દાખલ કરવાથી ખાસ કંઇ ફાયદો છે ખરો ? ગોટાળો વધવાનો સમ્ભવ નથી ?

આચાર્ય આનન્દશંકરનું આ ચિન્તન સમગ્ર દૃષ્ટિએ જ થએલું છે, એથી રસવાદ કે ધ્વનિવાદ જેવો એ કોઇ સળંગસૂત્ર સંપૂર્ણ સિદ્ધાન્ત નથી. એમની નજર કાવ્યનાં મુખ્ય તત્ત્વ ઉપર જ રહી છે. એની વિગતો એમણે પૂરી નથી, પરન્તુ એક બે અત્યન્ત અગત્યના મુદ્દાઓ તરફ એમણે આપણું ધ્યાન ખેંચ્યું છે. આપણે ત્યાં આજ સુધીમાં જે કંઇ કાવ્યતત્ત્વવિચારણા થઇ છે તેમાં આ વિચારણા મૌલિકતાની તથા વિષયગ્રાહનાં ઊંડાણની દૃષ્ટિએ સૌથી અગ્રતમ ગણાવ તેવી છે.

પુસ્તકના બીજા વિભાગમાં કેટલાંક અવલોકનો છે. તેમાં ખાસ

ધ્યાન ખેંચે એવાં વિક્રમોર્વશીય નાટક, સાચું સ્વપ્ન અને અભિજ્ઞાનશકુંતલા નાટક એ ત્રણ છે, તો નરસિંહ અને મીરાંનો અહીં સંગ્રહાએલો લેખ તો પછી ઊપજેલી એક સત્યની વિવાદાસ્પદ ચર્ચાનું ઉદ્‌ભવસ્થાન બન્યો છે, માટે નોંધપાત્ર છે. આ વિભાગમાં આચાર્ય ધ્રુવનો સત્ય માટેનો નિરતિશય પક્ષપાત દેખાઇ આવે છે. કે. હ. ધ્રુવ જેવા લબ્ધકીર્તિ ભાષાન્તરકારનાં ભાષાન્તરનાં ચિન્ત્યસ્થાનો ચોક્કસ સ્પષ્ટતાથી એમણે જ બતાવ્યાં છે. કેશવલાલ ધ્રુવની કલ્પનામિશ્રિત સંશોધનપદ્ધતિનાં ભયસ્થાનો શ્રી આનંદશંકર ધ્રુવે ખરી સ્પષ્ટતાથી પૂરી વિગતમાં ઊતરીને બતાવી આપ્યાં છે. આ અવલોકનો વાંચતાં જ આપણને એમ લાગે કે લખનાર પોતાના વિષયના સ્વામી છે. એ જે કહે છે તે પૂર્ણ વિશ્વાસથી, પૂર્ણ ચોક્કસપણાથી કહે છે અને તેથી એમનાં કથનો પ્રતીતિજનક અને પ્રમાણભૂત બને છે. એમના પોતાના શબ્દમાં આ અવલોકનો વિદ્વત્પરીક્ષણરૂપ છે.

શ્રી આનન્દશંકરની ગદ્યશૈલી સૌમ્ય અને સ્વસ્થ છે. ભાવાવેશથી એ ક્યાં ય કલુષિત બનતી નથી. એ એક લક્ષણ, નરસિંહરાવ, બલવન્તરાય અને ન્હાનાલાલના જમાનામાં એટલું તો વિરલ છે કે એનું આવું સુન્દર સ્વરૂપ જોઇને આપણને, આ પેઢીનાને, તો આશ્ચર્ય અને સંતોષ થાય જ. એમની પ્રકૃતિ એટલી બધી સૌમ્ય છે કે એમને ગુસ્સે થવું હોય તો પણ એમનાથી થવાય નહીં. એટલે આ શૈલીનું એક બહાર તરી આવતું લક્ષણ તે વિનયનિષ્ઠ સૌમ્યતા. લખવું તે પૂર્ણ વિશ્વાસ હોય એવા વિષય ઉપર જ લખવું એવી જ એમની પ્રતિજ્ઞા લાગે છે તેથી વિષય ઉપર અને પરિણામે શૈલી ઉપર એમનો સ્વસ્થ કાબૂ હંમેશ હોય છે. આથી એમની શૈલીમાં પ્રસન્ન ગામ્ભીર્યનો ગુણ પણ ભળ્યો છે. જેનું મન, પોતાને જે લખવું છે તેના વિશે જરા ય સમવિષમ નથી તેનાં લખાણમાં પ્રસાદ તો હોય જ; અને સાથે

સાથે જેનામાં ગૃહસ્થને છાજે એવી શાન્ત ગમ્ભીરતા છે તેની શૈલીમાં ગાંભીર્ય પણ હોય જ. એના ઉત્તમ અંશોમાં એનાં ગદ્યવાક્યો ઠરેલાં, સમતુલાવાળાં અને સ્પષ્ટાર્થવતાં હોય છે. ક્યાંય અતિ લંબાણવાળાં નહીં છતાં વિષયાનુરૂપ લંબાઇટૂંકાઈ ધારણ કરતાં, વિષયાનુરૂપ હળવાં કે ભારે બનતાં એમનાં વાક્યોમાં સંકુલતા ક્યાંય નથી. માત્ર એટલું નોંધવું જોઇએ કે આ ગુણ સર્વત્ર વ્યાપ્ત નથી. ક્યાંક એમનાં વાક્યોનું ઘડતર તરજુમિયું લાગી જાય છે, ક્યાંક એનાં પોતમાં જોઇએ તેવી ઘનતા રહેતી નથી. પણ "સાહિત્ય અને સાક્ષર" જેવા લેખમાં છે તેવી ગદ્યશૈલી તો કોઇ પણ સાહિત્યને શોભાવેઃ આપણાં સાહિત્યમાં તો જુદી જ ભાત પાડે છે. એકાદ જગ્યાએ એમણે આલંકારિક ગદ્યશૈલી વાપરી છે, પણ કહેવું જોઇએ કે એ તત્ત્વ એમનાં ગદ્યમાં આગન્તુક છે, પોતીકું નથી. શાન્ત ગામ્ભીર્ય, સૌમ્યતા, સ્વસ્થતા અને પ્રસન્નતા–એમનાં ગદ્યના વિશિષ્ટ ગુણો છે.

ડોલરરાય ર. માંકડ

"સાક્ષર" શબ્દનો યૌગિક અર્થ "અક્ષર સહવર્તમાન," એટલે કે જેણે અક્ષર બ્રહ્મવિદ્યા સાથે સાયુજ્ય મેળવ્યું છે તે. આ અર્થમાં આપણે કેટલા ખરા "સાક્ષર" છીએ? (કાવ્યતત્ત્વવિચાર, પૃ. ૧૧૬)

# ગુજરાતનો અદ્યતન સંશોધનપૂર્વક રચેલો ઇતિહાસ

## ( ૧ )

'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ ભા. ૨' બહાર પાડીને શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતના હિન્દુ સમયના ઇતિહાસની પૂર્ણાહુતિ કરી છે. એ ગ્રંથથી તેમણે ઇતિહાસના અભ્યાસીઓ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે, કેમ કે ગેઝેટીઅરનો ઇતિહાસ પ્રસિદ્ધ થયા પછીની હકીકત જુદાં જુદાં સામયિકોના અંકોમાં અને પાછળથી પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાં છૂટક છૂટક વેરાએલી પડી હતી. એ બધી હકીકતને સંકલિત કરી પુસ્તકરૂપે બહાર પાડવાનું કામ બહુ મુશ્કેલ હતું. કોઇ લેખક માત્ર ઇચ્છા કરે કે મારે અદ્યતન સંશોધનનો ઉપયોગ કરીને ગુજરાતનો ઇતિહાસ લખવો છે તો તે કાર્ય સહેજે થઇ શકે એવું નથી; કારણ કે તેને માટે પ્રથમ તો સંપૂર્ણ સાધનો એકઠાં કરતાં ઘણો સમય નીકળી જાય છતાં બધાં સાધનો મળી શકે નહિ; ત્યાર પછી તેનું અધ્યયન કરવામાં અને નોંધો લખવામાં કેટલાંએ વર્ષો વહ્યાં જાય અને તેમ છતાં પણ જો તેનો ઉત્સાહ ટકી રહે અને સ્મરણશક્તિ પ્રબળ હોય તો જ તે કાર્ય પૂર્ણ કરી શકે; અને છતાં પણ આવો સફળ ઇતિહાસ લખી શકે કે કેમ એ શંકા ભરેલું છે. પ્રસ્તુત ઇતિહાસ વાંચતાં જણાય છે કે કોઈ પણ નાની કે મોટી વિગત શ્રી દુર્ગાશંકરભાઈની નજર બહાર રહી ગઈ નથી. આને તેમની ઝીણવટ અને કાળજીભરેલી નોંધોનું

કે તેમની પ્રબળ સ્મૃતિનું પરિણામ ગણવું એ સમજાતું નથી. એટલી વાત સત્ય છે કે પ્રસ્તુત પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની આજ્ઞાથી લખાયું નથી, પણ તેમની આખી જિંદગીના પરિશ્રમનું ફળ છે.

વિભાગ બીજામાં કુમારપાલથી ત્રિભુવનપાલ સુધી સોલંકીઓના અને ત્યાર પછી વીસલદેવથી કર્ણદેવ સુધીના વાઘેલાવંશના ઇતિહાસનો સમાવેશ થયો છે. આ લેખમાં સોલંકીવિભાગનું અવલોકન લખી વાઘેલા વંશનું અવલોકન હવે પછી લખવાનો વિચાર રાખ્યો છે, કારણ કે વાઘેલા વંશનો ઝીણવટથી અભ્યાસ કરવાનો સમય મળ્યો નથી અને એ સંબંધી શિલાલેખોનું પુસ્તક ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૩ ફૉર્બસ સભા તરફથી હજી સુધી પ્રકાશિત થયું નથી

પ્રથમ વિભાગમાંની જેટલી બાબતોમાં મતભેદને અવકાશ હતો તેટલી બાબતોમાં આ વિભાગમાં નથી એ ખુશી થવા જેવું છે. આ વિભાગમાં અપુત્રિકાધન અને કુમારપાલની અહિંસા સંબંધી કરેલી શાસ્ત્રીય ચર્ચા ખરેખર રા. દુર્ગાશંકરભાઇની બહુશ્રુતતા અને સમાધાનકારક શૈલીને અનુરૂપ છે. ઇતિહાસના ગ્રંથોમાં લઘુ ભીમદેવનું વૃત્તાન્ત વસ્તુપાળ અને લવણપ્રસાદ તથા વીરધવલના વૃત્તાન્તમાં ઢંકાઇ જતું હતું પરન્તુ શ્રી શાસ્ત્રીજીએ ઉત્કીર્ણ લેખોને કાલાનુક્રમે ગોઠવી ભીમદેવની હકીકત વિશિષ્ટ રૂપે સિલસિલાબંધ વર્ણવી છે. તેમાં પણ માળવાના રાજાઓ સાથેના વિગ્રહનું વર્ણન વિશદ રીતે કરવામાં આવ્યું છે.

સં. ૧૨૮૦માં પાટણની ગાદી પચાવી પાડનાર જયંતસિંહ કોણ હતો એ સંબંધી તેમણે જે પ્રકાશ નાંખ્યો છે તે અપૂર્વ છે. માળવાના રાજા અર્જુનવર્મા સાથે સં. ૧૨૭૦ના અરસામાં ગુજરાતનો કોઇ જયસિંહ નામનો સામંત લડ્યો હતો. એમ અર્જુન-

વર્માના દાનપત્રમાં ઉલ્લેખ છે. આ જયસિંહ તે જ સં. ૧૨૮૦ના દાનપત્રવાળો જયંતસિંહ હોવો જોઇએ એ શ્રી શાસ્ત્રીજીનો તર્ક મને યથાર્થ લાગે છે. જોકે તેમણે એ સંબંધી કોઇ પ્રમાણ આપ્યું નથી પણ મને એક મળી આવ્યું છે. ઉક્ત દાનપત્રની અંદર જો કે જયંતસિંહ નામ છે, પરન્તુ તેની અંતે સહી કરી છે તેમાં જયસિંહ નામ છે. આથી જયંતસિંહ અને જયસિંહ એક જ હોવા જોઇએ એ ખરું છે. દેવગિરિના સિંઘણની ગુજરાત ઉપરની ચઢાઇઓનું વર્ણન કરવામાં અને તે સમયના મુસલમાન લશ્કરને હરાવવાનો યશ ગુજરાતની સેનાને નહિ આપતાં મેવાડના જૈત્રસિંહને આપવામાં શ્રી. દુર્ગાશંકરભાઇએ નિષ્પક્ષ ઇતિહાસકારનું સાચું વલણ બતાવ્યું છે.

ઉપરની મતૈક્યની બાબતો બતાવ્યા પછી, હવે મતભેદની બાબતો નોંધવી પ્રાપ્ત થાય છે. પ્રથમ હકીકત કુમારપાળના જૈન ધર્મના સ્વીકાર સંબંધી છે. શ્રી દુર્ગાશંકરભાઇ એવા અનુમાન ઉપર આવ્યા છે કે કુમારપાળે શિવભક્તિનો ત્યાગ કર્યા વગર જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો. આ સંબંધી ના પાડી શકાય એમ નથી. સોમનાથ ભગવાન્ સોલંકીઓના કુલદેવ હતા, તેથી તેના ઉપર પણ તેની આસ્થા હોય એમાં કંઇ આશ્ચર્ય નથી. હાલ પણ શ્રીમાળી વણિક જૈનો મહાલક્ષ્મીદેવીને અને પોરવાડ જૈનો અંબાજીને પોતાની કુલદેવીઓ તરીકે સ્વીકારી તેમનાં દર્શન કરે છે, બાધા–આખડી રાખે છે અને નવરાતર પણ બેસે છે. બીજું કુમારપાલનું એમ માનવું હતું કે મને સોમનાથની કૃપાથી રાજ્ય પ્રાપ્ત થયું છે તેથી તે જૈન થયો હોવા છતાં **उमापतिवरलब्धप्रसादः** બિરુદ કાયમ રાખે તો તે સ્વાભાવિક છે. સોમેશ્વર જેવો બ્રાહ્મણ કવિ પણ તેને **वीतरागरतिः** એટલે તીર્થંકરની ભક્તિવાળો જણાવે છે એ પુરાવો કંઇ ઓછો બળવાન નથી. પંદરમા સૈકામાં રચાએલા ધર્મારણ્યમાં અને સત્તરમા સૈકામાં

સંપ્રદાયપ્રદીપમાં પણ કુમારપાલ જૈન થયો હોવાનાં સ્પષ્ટ કથનો છે. એ ઉપરાંત દંતકથાઓમાં અને ભાટચારણોની ખ્યાતોમાં પણ એ હકીકત જણાવેલી છે. આ બધા બ્રાહ્મણધર્મીઓના પુરાવા છે. વળી, સં. ૧૨૨૧ના ઝાલોરના લેખ ઉપરાંત પાટણના સંઘવીના પાડાના ભંડારમાંની યોગશાસ્ત્રની સં. ૧૨૨૮ની પુષ્પિકામાં (પાટણના ભંડારોની સૂચિ ભા ૧, પૃ ૧૦૫; G.O.S.) કુમારપાલને પરમાર્હત નિશેષણ લગાડેલું છે. તેમ જ શાન્તિનાથ-ચરિત્રની સં. ૧૨૨૭માં રચાએલી દાનપ્રશસ્તિમાં (પાટણના ભંડારોની સૂચિ ભા. ૧, પૃ. ૧૦૫) કુમારપાલને 'સુશ્રાવક' કહ્યો છે. આ પુરાવા ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે કુમાર-પાલે તેના અંતકાળનાં વર્ષોમાં જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો. જો કે સં. ૧૨૧૬નું વર્ષ બરોબર નહિ હોય એમ હું માનું છું. એ વર્ષ મારા ધારવા પ્રમાણે સં. ૧૨૨૬નું હોવું જોઇએ. સં. ૧૨૧૬માં તેણે અહિંસા વિશે આજ્ઞાપત્ર કાઢ્યું હોય તે બનવાજોગ છે, પરંતુ તેણે જૈન ધર્મની દીક્ષા તો સં. ૧૨૨૬માં જ લીધેલી હોવી જોઇએ. જો એ વર્ષનો સ્વીકાર કરીએ તો સં. ૧૨૨૫માં લખાએલી પૃથ્વીચન્દ્રચરિત્રની પ્રશસ્તિ અને ભાવબૃહસ્પતિની સોમનાથની પ્રશસ્તિના પુરાવાનો પરિહાર થાય છે.

આ પ્રમાણે અજયપાળે કરેલા જૈનધર્મ ઉપરના અત્યા-ચારની હકીકતને ન માનવા વિશેનો શ્રી દુર્ગાશંકરભાઇનો અભિપ્રાય પણ સ્વીકારી શકાય એવો નથી. તેઓ લખે છે કે "જૈનોએ તેની જે નિંદા કરી છે તેનું કારણ તેની ઉગ્ર શિવ-ભક્તિ જ લાગે છે." આવું આક્ષેપાત્મક વાક્ય તેમના જેવા નિષ્પક્ષપાત ઇતિહાસકારને હાથે લખાય એ યોગ્ય નથી. મૂળ-રાજથી માંડી સિદ્ધરાજ સુધીના લગભગ બધા સોલંકી રાજાઓ ઉગ્ર શિવભક્ત હતા, છતાં પણ તેમની નિંદા જૈનોએ ન કરી અને માત્ર અજયપાળની કરી તેનું કારણ શું ? વળી તેઓ

લખે છે કે " અલબત્ત જૈન ધર્મ તરફ તેણે ( અજયપાળે ) પ્રક્ષપાત બતાવ્યો નહિ હોય અને જૈનો અપક્ષપાતનો દ્વેષ ગણે એ સ્વાભાવિક છે." આ વાક્ય પણ શ્રી દુર્ગાશંકરભાઈએ અસાવધપણામાં લખેલું લાગે છે. શું બધા ગુજરાતના રાજાઓએ જૈન ધર્મ તરફ પક્ષપાત બતાવ્યો હતો ? તો તેમના અપક્ષપાતને જૈનોએ દ્વેષ ન ગણ્યો અને માત્ર અજયપાળના અપક્ષપાતને દ્વેષ કેમ ગણ્યો ? શું એમ નથી લાગતું કે અજયપાળે જૈનોની નિંદાને પાત્ર થવાને તેમના તરફ દુર્વર્તન ચલાવ્યું હશે ? તેના પુત્રના ઉત્કીર્ણ લેખમાં " પૃથ્વી ઉપર નિષ્કંલક રામરાજ્ય ઉતારનાર " કહ્યો હોય તેથી તેના ઉપરનો આરોપ કોઇ અંશે આછો થતો નથી. કર્ણદેવ વાઘેલાને છડરના લેખમાં 'શ્રુતિ અને શાસ્ત્ર અનુસાર પ્રજાનું પાલન કરનાર' કહ્યો છે, તે માટે શ્રી શાસ્ત્રીજી કહે છે કે 'એના રાજ્યમાં રહેનાર એની સ્તુતિ જ કરે,' તો પછી અજયપાલનો પુત્ર પોતાના પિતાની સ્તુતિ સિવાય બીજું શું કરે ? જો રાજ્યમાં રહેનાર માણસના વચનને રાજાની લાયકીનું પ્રમાણપત્ર ન ગણવામાં આવે તો પુત્રના વચનના આધારે બાપની લાયકીનું માપ શી રીતે નીકળી શકે ? 'મોહપરાજય'નો કર્તા યશઃપાલ અજયપાલનો સેવક હતો, તેથી તેના વિરુદ્ધની હકીકત ન લખે એ સ્વાભાવિક છે. કીર્તિકૌમુદી અને સુકૃતસંકીર્તનના લેખકોએ કોઇ રાજાની નિન્દા કરી જ નથી, તો તેઓ અજયપાલના વિરુદ્ધ પણ શું કરવા લખે ? ચામુંડ વ્યભિચારી હતો એ મત તરફ શ્રી દુર્ગાશંકરભાઇનું વલણ છે, તો આ બે લેખકોએ એ બાબતમાં મૌન સેવી ચામુંડની કેમ પ્રશંસા કરી છે ? વળી અજયપાલના સેવકોમાં જૈનો હતા, તેથી જૈનો ઉપરના તેના જુલમની વાત માનવા જેવી નથી. એ દલીલ પણ ટકી શકે તેમ નથી. ઔરંગઝેબના મોટા મોટા અધિકારીઓ હિંદુઓ હતા, છતાં પણ તેણે હિંદુ ધર્મ ઉપર જુલમ નહોતો કર્યો ?

આથી અજયપાલે જૈનો ઉપર કરેલા અત્યાચાર સંબંધીના પુરાવા એમ સહેજે ફેંકી દેવાય એવા નથી એમ હું ધારું છું.

અજયપાલે કુમારપાલને ઝેર આપ્યા સંબંધી હકીકત પણ શ્રી શાસ્ત્રીજીને માનવા યોગ્ય નથી લાગતી, પરંતુ તેનું કારણ માત્ર એટલું દર્શાવ્યું છે કે કુમારપાલ પછી અજયપાલ ગાદીનો હક્કદાર વારસ હતો, તો તે શા માટે કુમારપાલને ઝેર આપે ? પરંતુ રાજ્યલોભ રાજ્યકર્તાના મરણ સુધી થોભી શકતો નથી. ઇતિહાસમાં હક્કદાર વારસોએ રાજ્યકર્તા સામે બંડ ઉઠાવ્યાનાં અથવા તેમનાં ખૂન કરાવ્યાનાં ઘણાં દૃષ્ટાન્તો છે. વળી આ બાબતમાં જે કારણ પ્રબંધોમાં આપવામાં આવ્યું છે—કુમારપાળ અજયપાલનો હક્ક નષ્ટ કરી તેના દૌહિત્ર પ્રતાપમલ્લને વારસ ઠરાવવાની પેરવીમાં હતો—એ કારણ કાઢી નાંખવા જેવું નથી. સિદ્ધરાજનો વિચાર પણ પોતાની પછી રાજ્ય પોતાના દૌહિત્ર સોમેશ્વરને મળે તેવો હતો એમ પૃથ્વીરાજકાવ્યમાં નોંધાયુ છે. આ જોતાં કુમારપાલને ઝેર આપ્યા સંબધી વાત ન માનવા જેવી નથી.

સિદ્ધરાજે કુમારપાલને મારવાના કરેલા પ્રયત્નો પણ માનવાની શ્રી દુર્ગાશંકરભાઇ ના પાડે છે. ત્યાં સુધી તો ઠીક, પણ તેઓ કહે છે કે એ સંબંધી પૂરતા પુરાવા નથી એ જાણીને આશ્ચર્ય થાય છે. જૈન પ્રબન્ધોમાં તે સંબંધી ઘણા પુરાવા છે. એ પુરાવા સાચા માનવા નહિ એ જુદી વાત છે,પણ પુરાવા જ નથી એમ કહેવું યોગ્ય નથી. વળી તેઓ કુમારપાલ રાજ્યમળ્યા પહેલા પાટણની બહાર ભટકતો હતો એ વાત માને છે, તો આ હકીકત પણ જૈન પ્રબન્ધોના આધારે માને છે કે તેને માટે સ્વતંત્ર પુરાવો બીજો છે ખરો ? તે રખડપટ્ટીનો હેતુ શું મોહપરાજય પ્રમાણે કુતૂહલ જ માનવો ? રાજ્યનો હક્કદાર માણસ રાજાના અંતસમયે રાજધાની બહાર કુતૂહલથી રખડ્યા કરે એ વાત માની શકાય તેવી છે ? જે પ્રબન્ધો-

ના આધારે કુમારપાલની રખડપટ્ટીની વાત સાચી માનવામાં આવે, તે જ પ્રબન્ધોએ તેનું જણાવેલું કારણ સાચું ન માનવું એ કેવો ન્યાય ? એ કારણ શાથી ખોટું માનવું ? એમાં સિદ્ધરાજની પ્રતિષ્ઠાની હાનિ થાય છે તેથી ? પરંતુ કુમારપાળ પાછળ મારા મોકલવામાં પ્રબન્ધકારોએ જે તર્ક કર્યો છે કે કુમારપાળ હલકા કુલનો હતો, તે મરણ પામે તો સિદ્ધરાજને પુત્ર થાય, વગેરે માનવા જેવા નથી. ખરું કારણ તો પૃથ્વીરાજવિજયમાં આપેલું છે. પોતાની પછી પોતાનો દૌહિત્ર સોમેશ્વર ગાદીએ આવે તેવી સિદ્ધરાજની ઇચ્છા હતી, એમ માનીએ તો ખોટું નથી.

પ્રબંધચિંતામણિમાં લખ્યું છે કે અજમેરનો અર્ણોરાજ પાટણ ઉપર ચઢી આવ્યો હતો અને ગુજરાતના સીમાડે યુદ્ધ થયું હતું, પરન્તુ બીજા ગ્રંથોમાં એમ છે કે કુમારપાળે અજમેર ઉપર ચઢાઇ કરી હતી અને ત્યાં યુદ્ધ થયું હતું. શ્રી દુર્ગાશંકરભાઇ પહેલી હકીકતને ખોટી માની બીજી હકીકત ખરી માને છે. અલબત્ત બીજી હકીકત ખરી માનવાને પુરાવો બળવત્તર છે, એ વાત ખરી, પરન્તુ એ બંનેનો સુમેળ બે વાર યુદ્ધ થયાં એમ માનીએ તો સાધી શકાય એમ છે. એક જ યુદ્ધ માનવાથી એ યુદ્ધનું કારણ શોધી શકાતું નથી. કુમારપાલ ગાદીએ બેઠો કે તુરત જ તે નવો રાજા છે તેથી જલદી પરાસ્ત થશે અથવા તો પોતાના પુત્ર સોમેશ્વરનો એ ગાદી ઉપર સિદ્ધરાજે હક્ક સ્થાપિત કર્યો છે એ કારણથી અર્ણોરાજ સ. ૧૩૦૧મા કે ૧૩૦૨માં પાટણ ઉપર ચઢી આવ્યો હોય, પણ કંઇક સમાધાન થવાથી કે હારવાથી પાછો ગયો હોય અને કુમારપાલે રાજ્ય સ્થિર કર્યા પછી અર્ણોરાજના આક્રમણનું વેર લેવાને સં. ૧૩૦૭માં અજમેર ઉપર ચઢાઇ કરી હોય તો બનવાજોગ છે. શ્રી ગૌરીશંકર ઓઝાએ પણ કુમારપાલ અને અર્ણોરાજ વચ્ચે બે યુદ્ધ થયાનું માન્યું છે.

પ્રબન્ધચિન્તામણિ અને પ્રબન્ધકોશમાં આ યુદ્ધમાં કુમારપાળના પક્ષમાંથી અર્ણોરાજના પક્ષમાં જનાર ચાહડને રાજકુમાર ગણેલો છે, છતાં પણ તેઓ દ્વયાશ્રયના એક સંદિગ્ધ વચનને પ્રમાણ માની તેને હાથીનો માવત માને છે. હું આ ચાહડને સિદ્ધરાજનો દૌહિત્ર સોમેશ્વર ગણું છું. આ સંબંધી મારી અને શ્રી દુર્ગાશંકરભાઇ વચ્ચે ચર્ચા ફોર્બ્સસભાના ત્રૈમાસિકમાં ચાલેલી છે, તેથી અહીં વિસ્તાર કરવાની જરૂર નથી.

વાગ્ભટાલંકારનો કર્તા વાગ્ભટ ઉદયન મંત્રીનો પુત્ર નહોતો એમ શ્રી. દુર્ગાશંકરભાઇ માને છે, પણ ફોર્બ્સ સભાના મહોત્સવ-ગ્રંથમાં 'ઉદયનમંત્રી અને તેનો વંશ' એ લેખમાં મેં બતાવ્યું છે કે વાગ્ભટાલંકારનો કર્તા ઉદયનપુત્ર જ હતો: તે સંબંધી શ્રી. દુર્ગાશંકરભાઇ અને અન્ય સાહિત્યકારોનું ધ્યાન દોરું છું.

વીરધવલના પુત્ર વીરમ સંબંધી શ્રી. દુર્ગાશંકરભાઇએ કરેલી ચર્ચા મને સમાધાનકારક લાગી નથી. ઉત્કીર્ણ લેખોમાં વીરમનું નામ ન હોય, તેથી તે વીરધવલનો પુત્ર ન હોય એ અનુમાન સકારણ છે; પરન્તુ ૧૨૯૫ના લેખમાં જણાવેલા લૂણપસાક અને તેના પુત્ર વીરમને વસ્તુપાલના આશ્રયદાતા લૂણપસાક કરતાં ભિન્ન વ્યક્તિ માનવા તરફ ઇતિહાસકાર પ્રેરાયા છે તે યોગ્ય નથી. આ લૂણપસાકના પિતાનું નામ પણ આનાક હતું એમ જયંતસિંહના સં. ૧૨૮૦ના અને ભીમદેવ બીજાના સં. ૧૨૮૭ના દાનપત્રો ઉપરથી જણાય છે. આથી બંને લૂણપસાક (લાવણ્યપ્રસાદ) એક હોવા જોઇએ. અને તેને બે પુત્રો વીરમ અને વીરધવલ હોવા જોઇએ એમ હું માનુ છું. રા. દુર્ગાશંકરે ત્રીજા પુત્રનું નામ સંગ્રામસિંહ જણાવ્યું છે, પરન્તુ તેનું પ્રમાણ આપ્યું નથી. આથી વીરમ તે વીરધવલનો પુત્ર નહિ પણ તેનો ભાઇ હતો એમ હું ધારું છું. સ્વ. તનસુખરામ ત્રિપાઠીએ વીરધવલ

અને વીરમને એક જ ગણ્યા છે, પણ વળી વીરધવલના ત્રીજા પુત્રનું નામ પણ વીરમ ગણ્યું છે. (જુઓ ખુ. પ્ર. ૧૯૧૦માં મુરલીધરના મંદિરની પ્રશસ્તિનો લેખ.)

માળવાનો રાજા બલ્લાલ કે જેને કુમારપાળે હરાવ્યો હતો તેને દક્ષિણનો હોઇસલા બલ્લાલ ગણવાનો શ્રી દુર્ગાશંકરભાઇનો તર્ક સંતોષકારક નથી, કારણ કે કુમારપાળનું મરણ સં. ૧૨૨૯માં થયું, જ્યારે આ હોઇસલા બલ્લાલ સં. ૧૨૨૯માં ગાદીએ આવ્યો હતો. કદાચ એમ કહેવામાં આવે કે કુમારપાળે મરણના વર્ષે જ તેને હરાવ્યો હોય, પરન્તુ આ બલ્લાલને હરાવ્યાનો સં. ૧૨૦૮ની વડનગરની પ્રશસ્તિમાં ઉલ્લેખ છે. એથી આ હોઇસલા બલ્લાલ માળવાનો બલ્લાલ હોઇ શકે નહિ એ ખુલ્લું છે. આ ઉપરથી શ્રી. દુર્ગાશંકરભાઇ અનુમાન કરે છે કે તેણે ગાદીએ આવ્યા પહેલાં કુમારપાળ સાથે યુદ્ધ કર્યું હશે!

હવે કંઇક ઓછા મહત્વની અને કંઇ નજરચૂક જેવી બાબતોનો વિચાર કરીશું.

પ્રકરણ ૧૩ માના આરંભમાં લખ્યું છે કે શંકરે સિદ્ધરાજને કહ્યું હતું કે "**તારા ભાગ્યમાં પુત્ર નથી** અને તારા પછી કુમારપાળ ગાદી બેસશે" એમાં પૂર્વાર્ધ મૂળ શ્લોકમાં નથી. મૂળ શ્લોક આ પ્રમાણે છેઃ—

> त्वद्भ्रात्रीयत्रिभुवनपालपुत्रोऽस्ति धूःक्षमः ।
> कुमारपालः साध्वीयस्त्वदन्ते क्ष्मां धरिष्यति ॥

(સર્ગ) ૨૫, શ્લો૦ ૫૫.

અર્થાત્ તારા ભત્રીજા ત્રિભુવનપાલનો પુત્ર કુમારપાલ તારા પછી પૃથ્વીને ધારણ કરશે. આમાં 'તારા ભાગ્યમાં પુત્ર નથી' એવું વચન નથી.

વળી એ જ પૃષ્ઠ ઉપર લખ્યું છે કે દ્વયાશ્રય તથા ચિતોડના કિલ્લાના લેખમાં કુમારપાલની વંશાવળી આપેલી છે, પરંતુ દ્વયાશ્રયમાં તેના ભાઇઓ તથા બહેનોનાં નામ નથી અને ચિતોડના લેખમાં તો તેના વંશના એક પણ માણસનું નામ નથી. ભાવબૃહસ્પતિની પ્રશસ્તિમાં તેની બેન પ્રેમલદેવીનું નામ છે, પણ દેવલદેવીનું નામ કોઇ ઉત્કીર્ણ લેખમાં નથી. દેવલદેવી અજમેરના ચૌહાણ રાજા અર્ણોરાજને પરણાવી હતી એવો ઉલ્લેખ પ્રબન્ધોમાં છે, પણ કુમારપાલ અર્ણોરાજની પુત્રીને પરણ્યો હતો એ હકીકત જોતાં પ્રબન્ધોની વાત માનવા લાયક નથી. આથી કુમારપાલને બીજી બહેન હતી કે નહિ એ વાત શંકાપડતી છે. પાટણના ભંડારમાંની કુમારપાળપ્રબંધની પ્રતમાં (ગા. પ્રા. ગ્રં. સૂચિ ભા ૧, પૃ. ૧૭) ત્રિભુવનપાલને ત્રણ પુત્ર અને એક પુત્રી હોવાનું સ્પષ્ટ વિધાન છે. त्रिभुवनपालस्यैकाभूत् सुता, तनयास्त्रयः આથી દેવલદેવીની વાત ખોટી છે.

કુમારપાલના ગાદીએ બેસવાની તિથિ વિચારશ્રેણીમાં માગશર શુદિ ચોથ આપેલી છે અને જિનમંડનગણિના કુમારપાળપ્રબંધમાં માગશર વદિ ચોથ આપેલી છે; આમાંથી શ્રી દુર્ગાશંકરભાઇ શુદિ ખરી માને છે અને વદિ ખોટી માને છે, જો કે તેમ માનવાનું કારણ આપ્યું નથી. પરન્તુ કુ. પ્ર. માં એ તિથિએ પુષ્ય નક્ષત્ર જણાવેલું છે. હવે, માગશર માસમાં પુષ્ય નક્ષત્ર વદમાં જ હોય, સુદમાં હોય જ નહિ, કારણ કે મૃગશીર્ષ નક્ષત્ર માગશરની પૂનમ હોય અને ત્યાર પછીનું ત્રીજું નક્ષત્ર પુષ્ય વદ ચોથના દિવસે જ સંભવી શકે. આથી કુમારપાલના રાજ્યાભિષેકની તિથિ માગશર વદિ ચોથ જ ખરી છે.

પૃ. ૨૮૬ અને ૧૯૦ ઉપર લખ્યું છે કે કુમારપાલે નાન્દીપુરના લશ્કરને બલ્લાળ સામે મોકલ્યું હતું. એ ઉપરથી એવો ભાસ થાય છે કે માળવાના રાજા સામે પોતાનું લાટમાં આવેલું

લશ્કર મોકલ્યું હતું. મૂળ શ્લોકમાં (સ. ૧૬, શ્લો. ૨૩) તો એમ છે કે સાકાંશ્ય, નાન્દીપુર અને વાતાનુપ્રસ્થ–એ નગરોના રાજાઓને સેનાપતિ કાકની સાથે મોકલ્યા હતા. નાન્દીપુરમાં કુમારપાળનું સૈન્ય હતું તે બલ્લાળની સામે મોકલ્યું એવો અર્થ શ્લોક કે તેની ટીકામાંથી નીકળતો નથી.

ગિરનારનાં પગથિયાં બંધાવનાર રાણિગપુત્ર આંબાકને સોરઠનો અધિકારી લખવામાં આવ્યો છે, પણ તે અધિકારી નહોતો. અધિકારી તો વાહડ હતો અને વાહડે તેને એ પગથિયાં બંધાવવાના કામ માટે નીમ્યો હતો એમ જિન૦ કૃત કુમારપાળપ્રબંધ ઉપરથી જણાય છે; વળી એ ઉપરથી જણાય છે કે એ પગથિયાં રાજ્યખર્ચે બંધાવવામાં આવ્યાં હતાં. વોસરિને ભરુચનો બ્રાહ્મણ (પૃ. ૩૨૨) લખ્યો છે, પણ તે ભરૂચનો વતની હતો એવો કોઈ ઠેકાણે ઉલ્લેખ જોવામાં આવતો નથી.

પૃ. ૩૪૬મા ઉપર સોમેશ્વર ચૌહાણને ગાદીએ બેઠાનું વર્ષ સં. ૧૨૩૬ લખ્યું છે, તે સરતચૂક કે મુદ્રણદોષ છે. એ વર્ષ સં. ૧૨૨૬ જોઈએ.

(અપૂર્ણ) રામલાલ ચુનીલાલ મોદી

## ઝાંખી રેખાઓ

**નર્મદ—અર્વાચીનોમાં આદ્ય** : કનૈયાલાલ મા. મુનશી (આર. આર. શેઠની કું. રૂા. ૧-૪-૦)

આ પુસ્તકની પ્રસ્તાવનામાં શ્રી મુનશી લખે છે 'આ નર્મદનું ચિત્ર ૧૯૩૨–૩૩માં જેલમાં લખાયલું. ...તે આજે પ્રસિદ્ધ કરું છું.' આ વિધાન ઉપરથી, શ્રી. વિશ્વનાથ ભટ્ટના 'વીર નર્મદ'માં છે તેવું સુરેખ શબ્દચિત્ર જોવાની આશા રાખનાર વાચક તો આખું પુસ્તક વાંચી હતાશ જ થવાનો. આમ થવાનું કારણ

૨૫૯ જ છે. જ્યાં ઐતિહાસિક વિગતો ઉપલબ્ધ હોતી નથી, અને જેના ચરિત્રનિરૂપણમાં માત્ર કાલ્પનિક રંગો પૂરવાના હોય છે ત્યાં જ શ્રી મુનશીની શક્તિ ('નરસૈંયો ભક્તહરિનો'માં બન્યું છે તેમ) પૂરેપૂરી ખીલી ઊઠે છે. પણ દુર્ભાગ્યે નર્મદ તો 'મારી હકીકત' લખી ગયો છે. એના જીવનના બધા જ મુખ્ય પ્રસંગો એટલા બધા સાચા સ્વરૂપમાં નર્મદના તથા નવલરામનાં લખાણો દ્વારા ઉપલબ્ધ છે કે એમાં શ્રી. મુનશીની કલ્પનાચિત્રો દોરવાની શક્તિ ગૂંગળાઇ જાય છે. આમ શ્રી. મુનશીની ચિત્રશક્તિની આડે અહીં ઇતિહાસ આવીને ઊભો રહે છે. વળી ભૂતકાળ પાસે જવાની, તથા ભૂતકાળને ઓળખવાની અભ્યાસજન્ય જે રસદૃષ્ટિ વિશ્વનાથ પાસે છે તે મુનશી પાસે નથી. એઓ તો નર્મદની કૃતિઓની મૂલવણી એમના 'સરસતા'ને ધોરણે જ કરે છે; (જુઓ 'કવિજીવનનો પ્રારંભ' તથા 'સુધારાનો પયગંબર'નાં પ્રકરણોમાં એમણે આપેલી સાહિત્યની વ્યાખ્યા, તથા સાહિત્યપરીક્ષાનાં દર્શાવેલાં ધોરણો). નર્મદના ઋતુવર્ણન કાવ્ય વિષે ચર્ચા કરતાં શ્રી. મુનશી કહે છે કે 'પ્રકૃતિકાવ્યો રચવાનો આ સ્તુત્ય પ્રયાસ સરસતાની દૃષ્ટિએ નિર્માલ્ય છે." આ સરસતાનાં ધોરણ વિષે શ્રી. ડોલરરાય માંકડનો જ અભિપ્રાય ટાંકું છું. એઓ કહે છે "...આ સરસતા શબ્દ પણ શાસ્ત્રીય પરિભાષામાં ચાલે એવો નથી" ('સાહિત્યમાં સચોટતા' કૌમુદી: નવેંબર, ૧૯૩૬; પૃ. ૪૬૪ની ફૂટનોટ). વળી શ્રી મુનશીએ 'રોમેન્ટિક' માટે 'અદ્ભુતરંગી' શબ્દ વારંવાર વાપર્યો છે, તો 'રોમેન્ટિક સાહિત્ય' એટલે આપણને વિસ્મયચમકાવનારું સાહિત્ય એવો અર્થ કરવો? અને એ અર્થમાં અદ્ભુતરસનું સઘળું સાહિત્ય 'રોમેન્ટિક' કહી શકાય ખરું?

આ પુસ્તકનું ગમે તે પાનું ઉઘાડો, તો જાણે ઇતિહાસનો ગ્રન્થ ન વાંચતા હોઇએ તેમ ત્યાં તારીખ અને સાલો દૃષ્ટિએ

પડે છે. વળી આ તારીખો અને વર્ષો પણ અમુક ક્રમમાં નથી આપ્યાં. પ્રથમ પ્રકરણમાં શ્રી. મુનશી જણાવે છે કે '૮મી ફેબ્રુઆરી ૧૮૫૧ એ નર્મદ ઇન્સ્ટિટ્યુટ છોડે છે' (પૃ. ૮.) ત્યાર બાદ એની સુરત અને રાંદેરની પ્રવૃત્તિઓ જણાવ્યા પછી, 'એઓ કહે છે કે જાન્યુઆરી ૧૮૫૪માં નર્મદ સુરતથી મુંબઇ આવે છે (પૃ. ૧૭). વળી ૧૮મા પૃષ્ઠ પર કહે છે કે ૧૮૫૧ની તેરમી જૂને નર્મદ ફરી ઇન્સ્ટિટ્યુટમાં જોડાય છે. અહીં સાલ ખોટી છે. ૧૮૫૪ જોઇએ. આ ઉપરાંત શ્રી મુનશીએ જે ઐતિહાસિક વિગતો રજૂ કરી છે તેમાંએ ક્રમ નથી. બીજા પ્રકરણની શરૂઆત, ૧૬૮૭ની સાલમાં ઇસ્ટ ઇંડીઆ કંપની મુંબઇ આવી ત્યારથી થાય છે-જો કે, આ પ્રકરણમાં નર્મદની પ્રવૃત્તિઓ તથા ૧૮૫૪ના સમય પર વાચકનું લક્ષ કેન્દ્રિત કરવાને બદલે શ્રી. મુનશી મુંબઇનો, કેળવણીનો અને બુદ્ધિવર્ધક સભાનો ઇતિહાસ, પાના ને પાનાં સુધી પોતાની કૃતિઓમાંથી અવતરણો આપી લંબાવ્યે જ જાય છે, તેથી, લખાણની એક છાપ ઊઠતી નથી, સમગ્રતા આવતી નથી. પછી બીજા ફકરામાં ૧૮૧૮ની હકીકત, ત્રીજા ફકરામાં ૧૭૯૨ની વિગતો, અને છઠ્ઠામાં ૧૮૧૩ની વિગતો આપી છે. આમાં કંઇ ક્રમ લાગે છે? એ બધું લખાણ તો લેખકની અંગત ઉપયોગ માટેની નોંધ જાણે છપાવી દીધી હોય એવું લાગે છે એક તો આ બધી ઐતિહાસિક વિગતો જ મુખ્ય વિષયને અનુપકારક તેમાં વળી એ વિગતોમાં ક્રમ નહિ, એથી આખું લખાણ વ્યસ્ત લાગે, એમાં ગમે તેવા વાચકને પણ કચાશ લાગે તેમાં શી નવાઇ? આ તો ઠીક, પણ એમના આ નર્મદજીવનનાં ચિત્રમાં, મુખ્યચિત્ર કરતાં પશ્ચાદભૂને જ વિશેષ મહત્ત્વ ઘટ્યું છે, એવું 'બુદ્ધિવર્ધકની ઉત્સાહમૂર્તિ' તથા 'સુધારાનો પયગંબર' વગેરે પ્રકરણો વાંચતાં લાગે છે. અહીં આલેખાયલા પ્રસંગોની વરણી પણ રસદૃષ્ટિએ નથી થઇ, અને તેથી જાણે શ્રી. વિશ્વનાથે દર્શાવેલો

આ નર્મદ જ ન હોય એવું લાગે છે. એક જ દૃષ્ટાન્ત લઇએ. જદુનાથજી મહારાજ જોડેનો નર્મદનો મેળાપ તથા શાસ્ત્રાર્થ વિષે એ ઉભય વચ્ચે થયેલી ચર્ચાનો પ્રસંગ જે રસમય રીતે 'મારી હકીકત'માં રજૂ થયો છે તે અહીં સાવ મોળો તથા નીરસ લાગે છે. બીજી બાજુ, શરૂઆતનું લાલશંકર દવે તથા નર્મદ વચ્ચેના સંઘર્ષણનું ચિત્ર, તથા ડૉ. વિલ્સનને ત્યાં ભેગા થયેલા સુધારકોનું ચિત્ર, એ શ્રી મુનશીની ચિત્રશક્તિનાં લાક્ષણિક દૃષ્ટાંતો લેખી શકાય. આવી જ ચિત્રશક્તિ જો આખા પુસ્તકમાં દૃષ્ટિએ પડતી હોત, તો આ પુસ્તક નર્મદઘેલા મુનશીની યશસ્વી કૃતિ બની રહત. પણ અહીં તો, 'બુદ્ધિવર્ધકની ઉત્સાહમૂર્તિ'માં છે તેમ, કંપની અને કેળવણી, સુધારકો તથા સભાઓ અને પત્રકારત્વના નર્મદના જીવનને કોઇ પણ રીતે ઉપકારક ન થઇ પડે તેવા ઇતિહાસો; 'કવિજીવનનો પ્રારંભ,' 'સુધારાનો પયગંબર' વગેરે પ્રકરણોમાં, શ્રી. મુનશીએ સાહિત્યશિક્ષકની છટાથી રજૂ કરેલા 'સચોટતા' 'સરસતા' 'સર્જન' અને 'ચિત્ર' વિષેના ચર્ચાસ્પદ અને કંઇક અંશે ભ્રામક સિદ્ધાંતો; તથા બળવા વિષે રજૂ કરેલી સંદિગ્ધ વિગતોઃ એ બધા વચ્ચેથી નર્મદની મગદૂર શી કે તે ઊંચો આવી શકે? આમ આ પુસ્તકમાં, ઇતિહાસવિદ્ મુનશી દૃષ્ટિએ પડે છે, સાહિત્યશિક્ષક મુનશી નજરે ચઢે છે, --જડતા નથી માત્ર આ કૃતિને ચિત્ર કહેનારા ચિત્રકાર મુનશી; અને પેલા કોકે ફરિયાદ કરી હતી તેમ આપણને પણ ફરિયાદ કરવાનું મન થાય છે કે, 'ગુજરાતનો નાથ ને એવું પ્રતિભાસંપન્ન સાહિત્ય લખ્યા પછી શ્રી. મુનશી આવું અતેરું કેમ લખતા હશે?"

ચન્દ્રકાન્ત મહેતા

## શાન્ત કવિતા

ઇન્દ્રધનુઃ સુંદરજી ગો. બેટાઈ. (આર. આર. શેઠની કં. રૂા. ૨)

શ્રી. બેટાઇના પ્રથમ કાવ્યસંગ્રહ 'જ્યોતિરેખા'થી ગુજરાતી

એ સઘળું ભાવના, વિચાર અને લાગણી પરત્વે શ્રી. બેટાઇ પર નરસિંહરાવની અસરની પ્રતીતિ કરાવે છે. વળી ૧૯૨૯માં લખાયલા 'મનુજ' કાવ્યમાં કે ૧૯૩૭માં લખાયલા 'ધન્યતા' કે ૧૯૩૯માં લખાયલા 'પ્રયાણુ 'માં 'ગૂઢ ' ને 'ગહન' શબ્દોનો નરસિંહરાવે જે લાક્ષણિક અર્થમાં ઉપયોગ કર્યો છે તે જ અર્થમાં ઉપયોગ, ' સંધ્યા ' ' તારા ' ' સિન્ધુ 'નું દર્શન, 'ચન્દ્ર માટે શ્રી. નરસિંહરાવે યોજેલા સ્ત્રીલિંગી પ્રયોગનો ઉપયોગ, પ્રચલિત શબ્દ ' પારણું ' અશુદ્ધ લાગવાથી શ્રી. નરસિંહરાવે ' પાલણું ' શબ્દ લખી ' પારણું 'ની શુદ્ધિ કરી હતી, તો આ કવિ પણ ' પાલણું ' શબ્દને શ્રી નરસિંહરાવ જેટલી જ ચીવટથી વળગી રહ્યા છે, એ સઘળું ભાષા પરત્વે શ્રી. બેટાઇ ઉપર નરસિંહરાવની અસર કેટલી છે તે દર્શાવે છે.

શ્રી. બેટાઇએ એમનાં આ કાવ્યોમાં વાત્સલ્યપ્રેમ હૃદય ભરીને ગાયો છે. જે કાવ્ય પરથી આ સંગ્રહનું નામ પડ્યું તે ' ઇન્દ્રધનુ ' કાવ્ય તો આપણાં વાત્સલ્યનાં કાવ્યોમાં ચિરંજીવ સ્થાન ભોગવે એવું કાવ્ય છે; એટલું જ નહિ પરન્તુ ' વત્સલવાધરે, ' ' દાદીમા ' ' અશ્રદ્ધાનું શ્રાદ્ધ ' ' જનની ' ' જ્યોતિર્મયી જનની ' વગેરે કાવ્યો વાત્સલ્યપ્રેમમાં પણ કવિ જે વિવિધ ભાવ લાવી શક્યા છે તે દર્શાવે છે. આપણા આજના કવિઓમાં વાત્સલ્યપ્રેમનાં ગીતોમાં આટલી વિવિધતા કોઇએ ઓળખાવી હોય તો તે શ્રી. બેટાઇએ જ. આજના કવિઓમાં શ્રી. બેટાઇની લાક્ષણિકતા તે આ જ. વાત્સલ્યના કાવ્યોની પછી એમનાં દાંપત્યના કાવ્યનું દ્વિતીય સ્થાન આવે છે. આ દાંપત્યમાં પણ હૃદયના મૂક ઉલ્લાસ છે. એમનાં પ્રણયકાવ્યોમાં પ્રેમની ઉષ્મા નથી, પરન્તુ શાન્ત અને નિર્મળો પ્રેમઇન્દુ શીળું તેજ આપે છે. આ ઇન્દુએ પૂર્ણિમાનો નહિ પરન્તુ બીજ–ચોથનો ઝાંખો ઝાંખો પ્રકાશે છે, અર્થાત્ એમનાં પ્રણયકાવ્યોમાં પ્રેમનો છલમલાટ કે પ્રચંડ વેગ

નથી, પરન્તુ શાન્તરસ તરફ સંક્રમણ કરતો એમનો શૃંગાર છે તે પછી આવે છે શાન્તરસની જ છાંટવાળાં એમનાં યુદ્ધોત્સાહનાં ને વીરરસનાં કાવ્યો. આ કાવ્યોમાં ક્રાન્તિની ભાવના નથી, વર્ગવિગ્રહના રૂંવાડાં ઊભાં કરે એના જેમ'ાર ભાવો કે શબ્દો નથી. કવિ ઇશ્વરને કહે છે કેઃ

જગતકરુણ કાવ્યના સુભગઅંશને પાળવા
પ્રભો પરમદૃષ્ટિ આપ, પુરુષાર્થ ના દે પણ
ડરું નહિ ડગું નહિ અચળ એક નિર્ણાયથી.

આવી જગતની કરુણતા જોઇને એમનું હૃદય નિશ્ચયથી ન ડગાય એવો નિશ્ચય કેળવે છે. એ કરુણતાના કારણભૂત મૂડીવાદીઓ તરફ બંડ કરવા નથી પ્રેરાતું. એમનાં વીરરસનાં કાવ્યોમાં પણ ગાંધીજીના અહિંસા—મનસા, વાચા કર્મણા—ને સત્યના સિદ્ધાંતોનો આગ્રહ જણાય છે 'નથી વિજયની તમા' એ કાવ્યમાં તે કહે છે કે વિજયની તમા નથી પરન્તુ

... ... ... ... સહન ઘા કરું સામટા
લહું ક્ષયડું તે છતા હૃદય ડંખીલું ના બને.

એમ સહિષ્ણુતાની અને ડંખ લાગવા જેટલી પણ હિંસા ન આવે એવી માગણી, વળી 'રખે તું લખે' એ કાવ્યમાં પણ સત્યના અનલથી ભભૂકી હૃદય ભસ્મશેષ થાય તેનો કવિને શોચ નથી, પણ અસતના વિષજંતુઓથી હૃદય ખદબદી રહે એવી કમનસીબી ન આવે એવું પ્રભુને પ્રાર્થે છે.આમ એમનો વીરરસ પણ ગાંધીજીના વીરરસની જેમ શાન્તપ્રધાન છે. એમના ઝાંઝરી—વિભાગનાં કેટલાંક કાવ્યો, આપણાં ગેયકાવ્યોમાં ચિરંજીવ રહેવા સર્જાયાં હોય તેવાં છે. પરન્તુ એમાં વિશેષે કરીને આત્માને સંબોધન હોવાથી અર્થાત્ એ કાવ્યો આધ્યાત્મિક વિષયનાં હોવાથી, એમાં ઢાળોના જેટલું વિષયનું વૈવિધ્ય નથી, અને સંગીતની માધુરી જેટલી વિચારની

રોચકતા નથી આમ છતાં આપણાં અલ્પસંખ્ય ગેયકાવ્યોમાં શ્રી. બેટાઇની ઝાંઝરીનો કર્ણપ્રિય રણુકાર ઘણા કાળ સુધી સ્મરણીય રહેશે.

શ્રી. બેટાઇનાં છંદોબદ્ધ કાવ્યોમાં પણ ગેયતા પ્રત્યેનો એમનો પક્ષપાત વારંવાર દૃષ્ટિએ પડે છે. ગેયકાવ્યોના જેવી ધ્રુવપદ કે ટેકની પંક્તિ 'ન હું ઝાઝું માગું' 'એકલવાસમાં' વગેરે કાવ્યોમાં છે. 'નવઉઘાડ' કાવ્યમાં પ્રેમાનંદનાં આખ્યાનકાવ્યોમાંનાં વલણ જેવું પંક્તિઓનું પુનરાવર્તન, 'કશી વિજયની તમાં' જેવાં કાવ્યોમાં આદિ અને અંતમાં એક ને એક જ પંક્તિ, 'જીવનપંથ' 'અર્ઘ્ય આવ્યાં' જેવાં કાવ્યોમાં આદિ અને અન્તમાં એમ બે સ્થળે મળતા પ્રાસો આ સર્વ એમનાં છંદોબદ્ધ કાવ્યોને ગેયકાવ્યોની હરોળમાં મૂકી દે છે. આથી એમનાં કાવ્યોને લાભ અને હાનિ બન્ને થયાં છે. કર્ણરંજકતા વધી એ લાભ, જ્યારે કાવ્યબંધારણમાં શૈથિલ્ય આવ્યું, નિરર્થક પુનરુક્તિ વધી એ હાનિ. એમનાં કાવ્યોમાં ક્વચિત્ આયાસ પણ સ્પષ્ટ રીતે જણાય છે. એમના પ્રથમ કાવ્ય 'સંસ્મરણદીપમાં' પુનઃ પુનઃ પાદપૂરક 'ય' અને 'જ' નો ઉપયોગ, વળી 'સંસ્મરણતારક સંસ્ફુરાવે (ગોગતીને. પૃ. ૭૧) જેવી પંક્તિઓમાં 'સ' થી કાવ્યના અર્થમાં કશી વિશેષતા આવતી નથી, એટલે અહિં 'સ' દ્યતનું કાર્ય માત્ર પાદપૂરક તરીકે છે.

આમ છતાં શ્રી બેટાઇનાં કાવ્યોમાં સરળ વહન નથી, એમ તો કવિતાનો કોઇ પણ અભ્યાસી કહી જ કેમ શકે ? એમની કવિતામાં ગતિ ન હોય, છતાં શાન્તિ છે. વળી, શાન્તરસની જેટલે અંશે કાવ્યમાં આવશ્યકતા સ્વીકારીએ તેટલે અંશે શ્રી. બેટાઇના કાવ્યની ગુણવત્તા પણ આપણે સ્વીકારવી પડશે. આપણે તો કહીએ કે--એમની પ્રકૃતિને, એમની કાવ્યપ્રતિભાને ખંડકાવ્યો જ વિશેષ અનુકૂળ છે. અને ઊર્મિકાવ્યોમાં એમનો

પ્રિય ભાવ વાત્સલ્યનો છે માટે—અનેક 'જ્યોતિરેખાઓ' લાવો. ગુજરાતની કવિતાને એ સ્વરૂપના વિકાસની (ખંડકાવ્યના) અને એ ભાવની (વાત્સલ્યના) ઘણી જરૂર છે.

મ.

## રાહ જોઇ રહેલાં પુસ્તકો

મેજ ઉપર લાંબા વખતથી કેટલાંક પુસ્તકો પડી રહ્યાં છે. એ પુસ્તકો ઉપરટપકે વાંચીને બાજુએ મૂકવા જેવાં નથી. એના ગુણદોષ જોઈ રજૂ કરવા જેવા પણ છે. એ પુસ્તકો જોઇ જવામાં મોડું થાય છે તેમ તેમ તેમાં વધારો થયા કરે છે. આ રહ્યાં તે પુસ્તકો:

(૧) ઘરઘરણું અને મનોહર, (૨) ૮૦ દિવસમાં પૃથ્વીપ્રદક્ષિણા, (૩) ઘરશાળા (માસિક), (૪) ઑપરેશન કોનું ? અને બીજી વાર્તાઓ, (૫) આપણે સૌ ભણીએ, ત્રીજી ચોપડી.

**૧. ઘરશાળા:** આમાંનાં પહેલાં ત્રણ ભાવનગરની ઘરશાળાનાં પ્રકાશનો છે. તેમાંનું ત્રીજું ઘરશાળાનું માસિક મુખપત્ર છે. એ 'શિક્ષણપત્રિકા' અને 'છાત્રાલય' ની ઢબનું છે. શાળા એક પ્રયોગમંદિર છે એમ માનીએ તો શ્રી હરભાઇ ત્રિવેદીની ઘરશાળામાં આવતાં બાળકો–કિશોરોનાં માનસના અભ્યાસ ઉપરથી થતા જુદા જુદા પ્રયોગો અને અનુભવોનું વાહન આ માસિક છે એમ કહી શકાય. શિક્ષણના ક્ષેત્રમાં આ જાતનાં માસિકની જરૂરિયાત હોવા વિષે બે મત નથી. એટલે લાંબા વખતથી ખાલી રહેલી જગ્યા આ માસિક પૂરે છે એમ કહી શકાય. લવાજમ ફક્ત એક રૂપિયો છે. બાળક તથા કિશોરોની કેળવણીની જેમના ઉપર જવાબદારી છે એવા શિક્ષકો અને માબાપો આ માસિકને

સત્કારશે તો તેથી તેમને તથા ભાવિ પ્રજાને અને તે રીતે દેશને લાભ થશે.

માસિકના પહેલા અંકમાં 'વાચનનો વિવેક' અને 'ઘરમાં' એ બે લેખો દરેક માબાપે વાંચી જવા લાયક છે. 'વર્ગમાં આમ બન્યું' દરેક શિક્ષકને–ખાસ કરીને લાગણીપ્રધાન શિક્ષકને –ચાલુ વર્ગમાં કેટલીક વાર મૂંઝવણભરી સ્થિતિ ઊભી થાય છે તે વખતે કેમ વર્તવું જોઇએ એ દર્શાવેલ છે.

૨. 'ઘરઘરણું અને મનોહર' યોજકઃ શ્રી ભરતરામ પંડ્યા; આ પછી બીજું પુસ્તક' ઘરઘરણું અને મનોહર' શ્રી ભરતરામ પંડ્યાએ બે જુદા જુદા લેખકનાં અંગ્રેજી નાટકો ઉપરથી કરેલ ભાષાંતરો છે. બંનેમાં મુખ્ય અને પહેલું નાટક 'મનોહર' છે. ૧૨૭ પાનાનાં પુસ્તકનાં ખાસ્સાં ૧૦૫ પાનાં રોકતું હોવા છતાં પહેલું નામ ઘરઘરણું મૂક્યું તે કદાચ વાંચનારને આકર્ષવા માટે હશે. જૉન વાન દ્રુટનના 'યંગ વુડ્લી' ઉપરથી 'મનોહર' લખાયું છે. લેખક કહે છે કે મૂળ નાટકમાં 'આપણા જીવનને અનુરૂપ ફેરફારો કરવાની છૂટ લીધી છે.' એટલે મૂળ નાટકનું આ શબ્દશઃ ભાષાંતર તો નથી જ. મૂળ નાટકમાં 'એક પરિણીતા સ્ત્રી બીજા ઉપર પ્રેમ કરવા ખેંચાય' જાય છે પરંતુ યોજકને શિષ્ટતાની દૃષ્ટિએ એ અયોગ્ય લાગવાથી મૂળ નાટકમાંની પરિણીતા સ્ત્રીને 'પ્રિયતમા શિષ્યા' બનાવી છે.

'મનોહર'માં છાત્રાલયના તરુણ વિદ્યાર્થીઓના માનસનો ખ્યાલ આપ્યો છે તરુણોમાં કઈ કઇ જાતની વૃત્તિઓ જાગે છે અને તેને દાબી દેવા આચાર્ય શનિદેવ કેવા ઉપાયો લે છે અને તેનું શું પરિણામ આવ્યું તે એમાં દર્શાવેલ છે. પ્રકાશક શ્રી. હરભાઇ ત્રિવેદી( નિયામક, ઘરશાળા, ભાવનગર )એ બે બોલ લખતાં જણાવ્યું છે કે 'બંને નાટકોના ગર્ભમાં મનુષ્યના મુલાયમ પ્રશ્ન છેડવાનો ગંભીર પ્રયત્ન થયેલો દેખાશે.' ઊગતા તરુણોમાં

સ્વાભાવિક રીતે જાગતી જાતીય (ક્રેજિન્સી) વૃત્તિને લીધે વિજાતીય વ્યક્તિ તરફ આકર્ષણ પેદા થાય છે. આ આકર્ષણ તે જાતીય વૃત્તિ. આ વૃત્તિ વિકૃતિમાં પરિણમવાથી વ્યક્તિ પોતાને અને વ્યક્તિ સમાજનું એક અંગ છે એમ માનીએ તો સમાજને નુકશાન કરે છે.

નાટકમાં આચાર્ય શનિદેવ પોતાના વિદ્યાર્થીઓમાં કાંઇક નવી જ વૃત્તિ જાગતી જોઇને તે વૃત્તિને દબાવવા અનેક ઉપાયો લે છે, પરિણામે વિદ્યાર્થીઓના મનમાં આચાર્ય તરફ અણગમો આવે છે. આચાર્યના હુકમોનું પાલન કરતી વખતે પણ મનમાં એ હુકમ–પાલનમાંથી છટકી જવાની વૃત્તિ મનોહર, અનુપમ, મધુકર, વિનોદ વગેરેમાં જાગે છે, અને તેઓ તક મળ્યે બહાનાં કાઢી છટકી પણ જાય છે. આચાર્ય શનિદેવની મૂંઝવણનો પાર નથી. અને આ મૂંઝવણનો ઉકેલ કેમ કરવો તેનો સાચો રસ્તો ન સૂઝવાથી ખોટે માર્ગે ચડી છેવટે મનોહરે કરેલી એક ભારે ભૂલને લીધે તેને નિવાસગૃહમાંથી છૂટો કરવામાં આવે છે.

આધેડ ઉમરના આચાર્ય શનિદેવની પ્રિયતમા શિષ્યા લતાના પરિચયમાં ભાવનાશીલ મનોહર આવે છે. મનોહરનાં કાવ્યો વાંચીને લતા મુગ્ધ બને છે. લતા અને મનોહરનાં કેટલાંક વર્તન ઉપરથી શનિદેવને શંકા ઊઠતાં લતાને સીધા સવાલો પુછાયા તેનો ખુલાસો જે મળ્યો તે ઉપરથી શિસ્તને નામે કડક નિયમો છાત્રાલયના વિદ્યાર્થીઓ ઉપર લાદે છે. મનોહરને નિવાસગૃહમાંથી રૂખસદ મળે છે. મનોહરને તેડવા આવેલ તેના પિતા વામનરાય પાસે આચાર્ય શનિદેવ લતાબાઇ પ્રત્યેની વાંધાભરેલી વર્તણૂકનો ઉલ્લેખ કરી મનોહરની વિકૃત મનોદશાનો ચિતાર રજૂ કરે છે. વામનરાય જતાં જતાં લતાબાઇને પણ મળી લે છે અને લતાબાઇ મનોહર પ્રત્યે વામનરાયે કઇ રીતે વર્તવું તેની ઠીક ઠીક સલાહ આપે છે અને અંતે મનોહરને તેના પિતા નિવાસગૃહમાંથી ઘેર લઇ જાય છે.

નાટક બહુ લાંબું છે. ભજવવા લાયક છે એમ શ્રી. હરભાઇ કહે છે પણ તેમના જ કહેવા પ્રમાણે 'ભજવવા માટે કુશળ નટ અને સમૃદ્ધ અભિનયની જરૂર પડશે' તેનું શું?

'ઘરઘરણું' રશિયન ચેહોવના પ્રપોઝલ ઉપરથી લેવાયું છે. એ નાટકમાં નિર્દોષ અને ભલા ગામડિયાઓનાં મનમાં પણ મુલાયમ લાગણી પેદા થતાં કેવાં સાનભાન ગુમ થઇ જાય છે તે બતાવ્યું છે. ઘરભંગ થયેલો આંબો પટેલ લીંબા પટેલની વિધવા પુત્રી મોંઘીને ઘરઘવાના ઇરાદાથી આવે છે પણ તે એટલો બધો મુંઝાઇ જાય છે કે મૂળ વાત જ કહી શકતો નથી. ગભરાટમાં ને ગભરાટમાં પાત્રો બીજી વાત ઉપર ઊતરી પડે છે અને લડી પડે છે. આખરે મોંઘીને આંબા પટેલ સાથે ઘરઘાવ્યાનું લીંબા પટેલે વચન આપીને લાપસીનાં આંધણ મુકાવે છે. આખું નાટક એક પ્રહસન છે. પ્રહસનના છોળ એટલી બધી વધી ઊડે છે કે લેખકનો મુખ્ય હેતુ પ્રહસન રજૂ કરવાનો છે કે નિર્દોષ ગામડિયાઓનાં મનમાં જાગતી મુલાયમ લાગણીઓથી ખરે વખતે કેવી ગભરામણ પેદા થાય છે તે બતાવી માનવ સ્વભાવની એક બાજુ રજૂ કરવાનો છે તે સમજી શકાતું નથી.

શ્રી. ભરતરામ પંડ્યા એક વેપારી ગૃહસ્થ છે. તેમના પરિચયમાં આવનારને તેઓ એક ગંભીર વ્યવહારદક્ષ વેપારીરૂપે દેખાય અને તેમને સાહિત્ય તરફ અભિરુચિ હશે અને આવાં જુવાનોની વૃત્તિ આલેખતાં નાટકો તેઓ રજૂ કરે એવા છે તેવી કોઇને શંકા પણ ન આવે. પરંતુ તેઓ જ્યારે વેપારી તરીકેનો ગંભીર સ્વભાવનો અંચળો ઉતારી નાખે છે ત્યારે તેમના આનંદી સ્વભાવનો પરિચય થાય છે. તેમને હાથે આવા અનુવાદો તથા મૌલિક કૃતિઓ વધુ ને વધુ સાંપડો એમ કહેવામાં તેમની શક્તિ ઉપર જરાય વધુ પડતું આક્રમણ નહિ ગણાય.

૩. ૮૦ દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા. સંક્ષેપકારઃ મૂળશંકર મો. ભટ્ટ.

મૂળ લેખક ઝુલે વર્નના 'રાઉન્ડ ધ વર્લ્ડ ઇન એઇટી ડેઝ' ઉપરથી સંક્ષેપમાં આ વાર્તા ઉતારી છે. 'સાગરસમ્રાટ' અને 'સાહસિકોની સૃષ્ટિ' જેમણે વાંચેલ હશે તેમને આ પુસ્તક વિશે વધુ કહેવાની જરૂર નહિ રહે. કિશોરવયના વાચકોની કલ્પનાને ઉત્તેજિત રાખે અને એક વાર હાથમાં લીધા પછી એક શ્વાસે વાંચે રાખવાની વૃત્તિ જાગે તેવું આ પુસ્તક પણ છે.

લંડનની 'સુધારક ક્લબ'માં ગપ્પા મારવા બેઠેલા ફોગ અને તેના મિત્રો વચ્ચે તાજેતરમાં બેંકમાં થયેલી ૫૫,૦૦૦ પાઉન્ડની ચોરી વિષે ચર્ચા ચાલી. અને તેમાંથી ત્રણ મહિનામાં પૃથ્વી પ્રદક્ષિણા કરી આવવાની હોડ બકવામાં આવી. ફોગે કહ્યું કે ત્રણ મહિના નહિ ૮૦ દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી શકાય એની આજના રેલ્વે અને સ્ટીમરના જમાનામાં શક્યતા છે. વાતવાતમાં ફોગે બીડું ઝડપ્યું અને તે તરત જ ઘેર જઇ વીસેક હજાર પાઉન્ડની નોટો ખીસ્સામાં નાખી, નોકરને સાથે લઇ, એક જોડ ગરમ કપડાં અને બ્રેડશૉની ગાઇડ લઇ સ્ટેશને જાય છે અને પ્રવાસે ઊપડે છે. સાથોસાથ બેંકની ચોરી પકડવા વિલાયતની પોલીસ દોડધામ કરી મૂકે છે. એક ડિટેક્ટિવને ફોગ જ ચોર છે એમ શંકા આવે છે અને સ્ટીમર ઉપર તથા રેલ્વેમાં પ્રવાસ દરમ્યાન તેની ચાંપતી દેખરેખ રાખે છે. શંકા દૃઢ થતાં વૉરંટ મગાવે છે પણ તે મોડું આવતાં શિકાર છટકી જાય છે. સ્ટીમર, રેલ્વે, હાથી વગેરેની મુસાફરી કરતો ફોગ તેનો નોકર પાસર્ટ્રુટ અને ડિટેક્ટીવ ફ્રોક્સ અનેક સાહસો ખેડતા અને પૃથ્વીપર્યટન કરતા છેક છેલ્લે દિવસે લંડન પાછા પહોંચે છે. ૭૯મા દિવસે ઈંગ્લાંડ કિનારે પગ મૂકતાં જ ફ્રોક્સ ફોગને-વૉરંટથી પકડે છે, પરંતુ પાછળથી સાચો ચોર જડી

જતાં ફોગને મુક્ત કરે છે, મુક્તિ મળ્યા પછી તુરંત જ ખાસ ટ્રેન જોડાવી તે લંડન પહોંચે છે, પણ તેની ગણતરી પ્રમાણે તે ૮૦ દિવસ ઉપર પાંચ મિનિટ મોડો પહોંચે છે, અને પોતે શરત હાર્યો છે એમ માની લે છે. બીજે દિવસે કલબનો ટાઇમ થતાં કલબમાં પહોંચતાં તેને માલુમ પડે છે કે પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં તેને ૮૦ દિવસ નહિ પણ ૭૯ દિવસ થયા હતા. પૂર્વથી પશ્ચિમ તરફ આવતાં પ્રવાસ દરમ્યાન ૨૪ કલાકનો ફેર ઘડીઆળમાં પડે તેનો ખ્યાલ તેને ન આવ્યો, અને શરત મુજબ બરાબર નિયત સમય કરતાં પાંચ સેકન્ડ વહેલો કલબમાં પહોંચે છે અને ઇનામ જીતી જાય છે.

આ વાર્તા સાંભળનાર તથા વાંચનારને શરૂ કર્યા પછી અધૂરી મૂકવી ગમે નહિ તેવી છે, મૂળ પુસ્તકમાં એકાદ બે પ્રસંગો લેખકના અજ્ઞાનને લીધે ઘૂસી ગયા છે અને તેથી હિન્દની બદનામી થતી જણાતાં સંક્ષેપકારે તે પ્રસંગો રદ કરેલ છે. ભાઇ મૂળશંકર આવાં અનેક પુસ્તકો ગુજરાતની કિશોર પ્રજા આગળ મૂકે તેવી આશા છે.

દક્ષિણામૂર્તિ સંસ્થા બંધ થયા પછી કેળવણીવિષયક શિક્ષકો અને વિદ્યાર્થી-ઉપયોગી પુસ્તકોનું જે પ્રકાશન અટકી ગયું હતું તે ઘરશાળા-પ્રકાશનવિભાગ શરૂ થતાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરી દક્ષિણામૂર્તિનાં પ્રકાશનોનું ખાલી પડતું સ્થાન પૂરવામાં ફાળો આપશે એવી આશા રહે છે.

### ૪. 'ઓપરેશન કોનું ? અને બીજી વાર્તાઓ'

આજે આ પુસ્તકો તરફ નજર કરતાં પહેલું પુસ્તક ડાક્તર પ્રાણજીવન મહેતાનું 'ઓપરેશન કોનું અને બીજી વાર્તાઓ' નજરે ચઢે છે.

ડાક્તર પ્રાણજીવન મહેતાનું નામ લાંબા વખતથી જાણીતું

છે. તેઓ એક નિષ્ણાત દાક્તર છે. ક્ષયરોગના ખાસ ચિકિત્સક છે અને સ્વભાવે શાંત અને સરલ છે એમ લાંબા વખતથી સાંભળ્યું હતું; પરંતુ તેઓ સાહિત્યરસિક છે, લેખક છે એવું સાંભળેલું નહિ. એમ તો એમણે ક્ષયરોગ ઉપર એકાદ નાનકડી પુસ્તિકા લખી છે પરંતુ એ પુસ્તિકાથી તેઓ કાંઇ લેખક ઠરી શકતા નથી.

મુંબઇમાંથી ધંધો સંકેલી લઇ જામનગરના મુખ્ય વૈદ્યકીય અધિકારી બન્યા પછી તેમણે જામનગરની આમપ્રજાની શારીરિક સુખાકારી માટે ઠીક ઠીક પ્રયાસો પર્યટનદ્વારા તથા પર્યટન કરતાં દવાખાનાંઓની યોજના મારફત કર્યા હોવાનું જાણ્યું હતું.

આજે તેમણે લખેલી આ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ જોઇ પહેલે વિચારે એમ જ લાગ્યું કે રોગનાં જંતુઓ વચ્ચે કામ કરનાર અને પૈસા કમાવાની અને રોગો દૂર કરવાની પ્રવૃત્તિમાંથી પુરસદ નહિ મેળવનાર દાક્તર મહેતા અને આ પુસ્તકના લેખક એ બંને જુદી જુદી જ વ્યક્તિ હોવી જોઇએ. પરંતુ બંને વ્યક્તિ એક જ છે એવી ખાતરી થતાં દાક્તર મહેતાને આ વાર્તાઓ લખવા માટે હૃદયથી અભિનંદન આપવાની ભાવના જાગી ઊઠી.

આ અભિનંદન ફક્ત તેમણે ફુરસદ મેળવી રોજેરોજ ઢગલાબંધ બહાર પડતાં પુસ્તકોમાં એકનો વધારો કર્યો એટલા માટે નહિ પણ એક ધંધાદારી વ્યક્તિએ પોતાના ધંધાના જ અનુભવો ઉપરથી વાર્તાઓ લખી પોતાના પરિચયમાં આવતાં લોકોના માનસનો ખરો અભ્યાસ રજૂ કર્યો એટલા માટે; ઉપરાંત તેમણે તેમના જેવા જ નહિ પણ બીજી જાતના વ્યવહારમાં પડેલાઓને પણ પોતાના અનુભવોને આવી રીતે વાર્તાઓમાં વણીને પ્રજાસમક્ષ રજૂ કરવાનું માર્ગસૂચક કરવા માટે પણ.

૧૧ ટૂંકી વાર્તાઓના આ સંગ્રહમાં ફક્ત દરદીઓ અને

દરદીઓની ચિંતા કરનારા સંબંધીઓનાં નહિ પણ દાક્તરોના માનસનો પણ અચ્છો ખ્યાલ લેખકે આપ્યો છે. 'બે શલારી'માં ધીકતી કમાણીવાળા દાક્તરો પણ પોતાની પાસે દરદીઓ આવે તે માટે કેટલું કરે છે તે બતાવેલ છે.

પહેલી વાર્તા 'ઓપરેશન કોનું?' ઉપરથી આ સંગ્રહનું નામ પાડવામાં આવ્યું છે. વાર્તામાં સામાન્ય જનતાની જે માન્યતા, સંતતિનો અભાવ સ્ત્રીના વાંકે નહિ, તે ખોટી હોવાનું બતાવ્યું છે, અને વૃદ્ધ ઉમ્મરના ગણપતરામ પોતે જાણતા હતા કે તેઓ પિતા થઇ શકે તેમ નથી તે છતાં રાણુકાજીની દોરાધાગાની વ્રત ઉત્સવો ધર્મદાન વગેરે વાતમાં શ્રદ્ધા રાખવા લાગ્યા. પુત્રૈષણાને લીધે ભાનભૂલેલા બિચારા ગણપતરામજીને જ્યારે ખબર પડે છે કે પોતાના બાળકનો ચહેરો ઘરમાં કેટલાક વખતથી આવતા જતા થયેલા બ્રહ્મચારી જેવો છે ત્યારે તેને સખત આઘાત લાગે છે. પત્ની પ્રભાવતી તદ્દન ભલી ભોળી હોવાથી ગણપતરામની મનોવ્યથા સમજી શકતી નથી. છેવટે ગણપતરામના અવસાનકાળે પતિપત્ની એકબીજાનું દિલ ખોલી વાત કરતાં ગણપતરામ કહે છે 'સંતતિ ન થાય તો પુરુષ કે સ્ત્રી બેમાંથી એક અથવા બંનેનો દોષ હોવાનું ગણાય છતાં આધુનિક સમાજ કે વિજ્ઞાને સ્ત્રીઓ પર જાતજાતનાં બંધનો, અખતરા કે પ્રયોગ કરવાનું બતાવ્યું, પુરુષ માટે કાંઇ નહિ.' પ્રભાવતી એના ઉત્તરરૂપે બોલી 'મારા પર ડૉક્ટરે નાનું ઓપરેશન મને પૂછીને, સમજાવીને કર્યું અને તેનો ઘા અઠવાડિયે દિવસે રૂઝાયો, પણ તમારા પર તો સામાજિક જીવને જીવલેણ ઓપરેશન કર્યું છે.'

લેખક વાર્તાને છેડે કહે છે 'પણ આ બધાના કારણરૂપ પુરોહિતની સ્વાર્થવૃત્તિનું શું?' પરંતુ 'આ બધાના કારણરૂપ

પુરુષોચિત સ્વાર્થવૃત્તિ' રહેલ છે કે ખોટી ઊભી કરવામાં આવેલી સામાજિક શરમની ભાવના ?

દરેક વાર્તામાં ફક્ત દરદની કે દરદીની જ વાત નથી. ભોળા માણસો સાધુવેશમાં ફરતા શયતાની સંન્યાસીઓના ભોગ કેવી રીતે બને છે (' જમની ઉપર પટ' માં), માંદગી ન હોવા છતાં માંદા હોવાનું માનસ ( 'સાડીનવ્વાણું' ) અને મોટાંનાં દરદ મોટાં એમ માનનારાઓનાં માનસ ('આપાભાઇનું એપેન્ડીકસ ')નો પણ ખ્યાલ આપીને ડૉ. મહેતાએ માનવસ્વભાવનો અભ્યાસ પોતાના ધંધા દરમ્યાન સારી પેઠે કર્યાનું જણાય છે. 'સાડી નવ્વાણું' માં દરદીના માનસમાં બંધ ઇ ગયેલ ગૂંચનો ઊકેલ સારવાર કરનાર દાક્તરે કર્યાનું બતાવીને દાક્તરોએ રોગીઓની માનસિક ગુંચોનો ઊકેલ કરવા માટે માનસશાસ્ત્ર અને માનસપૃથક્કરણશાસ્ત્રનો અભ્યાસ કરી મનોવૈજ્ઞાનિક રીતે કામ લેવું જોઇએ એમ બતાવ્યું છે.

આ વાર્તાસંગ્રહને વાર્તાશાસ્ત્રનાં કલાતત્ત્વોની કસોટીએ ચડાવવાની જરૂર નથી. એ રીતે કસતાં વાર્તાઓ હિણકસ પણ નીવડે. પરંતુ જે વાર્તાઓ મનોમન્થનમાંથી જન્મી હોય, તેના જેવી આ સ્વાનુભવમાંથી જન્મી છે. સાચી વાર્તાઓનાં સર્જનમાં રહેલા કોઇ દોષો તરફ અંગુલીનિર્દેશ કરવા કરતાં આવાં સર્જનો જેમાં સમાજના માનસનું પ્રતિબિંબ પડતું હોય તેને ઉત્તેજન આપવું જોઇએ. ધંધાના અનુભવમાંથી આ રીતે થયેલાં સર્જનો ગુજરાતીમાં કેટલાં હશે ? જો વકીલો, વેપારીઓ, સમાજસેવકો, રાજપુરુષો વગેરે આ જાતનાં સર્જનો રજૂ કરે તો સાહિત્યમાં તેઓ એક અનોખી ભાત પાડે–સાહિત્ય સમૃદ્ધ થાય–એમાં બે–મત નહિ હોય.

૫. આપણે સૌ ભણીએ : ત્રીજી ચોપડી : 'ધૂમકેતુ'એ શરૂ કરેલી પ્રૌઢશિક્ષણમાળાની આ ત્રીજી ચોપડી છે. તેમાં પૌરાણિક

ઐતિહાસિક તથા વૈજ્ઞાનિક વિષયોને લગતા પાઠો છે. ભાષા અને શૈલી વાંચનારને ગમી જાય તેવાં છે. ટૂંકી વાર્તાઓનાં અને નવલકથાનાં ક્ષેત્રમાં જેવી લેખકને સફળતા મળી છે તેવી જ સફળતા આ માળામાં પણ મળશે એની ખાતરી છે. આ વાંચનમાળા જ્યાં જ્યાં પ્રૌઢશિક્ષણ અપાતું હોય ત્યાં વાપરવા લાયક છે.

'વસંતાનુજ'

## પ્રાપ્તિ-સ્વીકાર

### નવજીવન-પ્રકાશનમંદિર

બ્રહ્મદેશનો પ્રવાસ: દ. બા. કાલેલકર (આ. ૨જી; ૩ આના)—વાલ્મીકિનો જય, મ. મ. હરપ્રસાદ શાસ્ત્રીકૃત: (કિ. ઘ. મશરૂવાળા (આ. ૨જી; ૭ આના)—સર્વોદય, રસ્કિનરચિત: મો. ક. ગાંધી (આ. ૨જી; ૧‌॥ આનો.)

### શ્રી સયાજી-બાલજ્ઞાનમાળા પુ. ૧૬૨મું.

ચન્દ્રગુપ્ત મૌર્ય: ગિરજાશંકર વ. આચાર્ય (લક્ષ્મી ઈલેક્ટ્રિક પ્રેસ, વડોદરા; પાંચ આના.)

### ગતિ અને રેખા

જવનિકા: જયન્તી દલાલ, અમદાવાદ (રૂ. ॥॥).

### પ્રકીર્ણ

રાષ્ટ્રભાષા-પ્રારંભિની: પરમેષ્ઠીદાસ જૈન, વલ્લભદાસ અક્કડ (હરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સૂરત; ૫ આના) ચાર કોલેજિયનો: નયનસુખલાલ હ. પંડ્યા (યુનિયન પ્રેસ, મુંબાઈ; ૪ આના.)

## અવસાનનોંધ

### સદ્ગત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય

વિશ્વનાથ પ્ર. વૈદ્ય બી. એ; બારિસ્ટર, જે. પી. જેમનો લગભગ ૭૮ વર્ષની વૃદ્ધ ઉમરે મુંબઇમાં તા. ૧૧–૧૨–૧૯૪૦ને રોજ વાર્ધક્યની અસરથી સ્વર્ગવાસ થયો તેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર હતા અને પોરબંદરમાં સં. ૧૯૧૯ની ફાગણ સુદિ આઠમે જન્મ્યા હતા. પોરબંદર પ્રશ્નોરાઓનું જૂનું ગામ છે. સ્વ. વિશ્વનાથભાઇના પૂર્વજો કેટલીક પેઢીઓથી પોરબંદરમાં રહેતા હતા, એમના કાકા જયકૃષ્ણ જીવનરામ રામબાવાના શિષ્ય અને સારા વેદાંતી હતા. એમના પિતા પ્રભુરામ જીવનરામ જામનગરના વિઠ્ઠલભટ્ટના શિષ્ય અને સારા વૈદ્ય હતા.

પોરબંદરથી વિશ્વનાથભાઇના કાકા અને પિતા બે ય આજથી સીત્તેર વર્ષ પહેલાં મુંબઇ આવ્યા હતા. મુંબઇમાં જયકૃષ્ણ મહારાજે વેદાંતની કથા વાંચવા માંડી અને પ્રભુરામ ભટ્ટે વૈદ્યકધંધો શરૂ કર્યો. જયકૃષ્ણ મહારાજનું વેદાંતપ્રવચન એ જમાનામાં બહુ પ્રખ્યાત હતું. એમની કથા સાંભળીને વેદાંતના ઊંડા બોધ સાથે જેઓનાં સમગ્ર જીવન સંસ્કારી થઇ ગયાં એવાં માણસોને હું જાણું છું. વિશ્વનાથભાઇમાં પણ સંસ્કૃતવિદ્યા ઉપર તથા

ન્યાયવેદાંત ઉપર જે પ્રેમ હતો તે આ કાકાની અસર. જયકૃષ્ણ મહારાજે વેદાંતની કથામાંથી સારો પૈસો પણ મેળવેલો.

પ્રભુરામ ભટ્ટજીએ મુંબઇમાં આવીને વૈદકધંધો શરૂ કર્યો. તેઓ પોતે સારા વૈદ્ય અને પોરબંદર-કાઠિયાવાડથી આવેલા ભાટીઆ વગેરે મુંબઇમાં વેપારમાં જામી ગયેલા એટલે એમના ઉત્તેજનથી વૈદ્યરાજનો ધંધો પણ થોડા વખતમાં જ સારો ચાલવા લાગ્યો. એ વખતે મુંબઇમાં ગુજરાતી વૈદ્યોની સંખ્યા ઘણી ઓછી, ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાંથી પચ્ચીસેક વર્ષથી દાકતરો નીકળવા માંડેલા પણ તેનીયે સંખ્યા અતિ અલ્પ, કારણ કે પહેલા દાકતરોમાંથી ઘણા તો સરકારી નોકરીમાં પડેલા અને લોકોમાં દેશી વૈદકની પ્રતિષ્ઠા ઘણી. આ અનુકૂળ પરિસ્થિતિમાં પ્રભુરામ ભટ્ટજીએ અર્થ અને પ્રતિષ્ઠા સારા પ્રમાણમાં મેળવ્યાં.

વેદાન્તી અને વૈદ્ય એ બ ભાઇઓ સનાતન ધર્મના પક્ષપાતી હતા. વેદધર્મસભાની તેઓએ સ્થાપના કરેલી અને આર્યધર્મપ્રકાશ નામનું માસિક કવિ કેશવલાલ હરિરામના તંત્રીપદ નીચે એમના તરફથી નીકળતું.

સદ્‌ગત વિશ્વનાથભાઈની બાલ્યાવસ્થા વખતે ઘરમાં કેવું વાતાવરણ હતું એનો ઉપરની હકીકત ધ્યાનમાં લેવાથી ખ્યાલ આવશે પણ એમના પ્રશ્નોરા સમજશે. કાઠિયાવાડમાં ય અંગ્રેજી ભણવા માંડેલા ત્યારે આ તો મુંબઇમાં રહેતા. વળી પ્રભુરામ ભટ્ટજી એ જમાનામાં આગળ પડતા ઉત્સાહી ગૃહસ્થ. પરિણામે વિશ્વનાથભાઇ અંગ્રેજી કેળવણી લઇ ઇ. સ. ૧૮૮૩માં મેટ્રિક થઇ, એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી બી. એ. થયા અને એમના નાના ભાઇ શ્રી. પોપટભાઇ એલ. એમ. એન્ડ એસ. થયા. વિશ્વનાથભાઇ તો પછી ઇ. સ. ૧૯૦૧ માં વિલાયત જઇને બારિસ્ટર થઈ આવ્યા હતા—જો કે પ્રશ્નોરા જ્ઞાતિમાં વિલાયત જવાની શરૂઆત એમની પહેલાં થયેલી.

વિશ્વનાથભાઈએ બારિસ્ટર હોવા છતાં વકીલાત ભાગ્યે જ કરી છે. મોટે ભાગે વેપાર કહેવાય એવી જુદી જુદી લાઇનમાંથી એમણે પોતાનો સુખરૂપ વ્યવહાર ચલાવ્યો છે. તેઓ હિંદુ કોમના અગ્રગણ્ય ગૃહસ્થ અને જે. પી. હતા અને પોતાની લાગવગનો લાભ પોતાના જ્ઞાતિજનોને તથા બીજાઓને આપતા. પણ અહીં નોંધવા યોગ્ય તો એમનો જાહેર પ્રવૃત્તિનો અને સાહિત્યનો શોખ છે.

વિશ્વનાથભાઈ વિલાયત ગયા હતા ત્યારે જ ૧૯૦૨ની ઓરિએન્ટલ કોંગ્રેસમાં ભાગ લેવા ગયા હતા અને મારા ધારવા પ્રમાણે રૉયલ એશિઆટિક સોસાઇટીમાં મેંબર પણ ત્યારે જ થયા હતા.

પછી ૧૯૦૪માં મુંબઈ આવ્યા પછી એ જ વર્ષના ડિસેમ્બરમાં મુંબઈમાં ભરાયેલ નૅશનલ કોંગ્રેસમાં એમણે ભાગ લીધો હતો. વ્યવસ્થામંડળમાં હોય એવો ભાસ મને એ વખતે થયો હતો. પછી પણ વિનીત દળમાં તેઓ ભાગ લેતા. છેવટ સત્યાગ્રહયુગ શરૂ થયા પછી રાજકીય ક્ષેત્ર એમણે છોડી દીધું.

ગુજરાતી સાહિત્યમાં વિશ્વનાથભાઈને પહેલેથી રસ ખરો. ખુ ઇ. સ. ૧૮૯૦માં લખેલું 'સરસ્વતીચન્દ્રનું અવલોકન' એ સરસ્વતીચન્દ્ર ઉપર ગ્રન્થાકારે પહેલું લખાણ છે. ગુજરાતી સાહિત્યમાં પછીનાં પચાસ વર્ષોમાં એમણે કશું ખાસ અર્પણ કેમ ન કર્યું ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે સ્ફુરે છે. એ વિષયમાં તીવ્ર રાગ નહિ હોય એમ માનવું.

ગુજરાતીમાં લખવાની પ્રવૃત્તિ ચાલુ ન રાખી પણ ગુજરાતી સાહિત્યની જાહેર પ્રવૃત્તિઓમાં રસ લેવાનું વિશ્વનાથભાઈએ ચાલુ રાખ્યું હતું. ૧૯૦૭ની મુંબઈની સાહિત્યપરિષદમાં

૧૩

તેઓ કાર્યવાહક મંડળના સભાસદ હતા એવો મને ખ્યાલ છે. પછી પણ અને ત્યારે હાજરી આપતા.

સંસ્કૃત વિદ્યાના સંસ્કાર એમને વારસામાં મળ્યા હતા અને પછી પણ ન્યાયવેદાંતનો વ્યાસંગ રાખ્યો હતો. 'ન્યાયસાર' નામનું એક પુસ્તક એમણે સંપાદિત કરી પ્રસિદ્ધ કર્યું હતું. તેમજ અદ્વૈતામૃત નામનું એક નાનું વેદાન્તવિષયક પુસ્તક લખ્યું છે. આ વિષયમાં પણ પ્રબળ લેખનપ્રવૃત્તિ વિશ્વનાથભાઇએ નથી કરી પણ તદ્વિષયક જાહેર પ્રવૃત્તિમાં સારો ભાગ લીધો છે. આ દેશમાં પહેલી ઓરિએન્ટલ કૉન્ફરન્સ જે પુનામાં ઇ. સ. ૧૯૧૯માં ભરાઇ હતી તેની સ્વાગતસમિતિના વિશ્વનાથભાઇ અધ્યક્ષ હતા અને એ પછી અહીંની ઓરિએન્ટલ કૉન્ફરન્સની વ્યવસ્થાપક સમિતિના એક સભાસદ તરીકે તેઓ રહ્યા હતા. અને તેની ઘણીખરી બેઠકોમાં હાજરી આપી હતી.

વળી વડોદરાની સાતમી ઓરિએન્ટલ કૉન્ફરન્સના ગુજરાતી વિભાગના તેઓ પ્રમુખ હતા. પછી ઇ. સ. ૧૯૨૮ની ઑક્સફર્ડની ઈન્ટરનેશનલ ઓરિએન્ટલ કોંગ્રેસમાં તેઓએ હાજરી આપી હતી તથા ઈશાવાસ્યોપનિષદ ઉપર એક નિબંધ વાંચ્યો હતો. વળી યુરોપ જાય ત્યારે ત્યાં મળીહળીને તેમ જ ત્યાંથી અહીં કોઇ આવે તેને અહીં મળીહળીને તથા પત્રવ્યવહારથી યુરોપના પ્રાચ્યવિદ્યાપંડિતો સાથે જે વિશ્વનાથભાઇ સંબંધ રાખ્યા કરતા તેઓ આ દેશના પ્રાચ્યવિદ્યાવિદો સાથે સંબંધ રાખે એમાં આશ્ચર્ય શું ?

પ્રાચ્યવિદ્યાવિષયક પ્રવૃત્તિમાં રસ હોવાથી જેમ એ સંબંધી સામયિક પ્રવૃત્તિઓમાં વિશ્વનાથભાઇ ચાલુ ભાગ લેતા તેમ એ વિદ્યાના કેન્દ્રરૂપ મુંબઇની રોયલ એશિઆટિક સંસ્થાના આજીવન સભ્ય તો પોતે હતા જ પણ એની વ્યવસ્થાપક સમિતિના લાંબા વખત સુધી સભ્ય રહ્યા હતા; એટલું જ નહિ પણ અમુક વખત

સુધી ઉપપ્રમુખ પણ ચુંટાયા હતા. વળી પૂનામાં ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યુટની નવી સ્થાપના થતાં આરંભથી જ એ કાર્યમાં આગળ પડતો ભાગ લીધો હતો તથા પોતાની લાગવગ વગેરેથી એ સંસ્થાને આર્થિક સાહાય્ય પણ અપાવી હતી એમ સાંભળ્યું છે. વળી ભાંડારકર ઇન્સ્ટિટ્યુટના એક કાર્યવાહક તરીકે ઑક્સફર્ડની ઇન્ટરનેશનલ ઓરિએન્ટલ કૉન્ફરન્સમાં ઇન્સ્ટિટ્યુટ તરફથી થતા મહાભારતના સંપાદનકાર્યમાં યુરોપનાં જુદાં જુદાં પુસ્તકાલયોમાં સચવાયેલ મહાભારતની હાથપ્રતોનો ઉપયોગ થવામાં સહાયક થાય એવો ઠરાવ કરાવ્યો હતો.

ટૂંકામાં સંશોધનનાં કાર્યોમાં સક્રિય રસ લઇને તથા પોતાની સુસ્થિતિ તેમ જ લાગવગનો ઉપયોગ કરીને વિશ્વનાથભાઇએ પ્રાચ્યવિદ્યાના જાહેર જીવનમાં અગત્યનું સ્થાન મેળવ્યું હતું.

સ્વ. વિશ્વનાથભાઇનાં અંગત સ્મરણોમાં પાંત્રીશેક વર્ષ ઉપર હું પહેલી વાર મળ્યો ત્યારે ન્યાયશાસ્ત્રમાં શું વાંચ્યું છે એમ તેમણે મને પૂછ્યું હતું એવું યાદ છે. પછી તો હું મુંબઇવાસી થયો એટલે જ્ઞાતિના પ્રસંગોમાં તથા ફૉર્બ્સ ગુજરાતી સભા, સાહિત્યપરિષદ, ગુજરાત રીસર્ચ સોસાઇટી વગેરે જે અનેક સંસ્થાઓના તેઓ સભ્ય હતા તેની સભાઓમાં અમે વારંવાર મળતા અને એ વખતે સ્વ. વિશ્વનાથભાઇની પ્રાચ્યવિદ્યાવિષયક વાતો સાંભળવામાં મને ઘણો રસ આવતો.

એ વિદ્યારસિક આત્માને પરમાત્મા શાંતિ આપો.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

## નિકષ-પૂર્તિ

### પરિચાયિકા

(૧) એક સત્યવીરની કથા અથવા : સોક્રેટીસનો બચાવ: મોહનલાલ ક. ગાંધી ( એક આનો ); (૨) મારી વ્યાપક કેળવણી,

બ્. ટી. વૉશિંગ્ટનકૃતઃ ચંદુભાઈ શ. પટેલ ( રૂ. ૧ ); (૩) **પાંચમી ચોપડી** ( પાંચ આના ): નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ.

ખુલ્લખુલનાં કાવ્યોઃ કાન્તિપ્રસાદ શં. વોરા, ભાવનગર (રૂ. ૧)

" સૉક્રેટીસ જેવા મહાત્માનાં વાક્યોને અમૃત સમાન જાણી તેના ઘૂંટડા અમારા [ ઇન્ડિયન ઓપિનિયનના ] વાંચનાર પીએ" એવો નં. ૧વાળી પુસ્તિકાનો હેતુ દર્શાવાયો છે પણ અમૃતપાન કરાવવાનો એ હેતુ તો પ્લૅટોની એ વિખ્યાત કૃતિના રસિક સુરેખ ને સાંગોપાંગ ભાષાન્તરથી[1] પાર પડે. પુસ્તિકામાંથી આપણે એ અમૃતનાં બિન્દુ ચાખી શકીએ છીએ એમ કહેવું પણ પ્રામાણિક નથી, કેમ કે પ્રસ્તાવના આને ભાષણસાર કહે છે પણ ખરી રીતે લખાણમાંના મુખ્ય મુદ્દા તારવી તેને ભાષાન્તરકર્તાએ ( મૂળમાંનો ભાવાર્થ સચવાય તેમ જ, અક્ષરશઃ ) પોતાના શબ્દોમાં રજૂ કર્યા લાગે છે; પરિણામે, આપણે પેલા અમૃતની ધારા કે બિન્દુઓ નહિ તો તેની આછી સુગન્ધ તો પામીએ જ છીએ ને અસલ અમૃતરસનું પાન કરવા લલચાઈએ પણ છીએ. ટૂંકામાં એટલું કે એ લખાણ સાધારણ ભણતરવાળા જે વાચકવર્ગને માટે થયું છે તેને સૉક્રેટીસના જીવન-મરણવિષયક સંદેશાનો સર્વસામાન્ય પરિચય અહીં સાદાઈથી ( પણ, હજી, કોશ. હાંકનાર પણ પોતાની મેળે સમજે એટલી સાદાઈથી તો નહિ ), વફાદારીથી અને ઊંચી ભાવનાદૃષ્ટિથી અપાયો છે.

નં. ૨ એટલે " ગાંધીજીની સત્ય-અહિંસાની રામબાણ કાર્યપદ્ધતિ " જાણે બરાબર પામી ગયો હોય તેના એક સમર્થ હબસી સ્વાશ્રયવીર અને શિક્ષણકારના અનુભવોની રસિક કથા;

વિષય મહત્ત્વનો ને ભાષાન્તર સારું, એટલે ભાષાન્તરકર્તા કહે છે તેમ ગ્રન્થ વિચારકપ્રેરક તેમ જ આવકારપાત્ર છે. પાંચમી ચોપડી (નં. ૩) એ નામના ગુજરાતી કે પહેલા અંગ્રેજી ધોરણ માટેનું પાઠ્ય પુસ્તક છે. તેમાંના ગદ્યપદ્યની સંવરણી આ વર્ગનાં ચીલે ચાલતાં પુસ્તકો કરતાં જુદી નજરે તથા એકંદર સંપાદન શાસ્ત્રીયતાવાળું હોવાથી તેનો ઉદ્દેશ પાર પડવા આશા રહે છે.

બુલબુલનાં કાવ્યો એ નવ વિભાગે વહેંચાયલો પદ્યસંગ્રહ છે. પહેલા ને છેલ્લા વિભાગમાંનાં ખંડકાવ્યોમાંનાં સુદામાનિની જસમા તથા કીર્તનરૂપ મહાસતી અનસૂયા ભાવવાહી અને મનો-રંજક છે અને નરસિંહ, સુદામા, સાવિત્રી વગેરે વિશેનાં છે તેમાં પણ કર્તાના ધર્માનુરાગનો મધુર વાણીમાં આવિર્ભાવ થતો અનુ-ભવીએ છીએ. બીજા વિભાગોમાં વિવિધ પ્રકારનાં પ્રાસંગિક તેમ જ બીજાં ઊર્મિગીતો છે. કર્તાનો ઘડતરકાળ એટલે ચાલુ સૈકાના પહેલા બે દસકા જેટલો (૧૯૦૪–૨૪નો) સમય–જોકે આમાં રચનાઓ તો ૧૯૪૦ સુધીની છે–તેથી કાન્ત, નરસિંહરાવ વગેરેની અનુકૂળ અસર તેમના પર છે એ સ્વાભાવિક છે; એવી હિતકર અસર એમના રસિક હૃદયે ઝીલીને, ભાવનાની સ્વકીય સુનિષ્ઠા પણ જાળવીને, સંસ્કારી ને સુરેખ શૈલીમાં રચેલી આ રચનાઓમાંની કેટલીકનાં શબ્દચિત્રો આકર્ષક છે તો કેટલીકનું શબ્દમાધુર્ય કાનને ગમી જાય તેવું છે, ને એ રીતે એમના ઉપ-નામ 'બુલબુલ' ને સાર્થ કરે છે એમ કહેતાં આનંદ થાય છે.

## • મન્દિરનો ઘંટનાદ -

૧. ઉપલા મથાળાની આ વખતની નોંધ ગઈ નોંધ પછી મહિનામાં જ લખી શકાય છે તે અમારા આનન્દ પ્રેસના ઉત્સાહ તથા કાર્યતત્પરતાને લીધે, તેણે આ અંક તુર્ત જ હાથમાં લઈ

પૂરા વેળાસર કરવાથી, એમ નોંધવું એ આજની પહેલી મીઠી ફરજ છે.

૨. આ ૧૯૪૧ના વર્ષમાં ચાર અંકનાં મળીને ચારસો જેટલાં પાનાં આપી શકાશે. આમ કરવાનું પહેલું કારણ એ કે આ વર્ષના ગ્રાહકોને ગતાંકમાં જાહેર કરેલ પુસ્તક ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ (અઢીસોથી પણ વધારે પાનાનું) ભેટ મળવાનું છે એટલે એમને વાચન તો કંઈ ગયા વર્ષ કરતાં ઓછું નહિ મળે; અને બીજું એ કે 'માનસી'નાં પાંચ વર્ષની ખેંચાતી આવેલી ખોટનો આંકડો ૧૯૪૦ની આખરે રૂપિયા સાડા-પાંચસો સુધી આપણે બધાંએ મળી પહોંચાડ્યો હોઈ, એના જીવનકલહને બને તેટલો ઓછો આકરો કરવા માટે આપણે મોટા અંકોનો મોહ હાલ મોકૂફ રાખવો ઘટે.

૩. એ સુભગ મોહપાશમાં ફરીથી ફસાવું ક્યારે પોસાશે? ગ્રાહકો ૧૯૪૦માં માંડ સવાસો હતા તે અઢીગણા કે ત્રેવડા બનશે ત્યારે.

૪. એ બાબતની તુર્ત માટેની ભયભીતિભરી આશા તો એવી છે કે ૧૯૪૧માં પૂરા એકસો જણ પણ કદાચ 'માનસી'નાં લવાજમ ભરશે નહિ. આવું હોય ત્યાં બીજું શું થાય?

૫. એ એવી આશા ખોટી પાડવા જેઓ ઇચ્છતા હોય તેઓ જેમ જાતે ગ્રાહક થાય, થયા હોય તો બીજાને કરે તેમ ગતાંકની નોંધની બીજી (ત્યાં નોખ્યા મુજબ, હવે લોનો ભરવાની સગવડ હોય) ને ચોથી કલમોમાંની વિગત મુજબ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપનીએ પ્રકાશિત મીઠી નજરે તથા નાજુક સવારી ખરીદી અમારો ભાર હળવો કરે.

૬. મીઠી નજરે સંબન્ધી જુદા પ્રકારનું એક વધુ ઋણ

સ્વીકારતાં આનંદ થાય છે: શ્રી ભાવનગર રાજ્યની ગ્રંથોત્તેજક સમિતિએ એ ગ્રંથને સમિતિના નિયમોઅન્વય સંગીન મદદ આપી હોઇ, ગ્રંથનો બધો ચોખ્ખો નફો 'માનસી'ને યથાસમય મળવાનો છે એ દૃષ્ટિએ, અમે પણ સમિતિના આભારી છીએ. એટલે શિષ્ટ ગુજરાતી વાચકો, સંસ્થાઓ વગેરેને મીઠી નજરનો ઉપાડ મોટી સંખ્યામાં ઝડપભેર કરવા વિનંતિ કરીએ છીએ.

૭. જે ચાલુ ગ્રાહકોનાં લવાજમ ભરાયાં છે કે આ અંકે વસૂલ થશે તેમને જુનમાં પ્રગટનાર એ માસનો અંક તથા ઉપરકહ્યું ભેટ પુસ્તક, બંને સાથે જુનમાં મળશે. નવા ગ્રાહકો આ માર્ચ અંકથી નોંધાશે. તેમને અંકો માર્ચથી જ મળશે તેમ જ પુસ્તક પણ મળશે.

૮. આ અંકમાં જેમ ગયાં બે વર્ષમાં ભરાયલી મંજૂષા (જૂની છતાં સૂની નહિ—સોના જેવું વાચન પૂરું પાડતી) ખાલી કરી છે તેમ આવતામાં પરિચાયિકા ને ધ્વનિ પરિપુષ્ટ નહિ તો પુષ્ટ રૂપે આપવાની ઇચ્છા ને ગોઠવણ છે. બીજાં અંગો પણ બનશે તેટલાં—પેલી અંકહીઠ સરેરાશ સો પાનાંની મર્યાદામાં જ, અલબત્ત—સાચવશું.

૯. ત્રીજા ને ચોથા વર્ષની વર્ણાનુક્રમણી આખરે આ વખતે આપી શકાય છે એ સંતોષની વાત છેલ્લી પણ નોંધીએ.

સૂરત વિ. ક. વૈ.
૮-૨-૧૯૪૧

તા. ક. વાર્ષિક મદદના રૂ. ૨૫) શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીના મળ્યા છે. (૨) મંજૂષા ફરી એક વાર મુલતવી પડે છે. —વિ. (૩-૩-૪૧)

શામળદાસ કૉલેજનું

# સાહિત્યપ્રદર્શન

સાહિત્યના અભ્યાસીઓને રસિક રીતે સમગ્ર દર્શન કરાવનાર આ ' સાહિત્યપ્રદર્શન ' આપણા સાહિત્યના ઇતિહાસમાં એક સુંદર તત્ત્વ રજૂ કરે છે. પ્રથમ પ્રયાસ હોવા છતાં ખૂબ સફળ થયેલો છે.

—હિંમતલાલ અંજારિયા

કોઈ પણ સાહિત્યસંમેલનમાં આ પ્રદર્શન શોભે એવું છે.

—ડૉ. રમેણલાલ ક. યાજ્ઞિક

મને એવું લાગે છે કે ઊંડા અને લાંબા અભ્યાસ પછી જે દોહન થઈ શકે તેનું આ સુંદર પરિણામ છે.

—કપિલરાય ઠક્કર

સાહિત્યને ચિત્રદ્વારા બહુ જ સુંદર રીતે નિરૂપવામાં આવ્યું છે. ચિત્ર પણ ખરેખર સુંદર અને મનોરમ્ય બન્યા છે.

—સોમાલાલ શાહ

યુગબળોને રેખાંકિત કરી જે રીતે મૂકવામા આવ્યાં છે તે ચિરંતન અસર ઉપજાવે એવાં છે.

અભ્યાસીને સાહિત્ય તરફ અભિરુચિ અને અભ્યાસીને વધારે સંગીન અભ્યાસ તરફ પ્રેરે તેવી સામગ્રી પ્રદર્શન રજૂ કરે છે.

—લાભશંકર પાઠક

આવાં પ્રદર્શનોથી સાહિત્ય લોકગમ્ય બને છે.

—મહુલાદ પારેખ

આમ એક પછી એક અભિપ્રાયોની લાંબી કતાર ચાલી આવે છે. કોઇએ તટસ્થ વિવેચનપદ્ધતિ વખાણી, કોઇએ યુગપ્રવાહનાં વખાણ કર્યાં, કોઇએ સાહિત્યસ્વરૂપોના વિકાસોને વખાણ્યા, કોઇએ અથાગ શ્રમ માટે સહાનુભૂતિ બતાવી, અને લગભગ સહુએ તેને સ્થાયી પુસ્તકરૂપે જોવાનો આગ્રહ દર્શાવ્યો.

આ અભિનંદન અને પ્રશંસોદ્‌ગારની વચ્ચે ક્ષણે ક્ષણે મનમાં કંઇક અશ્રદ્ધા, કંઇક જ ખૂટતું પૂરવાની ઝંખના, રહી જાય છે. વિધિની કોઇ પ્રેરક ઘટનાને લીધે આ પ્રદર્શનનો વિચાર એક દિવસ જોષીસાહેબે અમારી પાસે મુક્યો, અને પછી તો કલ્પનાવિહારી-અને સાથે સાથે કાર્યશીલ પણ—વિદ્યાર્થીઓએ આ કામ શરીર અને મનને થકવી નાખે તેટલી ઝડપથી ઉપાડ્યું. આ નાનકડા વિચારે એટલી કલ્પનાઓ, એટલી યોજનાઓ અને એટલા આકર્ષક વિચારો ઉપજાવ્યા હતા કે એ બધાંની કાલ્પનિક સૃષ્ટિને વાસ્તવિકતાની ભૂમિ પર ઉતારતા કાર્યકરોને કંઇક ઓછું રહ્યું છે તેમ લાગ્યા વિના ન રહે. લેખકોનાં જીવન વિષેની કેટલીક હકીકતો, સંખ્યાબંધ ચિત્રોની કલ્પનાઓ, કટાક્ષચિત્રો, સાહિત્ય-વિષયક હાસ્યના ટુચકાઓ, કેટલીક કુતૂહલપ્રેરક વાતો, લેખકોના ગ્રંથો એ બધું તો રહી ગયું—તૈયારી હોવા છતાંએ—સમયના, પૈસાના અને વિશેષ સહાયકોના અભાવે. પરંતુ જે પૂર્ણતાએ પહોંચવાની સ્વપ્નવિધાયકોની ઝંખના છે તે તો અસિદ્ધ જ રહે છે.

"The most glorious poetry that has ever been communicated to the world is probably a feeble shadow of original conception."

### નવો વિચાર નમ્રભાવે

આવો આવા વિચારો આવતા હતા પ્રદર્શનને આગલે દિવસે. મનમાં થતું હતું કે આપણે તો ગુજરાત સમક્ષ એક નવો વિચાર

મૂકીએ છીએ. એ વિચારને આકર્ષક અને ભવ્ય બીજા પ્રયોજકો ભલે બનાવે. છતાંએ તેને જ્યારે સારી એવી સિદ્ધિ મળી ત્યારે થયું કે જ્યાં 'લોહીનું પાણી કરનારા' પડ્યા છે ત્યાં સિદ્ધિ કેમ ન સંભવે? હજી તો આવા પ્રદર્શનની શકયતા બાબતનો પણ ખ્યાલ કોઇને ન હતો ત્યાં આવું સાહસ કરવું, પૈસા ન હોવા છતાં આવા કાર્યની હામ ભીડવી, ચિત્રકારના હજી તો વાવડ ન હોય ત્યાં મોટા સિદ્ધહસ્ત ચિત્રકાર જ રચી શકે તેવાં યુગચિત્રોની કલ્પના કરવી, રાતના બબ્બે વાગ્યા સુધીના ઉજાગરા કરીને પ્રદર્શનને સુશોભિત બનાવવાની જહેમત ઉઠાવવી, સાહિત્ય સંમેલન પ્રસંગે જ સંભવે તેવી વિસ્તૃત મોટા પાયા પરની યોજના અને તૈયારી કરવી, એ બધું કૉલેજ જેવી થનગનતા નિઃસ્વાર્થ યુવાનોની સંસ્થાઓ માટે જ શકય. અને આ પ્રદર્શનમાં વિદ્યાર્થીઓના ઉત્સાહ ઉપરાંત એ ઉત્સાહને પ્રેરનાર, મુશ્કેલીથી હારેલાને ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય ત્યજવાનો ઉપદેશ આપનાર અમારા પ્રાધ્યાપક જોષીસાહેબ જેવા મધ્યવર્તી સંચાલક હોય, છાસઠ જેટલાં નાનાં મોટાં વિચારવાહક કલામય ચિત્રોને પંદરવીસ દિવસમાં રજૂ કરવાની શક્તિવાળા ચંદ્રકાન્ત પંડ્યા જેવા બિનધંધાદારી ચિત્રકાર હોય ત્યાં પ્રદર્શન સફળ કેમ ન થાય? પ્રદર્શનની યોજનાનો વેગીલો ક્રમશઃ વિકાસ જોનારને આ બાબતની શંકા રહે જ નહીં.

અને રાત્રે પ્રદર્શનના ઓરડાઓ યોજના પ્રમાણે શણગારાઇ જાય છે. યુગયુગના સાહિત્યકારોની સારઆહી છતાં સ્વયસંપૂર્ણ સારા અક્ષરમાં ક્રમબદ્ધ લખેલી સુશોભિત મિતાક્ષરી વિવેચ- જુદા જુદા યુગનાં લક્ષણોની વિશિષ્ટતા, અને ધારે એને સ્પષ્ટ કરતાં લખાણો, અને સાહિત્યનાં સ્વરૂપોનાં સંક્ષિપ્ત શૈલીમાં લખાયેલા પ્રવાહદર્શી પાઠક પ્રદર્શનનાં આ મુખ્ય અંગો ચારે તરફ 'ઐતિહાસિક ચોકઠામાં આવ્યાં છે. આ બધી વિવેચનાને જીવંત બ- લાલ પારેખ

તાથી આકર્ષક અને સચોટ બનાવવા માટે અર્વાચીન લેખકોની તસ્વીરો, મધ્યકાલીન લેખકોનાં તેમની કવિતામાંથી અને ઇતિહાસમાંથી તારવી શકાતા વ્યક્તિત્વ અનુસાર દોરેલાં કાલ્પનિક ચિત્રો, અને નવલ, નવલિકા ઇત્યાદિના વિકાસો માટે નકશાની શૈલીથી દોરેલાં—પર્વતમાળા, વેલ, નદી, વૃક્ષ વગેરે-ચિત્રો મૂકવામાં આવ્યાં છે આ સર્વને અને પ્રદર્શનને દર્શનીય બનાવે તેવાં પડદા પરનાં મોટાં યુગચિત્રોથી દીવાલો ઓપી રહે છે. એ યુગચિત્રોમાં તે તે યુગનાં વ્યાવર્તક લક્ષણોને સમજાવે-સૂચવે તેવાં પ્રતીકો યોજી, ઐતિહાસિક ભૂમિકાને સ્પષ્ટ કરે તેવું વાતાવરણ રચી, જરૂર પડે ત્યાં એ યુગના કવિઓને મૂકી, અને એ સર્વને સુસંબદ્ધ રીતે સાંકળી લે તેવું સંયોજન કરી, સાહિત્યની સર્વતોમુખી છાપ પ્રેક્ષક પર બરાબર ઊંડે એવી યોજના કરવામાં આવી છે.

અને ત્રેવીસમી ડિસેમ્બરે પ્રદર્શન ખુલ્લું મુકાય છે. ત્યારથી તે ત્રીસમી તારીખ સુધી આ પ્રદર્શન સાહિત્યરસિકો માટેની એક યાત્રાસમું થઇ પડયું. ઘણા અભ્યાસીઓ તો નોંધ પણ ટપકાવી લેતા. લગભગ બસો જેટલા લેખકોની વિવેચના, અગિયાર સાહિત્ય-યુગના પ્રવાહોની સમજણ, અને બારેક સાહિત્યસ્વરૂપોના વિકાસનાં રેખાદર્શનો—ટૂંકમાં પ્રદર્શનમાં જે કંઇ લખેલું હતું તે બધું ઉતારનાર એક માસ્તરસાહેબને તો ધન્યવાદ ઘટે છે.

## કલામય પ્રવેશદ્વાર

b. સાહિત્ય અને સમાજને પોષતા ધાન્યના કલામય પ્રવેશ-
a દ્વારમાંથી પ્રથમ ઓરડામાં પ્રવેશતાં સાહિત્ય અને જીવન
ધી ચિત્રાત્મક લખાણ નજરે પડે છે. સાહિત્ય માનવને
આત્કલ્પનાશીલ મનોવિહારી તરંગી નથી બનાવતું પણ માનવ-
મનમાં ચતુસંકુચિત દષ્ટિને વિશાળ કરી, તેની સમભાવશીલ સં-
વેદના ખીલવી, તેના આચરણને સંસ્કારનો અને ભાવનો
૧૪

ઓપ આપી ઉદ્યમશીલ અને કાર્યરત બનાવે છે તે વિષે દેશદેશાવરના ઇતિહાસની થોડી હકીકતો આપી દ્રષ્ટાંતો પણ અપાયાં છે. સારાએ સાહિત્યપ્રદર્શનના પ્રવાહો આ સાંકળ સૂક્ષ્મતાથી સાંકળી લે છે.

જૈન સાહિત્યની સેવાનો ખ્યાલ કરી આપણે નરસિંહ-યુગ તરફ દ્દષ્ટિ ફેરવીએ છીએ. આ યુગમાં સહુથી વિશેષ ધ્યાન ખેંચે છે 'માધવને મટુકીમાં ઘાલી' લટકે મટકે ચાલતી, 'માધવ લ્યો, માધવ લ્યો,'ના ટહુકાર કરતી વ્રજનારી. તેની ઝીણવટ-ભર્યા ચિત્રામણવાળી મટુકીમાં શ્રીકૃષ્ણનું મુખારવિંદ દેખાય છે. પ્રેમલક્ષણાભક્તિનું—ગોપીભાવનું આ મૂર્ત્ત સ્વરૂપ આ યુગનું મુખ્ય લક્ષણ બની રહે છે. મટુકીના શ્રી કૃષ્ણ સામે આંખના સમસ્ત ભાવ ઢાલવતી કોઇ ભક્તની મુખાકૃતિ ઝળુંબી આ માધુર્યભાવનાને ઘટ્ટતર બનાવે છે. નરસિંહ મહેતાનું હરિ-જનવાસમાં થતું કીર્તન દર્શાવે છે કે આ ભક્તિ સામાન્ય જનતાને પણ રસમય ભાવનાથી મુગ્ધ કરતી. આત્મસ્ફુરણાથી ઉદ્દભવતી, ઊર્મિના ઉછાળાથી રસમય બનતી કવિતાનાં પગરણ નરસિંહયુગમાં જ થાય છે એટલે ગુજરાતના કાવ્યમંદિરના પ્રવેશદ્વાર આગળ આ આદ્યકવિ કરતાલની ધૂનમાં મસ્ત જણાય છે.

## મધ્યકાલનાં છડીદાર

ગુર્જર કવિતાના પ્રવેશદ્વાર આગળ જ આમ નરસિંહ જેવા પ્રભાવશાળી કવિનાં પાદચિહ્નો અંકાય છે એ ઓછું ગૌરવાસ્પદ નથી. નરસિંહનાં ઘેરાં, ગંભીર પ્રભાતિયાં, અને મીરાંનાં પ્રહર્ષજન્ય ( Rapturous ) ઊર્મિનર્તનો આજ સુધી પણ વાચકને મુગ્ધ કરે છે. આગળ એક પગલું જઇને કહીએ તો જગતના ઉત્તમ કવિઓમાં પણ તે ક્યાં પાછળ પડી જાય એવાં છે?

શરણાગતની શ્રદ્ધાથી ઝેર પીતાં મીરાંબાઇ, 'મુગ્ધ રસિક' માટે કાદમ્બરી લખતો રામભક્ત રસિક પંડિત ભાલણ, ઝાલોરના એક પર્વતશૃંગ પર ઊભો રહી, લાંબા હાથ કરી, દૂર દૂર સુધી તુર્કસેના અને રજપૂત સેનાની લડાઇને, જૌહર કરતી સ્ત્રીઓનાં વીર અને કરુણાથી મિશ્ર એવા પ્રસંગને, તાદશ કરતો પદ્મનાભઃ એ બધાંની સાહિત્યસેવાની ઊંડી છાપ લઇ આપણે નાકરયુગ તરફ વળીએ છીએ. કાર્યશક્તિ ઓછી છતાં દિશાસૂચન તરીકે અગ્રયાયી( Pioner )ની સિદ્ધિ જેનામાં વિશેષ છે તેવા કવિઓનું એક જૂથ અહીં આલેખાયું છે. તેમાં વાણિયાશાહી ઢબછબથી બેઠેલો નાકર, કબીરપંથી વસ્ત્રોમાં સજ્જ વછરાજ, અદબવાળી લહેરી મિજાજથી બેઠેલો ગોપાળ વગેરે ધ્યાન ખેંચે છે.

## અખો, પ્રેમાનંદ, શામળ

પ્રેમાનંદયુગના યુગચિત્રના મુખ્ય ત્રણ વિભાગોમાં આ યુગના ત્રણ મુખ્ય કવિઓ છે. પહેલા વિભાગમાં આત્માની સૂઝને વેધકતાથી સમજાવવા મથતો દૂર દૂર સંધ્યાના રંગમાં મળી જતા ૐકાર તરફ આંગળી ચીંધતો, હવેલી તરફ પીઠ ફેરવી ઊભેલો જ્ઞાનમાર્ગી પરજિયો સોની અખો છે. બીજા વિભાગમાં સંસ્કૃત કથાકારોથી જુદો તરી આવતો ઉજાસભરી આંખોવાળો માણભટ્ટ પ્રેમાનંદ હલકદાર હસ્તછટાથી રસભર્યાં આખ્યાન ગાતો જણાય છે. અને ત્રીજા વિભાગમાં ધોમ તડકામાં શ્રમિત થયેલા શ્રમજીવીઓના થાકને દૂર કરે એવી કલ્પનામય વાર્તાની મીઠી પરબ માંડી વાર્તારસરૂપી શીતળ જળ પાતો ઉલ્લાસવાદી શામળ આલેખાયો છે. આ ત્રણુ કવિઓએ કવિતાને લોકહૈયે પહોંચાડી. એ ત્રણેને સાંકળી લેતો, આ યુગની સમૃદ્ધિને મૂર્તિમન્ત કરતો એક ધનિક ચારે તરફ સોનારૂપાના સિક્કાઓ વેરે છે; જ્યારે આંતરિક દ્રષ્ટિએ સાંકળતા વ્યાસ અને

વાલ્મીકિ જેવા આપણા એ મહાઋષિઓની પ્રેરણા સમાં પુરાણો, યોગવાસિષ્ઠ, ભાગવત, મહાભારત, રામાયણ ઇત્યાદિનાં પાનાં આ યુગ પર ઊડતાં ઊડતાં ફરી વળે છે.

## અખાની બે જીવનઘટના

બીજાં નાનાં ચિત્રોમાં તો એક, અખાના જીવનની બે મહત્ત્વની ઘટનાઓ એક ચિત્ર નિરૂપે છેઃ હવેલીના વિલાસી જીવન પ્રત્યેનો તિરસ્કાર અને ગંગાતીરે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ. બીજા એક ચિત્રમાં પ્રેમાનંદ તેનું શિષ્યમંડળ જમાવી બેઠો છેઃ કોઇ લખે છે, કોઇ વાંચે છે, કોઇ પૂછે છે અને એ સર્વને પ્રેમાનંદ આદેશ આપે છે. આ સિવાય પંડિત રત્નેશ્વર, વિશ્વનાથ જાની, વલ્લભશામળના ઝઘડાનું કટાક્ષચિત્ર એવાં એવાં ચિત્રો છે પણ તેમાં ય વિશેષ જેવું ગમે તેવું તો વાર્તાકાર શામળનું ચિત્ર છે. રાત્રે ચોરે બેસી શામળ વાર્તા કરતો હોય છે ત્યારે તેની કલ્પના-ના દૃષ્ટિપથ પર ભૂતપિશાચની સૃષ્ટિ ખડી થાય છે. તેને વશ કરતો પરદુઃખભંજક વિક્રમ રાજા દેખાય છે, કોઇ સાહસિક રાજકુમારી ઘોડા પર બેસી કોઇ સાંકેતિક કિલ્લા તરફ જતી જણાય છે અને પુષ્પમાળા લઇને પરીઓ પણ ઊતરી આવે છે.

આ રીતે વાચકોને કલ્પનાના પ્રદેશ પર લઇ જઇ જીવન-થાકને દૂર કરી ઉલ્લાસ આપનાર શામળ, ભક્તિમાંથી વિલાસમાં સરતા ગુજરાતને જ્ઞાન તરફ વાળનાર અખો, સંસ્કૃત અને વ્રજ-ભાષાની મહત્તા ગાનાર પંડિતોને ગુજરાતના ગૌરવનું ભાન કરાવવા શિષ્યમંડળ જમાવી બેઠેલો પ્રેમાનંદ, એ સહુએ ગુજરાતની કવિતાને અને જીવનને રસમય બનાવ્યું.

સુવર્ણયુગ પછી સાહિત્યે પલટો ખાધો, અને આપણે નાના નાના અને અલ્પ સંખ્યાના કહી શકાય તેવા કવિઓના યુગ તરફ વળીએ છીએ. આ 'મંદ યુગ'ના ચિત્રનું ઐતિહાસિક

વાતાવરણ જ સાહિત્ય અને જીવનનો સંબંધ દર્શાવી આપે છે. રાજ્યધુરા વહતા મોગલ શહેનશાહો અને સૂબાઓના દરબારમાં નાચમુજરા થાય છે, સંપ્રદાયના ગાડરિયા પ્રવાહમાં લોકોની સંકુચિત દૃષ્ટિ અટવાય છે. ચિત્રમાં હવેલી, દેરાસર અને શૈવ મંદિરમાં તે તે સંપ્રદામના લોકો અને સાથે સાથે ઘેટાં પણ જતાં જણાય છે. બે ચાર પંડિત તો રસ્તા વચ્ચે તાણખેંચ કરે છે. આવી સ્થિતિ છે ત્યારે બીજી તરફ પનઘટ પરથી લમણે હાથ દઇ ઊભેલા અશક્ત જુવાનોની વચ્ચેથી કોઇ મુસ્લીમ સરદાર સ્રીને ઉપાડી જાય છે. અને સમી સાંજે મરેઠાઓ વટેમાર્ગુને લૂંટતા જણાય છે. આમ આવી અંધાધૂંધી અને અરાજકતા હોય ત્યાં સાહિત્ય ક્યાંથી ખીલે ? અને જો ખીલે તો તે પણ કલિકાળના વર્ણનની, વૈરાગ્યની અને થાકની જ કવિતા.

છતાંએ આ અને આ પછીના યુગમાં ભલે નિર્વેદની, વૈરાગ્યની, જ્ઞાનમાર્ગની કવિતા પ્રગટી, પણ તેમાં અનુભવનું ઓજસ હતું, સંસાર સાથેનો સીધો સંપર્ક હતો, લક્ષ્યવેધિતા હતી, ચાબખાના પ્રહાર હતા, એ ભૂલવું ન જોઇએ.

આ યુગના કવિઓમાં તો બે કવિઓનાં જ ચિત્રો ધ્યાન ખેંચે છે. એક તો માતાજીના ગરબા પાસે 'કજોડાંનો ગરબો' ગાતો વલ્લભ મેવાડો—તેની પાછળ એક ઝાંખા દશ્યમાં કજોડાનો લગ્નપ્રસંગ આલેખ્યો છે, બીજો કવિ નિરાંત હાથમાં તુલસીનો છોડ ઉગાડી અંધશ્રદ્ધામાં રાચતો હતો તેને કોઇ મુસ્લીમ ઓલિયાએ કેમ આત્મજ્ઞાન આપ્યું તે પ્રસંગનું ચિત્ર છે.

## 'ભગત-યુગ'

આ મંદ યુગનું જ અરાજકતાનું વાતાવરણ હજુ ચાલુ છે ત્યાં ધીમે ધીમે કવિતાનો જ્ઞાન-માર્ગ તરફનો વિકાસ દૃઢતર બનતો જાય છે અને ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં આપણને

'ભગત-યુગ' પ્રાપ્ત થાય છે. આ યુગના કવિઓ નરસિંહ જેવા ભાવનામય ભક્તો ન હતા—અને આવી અરાજકતામાં એવી ભાવના પ્રગટે પણ કઇ રીતે? —પરંતુ આ બધા એકતારાની ધૂન સાથે યોગમાર્ગ, બ્રહ્મજ્ઞાન, પંચીકરણ, ગુરુમહિમા, વગેરે વિષયોને ગાનારા 'ભગતો' હતા. કક્કા, મહિના, તિથિ, થાળ, ઘોળ, ચાબખા, પિયાલા, કાફી, રાજિયા, અવળવાણી, ગરબી વગેરે કાવ્યસ્વરૂપો અને પદ્ધતિઓનો આ યુગમાં સારી રીતે વિકાસ થયો.

## બેડાંફોડુ દયારામ ને બીજાઓ

આ યુગના ત્રણ મુખ્ય પ્રવાહોને યુગચિત્રમાં દર્શાવવામાં આવ્યા છે. સહુથી ઉપર ઘરઆંગણે રાત્રિના શાંત વાતાવરણમાં એકતારાની ધૂનમા લીન ભગત દેખાય છે. બીજા વિભાગમાં ચાંદનીથી આચ્છાદિત હવેલીના વિશાળ ચોગાનમાં હિંડોળે ઝૂલતાં રાધાકૃષ્ણ આગળ પ્રેમઅંશના અવતારની મહત્તા ગાતો દયારામ સિતાર વગાડતો જણાય છે. ચિત્રના ત્રીજા અને જરા વિશાળ વિભાગમાં કાઠિયા વર્ણના સમુદાયને લીમડા નીચે બેસી બોધ આપતા સહજાનંદસ્વામી જણાય છે.

આ યુગના કવિઓનાં છૂટાં ચિત્રોમાં નર્મદાના રમણીય કિનારે ટીખળી ભાઇબંધો સાથે પનિહારીઓનાં બેડાં ફોડતો, સુંદર વસ્ત્રોમાં સજ્જ કિશોર અવસ્થાનો દયારામ, વાંસની ભૂંગળીમા કવિતાને મૂકી મહી નદીમા તરતી મૂકતો ધીરો, ઠપકો દર્શાવતા હાથના ઝાટકાથી મર્મવેધી 'ચાબખા' મારતો, કાફીશા- જ- શૈલીમાં બેઠેલો ભોજો, નવયુગના કવિઓને પ્રેરણા આપ- ભાન સ્વામીઓના તસવીરો, પૂરીબાઇ, રાધાબાઇ વગેરે ઘણાંએ કવિએ તની

## હવે આવ્યા આપણા અર્વાચીનો

બીજા ઓરડાથી અર્વાચીન સાહિત્યની શરૂઆત થાય છે. પશ્ચિમની અસરથી ઉદ્ભવતા નવા વિચારોનું જૂના [illegible]ઓના તહાસિક

સાથે સંઘર્ષણ આ યુગમાં થાય છે. સુધારો આ દૃગનું પ્રધાન લક્ષણ બને છે. યુગચિત્રમાં કોઇ વિધવા સ્ત્રીના એક હાથનો ચૂડો ભાંગતી મધ્યકાલીન રૂઢિના પ્રતીક જેવી કોઈ ડોશી છે, અને બીજા હાથને કોઇ જુવાન સાથે હસ્તમેળાપ કરાવતો ઉલ્લાસમય અધીરો નર્મદ છે. બીજા વિભાગમાં 'ચલો હતવા જંગ બ્યૂગલો વાગે' એ ઉચ્ચારણ સાંભળી નર્મદની ઝાંખી મૂર્તિના એક હાથ આગળ ઊભેલો પૂર્વાવસ્થાનો માંદલો યુવાન તેના બીજા હાથ આગળ ટટ્ટાર થઇ સાહસે થર કર્મ કરવા ઉદ્યુક્ત હોય તેમ જણાય છે. આ સુધારકયુગમાં સુધારાના બે ભિન્નભિન્ન માર્ગ પ્રવર્તમાન હતાઃ એક ધીર અને બીજો અધીર. ચિત્રના ત્રીજા વિભાગમાં એ દર્શાવતા નર્મદ અને દલપતરામ છે. નર્મદ કીડીઓ પર આખો લાડવો મૂકે છે જ્યારે સૌમ્ય મુખમુદ્રાવાળા દલપતરામ લાડવાને ભૂકો કરી ભભરાવે છે.

સુધારાનો જુવાળ કંઇક ઓસરતાં 'પંડિતયુગ'ની વિદ્વત્તાનાં આપણને દર્શન થાય છે. સુધારકયુગમાં નવાં વિકસેલાં સાહિત્યસ્વરૂપોને આ યુગે સંગીન વિદ્વત્તાનો પટ આપ્યો. સમાજજીવનને સ્પર્શતા દરેક પ્રશ્નનો તલસ્પર્શી અભ્યાસ દાખવતા, પૂર્વ પશ્ચિમની નીતિ–રીતિની મૂર્ણ છણાવટ કરતા આ પંડિતો જાણે કે વિચારસાગરને તળિયેથી કીમતી મોતી લાવી આપતા હોય તેવું જણાય છે. ચિત્રમાં લહેરાતા સાગર વચ્ચે હોડીમાં આનંદશંકર ધ્રુવ, મણિલાલ દ્વિવેદી અને ઇચ્છારામ દેસાઇ બેઠા છે, અને ગોવર્ધનરામ–આ યુગની યુગમૂર્તિ–સાગરમાં ડૂબકી મારી ચાર મૂલ્યવાન મોતી લાવી આપતા હોય એવું જણાય છે. નવતર કવિતાનું પ્રથમ સુભગ દર્શન "ખારા જળમાં મીઠી વીરડી" જેવું નરસિંહરાવનાં કાવ્યોથી થાય છે. ચિત્રના બીજા વિભાગમાં નરસિંહરાવ દીવેટિયા ડોળીમાં આરામથી બેસીને ધત્રલગિરિ, ઉષા, દિવ્યસુંદરી વગેરેનું દર્શન કરવા જતા જણાય છે. અને સાથે પુસ્તકો પણ છે.

## ભાવનાયુગના જ્યોતિર્ધરો

પંડિતયુગની પૂર્વપશ્ચિમની વિચારણા પૂર્ણ કક્ષાએ પહોંચી એટલે ભાવનાયુગની ભાવના પ્રગટી. ભાવના, સૌન્દર્ય, માધુર્ય અને કલાના મનોહર હંસવાહન પર કાવ્યદેવી ઊર્ધ્વ પ્રયાણ શરૂ કરે છે-બ્રહ્માંડ ગોળા તરફ. ન્હાનાલાલ તેને બ્રહ્માંડ પરના ત્રિકાળદર્શી પ્રદેશમાં લઇ જવાનો યત્ન કરે છે, ઊર્મિના ગૂંચળામાં વીંટાઇ કલાપી તેને ગુલાબની માળા અર્પણ કરે છે, સંયમશીલ ઊર્મિના સ્વસ્થ કવિ (classical poet) કાન્ત મધ્યસ્થ રહી કાવ્યદેવીને ચરણે કમનીય મંજુલ પદાવલિનાં અને સુગ્રથિત છંદોનાં ઝાંઝર પહેરાવવા આવે છે, ખબરદાર સર્વાંગ સુંદર આચ્છાદન કરે એવા 'દલા', 'દકા'ની જુદા જુદા રંગની અને મહાકાવ્યને વહી શકે તેવા છંદપ્રયોગોની સાડીઓ લાવે છે, બોટાદકર એક થાળમાં ચૂંદડી, મોડિયો, કંકાવટી એવાં એવાં ગૃહભાવનાનાં પ્રતીકો લાવે છે. પાછળ આ બધી ભાવનાઓને મુગ્ધદૃષ્ટિથી નિહાળતા લલિતજી લગીર રસમંજીરાથી કાવ્યદેવીને રીઝવે છે; અને ચિંતનના પીળા રંગની છાયામા ઊભેલા બળવંતરાય ઠાકોર આવી ભાવનાઓને 'પુષ્કળ કવિતા માત્ર પોચટ આંસુ સારતી' ગણી કાવ્યદેવીને ચિંતનના અને અર્થઘનતાના પૃથ્વીતલ તરફ આમંત્રણ આપે છે. નવયુગના ચન્દ્રવદન અને સુન્દરમ્ એના ગાડામાં બેઠા હોય છે. આ સુંદર રંગમિલાવટવાળું કલ્પનોત્તેજક ચિત્ર આપણને કોઇ નવીન જ પ્રદેશમાં લઈ જાય છે.

'મુનશીયુગ'માં મુનશીનું વ્યક્તિત્વ વિશિષ્ટ હોવાથી આ યુગને મુનશીયુગ કહે છે. ચિત્રમાં યુગમૂર્તિ તરીકે મુનશી તેમની લાક્ષણિક છટામાં ઊભા છે. તેમની ઉપર કુકકુટ, ગરૂડ અને પરશુનો 'ગુજરાત'માન્ય વાવટો આ યુગની ગુજરાતની અસ્મિતા

ની ભાવનાનો ખ્યાલ આપે છે. આ યુગની કલાની ખિલાવટ, જીવનનો ઉલ્લાસ, અહંત્વ, ગૌરવછટા એ બધું આ કળા કરી ઊભેલો મોરલો દર્શાવે છે. તેને પીંછે પીંછે વાર્તા, સંવાદ, નાટ્ય-તત્ત્વ, પાત્રચિત્રણ વગેરે શબ્દો લખવામાં આવ્યા છે. એ બધાંનો પૂર્ણ વિકાસ આ યુગમાં થયો. આ યુગના સાહિત્યકારોએ હાસ્ય-રસ પણ સારી રીતે વિકસાવ્યો. ચિત્રમાં 'ઓલિયા જોષી'ના પગ નીચે કેળાની છાલ મૂકી તેને લસરાવતા 'ભરતફકીર' અને આ બધો તાલ જોઈ મીઠું મીઠું મરકતા જ્યોતીન્દ્ર જણાય છે. આ યુગની બંડખોર વૃત્તિને પરિણામે પ્રણાલિકાભંગ અને ઉપહાસ એ પણ આ યુગનું લક્ષણ બને છે. મુનશીનાં નાટકોમાં, અને 'મદનમંદિર' અને 'ભીષ્મ ગાંગેય' જેવાં નાટકોમાં તો એ લક્ષણ સ્પષ્ટ જણાય છે. જુઓને, ઉપરના ચિત્રમાં બિચારા ઋષિની જનોઈ પર કોઈક કાતર ચલાવે છે અને બીજો કોઈક તેને હેટ પહેરાવવાનો પ્રયોગ કરે છે!

## ગાંધીયુગ સંયમ-પાળને રૂપે

જેમ બાલ્લનાયુગની ભાવના અત્યે મુનશીયુગે ઉપહાસ કેળવ્યો તેમ એ ઉપહાસ, અહંત્વ અસ્મિતા અને જીવનના ઉલ્લાસના અદમ્ય પ્રવાહને 'ગાંધીયુગે' સંયમપાળ બાંધી, આત્મવિલોપનની ભાવના પ્રગટાવી. ગાંધીજીની યુગમૂર્તિથી જ ચિત્રમાં જાણે કે આત્મવિલોપન, ત્યાગવૃત્તિ, વિશ્વપ્રેમ, દેશપ્રીતિ, સત્યનિષ્ઠા વગેરે લક્ષણો ફલિત થાય છે. ધ્વજવંદનના ચિત્રથી આ યુગનું ઐતિહાસિક અને સાહિત્યમાં વારંવાર નિરૂપાતું વાતાવરણ દર્શાવ્યું છે. આ ઉપરાંત ચિત્રના બીજા વિભાગમાં ગાંધીજીના આદેશ અનુસાર આ યુગનો લેખક સરળતા, સાદાઈ, સંયમ વગેરે ખડિયામાં કલમ બોળી બોળી લખતો થાય છે તે દર્શાવ્યું છે. અને એ સાહિત્ય-અહીં જે બે હાથ મારફતે બહાર પડતું દેખાય છે—તેના પર 'જીવનભારતી' 'જીવનશોધન' 'જીવનસંસ્કૃતિ'

એમ લખેલું છે. આ 'જીવન' નામધારી પુસ્તકો આ યુગનું ત્રીજું લક્ષણ જીવનલક્ષિતા સૂચવે છે. અને રશિયન, ફ્રેંચ એવા એવા પશ્ચિમના સાહિત્ય સાથે આ યુગે ગાઢ સંપર્ક સાધ્યો, પુષ્કળ અનુવાદો થયાં. ચિત્રમાં આ લક્ષણ કોઇ સ્ત્રી સાથે હાથ મિલાવતી ખાદીધારી વ્યક્તિથી દર્શાવ્યું છે.

અદ્યતન યુગમાં સહેજ બીજાં બે ચાર તત્ત્વો ઝળકે છે. હથોડા અને દાતરડાનાં પ્રતીકથી જણાઇ આવતો સમાજવાદ, કેડથી વાંકા વળેલા શ્રાન્ત કોદાળીવાળાથી થતું પીડિતદર્શન, દારૂના નશામાં લથડિયાં ખાતા મજૂરો દ્વારા સૂચવાતું વાસ્તવદર્શન, વેશ્યાજીવન, અને ડ્રોઇંગ રૂમમાં ચા પીતાં પીતાં ટેબલ નીચે પગની રમત કરતાં યુવકયુવતીઓ દ્વારા કલ્પી શકાતું We no Morality-નું તત્ત્વઃ એ આ યુગનાં મુખ્ય લક્ષણો છે. આ યુગના મોટા ભાગના કવિઓને જેલજીવનનો અનુભવ છે અને તેની અસર કાવ્ય પર જણાય એટલે જેલની બારી પાછળ ઊભેલા 'સુન્દરમ્' પણ ચિત્રમાં જણાય છે. આ ઉપરાંત આ ચિત્રમાં નથી દર્શાવ્યાં—ન દર્શાવી શકાય તેટલાં અને તેવાં—અગમ્યવાદ, માનસશાસ્ત્ર અને કામશાસ્ત્રના સિદ્ધાંતોનો વણાટ, પ્રયોગશીલતા, નવતાપ્રેમ એવાં એવાં લક્ષણો તો સૌથી વધારે મોટા આ યુગપ્રવાહના પૂંઠા પરથી વાંચવાના જ રહે છે. અને તે પછી જ સમજાય કે અદ્યતન યુગ ગાંધીયુગથી કેટલે અંશે જુદો પડે છે.

## પ્રતિભાબીજના માવજતકાર

અદ્યતન યુગના સાહિત્યમાં ભાવનાયુગ જેવો જ એક કવિઓનો સમૂહ જણાય છે. અહીં તેનું એક વૃક્ષ દોરવાનો પ્રયત્ન કર્યો છે. ગાંધીજી, ટાગોર, કાલેલકર, અને કાર્લમાર્ક્સ જેવા આ છેલ્લા દાયકાની કવિતાના વૃક્ષને પાણી પાય છે. બ. ક.

ઠાકોર જેવા માળી પાવડે પાવડે કયારી બનાવી 'પ્રતિમાની માવજત' કરે છે. આ વૃક્ષની એક બાજુ પ્રકૃતિપ્રેમ, પ્રણય, મુગ્ધભાવ, ગૂઢભાવ, માધુર્ય, ગેયતા, ઇત્યાદિ સૌંદર્યલક્ષી તત્ત્વોમાં રાચતા કવિઓની ડાળો છે, અને બીજી તરફ છંદ-વૈવિધ્ય, પ્રયોગશીલતા તથા જીવનના કઠણુ ધબકારામાં રાચતા, અગેયતા અને ચિંતનના ઉપાસક કવિઓની શાખા છે. અલબત્ત, આ બધા ઉપરં એક વૃક્ષની ડાળો હોવાથી એકસરખી જ અસર છે તો પણ ઉચ્ચું વલણ તો સૌન્દર્ય તરફ વિશેષ હોય તેમ સૌન્દર્યલક્ષી કવિઓનું જૂથ જોતાં જણાય છે. અને આ ડાળો પણ હજુ કુમળી છે. કયા કવિની ડાળ કયારે કઇ બાજુ વળશે તે કહી શકાતું નથી. પરંતુ ઉમાશંકર 'ગંગોત્રી' થઇ 'નિશીથ'માં સૌન્દર્યલક્ષી બાજુ તરફ વળ્યા હોય તેમ આ તેમની ડાળ જોતાં જણાય છે.

આ રીતે ગુજરાતી સાહિત્યનું અવલોકન કર્યા પછી સમગ્ર સાહિત્યનાં Psychological rhythm (મનોવ્યાપારી લય-પ્રવાહ) બતાવતી નદી તરફ આપણું લક્ષ જાય છે. ભક્તિ, આખ્યાન અને તત્ત્વજ્ઞાનના મુખ્ય પ્રવાહોમાં વહેતી મધ્યકાલીન નદીમાં પશ્ચિમના પ્રવાહે ખળભળાટ મચાવ્યો, સુધારકયુગમાં આથી એ પાણી વમળે ચડ્યાં, પંડિતયુગમાં કંઇક સ્થિર અને ઊંડાણવાળાં થયાં, ભાવનાયુગમાં તેની છોળ બધે ઊછળવા લાગી, પાણી ચોપાસ ફરી વળ્યાં, મુનશીયુગમાં ઉલ્લાસ અને ક્રિયાશક્તિના ધોધમાર પ્રવાહે વહ્યાં, ગાંધીયુગે સંયમ–પાળ બાંધી એ પાણીને ધીમે ધીમે વહેતાં કીધાં. ફરીથી અદ્યતન યુગમાં સમાજવાદના પ્રવાહથી આ પાણીમાં ખળભળાટ શરૂ થાય છે.

## વિવિધ સાહિત્યસ્વરૂપો

અહીંથી ઊર્મિગીત, આખ્યાન, નાટક, નવલ, નવલિકા, હાસ્ય, વિવેચના, નિબંધ, તત્ત્વજ્ઞાન વગેરે સાહિત્યનાં સ્વરૂપોના વિકાસ અને સાહિત્યવિભાગોની સમજૂતી આવે છે. તેનાં

ચિત્રોમાં તો આખ્યાનવૃક્ષોના ક્રમિક વિકાસનો મંદયુગના કવિઓની ફળ પાડવાની બોધપ્રધાન અધીરી વૃત્તિએ કેમ અંત આણ્યો, ઊર્મિગીતની વીણામાં જુદા જુદા ભાવ પ્રમાણે જુદા જુદા રંગની કયા કવિની ઊર્મિ કેટલી ઊંચાઇ સુધી પહોંચી, પ્રસંગજન્ય અને બુદ્ધિજન્ય એમ બે તરફ ઊડતા હાસ્યના ફુવારામાં તીખો, પ્રસન્ન, વિનોદી એમ રંગમિલાવટભર્યો હાસ્ય કોનો કોનો કયા પ્રકારનો છે, નવલકથાની પર્વતમાળામાં કોણ કેટલો મહાન છે એ બધું ચિત્ર જોતાં જ સમજી શકાય તેવું છે. નવલિકાની વેલમાં કાલ્પનિક અને દૃષ્ટાંતપ્રથા જેવી આપણી વાર્તાઓને પશ્ચિમના નવા પાણી પાયું અને 'વીસમી સદી' પછી સમાજદર્શન, યુગદર્શન વાસ્તવવાદ એવું એવું પોષણ મળવાથી પાત્રપ્રધાન, હાસ્યરસિક, માનવશાસ્ત્રીય, કામુક, નૂતનનીતિવાદી એવી એવી વાર્તાઓનો ફાલ કઇ રીતે ઊતર્યો તે દર્શાવ્યું છે.

આ વિકાસોના ચિત્રમાં કંઇક રમૂજ ઉપજાવે તેવું ચિત્ર તો 'સાહિત્યકૃતિને ફોલી ખાનાર વિવેચકપક્ષીઓ'નું હતું. તેમાંએ એન્ચાર પ્રકારનાં એકસરખાં પક્ષીઓને લાક્ષણિક જુદી જુદી છટામાં બેસારી તે વચ્ચે સૂક્ષ્મબુદ્ધિપૂર્વક તફાવત દર્શાવવામાં આવ્યો હતો.

## વિવેચકોની વિહંગમાળા

હંસ એટલે નીરક્ષીરન્યાય કરનાર પક્ષી. આ એક જાતના જુદી જુદી રીતે મૂકવામાં આવેલા હંસોમાં નવલરામ પંડ્યાએ મોહક છટાથી વિવેચનનું ગૌરવ વધાર્યું; વિજયરાયે સંસ્કારભોગી તીણી દૃષ્ટિએ સીધેસીધો વિવેક કરી બતાવ્યો, નીડરતાથી શૈલીના નવા નવા પ્રયોગો કર્યા; રામનારાયણ પાઠકે વિહારને સ્થિર કરી, ઊંડી અને તીણી દૃષ્ટિથી, ડોકની તાર્કિક છટાથી સૂક્ષ્મ અન્વેષણ કર્યું; કાલેલકરે મંદમંદ લહરીમાં મીઠો વિલાસ કીધો.

એ જ રીતે મોરો એટલે કલાપ્રેમી, રંગવૈભવભર્યો ઉલ્લાસ અનુભવનારા સર્જક વિવેચકો. તેમાં વિશ્વનાથની ખીલેલી કળા પંડિતાઈની બારેખમ શૈલીમાં મહાલે છે, આત્મસ્થ છે, જ્યારે ગોવર્ધનરામ દૂરદર્શી ડોકના મરોડથી તુલનાત્મક અભ્યાસ અને શાંત સૌમ્ય ઉલ્લાસમાં કલા સંકેલીને બેઠા છે.

આ ઉપરાંતનું દલપતરામનું બતકની જેમ શૈલી તરફનું લક્ષ્ય; નર્મદની પોપટની જેમ તીણા સ્વરે જોરસો પારખવાની વૃત્તિ; ભક્ત હોલા જેવો ઘુઘવાટ કરતા મણિલાલ દ્વિવેદી; પશ્ચિમની શૈલીની નેકી પુકારનાર કુક્કુટ રમણભાઈ નીલકંઠ; બાજની જેમ તીણી આંખે સૌન્દર્ય–અસૌન્દર્યનું પૃથક્કરણ કરનાર નરસિંહરાવ દીવેટિયા; કાદવમાંથી પણ સુંદર તત્ત્વો શોધી આપનાર બતક કેશવલાલ ધ્રુવ; ગરવા નમ્ર, નીચી ડોક ઢાળેલા કબુતર જેવા કાવ્યતત્ત્વની ચર્ચા કરતા આનંદશંકર ધ્રુવ; ગીધ જેવી કડક નીતિથી પૃથક્કરણ કરનાર બ. ક. ઠાકોર; ગુરુની જેમ વિવેચન કરતા કરતા ભાવનામાં વિહરતા ન્હાનાલાલ; જીવનના ઉલ્લાસની નેકી પુકારનાર બીજા કુક્કુટ કનૈયાલાલ મુનશી; મીઠાબોલા પ્રૌઢ પોપટ જેવા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી; આમતેમ દૃષ્ટિ ફેરવતા રમતિયાળ તેતર જેવા નવલરામ ત્રિવેદી; લોકસાહિત્યની મીઠાશ ચખાડનાર જંગબારી પોપટ જેવા મેઘાણી; અને કંઈક ઝીણી ચાંચવાળા ચપળ અને રમતિયાળ તેતર અનંતરાય રાવળ–એમ આ બધાં વિવેચક–પક્ષીઓ પોતપોતાની રીતે સાહિત્યકૃતિનો આસ્વાદ લે છે.

આ યાત્રાને અંતે ગુજરાતના ગૌરવવંતા સાહિત્યનો આપણને ખ્યાલ આવે છે. આપણને લાગે છે કે આપણી પાસે પણ, જેનાથી આપણે બીજા પ્રાન્ત કે રાષ્ટ્રમાં શોભીએ તેવા, સાહિત્યકારો છે ખરા.

## સર્વાંગીણ સમીક્ષા

અને આ બધાં ચિત્રોથી પરિવર્તિત થતી આવી મનોવૃત્તિ

વિશેષ અભ્યાસ તરફ ખેંચાય છે અને આ સાહિત્યપ્રદર્શનના ચણતરપાયામાં રહેલાં મૂળ અંગભૂત વિવેચનો તરફ તેનું લક્ષ જાય છે. એ વિવેચનનાં પૂઠાં પર લેખકની નાની તસવીર, તેની વિશિષ્ટતા દર્શાવે તેવું કંઈક સૂચકચિત્ર, તેના ગ્રંથોની યાદી, ગ્રંથોની સમીક્ષા, તેમાંથી ફલિત થતું લેખકનું વ્યક્તિત્વ, સાહિત્યના જુદા જુદા ક્ષેત્રમાં મેળવેલી તેની સિદ્ધિઓ, અનુગામીઓ પરની તેની અસર—એવાં એવાં દૃષ્ટિબિન્દુથી પૂર્ણ સમીક્ષા, ઘણી જ ટૂંકી સચોટ મર્મવેધી ભાષામાં કરવામાં આવી છે. બીજું આકર્ષક તત્ત્વ તે યુગપ્રવાહોની ઝીણવટભરી છણાવટ. માત્ર થોડી લીટીઓમાં, ઐતિહાસિક વાતાવરણ, આગલા યુગ સાથેનો અને અનુગામી યુગ સાથેનો સંબંધ, વિશિષ્ટતા અને સિદ્ધિઓ એ આમાં નિરૂપવામાં આવ્યું છે. આમ સાહિત્યથી પૂર્ણપરિચિત થયેલો પ્રેક્ષક વિકાસો તરફ વળે છે. એ જુદા જુદાં સાહિત્યસ્વરૂપોના વિકાસમા તે ને તે સ્વરૂપને માપવાની સર્વસામાન્ય દૃષ્ટિ, પ્રવાહદર્શી વિકાસ, તેનાં મુખ્ય વલણો, અને અંતમાં તે તે સ્વરૂપના મહાન્ વિભૂતિઓ—વિકાસની દૃષ્ટિ તેમજ જગત-સાહિત્યની રસલક્ષી તુલનાત્મક દૃષ્ટિએ, એ બધું નિરૂપવામાં આવ્યું છે. આમ મનરંજનથી અને અભ્યાસ અને જ્ઞાનના વિકાસથી પરિતૃપ્ત થયેલો પ્રેક્ષક આ બધું ફરી વાંચવા માટે તેને પુસ્તક-સ્વરૂપે રજૂ કરવાની ભલામણ કરે તેમાં નવાઇ શી ?

આભાર-સ્વીકાર: કાલચક્ર; કેકી; ગીતામાધુરી; ઝરમરના વહેણ; પ્રસાદ-નર્મદા; જ્ઞાનગોષ્ઠિ; રતું ગામડું; ભારતીય વિદ્યાભવન (રિપોર્ટ, ૧૯૪૦); રશ્મિ, અં. ૭; The Student's English-Paija Dictionary.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૬ : ગ્રંથાંક ૨

જુન ૧૯૪૨



પૂર્ણસંખ્યા ૨૨

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

શ્રી ધનસુખલાલ મહેતાનાં સર્જનો

# છેલ્લો ફાલ



પ્રવાહી તેટલી જ પહેલદાર શૈલીમાં
કુશળ શબ્દશિલ્પીની કલમે લખાયેલી
રસ, રહસ્ય અને રંગભરી વૈવિધ્ય
અને વાસ્તવિકતાથી છલકાતી વીસ
વાર્તાઓ અને બાર નાટિકાઓ

આકર્ષક રૂપરંગ ✿ મૂલ્ય રૂ. ત્રણ

# મીઠી નજરે



સાહિત્ય અને ચિત્રકલા: રંગભૂમિ અને નૃત્યકલા
વિષયક વિશદ વિવેચનો સાહિત્ય અને કલા જીવનનાં
સંસ્મરણો અને પ્રાસંગિક કાવ્યોને સંગ્રહ
સંપાદક: શ્રી વિ. ક. વૈદ્યના
'હળવી કલમે' શીર્ષક આમુખ સાથે

કલામય મુદ્રણ ✿ મૂલ્ય રૂ. બે

# રંગલીલા

શ્રી નટવરલાલ પંડ્યા, રમણભાઇ નીલકંઠ, જાગીરદાર
જ્યોતીન્દ્ર દવે, ધનસુખલાલ મહેતા અને ચન્દ્રવદન મહેતા
આ છ લેખકોનાં હાસ્યરસિક લખાણોમાંથી
સુંદર પ્રસંગો ઊંચકી લઇ તેમની એક
બીજા સાથે ભાતીગળ ગૂંથણી કરેલું
રચેલું હાસ્યરસથી છલકાતું પ્રહસન:

સુંદર રૂપરંગ ✿ મૂલ્ય ચૌદ આના

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ ૨**

નવી આવૃત્તિ    મનોહર રૂપરંગ

# નાજુક સવારી

વિનોદકાન્તકૃત આ પ્રસિદ્ધ નિબન્ધિકાસંગ્રહમાં ૨૪ રસમય રચનાઓ ઉપરાંત નિબન્ધિકાવિષયક ઉપોદ્‌ઘાત તથા માહિતી-ભર્યાં ટિપ્પણો છે. દોઢ રૂપિયે એનો દરેક ખરીદનાર **માનસીનો** પણ મદદગાર બને છે.

"**એ** જીવંત અમૂર્તોના સંપર્કથી વિજયરાય નિષ્પક્ષ ઉદારમતવાદી રહી શક્યા છે. જેના દોષ બતાવે છે તેના ગુણ પણ ઘણા ને સારી રીતે જુએ છે. સંપ્રજ્ઞાતપણે પોતે ઘડેલા વિવેચનના આદર્શને પ્રયત્નપૂર્વક એ વળગી રહે છે. એ આદર્શની આંખે જ પોતે દુનિયામહેલને નીરખે છે–બહારથી નહિ પણ અંદરથી."

**પ્રા. વ્રજરાય મુ. દેસાઇ** ( '૩૯નું ગ્રંથસ્થ વાઙ્મય )

## પ્રા. વિજયરાય ક. વૈદ્યકૃત વિવેચનસંગ્રહ

# જૂઈ
અને
# કેતકી

અઢી રૂપિયા

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની**

પ્રિન્સેસ સ્ટ્રીટ    મુંબઈ નં. ૨

અઠ્ઠાવીશ અપૂર્વ વિવેચનનિબન્ધો

# વિવેચના

કર્તા

પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી એમ. એ.

"હૃદય, બુદ્ધિ અને દર્શનશક્તિને જે વિષયે હલાવી મૂક્યાં હોય તે જ વિષયનો સ્વાનુભવ 'વિવેચના'માં લેખરૂપ ધરે છે. લેખ–લેખનાં પ્રેરક કારણ જુદાં હોવાથી શૈલીનું વૈવિધ્ય–લેખરૂપનું વૈવિધ્ય સહજ બન્યું છે; છતાં સૌનું કારણ એક જ હોત તો પણ શૈલીવૈવિધ્ય અવશ્ય આવત, કારણ કે કલાની એકરૂપતા, એકતાનતા આ વિવેચકને મતે રસક્ષતિની કરનાર છે અને કલા જીવનનું બળ છે."–પ્રા મંજરાય સુ. દેસાઈ ('૩૯નું ગ્રંથસ્થ વાઙ્મય)

પાકું પૂઠું : ઊંચા કાગળ : રૂ અઢી

સોલ એજંટ : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરોડ : અમદાવાદ

# વિષયદર્શન

વર્ષ ૬, ગ્રન્થાંક ૨

જુન ૧૯૪૨

## સર્જન અને નિબંધો



## નિકષ

**માનસી ગ્રંથશ્રેણી: સંચાલક** વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો; નાનપરા: સૂરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૬); છૂટક રૂ. ૧ાા. **શાખાઓ: (૧) મુંબાઇ,** મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; **(૨) સૂરત,** પ્રતાપ પ્રેસ, કણપીઠ, **(૩) વડોદરા,** પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ, શિયાપુરા; **(૪) અમદાવાદ,** પ્રસ્થાન કાર્યાલય, ચાર રસ્તા; **(૫) કરાંચી,** ભારતી સાહિત્યસંઘ, ડેન્સો હોલ; **(૬) પોરબંદર,** રા. દામોદર કેશવજી ભટ્ટ, પોસ્ટ ઓફિસ રોડ.

## 'પ્રાપ્તિ-સ્વીકાર' પૂર્તિ

**જીવનશોધન:** કિશોરલાલ ઘ. મશરૂવાળા (આ. ૩જી; રૂા. ૧ાા)– **હિન્દ સ્વરાજ્ય:** ગાંધીજી (આ. ૨જી; રૂા. ૦ાા).

૩. એ જે આવો (જીવભૂત સત્) સૂક્ષ્મ છે, તે આ સર્વનું આત્મ છે; તે તે સત્ય છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ તે તું છે.

શ્વેતકેતુઃ "ભગવન્, મને એ વધારે સમજાવો." પિતાએ કહ્યું કે ઠીક.

૧૬

૧. હે સોમ્ય! સિપાઈઓ કોઈ પુરુષને પકડી લાવે અને કહે "તું ધન લઈ જાય છે, તેં ચોરી કરી છે" અને તે ના કહે તો એને માટે ફરશી તપાવે. હવે, જો એણે ચોરી કરી હોય તો તે એમ બોલી આત્માને જૂઠો (છે તેથી જુદો) કરે છે. તે એવો જૂઠનો સંગી જૂઠથી આત્માને ઢાંકીને તપાવેલી ફરશી પકડે એટલે દાઝે છે અને પછી તે જૂઠો ઠરતાં રાજપુરુષો તેને મારી નાંખે છે;

૨. અને જો તેણે ચોરી ન કરી હોય તો એમ બોલીને તે આત્માને સાચો (છે તેવા જ સ્વરૂપે) કરે છે અને તે સત્યનો સંગી સત્ય વડે આત્માને ઢાંકીને તપેલી ફરશીને પકડે અને એ દાઝે નહિ એટલે પછી એને છોડી મૂકે છે.

૩. એ જેથી ત્યાં (સત્યે રક્ષેલી હથેળીએ) દાઝ્યો નહિ એવા સત્યમાં (સત્માં) આ સર્વ દશ્યનું આત્મ છે; તે સત્ય વસ્તુ છે. એ આત્મા છે. હે શ્વેતકેતુ! તે તું છે.

એવું એ પિતાનું કહેવું તે સારે સમજ્યો, તે સારે સમજ્યો.

છઠ્ઠો પ્રપાઠક સમાપ્ત

જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે

# નવલરામ

## વિ ચા ર ક

[ અનુસન્ધાન, જુન ૪૦'ના અંકથી પૂરું ]

નવલરામ એમના જમાનામાં બહુશ્રુત હતા; અનેક ગ્રંથોનું—સંસ્કૃત, જૂની ગુજરાતીનાં તેમ જ પાશ્ચાત્ય, શિષ્ટ ને શાસ્ત્રીય ગ્રંથોનું—તેમણે અધ્યયન કર્યું હશે એમ લાગે છે. તેમ જ એ કોઇ પણ વસ્તુ વિષે સ્વતંત્ર વિચાર કરી શકતા, ઊંડું અવલોકન કરી શકતા, સામા પક્ષમાંનું સત્ય પણ જોઇ શકતા; આથી એમણે જે અનેક વિષયોની ચર્ચા કરી છે તેમાં દર્શાવેલા કેટલાક વિચારો હજી પણ ગ્રાહ્ય થાય એવા લાગે છે. એમનાં લખાણોમાં જણાતું દૂરદર્શિત્વ, નિષ્પક્ષપાત તુલનાશક્તિ, અને સૂક્ષ્મ દૃષ્ટિ એમને સમર્થ વિચારકનું પદ અપાવે એમ છે. ભિન્ન ભિન્ન વિષય પરત્વે એમણે દર્શાવેલા કેટલાક વિચારો આપણે જોઇએ.

### કાવ્યભાવના

કાવ્યશાસ્ત્ર સંબંધી એમણે કેટલાંક વિવેચનોમાં, 'મનના વિચાર'માં તથા 'અકબર બીરબલ નિમિત્તે કાવ્યતરંગ'માં પોતાના વિચાર પ્રદર્શિત કરીને, ખરું કાવ્યત્વ શેમાં છે તેની ચર્ચા કરી છે. એમના સર્વ વિચારો સાથે સંમત થઇ શકાય એમ નથી; છતાં એ કબૂલ કરવું જોઇએ કે તે તત્ત્વતઃ કાવ્યનું ખરું સ્વરૂપ

પિછાની શકયા હતા. કાવ્યના દેહને અથવા તો એ દેહના અલં-કારોને એમણે, બીજા ઘણાએ કરેલી તેવી, કાવ્યનો આત્મા સમજવાની ભૂલ કરી નહોતી.

રસ વિષે ચર્ચા કરતાં 'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ'માં નવલરામ જગન્નાથ પંડિતને મુખે બોલાવે છે—

હર્ષ શોકાદિ નાના પ્રકારના મનોવિકારને સાધારણ રીતે રસ કહે છે. જે એવો રસ જે વાક્યમાં હોય તેને કવિતા કહીએ તો બહુ વિપરીત થશે. પ્રાણીમાત્રમાં મનોવિકાર છે અને તેથી વિકારી સ્થિતિમાં જે બોલે તેને કવિતા કહેવી પડશે. કૂતરું ચીડવાઈને ભસવા લાગે તો તે વીરરસ કહેવાય. અને કોઈ પોતાના બાપની પછાડી પોકશ્રાદ્ધ કરતો હશે તે કરુણરસની કવિતા કરે છે એમ કહેવું પડશે. પ્રિયમરણના શોકથી એ જે વિલાપ કરતો હશે તેમાં કરુણરસ કદાપિ હશે ખરો પણ એ કરુણરસની કવિતા કરે છે એમ તો નહિ જ કહેવાય. એમ હોય તો પ્રાણીમાત્ર સુખદુઃખને સમે કવિ છે અને કવિમાં કાંઈ વિશેષ રહેતું નથી. અર્થાત્ પોતાના જ અનુભવની વાત કરનારો ગમે એવું રસમય બોલે તો પણ તે કવિ છે એમ નહિ કહેવાય. જે તેની વાણીમાં રસ છે, તો તે રસિક માત્ર છે એટલું જ સિદ્ધ થાય છે. કવિ તો તે જ કે પોતાના અનુભવ બહારની કથા વર્ણન કરતાં પણ તદ્રૂપ રસને દર્શાવી શકે.[1]

નવલરામના આ વિચારો સ્વીકારવામાં આવે તો આપણા સર્વ આત્મલક્ષી કવિઓ કવિ ગણાતા અટકી જાય. કવિતામાં ભાવ ને હૃદયક્ષોભ ઉપરાંત બીજું પણ કૈંક આવશ્યક છે એમ એમણે કહ્યું હોત તો એમની ઉપર્યુક્ત ચર્ચા યોગ્ય ગણાત.

શબ્દાલંકાર વિષે ચર્ચા કરતાં એ જ ગ્રંથમાં જગન્નાથ પાસે એ બોલાવે છે:

ચડચમાના ચમકારા અને કાંઇ કામના નથી, અને તેથી બાળક

1. નવલગ્રંથાવલિ, ભા. ૧. પૃ. ૩૬૧.

સિવાય કોઈ પણ રીતે નહિ, પરંતુ જ્યારે તે શબ્દની ધ્વનિ ઉપરથી કાંઈ અર્થની વ્યંજના નીકળે ત્યારે તે રસનું કારણ થઈ પડે. ઘણા માણસ એવી વ્યંજના સ્પષ્ટ સમજી શકતા નથી, તો પણ તેના અંતરમાં કાંઈ એનો આભાસ પડે છે અને તેથી એને આનંદ થાય છે. જે શબ્દની ધ્વનિમાં કાંઈ વ્યંજના રહેલી નથી તે માત્ર બાળખેલ છે. એ જ કારણથી એક કવિની ઝડઝમકોથી વિદ્વાનો રીઝે છે અને બીજાની ઝડઝમકો એવી હોય છે કે તે સાંભળી હસવું જ આવે છે."[1]

ભાષાંતર, નાટક આદિ વિષેના એમના અભિપ્રાયો વિવેચક તરીકે એમનો વિચાર કરતાં આપણે જોઈ ગયા છીએ, એટલે તે સંબંધી અહીં પુનરુક્તિ કરવાની જરૂર નથી.

## રંગભૂમિ

આપણી રંગભૂમિને સુધારવાની આવશ્યકતા તરફ એમણે ધ્યાન ખેંચ્યું છે. રંગભૂમિ કરતાં પણ લોકમતને એ બાબતમાં કેળવવાની વિશેષ જરૂર છે એમ એ સમજ્યા હતા. એ કહે છેઃ

હાલ નઠારાં નાટકો થાય છે તેનો દોષ તો અમે નાટક ટોળીઓ કરતાં નઠારા લોકમતને જ આપીએ છીએ. સભ્ય ગૃહસ્થો કંપનીને કે ગમે તે કારણથી તેને પૂરું ઉત્તેજન આપનાર નથી, અને તેથી તેનો મોટો આધાર નીચ વર્ગના લોકોને જ રાજી કરવા ઉપર રહેલો છે. જે એ નાદાન શ્રોતા વિદૂષકનું મૂર્ખાઈ કે બડાઈભર્યું બટકબોલું સાંભળીને જ રાજી થઇ તાળોટા પાડતા દેખાય, તો સ્વાભાવિક જ છે કે નાટકમંડળીઓ એવું બટકબોલું જ આખા નાટકમાં આણવાની. જો જોનારાને દાદરા, ઠુમરી કે ખ્યાલ ટપ્પા જ કે ગઝલ રેખતા પર વિશેષ ભાવ હોય છે, તો નાટકમાંના રાજા ને બુઢ્ઢા પંડિતો પણ દોઢીઆ બની ભરસભામાં કાને હાથ દઈ રાગોટા જ કાઢવા મંડી જાય છે. જો એવા લોકને બીભત્સ વાતના ઈશારા ગમે છે, તો સભ્ય નાટકમંડળી પણ લજવીને લજવીને તેમ જ કરવા દોરાવાની, ને દોરાય છે જ. અરે અમને તો દહેશત લાગે છે કે જો આ નાટકોનું વળણ સુમાર્ગે વાળવા-

1. નવલગ્રંથાવલિ. ભા. ૧, પૃ. ૩૬૧

માં વેળાસર નહિ આવે, તો તે બગડીને જતે દહાડે સત્યાનાશનાં જેવાં જ થઇ જશે.

આવી હાલ આપણી નાટકશાળાઓની સ્થિતિ આખા ગુજરાતમાં ખાતે છે, અને તેને સુધારવાનો ખરો ઉપાય એ જ છે કે તેનું વિવેચન ખરા રસિક પુરુષો તરફથી થવું જોઈએ. નાટકનો શોખ એક વાર લોકમાં ઉત્પન્ન થયો છે તે જતો રહેવાનો નથી. અને નાટકશાળાઓ ગમે એવી છે, પણ તે દિન પર દિન વધતી જ જવાની, એ નિશ્ચય કરીને જાણવું. માટે એને સુધારવી, સુમાર્ગે વાળવી, અને લોકની આંખ આગળ શુદ્ધ ને ઊંચા રસના નાટકો મૂકવાં કે સ્વાભાવિક રીતે જ તેઓ તેને પસંદ કરશે અને હાલના કચરા કે ટાહેલાંને ધિક્કારવાં શિખશે. બાળકના હાથમાંથી જોખમકારી રમકડું લઈ લેવું હોય, તો તેનો સર્વોત્તમ ઉપાય એ જ છે કે બીજું રમકડું નિર્દોષ રુડીઆળું તેની આગળ ધરવું.¹".

## પિંગલવિચાર

લાંબાં કાવ્યોમાં એકનો એક છંદ વાપરવાથી તેમાં એકસુરી નીરસતા લાગે છે. છંદોના વૈવિધ્યથી કાવ્યના રસની વૃદ્ધિ થાય છે એ જે વાત સ્વ. કાન્તે પ્રત્યક્ષ દાખલાથી પુરવાર કરી હતી તે નવલરામના પણ લક્ષમાં હતી. સંસ્કૃતમાં એક જ છંદમાં લાંબાં કાવ્યો લખાય છે, પરંતુ ગુજરાતીમાં એ પ્રથા રાખવી, અને તેમાં પણ ખાસ કરીને દેશી છંદો કે ગરબીઓમાં, તે બિલકુલ ઇષ્ટ નથી. એ વિષે એઓ લખે છે:

સરી વર્તવામાં જ એ બંનેની શોભા છે. એકના એક રાગની લાંબી કવિતાથી શ્રવણસુખનો ભંગ થાય છે એટલું જ નહિ પણ અર્થરસનીએ હાનિ થાય છે. એક રસ વિવિધ સંચારી ભાવથી પુષ્ટ થાય છે, અને તે પ્રત્યેક સંચારી ભાવના ઉચ્ચારણને જુદો જુદો સ્વરભેદ અનુકૂલ હોય છે; માટે જ્યાં રાગ છે ત્યાં તો ક્ષણે ક્ષણે બદલાતા સંચારીભાવને અનુસરી રાગ પોતે પણ બદલાવો જ જોઈએ. , ÷ ÷ ÷

કવિતામાં પણ એક વૃત્તના કાંઠાવાળી ભાષાની પદવીએ પહોંચતાં હજી ગુજરાતીને વાર છે, અને તે વખત આવવા પહેલાં અવશ્યનું એ છે કે કવિતા ગાવાની રીત જઈ આપણાંમાં તે બોલવાની ટેવ પડવી જોઈએ.[1]

'દેશી પિંગળ' નામના લેખમાં એમણે ગુજરાતી દેશીઓના બંધારણની ચર્ચા કરી છે. તેમાં પિંગળશાસ્ત્રનાં સામાન્ય મૂળતત્ત્વો વિષે લખતાં આપણા પ્રાચીન પિંગળકારોએ એ શાસ્ત્રના વિશેષ નિયમો–માત્રા, ગુણ આદિ વિષેનાં આપ્યાં છે; પરંતુ શા કારણો ઉપર, રસના કયા સૂક્ષ્મ તત્ત્વ ઉપર એની રચના કરવામાં આવી છે તે જણાવ્યું નથી–જો કે મૂળ શાસ્ત્રકારો તો એ જાણતા હશે,એમ લાગે છે. ' તેથી કારણોની સમજ તે સમજનારમાં જ રહી, અને પાછળથી તો ઘણા પિંગળપાઠી વેદપાઠીના જેવા જ વિવેકરહિત થયા ' એ સ્થિતિનું દર્શન કરાવ્યું છે; પદ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર વચ્ચેનો સંબંધ દર્શાવ્યો છે તેમ જ

ખરા કવિને માત્રા ગણવી પડતી નથી, ને ગણતા નથી જ, ÷ ÷ જેમ ગદ્યનો કોઇ પણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણ નિયમનો વિચાર કરતો નથી, પણ પોતાની કલમને ઉછાળાબંધ મનના વેગની પછાડી ફેંકતો ચાલ્યો જાય છે, તેમ કવિઓના મુખારવિંદમાંથી સરસ્વતી આપોઆપ ખળખળાટ ચાલી જ જાય છે. અને તે વખતે પિંગળશાસ્ત્રના બંધનમાં ચાલું છું એમ તેને લેશ માત્ર પણ માલમ પડતું નથી.

એ વસ્તુનો ઉલ્લેખ પણ કર્યો છે.

---

૧. નવલગ્રંથાવલિ, ભા. ૨, પૃ. ૨૨૬–૨૨૭.

## ભાષાશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર

શૈલી વિષેના એમના વિચારો આપણે આગળ જોઇ ગયા છીએ. ભાષાનું ઐક્ય શી રીતે થાય, પ્રાંતિક ભેદો કેવી રીતે દૂર થાય એ વિષે એમણે 'ગુજરાતી ભાષાનું ઐક્ય' નામના નિબંધમાં લખ્યું છે. હજી પણ (૧૯૨૭–૨૮ સુધી) જોડણીના પ્રશ્નોનો સમાધાનકારક નિકાલ આવ્યો નથી. તેની પ્રથમ ચર્ચા નવલરામે આરંભી હતી. 'ઘણા શબ્દોમાંથી વાંચનમાળા " હ " કહાડી નાંખે છે ત્યાં ખરેખરો બોલાય છે, અને એ પ્રમાણે એવા શબ્દમાં " હ " પ્રાચીનકાળથી બોલાતો તથા લખાતો આવ્યો છે' એ વાતનું સમર્થન કરવાને એમણે પ્રાચીન ગુજરાતી કાવ્યોમાંથી ઉતારા આપ્યા છે. સંસ્કૃત ભાષા કોઇ પણ વખત લોકભાષા હતી કે માત્ર શાસ્ત્રીઓ તેનો ઉપયોગ કરતા ને સામાન્ય જન પ્રાકૃતમાં જ બોલતા એ વિષે પણ એમણે ચર્ચા કરી છે ને સંસ્કૃત ભાષા કોઇ પણ વખતે બોલાતી જ નહોતી એવો પૂર્વપક્ષ ઉડાવ્યો છે. ડૉ. ભાંડારકરે એ વિષે સમર્થ ચર્ચા કરી નિર્વિવાદ રીતે સિદ્ધ કર્યું છે કે સંસ્કૃત ભાષા એક કાળે લોકભાષા હતી. ભાષાશાસ્ત્રનો સંક્ષિપ્ત ઇતિહાસ, ભાષાઓના વર્ગ, અક્ષરલિપિની ઉત્પત્તિ ઇત્યાદિ નવા જ ખેડાએલા શાસ્ત્રીય વિષયો પર પણ એમણે પોતાની કલમ ચલાવી છે. છોટાલાલ સેવકરામના 'ગુજરાતી શબ્દમૂળદર્શક કોશ'ના વિવેચનમાં શબ્દોની વ્યુત્પત્તિ શોધવી એ કલ્પનાનો વ્યાપાર નથી એમ દર્શાવી છોટાલાલે કેટલાક શબ્દોની કાલ્પનિક વ્યુત્પત્તિ કરી છે તેની હાસ્યજનકતા દર્શાવી છે. એ વિવેચનના આરંભભાગમાં વ્યુત્પત્તિશાસ્ત્રના કેટલાક સામાન્ય નિયમોની એમણે ચર્ચા પણ કરી છે એ સિવાય એમણે 'વ્યુત્પત્તિપાઠ' પણ લખ્યો છે. પરંતુ

એમાં પ્રારંભકને સહજ, એવા દોષો રહી ગયા છે. સંસ્કૃત અને ગુજરાતી વચ્ચે પ્રાકૃત હતી, અને તે મુજબ શબ્દોની વ્યુત્પત્તિ દર્શાવવી જોઇએ, પરંતુ એમણે તેમ ન કરતાં સંસ્કૃત પરથી સીધા ગુજરાતી શબ્દોની જ વ્યુત્પત્તિ દર્શાવી છે. આ સિવાય 'વાંચનમાળાની જોડણી' તથા 'જોડણીના નિયમનું અર્થગ્રહણ' એ વિષય પરના એમના સમર્થ લેખો છે. પ્રિ. આનંદશંકરે એને 'અતિપ્રૌઢ ને વિચારશીલ વાર્તિક'નું નામ આપ્યું છે તે યોગ્ય જ છે.

આ સિવાય શિક્ષણશાસ્ત્રના વિષયો પણ નવલરામે ચર્ચ્યાં છે. મહેતાજીઓને ખરેખરા શિક્ષક બનાવવા એ એમનું કર્તવ્ય હતું. અને એ કર્તવ્ય એમણે પ્રીતિપૂર્વક ને ઉદ્યોગથી બજાવ્યું છે. 'નવલગ્રંથાવલિ'ના ત્રીજા તથા ચોથા ભાગમાં શિક્ષણશાસ્ત્રના નિયમ મહેતાજીનો ધંધો, નિશાળનો સમય તે સિવાય મેદાન તથા અરણ્યો, તામ્રપટ, મેઘધનુષ્ય, જળસ્થંભ વગેરે સામાન્ય જ્ઞાનના વિષયો પર એમનું લખાણ આપેલું છે. વાચનમાળા કેવી જોઇએ, બાલકોને શિક્ષણ શી રીતે આપવું જોઇએ એ વિષે એમણે વિસ્તારપૂર્વક ચર્ચા કરી છે, અને તે હજી પણ શિક્ષકો અને માબાપોએ, શિષ્ય ને પુત્રના હિત ખાતર, વાંચવા જેવી છે. " કાન કરતાં પણ આંખની મારફતે બાળકના મનમાં ઉતારવા તરફ વધારે લક્ષ રાખવું જોઇએ;" "જે સજા કરીએ તે સફળ થવી જોઇએ." "વર્ગનું સ્થળ બાળકોની ઇંદ્રિયોને બહાર આકર્ષે એવું ન જોઇએ."

"કેળવણીનો હેતુ જ્ઞાન આપવા કરતાં પણ મનની સઘળી શક્તિઓને વિસ્તાર પમાડવી એ વધારે છે"; " બધાં છોકરાં બરાબર સમજે છે કે નહિ તેની પળેપળ મનમાં ચીવટ રાખવી:" આવા અનેક સૂત્રો અને તે પર ભાષ્ય એમણે રચ્યું છે. શિક્ષકો તરફ એમને ઘણો પ્રેમ હતો અને સ્વ. ગોવર્ધનરામ કહે છે તે ખરું લાગે છે કે

આખી નિશાળના વિદ્યાર્થી માત્રને શીખવવાની અને વશ રાખવાની કળામાં રા. અંબાલાલ સાકરલાલને જુદા રાખીએ તો બાકી રહેલા સર્વ શિક્ષકોના કરતાં ઉદ્યોગ તથા ખંત તેમ શિષ્યોની પ્રીતિમાં નવલરામ ચ્હડે છે એમ ઘણે ઠેકાણેથી સંભળાયું છે, અને તે સાભળનાર શિક્ષકોએ તે વાતની ના નથી પાડી.

## સંસારસુધારો

નવલરામના સુધારાસંબંધીના વિચારો છેક નર્મદ જેવા ઉગ્ર નહોતા, તેમ 'ધીરે ધીરે' સુધારાનો સાર માનારા પણ એ નહોતા. ઠરેલ, ગંભીર ને શક્યાશક્યતાની મર્યાદા પર રચાએલા એવા એમના એ સંબંધીના વિચારો હતા. સુધારાની વિરુદ્ધ બોલનારા બધા બુદ્ધિહીન કે બાયલા એમ એ માનતા નહોતા. પરંતુ સામા પક્ષને પણ યોગ્ય ન્યાય આપવાને એ સર્વદા તૈયાર રહેતા. આરંભમાં 'સુધારાની તરફેણમાં વિચાર દર્શાવી કેટલાક પુરુષો ઉત્તર વયમાં સુધારાના વિરોધી થઇ જાય છે તે વિષે એ લખે છે:

બાળપણથી આપણને પાશ્ચાત્ય કેળવણી મળે છે અને તે આધારે ૧૫-૨૦ વર્ષની ઉમરમાં ધર્મ અને સંસારસુધારાના વિચારો આગળ જતાં ફેરવવા પડે તો એમાં શું મોટું આશ્ચર્ય કે ગુન્હાભરેલું છે? અમે તો એ વિચારો ન ફેરવવા પડે એને જ મોટું આશ્ચર્ય સમજીએ છિયે. આખી દુનિયા ઢુંઢી વળીશું તોપણ એવો એક માણસ નહિ માલમ પડે કે જેને ૨૦ વર્ષની ઉમરે બાંધેલા વિચારોમાંથી કાંઈ પણ ફેરવવું પડ્યું નહિ હોય. દુનિયામાં પણ આપણા દેશી તરુણોની તો સ્થિતિ ખાસ જુદી છે. તેમની તમામ કેળવણી વિદેશી જ–વિદેશી ધર્મ ને વિદેશી મંસારસ્થિતિજન્ય–છે. તેમને આ વેળા સ્વધર્મ કે સ્વદેશની સંસારી સ્થિતિનું કાંઇ પણ જ્ઞાન હોતું નથી. હવે આવા જુવાનોને જ્યારે સંસારમાં પડ્યા પછી આ વિષયોનું જ્ઞાન થવા લાગે ત્યારે તેમને તેમના વિદેશી વિચારોમાં કાંઈ ફેરફાર કરવો પડે અથવા તદ્દન બદલી નાખવા પડે, તોપણ તેમાં શી મોટી નવાઈની વાત છે? તેમ નહિ ને જે વિચારો અમલમાં આવી શક્યા નથી એમ માલમ પડવાથી

તેને તે અળસાવે, તો પણ તેના આ કૃત્યને સંસારભીરુત્વ (moral cowardice) કહી જગતમાં વગોવવું એ કાંઈ વાજબી જણાતું નથી. રાજકીય અને સંસારી કર્તવ્યોની યોગ્યાયોગ્યતા ભૂમિતિ કે પદાર્થ-વિજ્ઞાનના સિદ્ધાંતની પેઠે કાલ્પનિક તોલનથી નિર્ણીત થતી નથી. એમાં તો અમુક કરવા ધારેલો સુધારો શક્ય છે કે નહિ તે ઉપરથી જ તેની યોગ્યતા અયોગ્યતાનો નિર્ણય થાય છે. જો આપણામાંથી સેંકડે ૯૫ અથવા ખરું કહીએ તો સોએ સોની રહેલી એમ કહે છે કે અમારા વિદ્યાર્થી અવસ્થાના ઉચ્છેદક વિચારો હાલની હિંદુ સંસારસ્થિતિને લીધે અમલમાં આવી શકે એવા નથી, તો તેમની ઉપર ભીરુત્વનો ક્રૂર આરોપ મૂકવા કરતાં એ વિચારો હાલ શક્ય (Practicable) નથી એમ કહેવું જ અમને વધારે ન્યાયયુક્ત લાગે છે. "શક્ય નહિ હોય તેજ કરે તે શૂરો" એમ જો અમને કોઈ નર્મદની અસલ શૈલીમાં કહેશે, તો અમે તેને એટલો જ જવાબ આપીશું કે એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. વ્યવહારમાં તો કોઈ કામની શક્યતા એજ તેની યોગ્યતાની મોટી કસોટી છે.

## એની ખરી જનેતા

આમ છતાં નર્મદે જ્યારે સુધારાની વિરુદ્ધ ઝુંડો ઊંચક્યો ત્યારે તેનો રદીઓ આપવા નવલરામ સિવાય બીજું કોઈ બહાર પડ્યું નહિ. નર્મદને જવાબ આપતાં નવલરામે સુધારાનું ઐતિહાસિક વિવેચન આલેખ્યું છે. એ જવાબ એમણે 'ગુજરાતી'ની આર્જવપૂર્વક પૃચ્છાને લીધે લખ્યો છે. તેમાં એમને દહેશત રહે છે કે એમના "વિચાર ઉભયપક્ષને વખતે વસમા લાગશે, કેમ કે" એ "વિદ્વાન સુધારકો સાથે પરસ્પર મૈત્રી, માન તથા દેશભક્તિના સમભાવથી નિકટ" જોડાએલા "છતાં સુધારાને આચરણીય વિચારમાં કાંઇ કાંઇ" જુદા જ પડતા આવ્યા હતા. એ પ્રતિવાદમાં એમણે સમર્થ દલીલો વતી દર્શાવ્યું છે કે સુધારો વૈયક્તિક નથી; પરંતુ આખી પાશ્ચાત્ય કેળવણીનું પરિણામ છે.[1]

---

૧. કવિજીવન, નવલગ્રંથાવલિ, ભા. ૧, પૃ. ૩૦૦-૩૦૧.

સુધારો કોઇ એક પુરુષના પ્રયત્નનું ફળ નથી એમ સિદ્ધ કરતાં એ કહે છેઃ

સુધારાની મૂળ શક્તિ નથી ઈંગ્રેજી રાજ, નથી ઈંગ્લેન્ડનો સંસર્ગ, નથી પરપ્રેરિત કે સ્વયંભૂ દેશી સભાઓ, કે નથી પેલા સુધારાવાળા જવાનીયા કે જેને મોખરે કવિ એક સમે ખૂબ ઘૂમતા અને હજીએ જેનાં પરાક્રમ પોતે મમતાથી સંભારતા જણાય છે. એ સઘળી ઉપશક્તિઓ છે ખરી અને અમે તેને તે રૂપે વંદીએ પણ છઈએ; અને વળી એમ પણ જાણીએ છઈએ કે જગતની વૃત્તિ મૂર્તિમાન અવતારી શક્તિઓને પૂજવા તર્ફ સ્વાભાવિક વધારે હોય છે; અને તદનુસાર તે વ્યવહારમાં પૂજાય તો પણ (સમજ બરાબર હોય તો) તે કંઇ ખોટું નથી એટલે સુધી પણ કદાપિ અમે સ્વીકારીએ છઇએ; તો પણ જ્યાં જ્ઞાનપક્ષે તેનું તોલન કરવા બેઠા છઈએ ત્યાં તો તે સત્તારહિત, તુચ્છ, કાંઈ નહિ, એમ જ કહેવું જોઇએ; અને બધાને સાફ પોકારીને જણાવવું જોઇએ કે સભાઓ અને સુધારાવાળાઓ અમે એવા બળવાન છે તો પણ તે ઇંગ્રેજી કેળવણીએ હયાતીમાં આણેલાં, આગળ ચલાવેલાં ને નિરંતર ચલાવતા પૂતળાં જ છે, અને તેની સઘળી સત્તા, સઘળું બળ તો પેલી એક શક્તિ ઉપર જ આધાર રાખે છે. અર્થાત્ ઇંગ્રેજી કેળવણી એ જ સુધારાની મૂળ, પરમ, આદ્યશક્તિ ઇષ્ટદેવી છે, સુધારાની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય (થયો કે થવાનો હોય તે) એ જ શક્તિ વડે છે, અને બીજા કોઈ પણ વડે નથી[૧] જ.

આ પ્રમાણે નવલરામ અંગ્રેજી કેળવણીને સુધારાની જનેતા માને છે અને એ માન્યતા કેટલી સાચી ને વસ્તુસ્થિતિના ખરા અવલોકન પર રચાએલી છે એ તરત સમજાય એમ છે, ને એ સુધારાનાં મુખ્ય લક્ષણો એ 'જગતનું સામાન્ય જ્ઞાન', 'બુદ્ધિવાદ,' 'જનસામાન્યભાવ' (equality of men), 'સ્વાતંત્ર્યભાવ' 'રાગવૃત્તિ' ને 'ઉદ્યોગપ્રતીતિ' ને ગણાવે છે.

---

૧. સુધારાનું ઈતિહાસરૂપ વિવેચન, નવલગ્રંથાવલિ, ભા. ૧, પૃ. ૩૮૫.

આ લખાણ સંપૂર્ણ નથી, પરંતુ એના સંબંધી કેટલુંક ટિપ્પણ કર્યું છે. તેમાં સુધારાવાળા જુવાનીઆના બે ફાંટા નીચે મુજબ દર્શાવ્યા છેઃ–

| | |
|---|---|
| અમદાવાદી, ડાહેલાંખોર, નીતિ ખરી પણ ખરી ને ડોળ પણ ખરો. ગુજરાતી સારું ભણેલા, પણ કૂવાના દેડકા, stationary, બંધા. | સુરતી, ભરૂચી, સ્વચ્છંદી, નીતિનો બંધ કે લાજ નહીં, સાધારણ ઇંગ્રેજી ભણેલા, રસલીન, પ્રેમાળ, ઇર્ષ્યાખોર, પતરાજી, વ્યભિચાર, છાકટપણું, પોશાકની વિચિત્રતા. |

બંનેએ ધર્મખંડન શરૂ કર્યું. મદ્યપાન એ Baptism થયું. સુધારાની આબરૂ ખોઇ, દારૂડીઓ સુધારો કહેવાયો. જુના લોક ફફડાવીને સામા થયા અને ભણ્યું કે આ તો દુશ્મનો જ ઊભા થયા છે. આ ખરાબી એવી થઈ કે તેનો બદલો વાળી શકાવાનો નથી. દલપતરામ જેવાને હાથ હોત તો આમ થાત નહી. ધર્મોદ્ધારણ ને સંસારસુધારો એ બે નોખા વિષય છે. નાતવરા ઓછા કરાવવા તેમાં ધર્મ પર હુમલો શું કરવા જોઈએ ? ઇત્યાદિ. આ જુવાનિયા ન હતા તે પહેલાં બે સુધારા હતા તે;

| | |
|---|---|
| ૧ દલપતરામ, બાપશિયા સુધારો, પરહેજગાર (Negative) ભલો, સુધો, વાણિયાઇ, વ્યવહારશુદ્ધ. | ૨. એનો પ્રતિસ્પર્ધી સુધારોઃ રસિયો, ગપાપચીશી લાકડીઓ સુધારો, છકેલો, ઉન્મત્ત, Anti-caste, ઇર્ષ્યા, પ્રપંચ, રસોન્મત્ત, કુસંપ.[1] |

નવલરામનો સુધારો તે સમયના કેટલા જુવાનીઆના સુધારાની પેઠે ઉચ્છૃંખલ, નિરીશ્વરવાદી, 'આપણું બધું નઠારું ને પાશ્ચાત્ય સર્વ સારું" એવી માન્યતાવાળો નહોતો. એ સ્વભાવે ધર્મપરાયણ હતા. ઇશ્વર પર એમને અત્યંત આસ્થા હતી. ઉપનિષદ, બ્રહ્મસૂત્ર વગેરે એમણે વાંચ્યાં હતાં તેમ જ છેક સંરક્ષક વૃત્તિના પણ એ ન હતા. પશ્ચિમનું તે બધું જ અગ્રાહ્ય એવો દુરાગ્રહ એમને કદી પણ નહોતો. બાળલગ્ન કે બળાત્કારે વૈધવ્ય પળાવવાની પ્રથાની એ વિરુદ્ધ હતા. પશ્ચિમની તેમ જ આપણી

૧. નવલરામનું જીવનચરિત્ર, નવલગ્રંથાવલિ ભા-૧-પૃ.-૮૫

એ બંને સંસ્કૃતિનો સમન્વય કરી આપણા દેશકાળને ઉચિત એવી વસ્તુનું ગ્રહણ કરવું એમ એ માનતા.

### સ્વદેશપ્રીતિ

રાજકીય વિષયમાં પણ એમના વિચારો ઘણા આગળ વધેલા હતા. સ્વદેશને માટે એમને ખરા અંતઃકરણની ભક્તિ ને પ્રીતિ હતી. દેશી કારીગરીને આપણે ઉત્તેજન આપીશું નહિ તો દેશનું દ્રવ્ય પરદેશ ઘસડાઇ જશે ને દેશ આખો છેક નિર્ધન થઇ જશે એમ એ જાણતા હતા. 'દેશી કારીગરીને ઉત્તેજન' નામના પુસ્તકના અવલોકનમાં દેશી કારીગરીને ખીલવવાને શા ઉપાયો યોજવા જોઇએ એની એમણે સમર્થ ચર્ચા કરી છે. એ લખે છેઃ

જેટલા સંચા આપણાથી દાખલ થઈ શકે તેટલા કરવા અને પરદેશી માલ જેમ બને તેમ થોડો વાપરવો, એ પ્રમાણે જો આપણે બધા આગ્રહથી થોડી મુદત સુધી વર્તીએ, તો બેશક ધીમે ધીમે આપણે સઘળી કારીગરીની બાબતમાં સ્વતંત્ર થતા જઇએ. હાલ સાથી વધારે અગત્યની તો વાત એ છે કે સઘળાનું લક્ષ આ વિષય તરફ દોરાવું જોઈએ. સઘળાએ જાણવું જોઇએ કે દેશી કારીગરી ઉત્તેજન વિના મરવા બેઠી છે. અને તેની સાથે જ સઘળી સમૃદ્ધિ પણ ખાલી થવાનો વખત પાસે આવ્યો છે. સઘળાએ જાણવું જોઇએ કે કારીગરી પડી ભાગવાથી કારીગરોનો જ મરો છે એમ નથી પણ સઘળાને સમાન નુકશાન છે. જો આપણે ચેતીશું નહિ, જો આપણે ચાંપતા ઉપાય કામે લગાડીશું નહિ, જો આપણે સમો ઓળખીશું નહિ, અને જો દૈવને કે રાજ્યને જ નકામો દોષ દેઇને બેસી રહીશું તો થોડી જ મુદતમાં આપણે છેક મામમામને માટે પણ હેરાન થઈશું અને ખરે! અમેરિકાના પેલા જુના વતનીઓ જે ઇંડિયનો તેની પેઠે જ આપણો પણ છેક દુનિયામાંથી નાબૂદ થઈ જવાનો જ વખત આવશે, કેમ કે સંપત્તિ વિના કોઇ પણ દેશ ટકી શકતો નથી અને આપણી સંપત્તિ તો અખંડ ધારાએ વહી જવા લાગી છે. દર વર્ષે દેશમાંથી કરોડો રૂપીઆ જાય છે, અને આવકનો હજી બીજે કારીગરીનો રસ્તો ઉઘડ્યો નથી. આ

રીતે તો કુબેરનું ધન પણ ખુટ્યા વિના રહે નહિ. તો આપણો ઘસાઈ ગએલો જૂનો ભરતખંડ ક્યાં સુધી ટકી શકશે ?[1]

'બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય' એ નામના મિ. મલબારીના ચોપાનીઆના અવલોકનમાં, પોતે બાળલગ્ન તેમ જ બળાત્કારે વૈધવ્ય પળાવવાની વિરુદ્ધ હોવા છતાં, નવલરામ મિ. મલબારી સરકારની સહાયતાથી એની વિરુદ્ધ કાયદો ઘડાવવાની ઇચ્છા રાખતા હતા તેની અયોગ્યતા દર્શાવતાં કહે છે:

આ વિષયોની ચર્ચા ઉઠાવવાની ભલામણ કરતાં અમારે કેટલી સાવચેતી પણ આપવી જોઇએ. ઘણાના મત લેવાય ત્યાં મતફેર તો હોય જ, માટે આપણા મતને ગંભીરતાથી ઘટતું માન આપવું. બીજું શ્રમત વધી જવાથી ઘણી વાર મૂળ મુદ્દા ઉપરથી જ ખસી જવાય છે પણ તેમ કદીએ કરવું નહિ. જેમકે સરકારી મદદનો વિચાર પસંદ ન હોવાથી આ બે સુધારાની જ જરૂર નથી એમ એક બે લખનારનો આશય માલમ પડ્યો. એમ કદી પણ થવું જોઇએ નહિ. અમને જાતને જ સરકારી મદદ પ્રગટ કે પરોક્ષ કોઈ પણ રીતે પસંદ નથી. અમે એને મળી ચૂકેલા પ્રજસ્વાતંત્ર્યનું સંસાર-સુધારાની આશાએ બલિદાન આપવું જ સમજીએ છઈએ. સ્વરાજ્યની માગણીના આ કાળમાં આપણે સરકારને જઈને કહેવું કે, તમારી ને તમારા અમલદારોની સહાયતા વિના અમે અમારાં છોકરાં પણ ઘટે તેમ પરણાવવાને શક્તિમાન નથી એ અમને તો પોતાના હાથપગ પોતાને હાથે જ કાપવા જેવું દેખાય છે. સામા પક્ષના આપણી આ કબુલાતને પકડી લઇ, શું એમ નહિ પૂછે કે જે તમે તમારાં છોકરાંના સુખદુઃખની વાત પણ નાતના ભયથી જોઇએ તે પ્રમાણે કરી શકતા નથી, તો અમને શી રીતે ભરોસો પડે કે જ્યુરી જેવા ઈનસાફના તથા મ્યુનિસિપાલીટી જેવા લાખો રૂપીઆના ચલાવવાના કામમાં, તમે નાતની શરમ કે ભયથી અન્યથા નહિ ચાલો ? તેમ જ જો સરકાર કે સરકારી અમલદારોને આપણી ઘરસંસારી બાબતમાં આપણે જઇને જ બોલાવી લાવીશું તો પછી જ્યારે જ્યારે તેની નજરમાં આપણી સંસારી

1. નવલગ્રંથાવલિ, ભા. ૨, પૃ. ૮૨-૮૩.

રીતભાતો નકાદી લાગશે ત્યારે તે પોતાના મેળે તેમાં હુકમની સાથે માથું ઘાલવા આવશે એમ દહેશત રાખીએ તો તે ખોટી ન કહેવાય. ફિકર રહે છે કે રખેને બકરી કાઢતાં ઊંટ પેસાડયા જેવું થાય. હાલ તો નિરાંત છે કે સરકાર એમ સમજીને જ બેઠી છે કે સંસારી કામમાં તો આપણાથી પડાય જ નહિ અને અમે તો એને મોટું પ્રજાસ્વાતંત્ર્ય સમજીએ છીએ. જો આ સમજ એક વાર દૂર થઈ, અને ઇંગ્રેજી અમલદારોને માલમ પડયું કે સરકારે પોતાની નીતિ ફેરવી છે, તો આપણી સઘળી રીતભાતો તથા સ્વભાવ તેમનાથી એટલાં બધાં જુદાં છે કે તેમને ઘડીએઘડીએ તેમાં માથું ઘાલવાનું મન થશે, અને આમ થવાથી આપણને તથા સરકારને મોટો ગેરફાયદો જ છે એમ અમારું સમજવું છે.[1]

મતભેદસહિષ્ણુતાની જરૂર દર્શાવતાં તથા રાજકીય અને સાંસારિક સુધારો એવા બે પક્ષ પાડી માંહ્યમાંહ્ય ફાટ પાડવાની સામે વિરોધ દર્શાવતાં એ કહે છેઃ

આપણા દેશમા હાલ તો મતાંતરક્ષમા (Spirit of Toleration) રાખવી એ ખાસ જરૂરનું અને ખરી સ્વદેશભકિતનું કામ છે. આપણો દેશ હાલ ઉગમણા અને આથમણા સુધારાનું મોટું રણક્ષેત્ર થઈ પડયું છે, અને જ્યાં સુધી એ બંનેનું સમાધાન થયું નથી ત્યાં સુધી આપણે જો મતાંતરક્ષમા નહિ રાખીશું તો પ્રજાઐક્યને તોડનારો મોટો કુસંપ આપણામાં એક નવો જ પેસનાર છે. આપણા જૂના વિચારના અને નવા વિચારના એવા બે પક્ષ તો એક બીજા સાથે હાડવેર બાંધી બેઠા છે. અને તેમાં હવે નવા વિચારવાળામાં પણ એક મોટી ફાટ પાડવાની બહી તજવીજ ચાલે છે; અને જો તેમાં આપણે ભોળવાયા તો પછી આપણા કુસંપનો કાંઈ પણ પાર રહેવાનો નથી. અત્યારમાં જ ઘરસંસારી સુધારક અને રાજકીય સુધારક એવા શબ્દો બોલાવા લાગ્યા છે, અને અમે ઘણ ખેદથી જોઈએ છીએ કે એ નામના અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુ જ પાસે આવતો જાય છે.[2]

---

૧. નવલગ્રંથાવલિ ભા. ૨, પૃ. ૨૭૫-૨૭૬.

૨. કવિજીવન, નવલગ્રંથાવલિ, ભા. ૧, પૃ. ૨૯૯.

આ ગંભીર ચેતવણી કેવા ભવિષ્યદ્રષ્ટાની નજર વડે અપાઇ હતી તે સમયે સિદ્ધ કર્યું છે એ આપણે જાણીએ છીએ.

આ પ્રમાણે નવલરામના વિચારો ઠરેલ ને પકવ બુદ્ધિના, બંને બાજુમાં રહેલા સત્યનું અવલોકન કરી રચાએલા, તર્ક, ઉદાહરણ, અનુમાન ને કલ્પના વડે પુષ્ટ થએલા દેખાય છે. જોકે કવચિત્ એમના વિચારોમાં સ્ખલન પણ જોવામાં આવે છે, છતાં એમનાં આ સર્વ લખાણો જોતાં એટલું તો પ્રતીત થયા વગર રહેતું નથી કે નવલરામ સમર્થ વિચારક હતા.

## સાહિત્યમાં સ્થાન

નર્મદની પેઠે, નવલરામે પણ સાહિત્યના વિવિધ પ્રદેશમાં પોતાનો ફાળો આપ્યો છે; એટલું જ નહિ પરંતુ કેટલાંક ક્ષેત્રમાં એમણે કરેલું કાર્ય નર્મદ કરતાં પણ વધારે સંગીન ને ચિરસ્થાયી છે. નર્મદની પેઠે સરસ્વતીને ચરણે એમણે પોતાનું જીવન સમર્પિત કરી દીધું નહોતું, સાહિત્યને સમૃદ્ધ કરવાને પોતે ભૂખે મર્યા નહોતા; પરંતુ એમનામાં પણ ગુર્જર સાહિત્ય માટે અનન્ય ભક્તિ હતી. ગુજરાતી સાહિત્યને રસસમૃદ્ધ કરવાના એમને કોડ હતા. શાસ્ત્રીય લખાણો તથા અર્થગૌરવભર્યાં કાવ્ય અને નાટકો વડે ગુર્જર ભાષાને શણગારવાના એમને અભિલાષ હતા. અને એ સર્વ કોડ અને અભિલાષ પૂરા કરવાને એમણે આજીવન સાહિત્યસેવા કરી છે.

નવલરામ એમના યુગના પ્રખર વિદ્વાન હતા અને એ વિદ્વત્તા એમણે પોતાના જ શ્રમથી સંપાદન કરી હતી. પોતે મેટ્રિક્યુલેટ પણ થયા નહોતા છતાં શેક્સપીઅર ને બેકન જેવા સમર્થ અંગ્રેજી ગ્રંથકારોનું એમણે અધ્યયન કર્યું હતું; એટલું જ નહિ પરંતુ અંગ્રેજીમાં નિબંધો પણ લખ્યા હતા. સંસ્કૃત કાવ્યો, ને તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું પરિશીલન પણ એમણે કર્યું હતું. હિન્દી ભાષા પર એમનું

પ્રભુત્વ હતું તે અકબર—બીરબલ નિમિત્તે કાવ્યાંતરંગમાં એમણે રચેલા હિંદી દુહાઓ પરથી માલમ પડે છે. ફારસી ભાષા પણ એ શીખ્યા હતા.

'ભટનું ભોપાળું' તથા 'વીરમતી' નાટકની અને અન્ય કેટલીક પ્રાસાદિક કવિતાઓ આપણા સાહિત્યમાં અમર સ્થાન પ્રાપ્ત કરે એવાં છે. છતાં નવલરામને આપણા સાહિત્યમાં જે ઉચ્ચ સ્થાન મળ્યું છે અને સદા મળશે તે એમનાં ઔદાર્યભર્યાં, નિષ્પક્ષપાત અને ગુણદર્શી વિવેચનોને લીધે જ.

છતાં એ માત્ર સાહિત્યચર્ચા કરનાર વિદ્વાન હતા એમ નહિ. એમણે સાહિત્યની સર્વદેશી સેવા કરી છે, રાજકીય તેમ જ સાંસારિક સુધારાના વિષયમાં એમણે ગંભીર ચેતવણી પણ આપી છે, ને એ ચેતવણી ઘણે અંશે સત્ય નીવડી હતી એમ આપણે જાણીએ છીએ.

કાવ્ય, નાટક, ભાષાશાસ્ત્ર, પિંગળ, વિવેચન, શિક્ષણ, સાંસારિક અને રાજકીય સુધારો " ઇત્યાદિ અનેક વિષયો એમણે વધતેઓછે અંશે સફળતાથી લખ્યા છે. નવલરામ પછી આપણે સાહિત્યના વિષયમાં એટલી પ્રગતિ કરી છે કે નવલરામની સેવાનો આપણને અત્યારે ખ્યાલ પણ નથી. એમનો અભ્યાસ કરનારા ઘણા ઓછા છે, કારણ કે અભ્યાસ કરવા જેવું સાહિત્ય ઘણું વધી ગયું છે.

છતાં નવલરામે કરેલી સાહિત્યસેવા એટલી સર્વદેશી ને એટલા ઉચ્ચ પ્રકારની છે કે એને ભૂલી જવી એ અપરાધરૂપ જ ગણાય. આપણા સાહિત્યમાં નવલરામનું સ્થાન ઘણું ઉચ્ચ છે એમાં સંશય નથી.

ગોવિંદભાઈ રા. અમીન

# નં. ૧૮૨૦

## પાત્રો

કીકુભાઇ          મકનજી

રુક્ષ્મણી          સરસ્વતી

[ ચાલની ઓરડીનો અડધો ભાગ ડાબી અને જમણી બાજુ બે બારણાં, ડાબી બાજુ લાઇનબંધ ત્રણ ખુરશી છે. વચ્ચે ટિપાઈ છે. તેની ઉપર ઘડીબંધ પેપર પડેલું છે. ત્રણે બાજુ દીવાલ ઉપર નાની-મોટી છબીઓ ટાંગેલી છે. જમણી બાજુ પલંગ છે. પલંગમાં કીકુભાઈ સૂતા છે.

સમય સવારનો છે. જમણા બારણામાંથી વાસણ માંજ્યાનો અવાજ આવે છે. ડાબું બંધ છે. પણ તેમાંથી બહારના અવાજ ઘેરા બની આવે છે, રટવ પેટાવવાનો અવાજ આવે છે. સુરરર........ફરી રટવ ચાલુ થાય છે. અને કૂકડાની ગરજ સારતો હોય તેમ સૂતેલા કીકુભાઇને જાગૃત કરે છે. તે આમતેમ જુએ છે, ઊઠવા વિચાર કરે છે, પણ ઉઠાતું ન હોય તેમ આંખો ઢાળી પડ્યા રહે છે.

ખુલ્લા બારણામાંથી રુક્ષ્મણી આવે છે. તેના હાથ સારા ન હોય તેમ તેણે તેને શરીરથી દૂર રાખ્યા છે. તે પલંગ પાસે આવી ઊભી રહે છે; અને જાણે નિશાન માંડતી હોય તેવી નજરે કીકુભાઇ તરફ જુએ

છે. ધ્યાનસ્થ થએલા આત્મા ઉપર ગ્રહોની અસર થતી નથી તેમ તેનું નિશાન ખાલી જાય છે. તે બીજા શસ્ત્રનો ઉપયોગ કરે છે.]

**રુક્ષમણી:** આઠ થયા! ઊઠવું છે કે નહિ!

**કીકુભાઇ:** ઉં......હું......હૂં.

**રુક્ષમણી:** (ચીઢાઇને) ક્યાં સુધી પડી રહેવું છે?

**કીકુભાઈ:** ઊઠું છું.

**રુક્ષમણી:** ક્યારે?

**કીકુભાઈ:** આ ઊઠયો......બળી આ નોકરી!–મારાથી તે નહિ થાય!

**રુક્ષમણી:** નોકરી વિના ક્યાં છૂટકો છે? નોકરીનું બહાનું કાઢી તમને મોડા ઊઠવાની ટેવ પડી છે!

**કીકુભાઇ:** તું કેવી છે?

**રુક્ષમણી:** કેમ, 'કેવી છે?'

**કીકુભાઇ:** જંપી સૂવા દેતી નથી. આખો દિવસ વૈતરું કરીએ છીએ તેની તને લાગણી નથી.

**રુક્ષમણી:** ચા પી સઈ જજો, સૂવું હોય તો. મારે બીજું કામ હશે કે નહિ?

**કીકુભાઈ:** ગાળી લાવ. ઊઠું છું.

**રુક્ષમણી:** નહિ ઊઠો તો ઠંડી પીવી પડશે.

**કીકુભાઈ:** સારું, તું જા.

[કંટાળો દર્શાવતી રુક્ષમણી જાય છે. કીકુભાઈ પાછા તંદ્રામાં પડે છે......સ્ટવનો અવાજ બંધ થાય છે.........ચાનો પ્યાલો લઈ રુક્ષમણી આવે છે અને ટિપાઇ પરના પેપર પાસે તેને મૂકે છે.]

**રુક્ષ્મણીઃ** હજી ઊકળ્યા છે!...ઘંડી થઇ જશે એટલે ચીડાશે!

**કીકુભાઇઃ** (પથારીમાં બેઠા થઇને) મઇ તું! ભગવાને ઓઓને કેવી ઘડી છે!

**રુક્ષ્મણીઃ** ઓઓને એવી ન ઘડી હોત તો પુરુષો ભૂખે મરત. ચાલો, ખુરશી પર બેસોઃ હું પથારી સાફ કરું.

[ કીકુભાઈ કસમોડા કરતા ઊઠે છે. જમણા બારણામાં જઈ મોં ધોઈ પાછા આવે છે, ટિપાઈ પરથી ચાનો પ્યાલો લઈ ખુરશી પર બેસે છે......રુક્ષ્મણી પથારી સ્વચ્છ કરે છે. ચાથી કીકુભાઇમાં તેજ આવે છે. પેપર લઇ તે પહોળું કરે છે. પેપરમાં સંતાઈ રહેલી કોઇ વીજળી નીકળી તેમનામાં દાખલ થઇ હોય તેમ તે ચોંકે છે. ]

**કીકુભાઇઃ** આજે જણાવાનું હતું!

**રુક્ષ્મણીઃ** શું?

**કીકુભાઈઃ** રોયલ સિનેમા ચૅરિટી શોનું ઇનામ.

**રુક્ષ્મણીઃ** ( દોડી આવી ) ક્યા નંબરને ઇનામ મળ્યું?

**કીકુભાઈઃ** ૧૮૨૦. (ખુશ થતા) જો, આપણો નંબર આવો કંઇ છે!

**રુક્ષ્મણીઃ** હા. (જમણા બારણામાં દોડતી જઈ બે પીળી ટિકિટ લઇ આવે છે) આ તો ૧૮૨૧ અને ૧૮૨૨ છે!

**કીકુભાઈઃ** એક નંબર માટે ઇનામ ગયું! મકનજી ફાવ્યો. મારા પહેલાં જ એણે ટિકિટ લીધી હતી.

**રુક્ષ્મણીઃ** તમે તેના પહેલાં કેમ ન લીધી?

**કીકુભાઇઃ** મને ખબર હતી કે ૧૮૨૦ નંબર આવવાનો છે?

**રુક્ષ્મણીઃ** ( જરા થોભીને ) મકનજીએ ઇનામની ખબર જાણી હશે?

કીકુભાઈ: જાણી જ હશે.

રુક્ષ્મણી: (મનમાં કંઈ ગોઠવતી) આપણે તેની ટિકિટ બદલી લાવીએ તો?

કીકુભાઈ: એમ કોઇ બદલવા દે?

રુક્ષ્મણી: તમે જુઓ, હું બદલી લાવું છું.

કીકુભાઈ: પકડાઇશ તો ફજેતી થશે.

રુક્ષ્મણી: તમે જુઓ તો ખરા! (એક ટિકિટ પથારી નીચે દાબી બીજીની નાની ઘડી વાળે છે) મને યુક્તિ જડી છે!

(ડાબું બારણું ખોલી રુક્ષ્મણી બહાર ચાલી જાય છે. કીકુભાઈ ગભરાતા તેની પાછળ બારણા સુધી જાય છે અને ત્યાં અધીરાઈના અવતાર જેવા બની ઊભા રહે છે. ચારપાંચ મિનિટમાં રુક્ષ્મણી આવે છે)

રુક્ષ્મણી: (હર્ષથી) બોલશો નહિ! બદલી આણી છે!

કીકુભાઈ: હેં! કેવી રીતે?

રુક્ષ્મણી: તેમની ટિકિટ જોવા માગી, બદલી લીધી!

કીકુભાઈ: જોવા દે.

રુક્ષ્મણી: બારણું બંધ કરો.

(કીકુભાઇ બારણું બંધ કરે છે. રુક્ષ્મણી બે આંગળી વચ્ચે સંતાડેલી ટિકિટ કાઢે છે અને કીકુભાઇને બતાવે છે.)

કીકુભાઈ: (કૂદીને) એ જ! નંબર ૧૮૨૦! ફાવ્યા!

રુક્ષ્મણી: (ધીમેથી) ભીંતને ય કાન હોય! વા વાત લઇ જાય!

કીકુભાઈ: તું ગઇ ત્યારે તે શું કરતા હતા?

રુક્ષ્મણી: (હસીને) ફૂદતા હતા!

કીકુભાઇ: ઇનામ લેવા જશે ત્યારે કેવા ચાટ પડશે?

રુક્ષ્મણી: હું કહું છું, બોલશો નહિ!

કીકુભાઈ: ઇનામના રૂપિયા આજે લઈ આવીશ.

રુક્ષમણીઃ સારું.

કીકુભાઈઃ મારે નવાં કપડાં કરાવવાનાં થયાં છે, આપણે એક સોખંડનું કબાટ લાવવાનું છે વિમાનું—

રુક્ષમણીઃ આ પાંચસોમાંથી એક પાઇ પણ તમને આપવાની નથી!

કીકુભાઈઃ તું તારે બે ત્રણ સાડીઓ લાવજે, એટલા બધાને શું કરીશ?

રુક્ષમણીઃ કરીશ મારે કરવું હશે તે! રૂપિયા મેં મેળવ્યા છે! પણ હમણા તમે ચૂપ રહો.

કીકુભાઈઃ મારે કપડાંમાં—

( ઉતાવળે ચાલતાં પગલાં સંભળાય છે. રુક્ષમણી ટિકિટ મૂઠીમાં દબાવી દે છે. બારણું ઊઘડે છે. ક્રોધે ભરાએલા મકનજી અંદર ધસી આવે છે. )

મકનજીઃ (રુક્ષમણીને) એ ક્યાં મૂકી?

રુક્ષમણીઃ શું?

મકનજીઃ શું શું? મારી ટિકિટ!

રુક્ષમણીઃ શાની ટિકિટ?

મકનજીઃ અજાણ્યાં થઇ પૂછો છો શું? ટિકિટ બદલી ગયાં તે આપી દો!

રુક્ષમણીઃ (સાશ્ચર્ય) હું? તમારી ટિકિટ બદલી ગઇ? શું બોલો છો? મને ચોર ધારી?

મકનજીઃ ટિકિટ જોવાને બહાને મારી ટિકિટ બદલી લીધી!

રુક્ષમણીઃ તમારી હતી તે જ પાછી આપી છે.

મકનજીઃ મારી ટિકિટનો નંબર ૧૮૨૦ હતો.

**રુક્ષ્મણી:** એ નંબર અમારીનો હતો. (કીકુભાઇને) નહિ?

**કીકુભાઇ:** હા, આપણીનો નંબર ૧૮૨૦ હતો.

**મકનજી:** તો તમે ટિકિટ જોવા શા માટે આવ્યાં?

**રુક્ષ્મણી:** હું એમ જોવા આવી હતી કે ઇનામ અમારે છે અને મકનજી આટલા બધા હર્ષમાં કેમ? કંઇ ભૂલ થતી નથી ને?

**મકનજી:** ભૂલ હતી તો તે વખતે મને કહ્યું કેમ નહિ?

**રુક્ષ્મણી:** તમારો ઉત્સાહ શા માટે ભાગી નાખવો?

**મકનજી:** (કડવાશથી) મારા મનમાં તો એવું થાય છે કે– મને ખાતરી છે કે તમે ટિકિટ બદલી લીધી છે. તમારા વિના બીજા કોઇને મેં ટિકિટ જોવા આપી નથી. ટિકિટ પાછી નહિ આપો ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી!

**રુક્ષ્મણી:** અમારું ઇનામ તમારે પચાવી પાડવું છે એમ ને?

**મકનજી:** પચાવવાનું શાનું? ટિકિટ મારી છે, પાછી આપો, નહિ તો પરિણામ સારું નહિ આવે!

**કીકુભાઇ:** એટલે તમારે લઢવું છે, એમને?

**મકનજી:** હા, લઢવું છે, ટિકિટ પાછી નહિ આપો તો!

**રુક્ષ્મણી:** પણ ટિકિટ તમારી હોય ત્યારે આપું ને?

**મકનજી:** મારી ડાયરીમાં ટિકિટનો નંબર લખેલો છે.

**રુક્ષ્મણી:** એમ તો અમને ય લખતાં આવડે છે! કોઇને ગળે પડવું હોય ત્યારે એવી તૈયારી પહેલેથી કરવી પડે છે!

**કીકુભાઇ:** બરાબર છે.

**મકનજી:** આ ખરું: તમે મારી ટિકિટ ચોરી ગયાં અને મને ચોર ઠરાવો છો!

**રુક્ષમણીઃ** તમે મને ચોર ઠેરવો છો!

**મકનજીઃ** તમે ચોર છો જ.

**કીકુભાઈઃ** મકનજી, જરા વિચારીને બોલો! આમ હલકા લોક માફક લઢવું હોય તો બહાર નીકળો!

**મકનજીઃ** એટલે તમે એમ માનો છો કે હું તમને ટિકિટ પચવા દઈશ!

**રુક્ષમણીઃ** મેં તમને કહ્યું કે ટિકિટ અમારી છે અને અમારી પાસે રહેશે: તમારે જે કરવું હોય તે કરો! નકામી માથાફોડ કરાવશો નહિ. મારે કેટલું કામ બાકી છે!

[ તે ડાબા બારણા તરફ જવાનો દેખાવ કરે છે. મકનજી તેની સામો ઊભો રહે છે.]

**મકનજીઃ** ટિકિટ આપીને જાઓ.

**રુક્ષમણીઃ** તમને કેટલી વખત કહું કે ટિકિટ અમારી છે?

**મકનજીઃ** હું જાણું છું, કોની છે. ટિકિટ આપી દો, નહિ તો આબરૂનો પ્રશ્ન આવશે.

**રુક્ષમણીઃ** એટલે?

**મકનજીઃ** તમે ટિકિટ ક્યાં રાખી છે તે હું જાણું છું. નહિ આપો તો જોરજુલમથી લેવી પડશે.

**રુક્ષમણીઃ** (ટિકિટવાળી મૂઠી પીઠ તરફ રાખી) એવા ટિકિટ લેનારા બહુ જોયા! મહેરબાની કરી બહાર નીકળો, નહિ તો પોલિસને બોલાવવા પડશે!

**કીકુભાઈઃ** અરે, આ બોલાવી· લાવ્યો, જુવોને!

[ ઊભો થાય છે ]

**મકનજીઃ** એમ! પોલિસને બોલાવવો છે? પોલિસને બોલાવો, પાડોશીને બોલાવો!

[તે બોલતાં બોલતાં પાછા ફરી ડાબી બાજુનું બારણું બંધ કરે છે, અંદરથી સાંકળ મારે છે અને રુક્ષ્મણી તરફ ધસે છે. રુક્ષ્મણી પાછી હઠી જઈ પલંગ પાછળ ભરાય છે.]

રુક્ષ્મણીઃ (કીકુભાઇને) અરે, તમે જોઇ શું રહ્યા છો?

કીકુભાઇઃ (મકનજી અને રુક્ષ્મણી વચ્ચે આવીને) મકનજી, તમને લાજ–શરમ છે કે નહિ!

મકનજીઃ મારી ટિકિટ આપી દો!

કીકુભાઇઃ ટિકિટ અમારી છેઃ તમે તોફાન કરી લઇ શકશો નહિ!

મકનજી તોફાન કરીને જ લેવાનો!

[તે કીકુભાઇને ધક્કો મારી રુક્ષ્મણી તરફ જાય છે. રુક્ષ્મણી ચીસ પાડે છે. બહાર ગડબડ સંભળાય છે. કોઈ બારણું ખખડાવે છે. તેની દરકાર કર્યા વિના મકનજી રુક્ષ્મણી નજીક જાય છે. કંઇ ચાલશે નહિ તેમ લાગતાં રુક્ષ્મણી ટિકિટ પોતાના કબજાની ખોળમાં મૂકી દે છે. મકનજી થંભી જાય છે.]

મકનજીઃ હલકટ! નફ્ફટ!

[રુક્ષ્મણીના ચહેરા પર ઉજાસ દેખાય છે. કીકુભાઈમાં સ્વસ્થતા આવે છે. ઊભા થઈ બંધ કરેલું બારણું ખોલે છે. કુતૂહલ દર્શાવતા ત્રણચાર ચહેરા દેખાય છે. મકનજી કંઈ બોલ્યા વિના કચવાતા ચાલ્યા જાય છે. તેમની પાછળ કીકુભાઈ બારણું બંધ કરે છે. બહાર ગડબડાટ ચાલુ રહે છે ............ રુક્ષ્મણી પલંગ પાછળથી બહાર આવે છે.]

કીકુભાઇઃ તું ખરી!

રુક્ષ્મણીઃ ( ટિકિટ ખોળમાંથી બહાર કાઢી ) શું કરે! મુશ્કેલીમાં આવીએ ત્યારે પક્કાઇ કરવી પડે.

કીકુભાઇઃ લાવ, ટિકિટ મને આપ.

રુક્ષ્મણીઃ હમણાં નહિ, તે પાછા આવે!

કીકુભાઇઃ તે ચાલ્યા ગયા લાગે છે. તેમનો અવાજ સંભળાતો નથી.

[તે બારણું ખોલી બહાર જુવે છે. જાણે બારણા બહાર ઊભી રહેલી હોય તેમ સરસ્વતી દેખાય છે. તે બારણું ખુલ્લું જોઇ અંદર આવવા જાય છે.]

**રુક્ષ્મણીઃ** (સરસ્વતીને તિરસ્કારથી) ધણીનું લડવાનું બાકી રહી ગયું, તે પુરું કરવા આવ્યા હશો!

**સરસ્વતીઃ** ના, બહેન. મારે તમારી સાથે શા માટે લડવું પડે?

**રુક્ષ્મણીઃ** તો?

**સરસ્વતીઃ** તેમણે તમારું અપમાન કર્યું તે વાત ખરી?

**રુક્ષ્મણીઃ** ત્યારે શું ખોટી!

**સરસ્વતીઃ** (સાવચેત નજરે બધે જોતી અંદર આવે છે.) તે ટિકિટ લેવા નીકળ્યા તે પહેલાં તેમને તેમ કરવા મેં ના કહી હતી. તમે એવી લુચ્ચાઇ કરો નહિ, એની મને ખાતરી હતી.

રુક્ષ્મણીઃ અરે, લાખ રૂપિયા મળે તો ય હું એવું કરું?

**સરસ્વતીઃ** નહિ જ. મેં તેમને બહુ કહ્યું, મારું માન્યું નહિ! ને મારું કદીએ ક્યાં માને છે! તેમની સાથે સંસાર શરૂ કર્યો ત્યારથી આજ સુધી કોઇ વાતમાં મારી ગણના થઇ નથી! (ગળગળી બની રુક્ષ્મણી નજીક આવે છે.)

રુક્ષ્મણીઃ હશે બહેન! પડ્યાં પાનાં નિભાવવાં પડે!—સંસારમાં કોણ સુખી છે?

**સરસ્વતીઃ** (આંખમાં પાણી લાવી) બહેન, અંદરનું બધું નિભાવીએ, બહાર નીકળી આવા ભવાડા કરે તેનું શું થાય! તે વળી તમારા જેવાં સાથે! બહેન, તે માટે હું માફી માગવા આવી છું. અમને માફી આપો!

[સરસ્વતી રુક્ષ્મણીને પગે પડવા જાય છે. "એમાં શું!" કહી રુક્ષ્મણી તેને પગે પડતી અટકાવવા જાય છે. તેમ કરતાં તેનો હાથ પોલો થઇ જાય છે. સરસ્વતી તેમાંથી ટિકિટ ઝૂંટવી બહાર દોડી જાય છે. રુક્ષ્મણી આભી બની, "એ રાંડ, લુચ્ચી, મીઠાબોલી!" કહી તેની પાછળ દોડે છે. કીકુભાઇ તેઓની પાછળ જાય છે. ... ... તેઓનો એકનો એક દીકરો ગુજરી ગયો હોય તેવા મસાણિયા ચહેરે બંને પાછાં આવે છે.] .

રુક્ષ્મણીઃ તમે તેને રોકી નહિ!

કીકુભાઇઃ મને ખબર હતી કે તે ટિકિટ લઇ ભાગી જશે? તેં કેમ લેવા દીધી?

રુક્ષ્મણીઃ મને ખબર હતી કે તે આમ ઝુંટવી જશે.

કીકુભાઇઃ હશે, આપણા નસીબમાં નહિ હોય.

રુક્ષ્મણીઃ બળ્યું નશીબ!!!

## એકતાળીશનું ગ્રંથસ્થ વાઙ્મય

અમદાવાદની ગુજરાત-સાહિત્યસભા તરફથી કરાવાતી એ વાર્ષિક સમીક્ષા માટે ચાલુ સાલના ગ્રન્થો આ રીતે ૩ સમીક્ષકોને અમદાવાદ મોકલવાની વિનંતિ એ સંસ્થા તરફથી થઇ છેઃ (૧) ત્રિભુવનદાસ પુ. લુહારને કાવ્યનાટકાદિ લલિત વાઙ્મય, સ્વસ્તિક સોસાયટીમાં, નવરંગપરે; (૨) યશવંત પ્રા. શુક્લને વૈજ્ઞાનિક સિવાયનું સર્વ લલિતેતર વાઙ્મય, નં. ૧૫ જૈન સોસાયટીમાં, નદીપાર; અને (૩) સંસ્થાએ કરેલ ભૂલ મુજબ 'વિજયરાય' નહિ પણ વિજયલાલ ક. ધ્રુવને વિજ્ઞાન-વાઙ્મય, લાખા પટેલની પોળને વિશે આવેલી શેઠની પોળમાં. સર્વ પ્રકાશકોમેગ્રા એ વિનંતિને અમારું પણ સંપૂર્ણ અનુમોદન છે.

—સં. માનસી

# વાસરિકા

## જૂના-નવા શબ્દો: ૧

૩૭ જાન્યુ. ૧૯૪૨ : 'લિટરરી'=સાક્ષરી. આ સમીકરણ મારું નથી ને મેં 'સાક્ષરી પત્રકાર' જેવું પદ 'લિટરરી જર્નાલિસ્ટ' માટે ઘડતાં એ ઊંચકેલું પ્રા. બલુભાઇ ઠાકોરના કોઇક લખાણ-માંથી (જાણમાં તો, ઋણસ્વીકાર કરીને; એ ત્યાં ન કર્યો હોય તો અહીં થતો સમજવો.)-લખાણમાંથી, પણ આજે વર્ગમાં નવલગ્રંથાવલિને વિશે આ બાબતની શોધ એવી થઇ કે એ અર્થમાં એ ગુજરાતી શબ્દ ૧૮૮૩ જેટલો જૂનો છે. 'સંસ્કૃતમય ગુજરાતી' એ લેખમાં ત્યાં કહ્યું છે. "પરંતુ જે તરુણ વિદ્વાનો દેશહિતના ભાવથી, સાક્ષરી માનની તૃષ્ણાથી કે કેવળ શોખથી જ ગુર્જરી ભાષામાં ગ્રન્થકાર થવાને પ્રવર્તમાન થાય છે ... ..." (ગુજ. વિદ્યાપીઠની આવૃત્તિનું પૃ. ૧૧૬મું ).આમાં, 'સાક્ષરી માન' એ ઇંગ્લિશમાં વપરાતા 'લિટરરી ઑનર્સ'નું ચોખ્ખું ને યોગ્ય ભાષાન્તર છે.... આ બધું સાથે વિચારતાં મને લાગે છે કે એ ઇંગ્લિશ વિશેષણનો પર્યાય શ્રઇજ-મા 'સાહિત્યિક' કે ભારેખમ 'વાઙ્‌મયિક' એવો કરવાને બદલે 'સાક્ષરી' એમ કરીએ, કે આ છેલ્લા બંનેને યથાપ્રસંગ વાપરીએ તો તેમાં કંઇ ખોટું નથી.

નવલરામના એ વાક્યમાં હજી પણ આપણામાંના ઘણા કર્યાં કરે છે (અથવા એમ લખું કે 'કર્યે' જાય છે'; પણ હાલનો પ્રચલિત દુષ્પ્રયોગ વાપરી 'કરી રહ્યા છે' તો નહિ જ લખું કેમ કે આપણી માતૃભાષાનો કુદરતી રૂઢિપ્રયોગ તો કરવાની ક્રિયા પૂરી થઇ હોય ત્યારે જ એમ લખવાની રજા આપે છે; આ વાંચીને (હિંદીપ્રેમી નહિ પણ) હિંદીગંડુ ગુજરાતીઓ મને માફ કરે.)—કર્યાં કરે છે, તે વિનાકારણ બેવડો ભાર દેવાની ભૂલ છે: 'કેવળ શોખથી જ.' હવે હું એમ પૂછું કે શોખના એ કૈવલ્યમાં ભારપૂર્ણત્વ શું ઓછું છે કે એ પૂર્ણત્વમાં જકારનું નવું પૂર્ણત્વ ઉમેરવાની ધૃષ્ટતા આપણે કરવી?

હિંદીનો ઉલ્લેખ એ જ લેખમાંથી આ વાક્ય ટંકાવે છે: "ભાષામાં સુધારાવધારો થાય છે ખરો, પણ તે આપોઆપ કાળે કરીને, માણસના પ્રયાસથી નહિ.' (પૃ. ૧૬૫). આ સત્ય વિસરાવાથી પરિણામે હમણાં દુર્ભાગ્યયોગ એવો ચાલે છે કે હિંદવાસીઓ સંસ્કૃતનિષ્ઠ એવી સાવરકરી હિંદી, જાણે ઉર્દૂનિષ્ઠ બનવા મથતી કાલેલકરી હિંદી (ને એમની તો વળી નવનાગરી કે નવગુજરાતી લિપિ પણ) કે અમારા સૂરતના જ 'મુસ્લિમ ગુજરાત' પત્રની ફારસીનિષ્ઠ ઉર્દૂ જેવા ભાતભાતના અતિરેકવાળા પ્રયાસોના ભોગ બને છે; કાળબલની સાથે માનવપ્રયાસનો મેળ બેસાડવા સૌ એક થતા નથી; અને પરિણામે રાષ્ટ્રભાષાનું કોઇ એક, અભિનવ, આદરણીય સ્વરૂપ આપણને મળવાને બદલે એનુ ૨૦–૨૫ વર્ષ પરનું જે સ્વાભાવિક સ્વરૂપ હતું તેની પણ અત્યારે તો વિકૃતિ જ થઇ દીસે છે. આ શોકકારક સ્થિતિમાંથી હર્ષકારક સ્થિતિ કદાચ કાળબળ જ (આજે અગમ્ય એવી કોઇ તેની લીલા વડે) ઉત્પન્ન કરશે, આવતા એક–બે દસકામાં...એ સ્થિતિ પર આજના ઉપરકહ્યા તેવા પ્રયાસોની આછીઘેરી છાપ પણ પડી હશે એટલું હમણાંથી જ અહીં સ્વીકારવું પણ સુના-

સમ છે. ( આ અરબી વિશેષણને બદલે ' યોગ્ય ' કે ' ઉચિત ' વાપરતાં મને શું થતું 'તું ? સાવરકર તો દૂર રહ્યા ને 'મુસ્લિમ ગુજરાત' નજીક છે તેનું તો એ પરિણામ નહિ હોય ને ? આવી અસર મારી ભાષા પર જ–ને તે પણ પ્રમાણસર–થઇને અટકે તો સારું; નહિ તો વળી હું મારી શુદ્ધિ કરવાની તજવીજમાં નાંખીશ સૂરતમાં હોઇ શકે તેટલા હિંદુમહાસભાવાળાઓને કે આર્યસમાજીઓને. ખુદા ખેર કરે ને,–I mean, પ્રભુકૃપાથી એવું બધું ન બને તો સારું. )

### દાટયું નથી–ઝળકે છે

૩૦ માર્ચ: અઠવાડિયા પર આવેલ સૂનું ગામડું'ના રૂપાન્તરના આવકારવચનમાં પ્રા. બલુભાઇ ઠાકોરે બીજું કેટલુંક વિચારણીય કહ્યું છે તેમ આવું શોચનીય પણ કહ્યું છે: " ગો. મા. ત્રિ.નો ત્રુટિત અનુવાદ પણ ભલે એમના "સરસ્વતીચંદ્ર"માં છે ત્યાં જ રહેતો;..." ( આ વિધાન પ્રસ્તુત ' ડેઝર્ટેડ વિલેજ 'નાં ભાષાન્તરાદિ માટે નહિ પણ 'ધ હર્મિટ' ના ગુજરાતી અવતારો માટે થયું છે. ) પણ, આજે ૩૨–૩૩ વર્ષથી તો એ ભાષાન્તર 'જોગીરાજ' સાહિત્યરત્નમાં રમણીય એક રત્ન તરીકે ને સ્વ. નરહરિલાલ દેશભક્ત ' ઊર્ફે વકીલને હાથે અનુદિત બની–ઝળકતું હોવાથી, એને ગોવર્ધનરામની નવલમાં જ રહેવા દેવું એ વિદ્વાન ટીકાકારના હાથની કે પસંદગીની વાત રહી નથી. વળી આ પ્રસંગે એનું કલાપીકૃત રૂપાન્તર 'પહાડી સાધુ' તેમ જ બંનેની રસમય તુલનાત્મક વિવેચના ૧૯૭૦ના (કે '૮૦ના ? કલાપીના નૂતન –'રીસંટ'–સુમનમાલકાર એક જ નિજ માર્ગદર્શનમાં આ સંદર્ભમાં બંને સાલો નોંધે છે ને કશું શુદ્ધિ–અશુદ્ધિ–પત્રક પણ આપતા નથી.) દીપોત્સવિક ગુજરાતીમાં પ્રા. મોહનલાલ પા. દવેએ લખી છે તે યાદ આવે છે....આ બધું વિચારતાં મને તો એમ જ લાગે છે કે 'જતિ' પ્રગટતાં પૂર્વોક્ત ટીકાકારવચને 'જોગી-

રાજ' તથા 'પહાડી સાધુ' નકામા બની ગયા લાગે છે; તો એ એમનો અભિપ્રાય ભલે એમના આવકારવચનમાં છે ત્યાં જ રહેતો; આપણે તો ત્રણે કાવ્યદેવતાને, પ્રત્યેક સમક્ષ યથાર્હ વધુ-ઓછું લળીલળીને પ્રત્યેકને કહીશું "નમો નમો." .... ઉક્ત વિદ્વાન માર્ગદર્શનકારે સં[illegible] નોંધેલા, ચર્ચાવિષય અંગ્રેજી કાવ્ય પરથી રચાયલા, કાવ્યમાધુર્યગત 'સ્નેહનું સ્વપ્ન'ને તેઓ અનુવાદ તરીકે ઓળખાવે છે પણ મને તો એ લાગી અનુકૃતિ. એટલે હવે તો કોઇક ત્રીજાએ—અમો બંને કરતાં વિદ્વત્તર સાક્ષર હોય તેણે જ, અલબત્ત અમારા એતદ્‌વિષયક માર્ગદર્શક લેખે બહાર પડી, જેનો ઘટે તેનો ભ્રમનિરાસ કરવો રહ્યો, યથાવકાશ.

## જૂના-નવા શબ્દો : ૨

**૧લી એપ્રિલ :** નવા (માર્ચ '૪૧ ના) 'ભારતીય વિદ્યા'માં એ વિદ્યાભવનની પ્રવૃત્તિના નિવેદનમાં એક જ પાના પર ચાર વાર 'પ્રાધ્યાપક' વપરાયલો જોઇ ઘણો સંતોષ થયો કેમ કે એ લાખના ફંડવાળી મોટા માણસોની તે સંસ્થાને હાથે પણ હવે એ શબ્દ માન્યતા પામે છે એ આ વિષયને અંગે મહત્ત્વની વાત ગણાય ....એ જ પાના પરનાં બીજાં બે પદોએ કેટલાક પ્રશ્નો મારા મનને પુછાવ્યા : 'રીસર્ચ સ્કૉલર'નું ગુજરાતી હજી આપણે કેમ નહિ શોધી શકયા હોઇએ ? 'થીસિસ' માટે 'મહાનિબન્ધ' કેમ નહિ, ને 'પરીક્ષ્યેય વિશિષ્ટ નિબન્ધ' જેવડી રેલ્વે ટ્રેન કેમ ? લાપરવાહ મુંબાઇગરાઓમાં સંસ્કાર છાંટવા અંધેરીથી ચર્ચગેટની મુસાફરી માટે ભદ્રનસેવકોને એ ખપ લાગવાની હોત તો તો એ લંગરિયા નવસર્જનને આપણે સત્કારત; પણ એ તો એ બાબતમાં સંસ્કૃત કવિઓના માનીતા પેલા 'અજાગલસ્તન' જેવું;(સંસ્કૃતસેવી એક મહાસંસ્થાને 'ગાળ' પણ આમ એ સાહિત્યની મદદથી જ દીધી શોભે ને ?); તો પછી, હવે થોડોઘણો પ્રચલિત પણ થયો છે એ 'મહાનિબન્ધ' જ સૌ અપનાવીએ એ ઉત્તમ છે. ...'મહાનિબન્ધ'

પણ 'બૃહન્નિબન્ધ' નહિ કેમ કે એ તો હવે 'ટ્રીટિઝ' માટે વાપરવો ઠર્યો છે; તેમ, મહારાષ્ટ્રપ્રિય 'પ્રબન્ધ' પણ નહિ કેમ કે એનાં આપણી ભાષામાંનાં વળગણ–યાને 'એસોસિએશન્સ'–જુદાં છે.... અહીં જ નોંધી લઉં કે આજે જ આવેલ આ માસના 'શિક્ષણ અને સાહિત્ય'ને પરિભાષા યોજવા જતાં એક વાનું નથી આવડ્યું ને બીજું અતિઆવડ્યું છે: 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇંડિયા' માંના બીજા શબ્દ માટે તે લૂખોસૂકો 'તપાસ' વાપરે છે પણ ત્યાં યોગ્ય શબ્દપ્રયોગ (મીઠી નજરેના પૃ.૫૪–મે સૂચવાયલા) 'અવેક્ષણા' 'નિરીક્ષા' એવો કોઇક થઇ શકે; અને, જે છેલ્લા પાના પર એક બીજી બાબતમાં ભાષાસંકરની ભીતિ તેણે દર્શાવી છે તે જ પાનાના પોતાના સંસ્કૃતજ્ઞાનનો અતિયોગ તેણે એવી હસનીય સંકરતા આગળ ધરીને કર્યો છે કે એ ભાષાનાં શંકરભેદી કૃદંતો બનાવવામાં વપરાતો પ્રત્યય '–અનીય' આપણા અમુક ધાતુઓને 'દબૂ' 'ફુલૂ', વગેરે રૂપે સમજી તેમને ચોઢવો અને 'દબનીય' ('કૉમ્પ્રેસિબલ') તથા 'ફુલનીય' ('એક્સપાન્સિબલ') ઇત્યાદિ નવસર્જનો ભાષાસૃષ્ટિને વિશે વહેતાં કરવાં. એ સુન્દર સૃષ્ટિને વિસૃષ્ટિ કરી નાંખવાનો એનાથી વધારે નાદર નુસખો કદી કોઇએ કયાં ય જોયોજાણ્યોસાંભળ્યો હશે ખરો ?...(અહીં 'વિસૃષ્ટિ' નો 'વિરૂપા સૃષ્ટિ' એવો અપૂર્વ અર્થ કરવો; પૂર્વાચાર્યોએ નાસદીયસૂક્તને અંગે કરેલો 'છૂટી પડેલી' કે 'વિવિધ સૃષ્ટિ' એમ ન કરવો.

## સાત–સાત નામ

તા. ૨૭ એપ્રિલ: કાલના કેસરીમાં (પૃ. ૫મું) 'દિલ્હીકી ટ્રૈનિંગ' એવા શબ્દો (એમાંનો પ્રત્યય હિંદી કેમ કે એ મહારાષ્ટ્રાભિમાની પત્ર પણ પોતાનો યુક્તપ્રાંતી પત્ર એ રાષ્ટ્રભાષામાં છાપે છે.) વાંચીને થઇ આવેલી પ્રેરણાને પરિણામે–

૫

મારાં સાત-સાત નામ (૨),
વાંચક હો ! મારાં સાત-સાત નામ.

સાખી

આંગ્લો કહેતા ડાયરી, કહે કાકા વાસરી માત્ર,
વાસરિકા દીધું નામ બો. ટી.એ, ભાષાભિજ્ઞ સુપાત્ર;
એમ નવ-નવાં નામ (૨),
મને નિત્યે મળે-એ એકેક જ કામ;
મારાં સાત-સાત નામ૦

સાખી

નિત્યનોંધ ને રોજનિશી સાચાં-સાદાં તો ય,
હવાં જાનવાણી તેથી, રે ! નવ ગાલે ગાગા કો ય;
તેથી પામી અધિકાં હું નામ (૨),
ગુર્જર હો ! મહારાષ્ટ્રે નવલાં નામ;
મારાં સાત-સાત નામ૦

સાખી

એક કીધ દૈનંદિની, બીજે દૈનિકી ખાસ,
પવિત્ર એમ સસાંક હો ! આવી પુગ્યો મુજ પાસ;
હવે વાંછું વધારે ન નામ (૨)
ખમૈયા, સુલૈયા ! વધારે ન નામ;
મારાં સાત-સાત નામ.........

## અધ્યાપકનાં વધેલાં ૫ વર્ષ (જૂ. ન. શા. ૩)

૭મી એ. 'અધ્યાપકનાં' એટલે મારાં નહિ. મને તો માત્ર અધ્યાપક કહેવાવું ગમે છે પણ ક્યાં ? એને પ્ર-કારનું એન્જિન જોડો ત્યારે જ મારી મનટ્રેન પૂર્ણોત્સાહથી તેની ઉત્તમોત્તમ છુક્ છુક્ ગતિએ દોડે છે ને ? (આ વિષય આમ

હમણાં ને હમણાં ન છૂટતું. પણ 'ગુજરાતી'ના કાલના જ અંકમાં પાછો થયો છે તે એ શબ્દ પરનો ખબરદારી કટાક્ષખેલ તાજો જ દીઠો હોઇ, રહેવાયું નહિ. ) મારી જ વાત કરું તો તો આજે જ–તારીખ ગણતરીએ, તિથ્યનુસાર નહિ–મને ૪૫મું 'ઊગ્યું' ( પારસી પ્રયોગ, એ જ આ નોંધમાં તો કલમે ચઢવો ઘટે ને ? ) એટલે આવરદામાંથી ૪૪મું ઓછું થયાનો શોક કરવો જોઇએ, કોઇ વધેલ વર્ષને નોંધવા હરખભેર કલમ ઉપાડવી ન જોઇએ...ત્યારે – એ વધ્યાં તે વર્ષ કોનાં ? ઉત્તરઃ 'અધ્યાપક' એ શબ્દનાં. મેં અગાઉ આ પૃષ્ઠોમાં નોંધેલું કે એ શબ્દ 'પ્રોફેસર' ના પર્યાય તરીકે ગુજરાતીમાં અસહકારયુગથી ( ૧૯૨૦–૨૨ થી ) જ આવ્યો એવું કૈં નથી, પણ ૧૯૦૯વાળાં પ્રા. ઠાકોરનાં પરિષદવ્યાખ્યાનોમાં પહેલો વપરાયલો માલૂમ પડે છે. એ વિધાન આજે સુધારી લેવા જેવું લાગે છે, પરમ રોજ આવેલ એ પરિશ્રમપરાયણ પ્રાધ્યાપક–મિત્રોએ કરેલા 'બુદ્ધિપ્રકાશઃ લેખસંગ્રહ ભાગ ૧લા' માંનો છેલ્લો લેખ જોયા પછી સંગ્રહને પૃ. ૩૯૫મે શરૂ થતો એ 'જડમાં જીવ' મથાળાનો લેખ ૧૯૦૪માં 'અભિનવ' ઉપનામધારી લેખકે જુ. પ્ર.ના જાન્યુ–ફેબ્રુ. અંકમાં લખેલો ને તેની પહેલી જ લીટીની એક ટીપમાં આપણા સદ્‌ગત વિજ્ઞાનાચાર્ય જગદીશચન્દ્ર વસુ (યાને 'બોઝ') માટે વંચાય છેઃ 'અધ્યાપક ( Professor)' આ છેલ્લા બોલને કેટલાકો 'પ્રૉફેસર' એમ બોલે–લખે છે; (શા માટે ?–કદાચ એવી સમજથી કે જબરી પીટરૉટિયણુ એવી અંગ્રેજી ભાષાના શબ્દોચ્ચારનું પહોળાપણું એ તેના અંગ્રેજીપણાની અચૂક નિશાની છે; જેમ–જો કે જરા જુદી રીતે –કેટલાકના મનથી, 'વિકાળ' 'મણું' વગેરે રૂપો જ શુદ્ધ સંસ્કૃત હોઈ શકે તેમ. ) પણ એનો ખરો ઉચ્ચાર તો છે, પહેલો સ્વર પણ બીજાની જેમ સાંકડો રહે તેમ, 'પ્રોફેસર'.

૭મી એ: એ વ્યાખ્યાનોમાંના બીજાના અન્તમાં 'યુનિવર્સિટી' માટે વપરાયલા 'શારદાપીઠ' ની જ જેમ, યુ. પ્ર.વાળા ઉક્ત લેખમાં વપરાયલો 'વિદ્યાનિકષ સમાજ' પણ પ્રચલિત થયો નથી; ગોવર્ધનયુગમાં પ્રચલિતવત્ 'વિશ્વવિદ્યાલય' પણ હવે તો ક્યાંક લપાઇ ગયલો ભાસે છે; ને જે નિરન્તર લળકે છે આ જમાનામાં આપણી આંખે સામે, એની બિચારાની દશા એવી છે કે એ સમાસનો વિગ્રહ કેટલેક શ્લેષવિશારદો, 'વિદ્યા ભણી પીઠ ફેરવી છે જેણે' એવો અપૂર્વતાયુક્ત કરે છે. ખૂરા જ હાલ છે કે નહિ, અમો સૌ પરિભાષાના પરિશ્રમી ધડવૈયાઓના?

## સિદ્ધિ કોને ?

૮મી એપ્રિલ: એ જ વ્યાખ્યાનોના છેલ્લા પાના પરની, બંગાળીમાંથી ઉતારાયલી (એ ભાષામાં એ લખાયલી તો સને ૧૮૯૪ માં) સૌથી છેલ્લી કંડિકાઝ એ વિવેચનપાત્ર છતાં વગર-વિવેચને જ ઉતારું છું, એની પરનું મારું વિવેચન દાહક બોમ્બ બનવાની બીક હોવાથી—આ છે.

સિદ્ધિ સાધકને, નહીં કે શોખીનને. કહેતાં સંકોચ થાય છે, પરંતુ આપણા સાહિત્યસેવકોમાંના ઘણા માત્ર શોખીનો છે; સાધકોની સંખ્યા અતિ અલ્પ દેખાય છે. આ આપણું દુર્ભાગ્ય છે. પણ સુભાગ્ય આણવું આપણા પોતાના હાથમાં છે. Heaven helps those who help themselves.

## એ ભાઈબંધ ફરી એક વાર

૯મી: પરમરોજ આવેલ પ્ર. બં.(માં પૃ. ૩ જે) આમ લખ્યું છે:

મુત્સદ્દીઓ દરેમેરાં મુત્સદ્દીગીરીભર્યું બોલતા નથી. હળવા થવાનો, વિનોદ કરવાનો કે થોડુંક બેજવાબદારીભર્યું બોલી જવાનો તેમને ય વાર શોખ થઈ આવે તે સ્વાભાવિક છે. તેવે તેમને ન્યાય કરવા માટે જનતાએ પણ થોડી વિનોદવૃત્તિ દાખવવી ઘટે.

આમાંના પહેલા, ત્રીજા તથા છેલ્લેથી છઠ્ઠા શબ્દોને સાટે, અનુક્રમે, 'વિવેચકો' 'વિવેચનભર્યું' તથા 'મ્રજાબંધુએ' એ શબ્દો મૂકું છું; અને પછી એ નવું લખાણુ બરાબર હૈયે ઉતારવા એ બાઈબંધને વિનવી, એ અતિગંભીર અમદાવાદીને અગંભીર સુરતી તરીકે પૂછું છું: "આઇવું ને ધિયાનમાં હવે? હમારા જેવા ખરા વિનોદી ચિયા પાખી તમારા જેવા હમારી અમરતા નામની કન્યા કે એના કોડીલા વરને નહીં હમજી હકવાના; ને એ રમૂજને ગંભીરાઈથી લઈ, એની વલી ચિતરામણી ઠેકડી કરીકરાવી બધના કરવાના-" આટલું લખું છું ને મારું ભાવનગરી શિષ્ટત્વ જાગૃત થઈ આવી, એ વાક્ય મને પૂરું કરવા દેતું નથી.

## ગાંડા થાઓ

એ જ અંકમાંના રા. વિનોબાના ભાષણમાં, સોંઘું મિલકાપડ છોડી મોંઘી ખાદી પહેરનાર બિનખાદીધારીઓને ભાષણકર્તા નિમંત્રે છે: "આવો, અને આવા ગાંડાઓની હરોળમાં વિચારપૂર્વક દાખલ થાઓ." આ વાંચીને મને થયું કે એ જ નિમંત્રણ હું સરખો સાહિત્યગંડુ પણ જે એકડાળાઓ, સવાડાળાઓ, દોઢડાળાઓ વગેરે મને (અસાધ્ય ઘેલછારોગે પીડાઇ ગાંડનાં ગોપીચંદન કર્યે જ જનારને) જાણે પાતાળકૂવા જેવું ઓટખાઉિયું માનસી બંધ કરી નાંખવાની શીખ—કોઇ એને પત્રપુષ્પ ને ફળતોય અર્પીને તો કોઇ એટલુંએ કર્યા વિના કે કરવું બંધ કરીને–આપે છે, તેમને દઇ શકે કે નહિ? (પડઘો પડે છે "નહિ!.........")

## અજબ જાતની કથા

**૧૧મી એપ્રિલ:** અમે સંશોધકસેકો પણ એક અજબ જાત છીએ. સાંભળો એવા એકની આ રંગદર્શી કથા...તેણે કાલે સ્ટેશનથી નાનપરે આવતાં ટાંગામાં (સુરતીઓ વળી એને એક્કો કહે છે, ચાર જણનો બનેલ ચોક્કો એમાં સમાઇ શકતો

હોવા છતાં.) ચાલુ 'ઇંડિયન પી. ઇ. એન.'ને છેલ્લે પાને વાંચ્યું કે નવી આવૃત્તિ થઈ છે, 'લોકહિતવાદીંચી શતપત્રેં'ની. આ પરથી તેને અધા સૈકાના એ સમર્થ ગુર્જર-મહારાષ્ટ્રીય રા. બ. ગોપાળ હરિ દેશમુખની તાજા જ બુ. પ્ર. લેખસંગ્રહમાંની ચરિત્રરેખા (પૃ. ૩૦૫) યાદ આવે છે. ૧૮૭૭માં એમને વિદાયમાન દેતાં અમદાવાદે 'ગોપાલોત્સવ' હર્ષો-આદથી ઊજવેલો વગેરે હકીકતોવાળું એ રસિક લખાણ આજે સવારે ને એમનું જ ચરિત્રનિરૂપણ બપોરે 'સ્મરણમુકુર' માંથી (પૃ. ૪૭) વાંચે છે. નિર્ણય બાંધે છે કે રેખાકાર પૂજ્યભાવી છે અને મુકુરકાર મુખ્યત્વે કટાક્ષભાવી છે. વચ્ચે, ભોજનોત્તર વાચન ભોળાનાથચરિત્રનું કરેલું પણ તેમાં તો બે અછડતા જ ઉલ્લેખ, (પૃ. ૭૯ ને ૧૯૩મે) રા. બ. દેશમુખને કવિ સવિતાનારાયણ સાથે પુનર્લગ્નવિષયક વાદ થએલો ઇચ્છારામ સૂ. દેસાઈના 'આર્યજ્ઞાનવર્ધક'માં, તેના મળે છે. પછી ઊથલાવ્યો વિ. પાં. ને ને સંપાદિત આકરગ્રન્થ (બે વર્ષથી એક લાયબ્રેરીનો દબાવી રાખેલો ને એમ ને એમ પોતાનો જ બની જાય એવી ઊંડી અભિલાષા સહિત) અર્વાચીન મરાઠી સાહિત્ય. એમાં પૃ ૩૦૫મે એ મહાન દરેલા સુધારાસાથી ક્ષેપક 'લોકહિતવાદી'નાં બે ચરિત્ર વિશે મળી સવા બે લીટી..... હવે વધારે સંશોધનની હિંમત રહેતી નથી એટલે આટલું જોયું તેના અવાન્તર લાભો યાદ કરે છે. તેમાં એક તો એ કે આ છેલ્લો જોયો તે મરાઠી ગ્રન્થમાં જ અન્યત્ર (પૃ. ૪૧૯) 'એલીજી'ને 'વિલાપિકા' કહી છે; આ વાંચી પ્રશ્ન થાય છે કે એ શબ્દ આપણા જરા દીર્ઘસૂત્રી 'કરુણપ્રશસ્તિ' તથા સુકાબલે અલ્પરસિક 'વિરહકાવ્ય' કરતાં ચઢે ખરો કે નહિ?....૧૮૮૩-ના એક વાકૂમયિક 'સળગતા પ્રશ્ન' કાવ્યાજી-ભાષાંતરિત રાજગીતને અંગે ભોળાનાથચરિત્રમાં (પૃ. ૧૯૧ ને પરિશિષ્ટ જ) તો ચરિત્રનાયકનો એ ગીત વિશે સુચિન્તિત પ્રતિકૂળ અભિપ્રાય

છે. ને તો પછી મનઃસુખરામ ને રણછોડભાઈ જેવાએ એ ગીત વિશે જે અનુકૂળ અભિપ્રાય આપેલો કાબ્રાજી-સ્મારકગ્રન્થમાં (પૃ. ૪૬મે) તેની સાથે બોળાનાથનો (જેઓ સરકારી અમલદાર છતાં રાજગીત વિશે મલબારીને લખતાં સરકારની શેહમાં તણાયા નહોતા, તેમનો) અભિપ્રાય ઘટાવવો શી રીતે?...આટલે પહોંચ્યા બાદ સંશોધક પોતાના દેવદારી ગ્રન્થારામ પરથી એંચેલ ગોવર્ધનરામ-રચિત નવલરામ-જીવનકથામાંથી પણ એવી મતલબનું વાંચે છે (પૃ. ૭૨-૭૪મે) કે એ લખાણનો ઝોક જોતાં મનઃસુખરામના એ શિષ્યતુલ્ય ભાણેજ આ વિષયમાં મનઃસુખરામ સાથે સહમત થતા હોય તેવું કૈં લાગતું નથી. શી વિધિની વિચિત્રતા?... હવે સંશોધનરસિકનું મન દોડે છે મુંબાઇની એક આલિશાં મકાનવાળી લાઇબ્રેરીમાં. ત્યાં પોતે ગયે અહિને ત્રાશીની સાલનું રાસ્ત-ગોફતારી દફતર ફેંદ્યું હતું, નહિ? એમાં એ રાજગીત-વિવાદ અંગે હશે તો ઘણું પણ જોઇ શકાયલું થોડું જ. મેના બે અંકોમાં (તા. ૨૦મી ને ૨૭મી) જે વંચાયલું તેનો સારાંશ એ કે રાજગીત ગુજરાતીમાં ઉતારવું એ તો વિંધ્યાચલને વહાણ-માં મૂકી આફ્રિકા લઈ જવા જેવું કપરું કામ છે ને એ કાબ્રાજીએ કરી બતાવ્યું છે માટે વિરોધીઓએ અકાળઝીંક તેમની સામે કરવાનું છોડી દેવું, (એ ઉતારો, 'મુંબઇ પંચ'માંથી); હમણાં કે પિટોલ છે ને પહેલાં ગેઇટી કહેવાતી તે નાટકશાળામાં એ મૂળ ગીત ને ભાષાંતર "હારમની[Harmony]ના કાયદા પ્રમાણે" ગવાયલું ને છાપેલી પ્રતો મફત વહેંચાયલી; એ 'હાર-મની' ના શાસ્ત્રીય નિરૂપણનો પ્રયોગ, અબૂઝ એવા ગુજરાતી વાચકમાત્રના લાભાર્થે, શરતે ત્રણ કટારના એક અગ્રલેખને રૂપે કરેલો ... કહો હવે, અમે સંશોધકલોકો કેટલા અજબ સરખા છીએ? અમરકીર્તિ સાહસિક શોધકો ભુજ્ય, કોર્તેઝ, કોલમ્બસ, લિંવિંગ્સ્ટન, શેંકલ્ટન, લિન્ડબર્ગ, એમી જોન્સન: આમાં દરેકના

સારસત્ત્વમાંથી જ બ્રહ્માજીએ અમારામાંનો એકેક ઘડ્યો લાગતો નથી? અથવા; એમ હશે કે અમને નવરાશની વેળાએ ઘડ્યા બાદ જે વધ્યુંવાધ્યું, તેમાંથી જ એ સાહસમૂર્તિઓને ઉતાવળે ઘડી કાઢી હશે.

## ગુજરાતનો મહારાષ્ટ્રવિજય

**૧૭મી એ** : આજે તો મહારાષ્ટ્ર પોતાનાં કૂંડકાળા માટે આપણા પૈસાને પોતાના કરી લઇને ગુજરાત વિજય કરે છે, પણ આ તો આગલા એક જમાનાની વાત છે, જ્યારે મહારાષ્ટ્રના કરતાં ગુજરાતનું વિદ્યાધન અને તે સંસ્કૃતજ્ઞાન તથા વૈદિક વિધિ જેવી–બાબતોમાં–વધારે ઊંચી કોટિનું ઠરેલું...સ્વ. સરદાર પાઠકજી એ વિશે આ પૃષ્ઠોમાં લખાયલું એટલે વાંચકો તેમનાથી અજાણ્યુ નથી. તેમના પ્રપિતામહ દેવભદ્ર તથા દેવભદ્રના બન્ધુ વામનભદ્ર ઉપલા વિષયોના એવા મોટા પ્રકાંડપંડિત હતા કે આશરે દોઢસો વર્ષ પરના પેશવાના પુના મુકામે થએલા સોમયાગની ક્રિયાવિધિ અખંડ શાસ્ત્રીયતાથી કરાવી શકે તેવા હિંદભરમાં એ બે જ ઋત્વિજવર્યો હતા કેમ કે મોટી પંડિતસભામાં એ માટેનું બીડું પેશવાસરકારની ભરી કચેરીમાં ફેરવાયું ત્યારે તેને ઝડપનાર તથા યાગ યજમાનના પૂર્ણ સંતોષપૂર્વક કરાવી, ઠરાવાયલા એક લાખ રૂપિયાના ઇનામને સાટે પેઢીધર ચાલતું આવેલ જાગીરગામ (સૂરત પડોશનું મોટા વરાછા) જીતનાર તેઓ બે જ હતા–નહિ કોઈ કાશ્મીરી પંડિત ને નહિ કોઇ મહારાષ્ટ્રી મહાવિદ્વાન...એ જાગીરનો દસ્તાવેજ મોડી લિપિમાં ("મોડી ભાષામાં" એમ, ઉપલી માહિતી જેમાંથી લીધી છે તે, આજના 'દાંડિયા'માં છે તે ભૂલ ગણાય) લખાયલો હજી મોજૂદ હોવાનું જાહેર થયું છે. એની ભાષા તો મરાઠી હશે; કે (ગામ ગુજરાતમાં તેથી) ગુજરાતી? તો તો એ ગુજરાતનો નાનો શો મહારાષ્ટ્રવિજય કહેવાશે.

### બુ. પ્ર. લેખસંગ્રહ : ભા. ૨ ને ૧.

૧૯મી એ. રાજકીય સંચલનકારો ઉભરિયા સભા ( આ ખરાબ ગુજરાતી છે 'ઓવર ફ્લોમીટિંગ'નું,' પણ ચાલશે. ) ભરે છે તેવી આ ઉભરિયા નોંધ છે, 'બુદ્ધિપ્રકાશ–લેખસંગ્રહના' પહેલા ભાગ પર અવલોકનનોંધ લખ્યા પછીની....તેમાં પહેલું તો એ કે બંને ભાગ માટે વીણાયલાં પણ માળામાં નહિ ગૂંથાયલાં સુમનોની પૂરાં અનુલક્ષણવાળી યાદી તો બીજા ભાગમાં આપવી જ એટલે હાલના અન્વેષકોની એ બાબતની મહેનતનો લાભ હવેનાઓ લઇ શકે; બીજું, બંને ભાગોની બને તેટલી સંપૂર્ણ વર્ણાનુક્રમણીઓ અપાવવાની જ હશે એવી આશા રાખીએ; ત્રીજું એ કે એ માસિક શિલાછાપમાં છપાતું તે છાપનું નામ પણ આજના કેટલાક લેખક વગેરેએ સાંભળ્યું નહિ હોય, માટે તેનો છબીરૂપ નમૂનો અપાય તો સારું....એ ગ્રન્થ ઘણું જૂનું આપણે માટે નવું બનાવે છે તેમ, પહેલી વાર્ષિક સમીક્ષા જૂના જમાનામાં સને ૧૯૦૦ના ગ્રન્થસ્થ વાઙ્મયની લખાયલી એ નવું જ્ઞાન પણ આપે છે....પણ એ છેલ્લું કથનને સુધારી લેવું પડશે; કારણ, ૧૮૬૪–૬૯ દરમ્યાનના ડાંડિયાઓમાં તથા નર્મદયુગમાં મહત્ત્વની ( ને આજે સાવ ભુલાયલી ) કામગીરી કરી જનાર રાસ્ત ગોફતારમાં પણ, સરકારી ત્રૈમાસિક ગ્રન્થ યાદીઓ અને–કે સરકારી વાર્ષિકા વહીકનોને આધારે થએલી, ત્યારના પ્રમાણમાં સારી. વાર્ષિક સમીક્ષાઓ વાંચવામાં આવેલી, તે ઉપલું કથન કરાઇ ગયા પછી સ્મરણસાગરમાં તરી આવે છે.

### સંશોધકોને પ્રશ્ન (જૂ. ન. શ. ૪)

૧૯મી એ. નાનો સરખો જ છે એ, પણ એનો ઉત્તર સહેલો નહિ હોય. એંશીમા વર્ષનો ઉત્સવ એ 'ચન્દ્રમહોત્સવ' શા માટે કહેવાય છે? એ શબ્દ એ અર્થમાં પાંચ કે છ વર્ષ પર એક દક્ષિણી શાસ્ત્રીના ૮૦મા વર્ષને અંગે કેસરીમાં વાંચેલો ને

એ અરસામાં એટલામું વર્ષ ફ્રોઈડને પૂરું થયાના ખબર વાંચેલા એટલે એ શબ્દ મથાળામાં વાપરી એની પર નોંધ લખવા થોડી સામગ્રી પણ ભેગી કરેલ. હમણાં એ સાંભર્યો એ તો રવિબાબુના વચનો ચન્દ્રમહોત્સવ શાંતિથી ઊજવાયાના સમાચાર વાંચીને. પણ એ ઉત્સવને એ નામ શાથી મળ્યું તેનો ખુલાસો ક્યાંક વાંચવો બાકી છે: એ કોણુ ક્યારે વંચાવશે ?

## સાહિત્યકાર અને સમાજકાર

૨૯મી એ કાલના કેસરીનું તંત્રીપૃષ્ઠ એમાંનાં બે મુખ્ય લખાણોને કારણે ખાસ ધ્યાન ખેંચે છે: (૧) મહારાષ્ટ્ર સાહિત્ય-સંમેલનના ગયા અઠવાડિયાવાળા સોલાપુર–ઉપવેશન પરના અગ્રલેખમાં, લલિત વાઙ્મયના સર્જકે સમાજની પુનર્ઘટનાના કામમાં હાથ નાખવો જોઈએ નહિ કેમ કે એ કામ વિદ્વાન દૂરદર્શીઓનું છે એ વાત દલીલસર સ્પષ્ટ કરીને કાલિદાસાદિનો દાખલો આપ્યો છે કે તેઓ સમાજસુધારણામાં પડ્યા નહોતા ને તેમને પડવા કારણ નહોતું, કેમ કે સ્મૃતિકારોની કરેલી જે સમાજરચના એમના સમય પહેલાંની, તે સ્થિર થયલી હતી ને સ્વીકારાઇ હતી; વળી, હાલના લેખકોએ રહેલું હિંદુ સમાજ વચ્ચે ને પારકાપરદેશી મસતા વાદો આ હજારો વરસના સમાજને લાગુ પાડવા નીકળવું એ ભૂલ છે. (૨) બીજા તંત્રીલેખમાં મુદ્રારાક્ષસમાંનાં પ્રસંગ-પંક્તિનો વિનિયોગ ત્રણવાર ને પૂરા ઔચિત્યથી યુગોસ્લાવિયા તથા યુરોપી મહાયુદ્ધના નિરૂપણમાં કર્યો છે....કાલિદાસ આજના અર્થમાં અમુક ઠેકાણે 'પ્રગતિવાદી' નથી એવી આપણા એક યુવાન સાહિત્યકારની સાહિત્ય અને પ્રગતિ એ ગ્રંથમાંની દાખલા-વાર ફરિયાદ કેસરી–લેખ વાંચતાં મને યાદ આવી ને એમ થતાં મારે મુખે માર્મિક સ્મિત ફરકયા વિના રહ્યું નહિ.

## સંયમ વિ. ચવલાસ

૨૦મી એ. " પૂરો થયો છે હવે આ લવારો મારો."

મધુવચરામના (૧૯૩૫ની સૂરત–સા. પરિ.ના સ્વાગત–વ્યાખ્યાનાન્તર્માંના) એ શબ્દો મેં વાપર્યો હોત: જો (૧) હું ખબરદાર-શેઠ હોત, (૨) મારી રમૂજવૃત્તિને પૂરતા પ્રમાણમાં સજાગ રાખી શકયો હોત. (૩) અંતે આજને દહાડે ખૂટી પડેલા મહાછંદીલા ગણાતા 'ગુજરાતી'માં ઉડાવવા હેવાનું પૂર્ણોતિપૂર્ણ સ્વાતંત્ર્ય મને લાધ્યું હોત,–તો......એ લેખો માટે rigmarole એવો યથાર્થ શબ્દ વપરાયલો વાંચવામાં આવતાં, મેં એનું ગુજરાતી પૂછ્યું અંબાલાલકોષને ને એણે આપ્યો ('બકવાટ'ની સાથે) 'લવારો' એટલે એ ભેટ ત્યાંથી અહીં પરભારી જ પસાર કરી છે–મારે હિસાબે (કેમ કે આ બધું હવે છાપું છું મારે પૈસે) ને વાંચનારને જોખમે; કારણ, એ સ્વીકારવી રમૂજથી કે સૂઝપણાથી, એ તો વળી એના હાથની (કે અક્કલની) વાત રહીને? સાહિત્યની સૃષ્ટિમાં વિવાદો–તીખા વિવાદ પણ–ચાલ્યા કરવાના પણ એમ તો (છાપાં કોઇ વાર લખે છે તેમ) 'ઇચ્છી જવાય' ખરું કે રાષ્ટ્રિકા દ્વારા પ્રજાના નવસર્જનવાંછુ તથા દર્શનિકા દ્વારા ત્રિલોક ને ત્રિકાલના ભેદોના દર્શનવાંછુ, તેમ જ સ્થલકાલની આરપાર, ઉપર–નીચે, આજુ ને બાજુ, ઓલી કોર ને પેલી કોર ને અગાડીપછાડી એમ ઠેકઠેકાણે વારંવાર આત્માને ભમાવી–ઘુમાવી વળનાર અને વળી જગતભરમાં ભ્રાતૃભાવ પ્રસારવા ચહાતી પી. ઇ. એન.ના પણ એક સભ્ય એવા કવિજને સાત્વિકતાથી આ વિવાદ કર્યો હોત, પ્રતિપક્ષીનો વિરોધ પણ સંયમી વાણીમાં કર્યો હોત તો કેવું સારું. તમને શું લાગ્યું તે હજી જાણતો નથી પણ મેં (એક વાચક તરીકે, તંત્રી તરીકે નહિ) તો રા. સંજાનાના 'માનસી'લેખમાંના કટાક્ષાદિમાં પણ અનુભવ્યો છે સંસ્કારી સંયમ ને રા. ખબરદારના પ્રતિપ્રહારોમાં, જીવનનો–અવલાસ. ઉલ્લાસનાં ચિન્હ એ હાલા, ચોકળ ગોળાબહારોમાં છે જ ક્યાં?–જેમ, દોઢ વર્ષ પરના એમના ઠાકોરવિરોધી કુલેખમાં

પણ એ નહોતાં. એ તેમ આ વખતે તેઓ લખાણમાં વિરોધમયતા કાયમ રાખીને કુત્સિતતા ટાળી શક્યા હોત. તેમનાથી એમ થઈ શકતું ન હોય તો એમના પ્રકાશકની યાને, આ દાખલામાં, 'ગુજરાતી'ધરની ફરજ હતી કે એ પ્રત્યેક લખાણનું યથોચિત સમારકામ કરી–કરાવી (એમાંનું વિષ ગાળી કાઢીને તાત્ત્વિક ચર્ચા જ લેખકને કરવા દઈ), ગુજરાતનો યજ્ઞકુંડના રચનાર પાસે અદિંસાવ્રત પળાવવું. "તે બહુ ડાહ્યલો થા છ તો તેં કેમ સંજનાના લેખનું વિષ ગાળી ન કાઢ્યું ?" ન કાઢયું, કેમ કે એમાંનાં મજાક–મહેણાં વગેરેને વિષવાર્તા કહેવાં જ હોય તો એમાંનું વિષ પકવેલું ને આરોગ્યપ્રદ હતું પણ ખબરદારી વિષપ્રયોગમાં એ ગુણો નથી. તેથીસ્તો, ૧૯૧૦–૨૦ દરમ્યાન તો મારા એક તરેહના ગુરુને પદે હતું ને હજી બહુધા માનપાત્ર છે તે એકસઠ વર્ષના 'ગુજરાતી'નો આ વિષયમાં તો ગુરુ થવાની કડવી ફરજ મીઠા મને યથાપ્રસંગ બજાવું છું–દોઢેક વર્ષ પર પહેલી વાર ને હમણાં આ બીજી વાર.

## વિવેચનની નવી તરેહ

**૨૦મી એ.** એક બાલવિવેચકે ક્યાંક લખ્યું છે: "આ ત્રણે વિવેચકો [રમણભાઈ, આનન્દશંકર, કાલેલકર] ગુજરાતના પ્રથમ કોટીમાં વિશ્વનાથ મગનલાલ ભટ્ટ વિજયરાયભાઈ વગેરે સાથે બિરાજી શકે તેવા ઉત્તમ વિવેચનસર્જકો છે." છે કે નહિ આ જરા આઇન્સ્ટાઇનની યાદ આપે તેવું ?–Travelling backward in Time. અમે બંને જાણે પહેલા થઈ ગયા, ઊંચે આસને બિરાજી ચૂક્યા હતા ને તેથી જ અમારી જાણે પછી આવનાર ત્રણે મુરબ્બીઓને અમે અમારી પડખે જગ્યા કરી આપી માનપૂર્વક–કે પછી અમારી અભિનવ મુરબ્બીવટપૂર્વક –બેસાર્યા. ... ... હવે બીજા બાલવિવેચકો એમ પણ કહેવાની હામ બીડી શકે કે ગોવર્ધનરામ પ્રથમ કોટિમાં મુનશી તથા

રમણલાલની સાથે, ન્હાનાલાલ સુન્દરમ્ તથા ઉમાશંકરની સાથે તેમ જ 'ધૂમકેતુ' ગુલાબદાસ બ્રોકરની સાથે બિરાજી શકે તેવા–તેવા ઉત્તમ-ઉત્તમ નવલકાર છે કે કવિ છે કે નવલિકાકાર છે. .... સાપેક્ષતાવાદનો ઉલ્લેખ કરું છું ને એક વૈજ્ઞાનિક વિદ્વાને થોડા દિવસ પર પ્રસંગોપાત્ત સંભળાવેલું એ વિષયનું પ્રેમમુક્તક ('લિમરિક') સાંભરે છેઃ

There was once a lady named Bright,
Whose speed was greater than light,
She started one day,
In a Relative way,
And arrived the previous night.

## સંસ્કારસંપન્ન પત્રકારત્વ

**૨૬મી એ.** 'ભારતમંથ્યાંચી ચર્પટપંજરી.' આ શું છે? કાલના કેસરીમાંનું એક મથાળું, રા. અમેરીના સૌથી તાજા (એટલે કે નવા, બાકી તો છેસ્તો એ સૌથી વાસી.) ભાષણનું. મથાળામાંનો બીજો શબ્દ કેટલો અર્થવાહી છે; કારણ, ચર્પટ એટલે ચપ્પડ ને પંજરી એટલે અમુક ગરમ વસાણાંનું મિશ્રણ; એટલે, એ ગુણોવાળું જેવું છે અદ્વૈતાચાર્યનું સ્તોત્ર તેવું જ છે અમેર્યોમાત્યનું ભાષણ એમ વાચકે સમજવાનું ... એવાં સાહિત્ય-સંસ્કારી શીર્ષક મરાઠીમાં જ શક્ય કેમ કે એ માટે એનો વાંચકવર્ગ તૈયાર. એમ લખવું એના પત્રકારોને ગમે છે, સહજ છે, તેનો આ બીજો દાખલોઃ એ જ અર્ધ-સાપ્તાહિકના ગયા મંગળના (તા. ૨૨મી) અંકની એક તંત્રીનોંધનું નામ હતું 'કર્ણાવતીલા રક્તસ્નાન.' અમદાવાદનું એ અસલ નામ વાપરીને લેખકે કાઉંસમાં નકલ (એટલે હાલનું ચાલુ) નામ મૂકવું પડ્યું એ જુદી વાત, પણ કર્ણાવતી શબ્દ સમજીને વાંચવા સાથે જ એ એક જૂનું શહેર છે, તેનો લાંબા સમયનો પોતાનો ઇતિહાસ છે, ઇતિહાસકાળમાં પણ તેણે જેમ આવી 'ને આથી

વધુ અશાંતિ વેરેલી તેમ વૈભવ પણ વિસ્તારેલા—ને હવે એ જ શહેરમાં નિરર્થક લોહી રેડાયાં એ કેટલી બધી કરુણ ઘટના—આવા ભાવો જાગે છે ને વિચારો આવે છે તે તો ન જ આવત ને, 'અહમદાબાદાસા રક્તસ્નાન' લખ્યું હોત તો ?...એવાં શીર્ષકાદિ જેમ સાહિત્ય તથા ઇતિહાસને જે પત્રકારે જીવન્તપણે ભણીને પચાવ્યાં હોય તેને જ શક્ય, તેમ, મેં ઉપર જે નોંધ (૧૯મી ની) મુદ્રારાક્ષસનાં અનુલક્ષણની કરી છે, તે પણ જીવનનો અવિરોધી એવો સાચો સાહિત્યાભ્યાસ કરનારને જ સહજ ને શક્ય, તેને જ હાથે અસરકારક. એ ત્રણે અનુલક્ષણ ટૂંકાવીને પણ અહીં સાચવી રાખવાં જોઈએઃ (૧) યુરપના જે જે નાના દેશનું બ્રિટન મિત્ર બન્યું ને તેણે તેમને રક્ષવા ચહ્યું, તે દરેકની પહેલાં તેમ હવે યુગોસ્લાવિયાની ગતિ પણ અમાત્યરાક્ષસના ગુપ્તચરોની એક પછી એક જેવી ચાણક્યે કરેલી તેવી જ થઈ; એટલે, ચરોમાંના એક પ્રમોદકનું શું થયું એમ રાક્ષસે ચર વિરાધગુપ્તને પૂછતાં તેણે પ્રમોદક સંબન્ધી જે જવાબ આપેલ તે જ યુગોસ્લાવિયા (ને આજની તારીખે તો ગ્રીસ) સંબન્ધી પણ આપી શકાયઃ 'વહિતરેવામ્.'...વળી, "હમણાં સુધી ઇંગ્લંડે જર્મનીના નાશને માટે જે જે પ્રયત્નો કર્યા તેમાં આખરે ઇંગ્લંડને અમાત્યરાક્ષસની પ્રમાણે જ 'કથં સુહૃદ્વિનાશાય રાક્ષસમેષ્ટને ન રિપુવિનાશાય' એવા જ ઉદ્ગાર કાઢવાવારો આવ્યો છે !... ત્રીજું અનુલક્ષણ એવું છે કે સુદૂર પડેલું અમેરિકા, યુગોસ્લાવિયાએ જર્મની સામે માથું ઊંચક્યું ત્યારે, તાત્કાલિક જ સાહાય્યની આવશ્યકતા એ વિપદ્ગ્રસ્ત નાના દેશને હોવા છતાં, એમ કથા કરતું હતું કે તને હું ભરચક સાહાય્ય આપીશ—તે તો શાના જેવું હતું, તો કે' સાપ માથે ચડી બેઠો છે ને એનો ઝેર-ઉતારણ દિવ્ય દવાઓ તો છે હિમાલયે ('હિમવતિ દિવ્યૌષધયઃ શીર્ષે સર્પઃ સમાવિષ્ટઃ')—એના જેવું.

## બે વિદ્યાવિસ્તાર-વ્યાખ્યાનો

૩૦મી એ. એ ગુજ.વર્ના. સોસાયટી તરફથી અપાયાં અને ચાલુ (જાન્યુ.-માર્ચના) બુદ્ધિપ્રકાશમાં છપાયાં છે...જેનું શતાબ્દી-પર્વ આ દસકામાં ( સો વરસ પૂરાં ૧૯૪૮ના નાતાલદિનને વળતે દિને થશે. ) તે સંસ્થાએ પોતાનું કેટલુંક કાર્ય ઇંગ્લિશ ને હિંદીમાં કરવાનું ઠરાવ્યું ત્યારે જેઓ લગભગ બેબાકળા બની ફરિયાદ કરવા લાગેલા કે હવે તો સોસાયટી ગુજરાતી ભાષા તથા સાહિત્યને ઉવેખશે તેમને આ બંને વ્યાખ્યાનો જેવું કાર્ય સારો જવાબ છે; કારણ, તેમાં કલાપી તથા ગુજરાતી ઐતિહાસિક નવલકથા વિશે, અનુક્રમે, 'સુન્દરમ્' તથા રા. ચુનીલાલ વ. શાહે પ્રાપ્ત સાધનોમાંથી તારવેલી માહિતી સંકલિત કરી છે, એમાંથી યથાપ્રસંગ અનુમાન દોર્યાં છે અને વત્તુંઓછું નિરૂપણ કર્યું છે, તે સર્વ જેમ એ વિષયોના નવા વાંચનારની જિજ્ઞાસા જગાડી, તેને તેમાં યોગ્ય રીતે પ્રવેશ કરાવી એ વ્યાખ્યાનપ્રકારની હેતુસિદ્ધિ કરે છે તેમ અભ્યાસીઓને પણ કેટલુંક વિચારપિતુ કે ચર્ચાપિતુ પીરસે છે; (પિતુ=અન્ન; વૈદિક શબ્દપ્રયોગ.) ... કલાપીવ્યાખ્યાનની વિશેષતા એ છે: એની પત્રધારાનો વિસ્તૃતપણે ઉપયોગ કરી, એનું આન્તર જીવન પૂરા સમભાવથી પણ ( એ વિષયમાં તો સહેજે ઊભરાય તેવી ) સસ્તી ઊર્મિલતા વિના ઉકેલવાનો આ પહેલો જ પ્રયાસ છે અને તે માનજનક શ્રમશીલતા કુશળતા તથા દાયિત્વથી ('રીસ્પોન્સિબિલિટી'થી; એ છે હિંદી 'ઉત્તરદાયિત્વ'નો મરાઠી અવતાર, કેસરીમાં વાંચેલો.) થયો છે; કલાપી એ નર્મદનો સુઘડ અવતાર છે નિખાલસપણા તથા પ્રબળ હૃદયાવેગની બાબતોમાં, એ વિધાન પ્રકૃત વ્યાખ્યાનમાં પહેલી જ વાર થાય છે અને સુચિન્ત્ય હોઇ કોઇ વાર એ જ કે બીજા કોઇ વિચારકને હાથે વિસ્તૃત નિરૂપણને પાત્ર છે. પૃ. ૨૩મા પરની બે કંડિકા(કલાપીની એક કલા અવસાનસમયે

સમયે ૨૬મે વર્ષે પૂરી થતી જ હતી એ વાત તેમ જ એની ગીતોક્ત યોગભ્રષ્ટ તરીકેની સંક્ષિપ્ત મૂલવણી) પણ વ્યાખ્યાનના વધારે મહત્ત્વના ભાગો ગણાય ... ... એ જ પાના પર પુનર્જન્મ વિશે સંદિગ્ધ ભૂત કે એવો કોઇક કાળ વાપર્યા પછી એ 'કલ્પના' પાછળ વખત 'નહિ બગાડશું' એમ કહ્યું છે. મારી સલાહ એવી છે કે વખત બગાડવો. વ્યાખ્યાતા તેમ જ એમની જેવા આ વિષયના ઉત્સાહી સંશયગ્રસ્તોને હું એમ કહું છું કે તમે લોકોએ એ વિષયમાં સંશય પણ ઉઠાવવા જેટલું મહત્ત્વ તેને આપ્યું, એ સંશય વડે ગળાયા પણ ખરા, એને તમ સરખા કવિજને કવિપ્રિય કલ્પનાની ઊંચી પદવીએ પણ ચઢાવ્યો. એની પાછળ આટલું કરવા જેટલો વખત જો તમે બગાડ્યો જ છે તો પછી આમે ને તેમે કેટલોક વધુ વખત એની પાછળ બગાડો જ. પ્રારબ્ધસ્યાન્તગમનમ. પલાળેલું પૂરું જ કરવું જોઇએ; નહિ તો તો કોણ જાણે કેવા ય વરવા-વચરાક દેખાવાના. અતએવ, પુનર્જન્મ એ ઘટના છે કે ગપ છે એ પ્રશ્ન પરત્વે સંશયરસિક થવા જેટલું જો તમે મૂંડાવ્યું જ છે (ક્ષમા દીજિયે, આ પ્રાકૃતભાવી શબ્દ વાપર્યો બદલ) તો શ્રદ્ધાન્વિત થવા જેટલું પૂરેપૂરું પણ, એ વિષયના વિશેષ શ્રવણ મનનનિદિધ્યાસનાદિક દ્વારા, શાને ન મૂંડાવો ? (શાન્તં પાપમ; પુનરપિ ક્ષમાપ્રાર્થનમ; પુનઃ પુનરપિ ક્ષમાદાનમ. )

### જૂના-નવા શબ્દો : ૫

એ વ્યાખ્યાનને અંગે થોડી શબ્દચર્ચા કરવા એને પૂંછડેથી પકડવું ઠીક પડશે. (૧) છેલ્લી કંડિકામાં 'કિનારાવાળી નીકો' છે તેમાં બીજો શબ્દ જોઇએ 'નહેરો'. (૨) પૃ. ૧૮મા પરનું ખોટું રૂપ 'રોમાંચક' છાપાંગરા લેખકો ભલે વાપરે, આપણુ શિષ્ટોને તો શોભે 'રોમાંચકારી' જ. (૩) પૃ. ૧૪મે નામ ને વિશેષણનો નિરર્થક સંકર કરી 'આ હતાશામાં' લખ્યું છે ત્યાં 'આ હતાશપણામાં'

લખવું'તું; કારણ, 'હતાશા' એ આ સંદર્ભ માટે તો શું સંસ્કૃત કે શું ગુજરાતી, કોઈ પણ માનરી ભાષાને શક્ય એવો શબ્દ જ નથી; 'હતાશ' જે માન્ય વિશેષણ સંસ્કૃતાનુસાર છે તેને ગુજરાતી 'પણું' લગાડી દઈ નિર્વાહ કરવો એ જ આવે વખતે કાવ્યભાષાસૌન્દર્યોપાસક 'સુન્દરમ્' સરખાનું, એમના જેવા બહુધા ભાષાશુદ્ધિપ્રેમીનું પણ, એકમાત્ર સાચું કર્તવ્ય. (૪) મારા જેવા ધ્યાનથી વાંચનારને પણ પહેલે વાચને મૂંઝવે તેવી અસ્પષ્ટતા પૃ. ૯મા પર બે જગ્યાએ છે: અગિયારમી લીટીમાંનું 'તેણે' સર્વનામ છે કલાપી માટે પણ હોય વાજસુરવાળા માટે તેમ લખાઈ ગયું છે, એટલે ત્યાં વિશેષનામ 'કલાપીએ' મૂક્યું હોત તો જ ઉત્તમ હતું; વીસમી લીટીમાં 'મિત્રોના' છે તે 'મિત્રો પરના' જોઈએ એમ મને લાગે છે. (૫) 'સેન્સિટિવ'નો પર્યાય સાતમે પાને 'સંવેદનશીલ' ને પચમે 'પટુ' છે. આમાંના પહેલાનો ઉપસર્ગ બાદ કરવો ઉચિત લાગે છે, ને પછી (વ્યાખ્યાતાગુરુ પ્રા. રા. વિ પા. મારા પણ ગુરુ એક પ્રસંગે આ શબ્દવિચારમાં બનેલા તેમ ) 'વેદનશીલ' સ્વીકારવો. 'પટુ' અસ્વીકારવો કેમ કે 'સેન્સિટિવ'માં અંતર્ગત છે તે passiveપણાનો ભાવ ખરી રીતે 'વેદનશીલ'માં જ છે, active એવા 'પટુ'માં નથી. આ નિર્ણય સ્વીકારવાથી પ્રા. બલુભાઈયોજિત 'પટુકરણ' પણ પામશે મરણ, જે માટે (આ નશ્વર જગતમાંનાં બધાં મરણોની જેમ) આપણે લાચારી જ અનુભવવી ને દિલગીરી જ દેખાડવી રહી. ... કલાપીકૃત 'કાશ્મીરના પ્રવાસ'ને આપણું પહેલું સ્મરણીય પ્રવાસવર્ણન કહેતી વખતે વિદ્વાન વ્યાખ્યાતાના ધ્યાન બહાર કરસનદાસ મૂળજીકૃત એની પહેલાંનો ચિરસ્મરણીય 'ઇંગ્લાંડમાં પ્રવાસ' રહી ગયો લાગે છે. આ ભૂલ વિચારી વ્યાખ્યાન ગ્રંથસ્થ થાય ત્યારે સુધારવી યોગ્ય લાગે તો સુધારવી.

## વ્યાખ્યાન બીજું (ને જૂ. ન. શા. ૬)

**૧લી મે :** અતિ૦ નવલ૦ વિશેનું વ્યાખ્યાન એ સાહિત્ય-પ્રકારનાં ગુજરાતી સ્વરૂપો, ઘટક અંશો ઇત્યાદિની જેવી ઉપયોગી મનનયુક્ત ઇતિહાસરેખા આપે છે તેવી હમણાં સુધી નહોતી એ તેની સૌથી મોટી વિશિષ્ટતા છે. અવિશિષ્ટતામાં બીજાં કેટલાંક વાનાં સાથે સૌથી પહેલું તો એ કહેવું જરૂરનું લાગે છે કે અંગ્રેજી અવતરણોનાં વિગતવાર અનુલક્ષણ આપવાં જોઇએ એટલે એ દરેકના મૂળનો સંદર્ભ જોઈવિચારી વ્યાખ્યાતાએ કરેલા તેના વિનિયોગની સારાસારતા ચકાસી શકાય ને વધુ અભ્યાસ માટે પણ માર્ગ સરળ બને. ... (૧) પૃ. ૩૭મા પર 'સદીના' છે તે 'સદીવાળા' જોઇએ. (૨) પૃ. ૩૩મા પરનો 'જોવામાં આવે છે' એ જ માન્ય રૂઢિપ્રયોગ ગુજરાતી માટે નથી ? વ્યાખ્યાનમાં ત્રણ વાર અન્યત્ર વપરાતુ 'જોવા મળે છે' તો મરાઠીમાંથી અકારણ થએલી આયાત લાગે છે. (૩) પૃ. ૩૫: 'માણી રહ્યા છે' એટલે 'માણવાનું પૂરું કર્યું છે' એમ ? ગુજરાતીના એ મિથ્યા હિંદીકરણને સ્થાને 'માણતા હોય છે' શું ખોટું ? (૪) પૃ. ૩૮ : 'ચક્રવર્તી હમ્મીર'ને બદલે 'હમીર-હઠ' જોઈએ. બીજા કોઇક નવલનામની પણ ભૂલ થઇ છે. "એ નવલ હિંદી પરથી છે" એવો તેનો અદાલતમાં બચાવ, તેમાંની અશ્લીલતા અંગે ચાલેલ મુકદ્દમા વખતે થએલો એ નોંધવા જેવું લાગે છે. (૫) પૃ. ૪૭: 'સાહિત્યિક' ને બદલે 'સાહિત્યવિષયક' કે 'વાઙ્મયિક' વાપર્યું હોત તો ભાષા-શુદ્ધિને વફાદાર રહી શકાત. (૬) પૃ. ૩૧: 'ટેકનિક' માટે મરાઠીમાંથી અપનાવેલ 'તંત્ર' રા. કાલેલકરવાળા 'આયોજન' કરતાં કેટલાક સંદર્ભ માટે વધારે ઉચિત લાગે છે. (૭) કરણઘેલાની સાચી સાલ ૧૮૬૬ છે એ સાહિત્યસમીક્ષામાંનો (પૃ. ૧૭૪મું) અંતિમ નિર્ણય ધ્યાન બહાર રહેવાથી જ વ્યાખ્યાનને બત્રીસમે પાને એ

૨૬૬૭ આપી હશે. (૮) એ જ પાના પરના 'અનુવાદિત'નો અર્થ 'ભાષાન્તરિત' સમજવો કે 'રૂપાન્તરિત?' આ વાતની સ્પષ્ટતા થઇ હોત તો સારું હતું. પ્રસંગોપાત્ત એક બીજી બાબત પણ નોંધું. જેણે ભાષાન્તર કે રૂપાન્તર બંને કર્યાં હોય તેને માટે મેં યોજેલા 'સંવાહક' કરતાં પ્રા. બલુભાઇને આધારે 'ઉદ્‌ભાવક' વાપરીએ તો ચાલે કે નહિ? એમ જ 'ઉદ્‌ભાવન' વપરાય ભાષાન્તર ને રૂપાન્તર બંને માટે તથા 'ઉદ્‌ભાવિત' ભાષાન્તરિત કે રૂપાન્તરિત હોય તેની રચના માટે. (૯) પૃ. ૪૭ ને ૫૧ : વર્તમાન વિચારસરણીના આરોપણવાળી 'બીજી' નવલોમાં વ્યાખ્યાતાની જ રાજહત્યાનો સમાસ પણ છે ને તેથીસ્તો એને અંગે મારે ભાઇશ્રી કકલભાઇને સંભારવા પડેલા ને? એતિ. નવલ.માં સામાજિક સ્થિતિચિત્ર સૌથી વધારે પ્રમાણમાં વ્યાખ્યાતાની જ ત્રણે નૂતન નવલોમાં છે એ સહર્ષ નોંધીએ. (૧૦) પાટણની પ્રભુતા વગેરે પરનું ડુમા-પ્રભુત્વ, અનુકરણરૂપનું હોવાનું સ્વીકારાયું છે અને પછી એ જ નવલકારની મુંજ-કૌટિલીય નવલોની પાત્રસર્જનકલા 'કેવલ મૌલિક' ને 'જ્વલંત' તરીકે ઓળખાવાઈ છે. પણ એમ કેમ ન હોય કે અનુકરણો કરવાના વર્ષો સુધીના અખંડ ને અવિચ્છિન્ન મહાવરાએ પાત્રસર્જનકલાની જે હથોટી સંપડાવેલી તેમાંથી જ આ પાછલી બે નવલોમાંની કે જય સોમનાથમાંની પાત્રસર્જનકલા પ્રાદુર્ભવી હોય! આ તો માત્ર તર્ક છે, અલબત્ત; એ કુતર્ક છે એવું જો કોઇ વાર સાહિત્યચર્ચા ને સ્વાધ્યાયના એકાદ સાત્ત્વિક સૂક્ષ્માવલોકનમાં સપ્રમાણ સાબિત થશે તો ઉપર્યુક્ત બંને મોંઘેરાં વિશેષણો એ બંને નવલોને અળે પુનઃ ધરાવતાં મને થશે એટલો આનન્દ બીજાં કોઇને પણ થવાનો નથી. ઇત્યલમ્

'જાતીય'-વિજ્ઞાન (જુ. ન. રા. ૭)

**તા. ૮મી મે :** પરમ રોજના કેસરીમાં એક નોંધનું મથાળું છે 'બંગાળમધીલ જાતીય ઐક્ય?' તેનું વાંચો ત્યારે તમારા

મનમાં પળવાર તો એમ જ લાગે કે રવિ–શરદ–બાબુઓની એ પ્રેમમય માતૃભૂમિમાં શું બધી સ્ત્રીઓ બધા પુરુષો સામે લડયા જ કરતી થઈ ગઈ હશે તે એ નોંધમાં બંગાળાની એ બે જાતિઓ વચ્ચે વળી ઐક્ય કરાવનારો બીજા હિન્દુસ્તાનીઓ સાથે મહારાષ્ટ્રીઓનો ય આવવાનો થયો છે ? પણ નોંધનું વાચન તમારી ભૂલ ભાંગે છે કે આ તો આપણા દેશની એક જાતિ જે મુસલીમ ને બીજી જાતિ જે હિંદુ, તેમના જાણે આકાશકુસુમી ઐક્યની જ આ તો જમાનાજૂની વાત છે ને 'જાતીય' વિશેષણ 'કોમ્યુનલ'ના પર્યાય લેખે વપરાયું છે. એટલે, ત્યારે, હવે, આપણે જો આપણાં તેમ જ ભગિનીભાષાનાં છાપાં બરાબર સમજવાં હોય તો આમ ગોખવા માંડવાનું "રેશિયલ એટલે જાતીય, રેશિયલ એટલે જાતીય; સેક્સ્યુઅલ એટલે જાતીય, સેક્સ્યુઅલ એટલે જાતીય; કોમ્યુનલ એટલે જાતીય, કોમ્યુનલ એટલે જાતીય." એ ગોખણ આપણને હિતાવહ હો એમ ઇચ્છવાનું, હાનિવહ હશે એમ ડરવાનું. પાછી આંખે વાંચતાં એ ચોથો આવતો શબ્દ જોઇએ સંસ્કૃતના આદેશ મુજબ 'હાન્યાવહ' પણ હવે તો એ મૃઇમરેલી ભાષા પર પણ આપણે કેટલીયે બધી વાર આપણી પેલી જીવતી જાગતી જ ધડતીજીતતીની 'ગુજરાતીતા' હસાવવાની છે ને ? એટલે આમ જ હોય ...ગમે 'જાતીય' ઇશ્વર જેવી સર્વવ્યાપ્તતા આ રીતે ધારણ કરવા માંડશે તેથી વિચાર ભાષા ને પરિભાષાનો ગોટાળો તો વધવાનો; પણ, આજની દુનિયા તો બાબુશી કહી શકે કે ઇશ્વરે સર્વવ્યાપક બનીને કયો ગોટાળો કરવો બાકી રાખ્યો છે–દુનિયાના દેશદેશમાં ને જીવનના ક્ષેત્રક્ષેત્રમાં–કે આવો એક વિશેષ નાનો શો ગોટાળો આજની દુનિયાની છાપાંગરો નામની એક મહાસમર્થ જાતિ ન કરે ? એટલે, ફરીથી જરા ફેરવી બોલીએ કે એ તો એમ જ હોય. પણ, જરા ઊભા રહો; મારે એક પૂછવું છે: જો છાપાંગરો આમ

એક જાતિ તો જેટલું જેટલું લખાયું છાપાંગરું (યાને 'જર્નાલિસ્ટિક') તેટલું બધું ય 'જાતીય' ખરું કે નહિ? ત્યારે, દઈ દો એક વધુ પટ તમારી ગોખણપટ્ટીને: "જર્નાલિસ્ટિક એટલે જાતીય, જર્નાલિસ્ટિક એટલે જાતીય."... .... ...

મરાઠીમાં કેટલીક વાર 'જ્ઞાતિનિષ્ઠ મુસલમાન' એ પદ પણ વાંચીએ છીએ. મતલબ, હિંદુઓમાં જેમ નાગર ને કાયસ્થ, બ્રહ્મ-ક્ષત્રિય ને ખડાયતા, ચિત્પાવન ને શેણવી, વગેરે ને વગેરે, જ્ઞાતિઓ છે તેમ તેવી ને તેના જેવી જ એક વધુ જ્ઞાતિ મુસલમાન નામની છે; ને એમ જ્યારે એ બિરાદરો 'અપને વાલા' જ છે, ત્યારે પછી વેદોક્ત વિધિથી એમની શુદ્ધિ કરવી બાકી વળી ક્યાં રહી! નાહકના જ નથી આપણે બધા કૂટી-કુટાઈ મરતા, બોંકી-બોંકાઈ મરતા, સળગાવી-સળગાવાઈ મરતા?

## જૂના-નવા શબ્દો : ૮

૯મી મે : શબ્દવિજ્ઞાનની એ ચર્ચા તથા હમણાંના વાચનને આધારે આમ એક યાદી કરવી ઉત્તમ લાગે છે:

| | |
|---|---|
| ૧. રેશિયલ=જાતીય | ૫. પ્રોઝેઇક=ગદ્યાળવું |
| ૨. સેક્સ્યુઅલ=જિન્સી | ૬. પ્રીમી કે વિઝનરી=સ્વપ્નાળ, સ્વપ્નાળુ |
| ૩. કોમ્યુનલ=કોમી | ૭. ઇન્ફ્લેશન=પાતકોચ્ચારણ |
| ૪. પ્રોઝી=ગદ્યાળ | ૮. સર્મન્સ=પ્રબોધનો. |

નં. ૧ અને ૨ વિશે એટલું જ કે મારી ગુજરાન ઠેકાણે હશે ત્યાં સુધી તે તે અર્થમાં તે જ બે શબ્દો વાપરીશ, એટલું આ બાબતમાં બનેલ બીજા સારા લેખકોને જોઈશ તે છતાં. પછી (૩) 'કોમ્યુનાલિઝમ' માટે આની પરથી 'કોમવાદ' જ સાચો છે; કેટલાંક છાપાં 'કોમીવાદ' વાપરે છે તે તો એમની અવનવી વિદ્વત્તા એમની પાસે 'કોમી(પણાનો)વાદ' એવો કોઈક અપૂર્વ મધ્યમપદલોપી સરજાવતી હશે તેથી જ હશે ને? (૪)

ને (૫) બંને ઘણું કરી પ્રા. બલુભાઇ ઠાકોરનાં સર્જનો છે, સારાં છે. (૭) ને (૮) પણ એમનાં જ ? ન–જાને. કયાંથી જાણે ? જ્યાં એ નવલવત્તા–બલવન્તકૃત ઇંગ્રેજ લોકના સંક્ષિપ્ત ઇતિહાસમાં (પ્ર. ૧૭મું ને ૧૯મું ) વંચાયાં હોય ત્યાં ? નવલરામની એ સ્મરણીય કૃતિને અન્યાકાર આપતાં તેમ કર્યાનો બચાવ ( કે ખુલાસો જે કહીએ તે. ) પ્રા. ઠાકોરે પ્રસ્તાવનામાં કર્યો જ છે પણ એ ગ્રન્થ હમણાં વાંચતાં વારંવાર જ્યાં સરસ લખાણ લાગ્યું એને કોનું માનવું ? મૂળ કર્તાનું એ હોવાની ખાતરી કરવા માટે ૧૮૮૦–૮૭નાં ગુજરાતશાળાપત્ર ખોળવા કૃષ્ણનગરના આ વગડાઉ મકાનમાંથી રાતના સવાદસ ને સાડાદસની વચ્ચે–આ લખવાની ઘડીપળે–નીકળી પડું ત્યારેસ્તો ?... સંસ્કર્તાઓ માટે આવે પ્રસંગે ઉત્તમ રસ્તો એ જ છે કે મૂળ લખાણની ગંભીર છાપભૂલો સિવાય કંઈ સુધારવું નહિ ને પોતાને જેટલા જેટલા ફેરફાર અંતઃકરણમાં આવશ્યક લેખે ઊગી આવે તેટલાને ગ્રન્થછેડે પરિશિષ્ટમાં સમાવવા. એથી ગ્રન્થકદ થોડું વધે પણ ગ્રંથકર્તાની નાની છતાં સુગંભીર અસેવા આપણે હાથે થતી અટકે જ, જે લાભ મોટો છે. ... ને 'શાળાપત્ર' મને અહીં અત્યારે અલભ્ય છે એ તો ઠીક પણ ખાસ પ્રયાસથી એને મેળવવા મથનાર પણ અમદાવાદ જેવા સ્થળ સિવાય નિરાશ થવાનો એ પણ ભૂલવાનું નથી. .... (૬) " સ્વપ્નાળુપણું " શબ્દ રા. ખાંડેકરના નૂતન સોલાપુરી વ્યાખ્યાનાન્તે ( કે પછી ઉપસંહારના બે બોલમાં ) વાંચેલો; આપણા 'સ્વપ્નદ્રષ્ટા' ને 'સ્વપ્નદર્શી' શબ્દો પ્રશસ્તભાવે ને આ 'સ્વપ્નાળ' કે 'સ્વપ્નાળુ' ટીકાભાવે વાપરવાનું રાખ્યું હોય તો પ્રત્યેક પ્રકારની અર્થછાયા સારી રીતે સચવાવા આશા રહે છે.

'જીવનનાં વહેણો'

**૧૩મી મે :** એ ચોપડી પારકે પરદેશ સુરત રહી હોય ને હું હાલ સ્વદેશમાં, તેવે લખાતી એની આ અવલોકનનોંધ કોઇ

જુદો જ અનુભવ કરાવે છે. ... એને વિશેનો મારો સમગ્ર સંસ્કાર એવો કે એ વિદ્વાનની નવલિકાઓ છે. લગભગ દરેક રચનામાં ઉદ્દેશલક્ષિતા—પણ એ પ્રકટ નહિ તેટલી આન્તરપ્રવાહ જેવી સૂક્ષ્મ—છે પણ તેનું કલાવિધાન, એ સંપ્રજ્ઞાતપણે થએલું કેટલેક અંશે હોવા છતાં, ચાતુર્યપૂર્વક થયું હોઇ અકૃત્રિમ છે. આ કારણે જ, કોઇ ને કોઇ ધ્યેય કે ઉચ્ચગ્રાહ કે પ્રકૃતિવિશેષને મૂર્ત કરતાં એમાંનાં ચંદુલાલ, રવચંદ, શોભનકુમાર, મેના કે 'કડવો વંદો'—નાયિકા પ્રિયંવદા જેવાં કેટલાંક પાત્રો સ્મરણીય બન્યાં છે; તેથી. બીજા ઘણા નવલિકાસંગ્રહોની જેમ આ 'જી. વ.'ને અભરાઇકેદની જન્મટીપ કોઇ પણ સુસાહિત્યનો પ્રેમી નહિ મારે એ નિર્વિવાદ વાત છે.

## રાષ્ટ્રભાષાની કૃત્રિમતા: બે અવતરણો

૧૪મી મે: એમાંનું પહેલું ઉત્તર નર્મદચરિત્રમાંના (એનાં પાનાં કાલે રાત્રે બીજા કામને અંગે ફેરવતો હતો ત્યાં નજરે ચઢેલું.) એ સમર્થ દેશસેવકના તા. ૨૧મી ઑગસ્ટ ૧૮૬૮ના પત્રમાંથી લઉં છું:

> સંસ્કૃત ફારસી હિંદી ઉરદુ શબ્દો[ના] મનસ્વી મિશ્રણવાળી નવી ભાષા કરી, છતી શુદ્ધ હિન્દીને અથવા શુદ્ધ ઉરદુને ભ્રષ્ટ કરવી એ મને તો સારૂં નથી લાગતું.

બીજું અવતરણ આ માસના 'ધી ઇંડિયન પી. ઇ. એન.'માંથી (પૃ. ૬૮મું) છે. અલાહાબાદની 'હિંદુસ્તાની એકેડેમી' નામે પ્રસિદ્ધ વિદ્યાસેવી સંસ્થાએ રાષ્ટ્રભાષા-ઘડતર સંબન્ધી નીમેલી તપાસસમિતિની ચર્ચા કરતાં એ લેખમાં સમિતિના નિવેદનમાંથી ઉતારો છે કે—

> The deliberate and artificial effort do evolve Hindustani and to instal it in the place of Urdu and Hindi is likely to be fruitless.

ઉતારામાં આગળ એમ પણ જણાવાયું છે કે એ પ્રયાસ છોડી દઇ દરેક ભાષાને એની રીતે ખીલવા દેવી. (ઉપર જાન્યુ. ત્રીજીની નોંધને છેડે નવલરામનો (૧૮૭૧નો) અભિપ્રાય ટાંક્યો છે તે પણ આ સંદર્ભમાં વિચારવા જેવો છે.)

## ગુજરાતી ગ્રંથોનું બૉમ્બિંગ ?

૧૭મી મે : નિવૃત્તિવિનોદકારે સૂચવ્યું છે કે ખેડા જિલ્લાનો માણસ પૈસો વાપરવે કંજૂસ હોય છે. એ ખરું હોય કે નહિ (નહિ હોય એમ મારો અનુભવ તો, એ જિલ્લાના અમુક સંસ્કારી મિત્રોની બાબતમાં, બોલે છે.) પણ શબ્દભેદ કરવે તો એ કંજૂસ નથી; તેથી જ ત્યાંના વતની એક વિદ્વાન મિત્રની વાતચીત થોડા માસ પર સાંભળતો હતો ત્યારે હું જેવો વિદ્વાન પણ વિદ્વત્તર બન્યો, એમની બાજુની ભાષામાં કરાતા એવા ભેદના જ્ઞાનથી કે માઠા તે 'સમાચાર' ને સારા તે 'ખબર' કહેવાય છે. ... વારુ. ત્યારે એ અર્થમાં કહું છું કે બ્રિટિશ મ્યુઝીઅમનો પાછલો ભાગ આજથી આઠમે દિવસે (વેસ્ટ મિન્સ્ટર એબે ને ક્વીન્સ હૉલનું પણ હુતાશન પ્રાશન કરી ગયો તે ૧૦મી મેના ગોઝારા દિવસે) ભસ્મસાત થયો એ હકીકત ગુજરાતી ભાષાપ્રેમીઓ માટે સમાચાર નીવડવા સંભવ છે. એ મકાનનો નાશ પામ્યો પાછલો ભાગ ને એ ભાગને જ હવાલે કરાયો હશેને ભારતીય ભાષાઓનો ત્યાંનો ગ્રંથસંગ્રહ ? એ સંગ્રહમાં આજથી ૭૫–૧૦૦–૧૨૫ વર્ષ પરના કેટલાક ગુજરાતી ગ્રન્થો (હિંદમાં અલભ્ય એવા ને આપણો અર્વાચીન સાંસ્કૃતિક ઇતિહાસ લખવામા ખપ લાગે તેવા) હતા એટલું તો ખાતરીથી જાણું છું કેમ કે તેની એક છાપેલી યાદી કેટલાંક વર્ષો પર યુનિવર્સિટી–લાઇબ્રેરીમાં જોઇ હતી. તેમાં એની વિગતો નોંધાઇ છે. હવે તો, ઉપરકહ્યું બૉમ્બિંગ તેનું દાહક બન્યું હશે એટલે, એ હતા ન હતા થઇ ગયા. એના કરતાં આમ બન્યું હોત તો કેવું સારું. ઇંગ્લંડથી ઑગસ્ટ ૧૯-

૩૯ સુધીમાં પાછો આવી શકું તેવી રીતે એ ગ્રન્થો પરથી તારણ ટિપ્પણ ને ઉતારા કરી આવવા મને, બીજી રીતે બેહદ ઉડાઉખોર એવા તમારા ગુજરાતી લખેસરીઓમાંથી કોઇક ત્યાં મોકલ્યો હોત; એની પરથી એક વિસ્તૃત ગ્રન્થ નામે ' નર્મદ-પર્વનો ઘડતરયુગ ' મારી રસાળ શૈલીમાં રચ્યો હોત મેં, ને એની હજાર નકલો ગુજરાત-બૃહદ્‌ગુજરાતમાં એવી રીતે ફેલાવી દીધી હોત કે આજથી માંડી સને ૨૦૪૧ના મેની સત્તરમી સુધીમાં ને ત્યાર પછી પણ હિંદમાં ને પૃથ્વીભરમાં ગમે તેટલા બૉમ્બ પડે તો પણ એની થોડી નકલો તો ક્યાંક ક્યાંક કાયમ માટે જળવાત. ... આ બાબતમાં મહારાષ્ટ્ર આપણા જેટલું કમનસીબ નથી કેમ કે તેના એક પ્રાધ્યાપકે વિ. મ્યુ.માંના એવા મરાઠી સંગ્રહનો ઉપયોગ કરી (બહુ સારો નહિ કેમ કે ઠીકઠીક ટીકાપાત્ર એ થએલો, પણ એ વાત જુદી.) અંગ્રેજીમાં ગ્રન્થ લખ્યો છે ને એ ૧, ૧।। કે ૨ વર્ષ પર આપણા બુદ્ધિપ્રકાશમાં અવલોકાયલો પણ ખરો.

### વૈદિક છંદો

**૧૭મી મે:** ઋષિઓને તો હસ્તામલકવત્ એવા આ વિષય પર આજકાલ બે પા-ઋષિઓ પાનાં ને પાનાં ને પાનાં ભરી ઉગ્ર વિવાદ ચલાવ્યે જાય છે (કે, 'ચલાવી રહ્યા છે'? ના ના, હજી એ પૂરો થયો નથી; એટલે એ પરપ્રાન્તી, નાહકનો પેંધેલ રૂઢિપ્રયોગ વર્જ્ય જ ગણીશું.)—જાય છે, તેવે વખતે હું જેવો અર્ધર્ષિ (જો એટલો ય હોઉં તો) ને વળી હવે અનુગ્ર તો અનુગ્ર પણ વિવાદપ્રિય વિચારક એમાંથી છેક બાકી રહી જાય એ શા કામનું? પરંતુ બાકી નથી રહેવું એ પણ, સ્વપ્રકારી નહિ પરપ્રકારી ઝળકાને-રા. ખબરદારે જ સોત્સાહ નિન્દેલી "મોટપણે ચે શા,. પરપાલવની મમતા "ના આશ્રયે ... ... એ લાંબી પ્રસ્તાવના પછી જે ટૂંકો ગ્રન્થ લખવો છે તે આટલો

જ કે વેદના છંદો વિશે બે પ્રશ્નો અંગ્રેજીમાં રજૂ થએલા, મેં એક વિદ્વાન મિત્રને એ મોકલેલા ને અહીં તેમનો ઉત્તર બીજા, એ બાબતમાં ગૂંચવાયા કરતા, વિદ્વાનોના લાભાર્થે ઉતારું છુંઃ

વૈદિક છંદોમાં અક્ષરસંખ્યાની મર્યાદા લગભગ સર્વત્ર સ્વીકૃત છે,–છતાં [પ્રશ્નમાં કહ્યું છે તેમ] એમ ન કહેવાય કે solely on the number of syllables. અનેક પંક્તિઓ સરખાવવાથી 'લગા'નો અમુક અનુક્રમ શ્રવણગોચર થાય છે. Melodic pattern એવા શબ્દ છન્દ વિષે વાપરવા ઉચિત નથી. જે પરિભાષા music માટે છે તે metre માટે ઉપચારથી ભલે વાપરીએ પણ શાસ્ત્રીય દૃષ્ટિએ તે ભ્રામક થાય છે. ગાનકલા સ્વરના આરોહઅવરોહ ઉપર નિર્ભર છે; છન્દસ્કલા સ્વરના હ્રસ્વત્વ–દીર્ઘત્વ ઉપર ! આ ભેદ ધ્યાનમાં રાખી કહેવું હોય તો કહેવાય કે વૈદિક છંદોમાં હ્રસ્વ–દીર્ઘનો અમુક સંવાદ શ્રવણગોચર થાય છે; પણ સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો જેટલો તે નિયત નથી. સંસ્કૃત છંદોનો મનોહર સંવાદ ક્રમે ક્રમે કેમ સિદ્ધ થયો હશે એ સંશોધનનો આકર્ષક વિષય છે; ... ... ... ... ...

છે, નિઃશંક; ને એને કે વેદછંદવિષયને કોઇ સંસ્કૃતનો ગુજરાતી પ્રાધ્યાપક (અત્યારનાં ચિહ્નો જોતાં, લાંબા વખત સુધી) સ્પર્શવાનો નહિ એ પણ છે એટલું જ નિઃશંક.

## ઋગ્વેદ અને ગુજરાતી

૧૮મી મેઃ એ વેદ વિશે આટલો છંદોવિચાર ચાલતો હોય ત્યારે આપણી ભાષામાં તેનો પ્રત્યક્ષપરોક્ષ પરિચય કરાવવાના નાના કે મધ્યમ (મોટો તો હજી છે જ કયાં ?) પ્રયાસો યાદ આવે એ સ્વાભાવિક છે (૧) એકસઠ વર્ષ પર, સંવત ૧૯૩૬માં, મુંબાઇની વેદધર્મસભાના મુખપત્ર આર્યધર્મપ્રકાશના છઠ્ઠા પુસ્તકમાં–તેમ જ કદાચ પાંચમા ને સાતમામાં પણ–પહેલા મંડલના મૂળ મંત્રો, નીચે માધવભાષ્ય ને એ બંનેનો ગુજરાતી સારાંશ અપાતો. (૨) સને ૧૯૨૧માં પ્રગટેલા, પ્રા. મોહનલાલ પા. દવે-ભાષાન્તરિત સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસમાંનાં આ વિષયનાં

પ્રકરણો એ ગુજરાતીમાં એકમાત્ર માનાર્હ સળંગ ને રીતસરનો ઋગ્વેદપરિચય છે. (૩) જૂના કે ચાલુ ગુજરાત વિદ્યાપીઠે બૌદ્ધ-જૈન ધર્મોના ગ્રન્થોથી આપણી માતૃભાષા દ્વારા આપણને પરિચિત કરવા માટે જેટલું કર્યું છે તેટલું વેદધર્મ સંબન્ધી નથી કર્યું, પણ તેણે પ્રકાશિત પ્રા. રસિકલાલ છો. પરીખ સંપાદિત ઘણી મહ્ત્વવાન વૈદિક પાઠાવલી અહીં નોંધી શકાય છે એ આનન્દની વાત. (૪) સયાજી–સાહિત્યમાળામાં રા. મોતીલાલ ર. ઘોડાએ સાયણભાષ્યાનુસાર ઋગ્વેદભાષાંતર એ વેદના આરંભથી જ આદર્યું છે ને એનો ત્રીજો ગ્રન્થ હમણાં ત્રણચાર દિવસ પર જ હાથમાં આવ્યો છે; તેમાંનો રા. ગુલાબરાય વ છાયાએ લખેલો પ્રવેશક પણ ધ્યાન ખેંચે છે. (૫) ઋગ્વેદવિષયક કેટલુંક કીમતી છૂટક લખાણ મ. ન. દ્વિવેદી, કે. હ ધ્રુવ, નર્મદાશંકર મહેતા, અંબુભાઇ પુરાણી તથા આનન્દશંકર ધ્રુવના કોઇ કોઇ ગ્રન્થમાં મળી આવે છે. (૬) એક ઋગ્વેદવિલાસીએ હમણાં ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ રચી પ્રકટાવવાનું સાહસ પણ કર્યું છે. (પુરવણી: સાંપ્રદાયિક હોવા છતાં, સત્યાર્થપ્રકાશ પણ આ યાદીમાં ઉમેરી લેવું તો જોઇએ જ.)

## કુદરતનું વેર ? (જૂ. ન. શ. ૯)

**૧૮મી મે:** (૧) દિવ્યચક્ષુમાં અધૂરા દોરાયલા કવિસાક્ષર વિમોચન દ્વારા, (૨) શોભનામાં બે સ્થળે પ્રાધ્યાપકો સામેના ન તીક્ષ્ણ ને ન બુઠ્ઠા એવા કટાક્ષો દ્વારા અને (૩) હૃદયવિભૂતિના આદિઅન્તે સંશોધક વિદ્વાનોની નિરંછા કહેવા જેવી મજાક ઉડાવીને એ કૃતિઓના સમર્થ કર્તાએ સાક્ષરત્વ તથા વિદ્યાસેવા વિશે જે ઘસાતું લખ્યું છે તેનું તેમની પર કુદરતે વેર ક્ષિતિજમાં (પૂર્વાર્ધ, પૃ. ૧૯૩મું) લીધું છે, ત્યાં એમની પાસે વાલને 'વનરાજ' તથા 'કેસરી' કહેવરાવીને (વચ્ચે એક પ્રશ્ન:

## કવિતાને સ્વાગત

**૨૨મી મેઃ** એ વસ્તુને—અસલ છાપની હોય ત્યારે જ, અલબત્ત—તો આપણાં સ્વાગત હોય જ ને એનો તેમ જ એના બહુવિધ વિવેચનનો સમાવેશ પોતામાં કરનાર આ જુલાઈથી શરૂ થનાર (ઠે. ગુરુનિવાસ, નેહરુરોડ; વિલેપારલે) માસિક 'કવિતા'ને પણ આવકારીએ. પણ એથી વિશેષ કર્તવ્ય એ કરવાનું છે કે રા. ભાઈ ઇન્દુલાલ ગાંધી તથા 'જનની' એ સુકાવ્યના રચનાર રા. રતુભાઈ દેસાઈના તંત્રિત્વે પ્રકટવાના એ સામયિકનો ભાર મહિને એકેક રૂપિયો પહેલા વર્ષે મોકલી હળવો કરવો. તમે કવિપણાનો ભાર માથે લઈને ફરતા નહિ હો-માત્ર કવિતાપ્રેમી હશો ને થોડાક ફાજલ રૂપિયાનો ભાર ઓછો કરવા ઉત્સુક હશો—તો પણ તમારો એ ડઝન કલદાર કવિતા-કાર્યાલયે સ્વાગત પામશે જ એટલું ઉમેરી એ માનનીય સાહસને, હાલના ઝંઝાવાતી દુનિયાદરિયાવમાં તો સવિશેષ ઊંડા હૃદયભાવથી, શુભ શરૂઆત ને સફળ જ સફર ઇચ્છું છું.

## પ્રા. જયશંકર ત્રિવેદી

**તા. ૨૩મી મે :** ત્રણેક અઠવાડિયા પર એમને ખોવાથી ગુજરાતી પ્રજાએ ઘણું ખોયું છે. હમેશના સસ્મિત મુખ ને બુદ્ધિતેજે ચમકતી આંખો, એને જાણે વધારે આકર્ષક બનાવતો ભીનો વાન, ઊંચી ને ચપળ દેહાકૃતિ : આવા એ સૌજન્યમૂર્તિ આપણી વચ્ચેથી સદાના ગયા એ વિચારે, મારી જેમ માત્ર એકબે વાર તેમને મળનારને પણ ખેદ થાય છે તો સ્વજનો તથા સ્નેહીઓને તો કેટલો થતો હશે ? આજે ગુજરાતના શિષ્ટ, સંસ્કાર-પ્રવર્તક વર્ગમાં નેતાપણું જેટલું સુલભ ને સોંઘું છે તેટલું એ સાત્ત્વિક નથી. આ દુઃખદાયક સ્થિતિનો જેમને અનુભવ છે તે સર્વને સ્વ. જયશંકરભાઈ જેવા સ્વભાવે જ સત્ત્વગુણી, અને, નેતૃપદના અહંપોષણ તથા આડંબરને ચહાનાર

નહિ, પણ, એને—નેતૃત્વની પોતાની નૈસર્ગિક શક્તિઓને—લોકસંગ્રહાર્થે જ વાપરનાર ખરા નેતાની ખોટ આપણા સાર્વજનિક સંસ્કારજીવનમાં લાંબા સમય સુધી વર્તાયા કરવાની… પોતાનો વિષય વિજ્ઞાન તો પણ સાહિત્યને તેઓ ઉવેખતા નહિ એ હકીકતના પુરાવા તરીકે તેમણે બે વાર 'કૌમુદી'પ્રવૃત્તિને આપેલી આર્થિક સહાયતા પણ અહીં સંભારવી ઘટે છે… એમનું અનુકરણીય જીવન અને કાર્ય આપણા સર્વને માટે દૃષ્ટાંતરૂપ નીવડે એવી આશા રાખીએ.

## નિર્મલ ભાષાની અગત્ય

ભાષા છે એ વિચારના આકારનું નિર્જીવ અઙ્ગરક્ષક વસ્ત્રમાત્ર જ નહિ, કિન્તુ જીવત્-અઙ્ગ-શરીર છે. જે પ્રમાણમાં શરીર નિર્મલ, સબલ, તથા ધાતુપુષ્ટ હોય છે તે પ્રમાણમાં વિચારમાં સત્વપુષ્ટતા, સબલતા તથા નિર્મલતા આવે છે. એ ભૂતાર્થ લેખકોએ લક્ષમાં રાખવા યોગ્ય છે.* આપણા ગૂર્જર દેશમાં ભાષાસંબન્ધમાં શાસ્ત્રીય વિચારોની ચર્ચા અધુના આરમ્ભાઈ છે. તેમાં રા. રા. નૃસિંહરાવ ભોલાનાથ, રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. રા. કમલાશંકર પ્રાણશંકર આદિ સાક્ષરો અગ્રગણ્ય પ્રતીત થાય છે. ગૂર્જરભાષા બાલ્યમાંથી જ સંસ્કાર પામી નિર્મલા લખાશે તો, ગૂર્જર લોકોના અભ્યુદયમાં બહી ઉપકારિણી તથા ભગિની-ભાષાઓના ભાષકોને અપિ સહજે સમન્વય એવી અને અધિક ઉપયોગિની થશે. ('સમાલોચક' પૂ ૧૧ (૧૯૦૬) પૃ. ૪૮).—મનઃસુખરામ

# નિકષ

## ત્રણ વિશિષ્ટ ગ્રન્થો[1]

૧. પારકાં જણ્યાં (ઉમાશંકર જોશી)

૨. વળામણાં (પન્નાલાલ પટેલ)

૩. પથિકનાં પુષ્પો, ગુચ્છ ૩ (અંબાલાલ પુરાણી)

૧

નવોસવો ક્રિકેટર મોટી મેચમાં ઊતરવાની તક પામે, બૅટનો પહેલો જ ફટકો લહેકાબંધ લગાવી દે અને ઓવર-બાઉન્ડરીના છ રન ખાટવાને બદલે ક્રૅપ કરતો ઝિલાઇ જાય તેવું 'પારકાં જણ્યાં'ના હોંસીલા કર્તા ઉમાશંકર જોશીને થયું છે. તેમણે એ નવલકથા તરીકે ઓળખાવાયલી કૃતિમાં, બસોથી પણ ઓછાં નાનાં પાનાંની અંદર, એક જ કુળની ત્રણથી ચાર પેઢીનું વાર્તારૂપ બયાન આપવાનો મહેચ્છાવંત પ્રયોગ કર્યો છે. એ પ્રયોગ કૃતિના આકારસૌષ્ઠવની દૃષ્ટિએ સફળ થયો નથી કેમ કે એવડી કુળકથા આલેખવાને એ પટવિસ્તાર જ ટૂંકો પડે તેવો છે; અને એ પ્રયોગ કથાના કલાકૃતિ તરીકેના જીવનલક્ષી વિકાસની દૃષ્ટિએ પણ તૃપ્તિદાયક રસસિદ્ધિને વર્યો નથી, કેમ કે એવો સુવિખ્યાત ઇંગ્લિશ પ્રયોગ કરનાર 'ફોર્સાઇટ સગા'ના

---

૧. ઑલ ઇંડિયા રેડિયોના મુંબાઇ-મથકેથી તા. ૧૯મી ઑગસ્ટ ૧૯૪૦ને રોજ કરેલું સંભાષણ, ઑ. ઇ. રેડિયોના સૌજન્યથી.

સિદ્ધહસ્ત સ્રષ્ટામાં હતી તેવી શક્તિઓ જીવનભરની સાધના પછી જ કલાકારમાં પ્રગટે એવો જીવનતત્ત્વની સુજાણ કુદરતનો ક્રમ છે, અનુલ્લંઘનીય નિયમ છે. એ સાધના કરવાની પાત્રતા ઉમાશંકરમાં છે, અહીં પણ ઠીક અંશે અનુભવાય છે, તેથી જ એમ લાગ્યા વિના રહેતું નથી કે પોતાને પ્રતિભાવૃક્ષે ઊગેલું આ ફળ એ યુવાન સાહિત્યકારે અકાળે તોડ્યું ન હોત તો કેવું સારું.

(એ વાર્તા જેવી આપણી આગળ કહેવાઈ છે તેવી તેને વિચારીએ ત્યારે બે સંસ્કાર તો આપણા મન પર સ્પષ્ટપણે પડે જ છેઃ પહેલો એ કે માનવજીવનની નથી પૂરી ઓળખાતી તથા નથી અધૂરી યે મિટાવાતી એવી કરુણતા કર્તાના હૃદયે કેટલેક અંશે પ્રીછી છે; અને બીજો એ કે એ કરુણતાના સ્વાદિષ્ટ શિકાર બનવું એ હિંદુ કુટુંબમાં પારકાં જણ્યાં ગણાતાં મનુષ્યો માટે,—એ મનુષ્ય પછી પુત્રવધૂ એવી સ્ત્રી હોય કે વિલક્ષણ સંજોગોમાં જમાઈ બનેલો પુરુષ હોય,—અત્યારની સમાજરચનામાં એક પ્રકારનું દુઃસહ પણ અટળ વિધિનિર્માણ જ હોય એવું કર્તાનું વસ્તુસ્થિતિનું દર્શન છે. આ બંને સંસ્કાર ખેડુત-વિધવા દરિયાવ પોતાનું ગામડું છોડે છે એ વાર્તાના ઉઠાવદાર આરંભપ્રસંગથી જ વાચકના મનમાં જામવા માંડે છે, વાર્તા જે આકર્ષક પ્રસંગમાલાની બનેલી છે તેમાં સ્થળે સ્થળે દઢ બને છે અને આપણા જીવને તાળવે ટીંગાડતાં છેલ્લાં પૃષ્ઠોના બનાવોને સમયે પરાકાષ્ઠાએ પહોંચે છે.) આ તત્ત્વ જ વાર્તાને, તેમાં ગૂંથણી જેવું થોડું હોવા છતાં, આપણને એના પ્રવાહમાં ઓછાવધુ વેગથી વહેતા રાખી શકે છે. વિવેચનના આરંભમાં નોંધ્યાં એ કારણે પાત્રાલેખન બહુ સુરેખ કે સાંગોપાંગ તો બન્યું નથી, પણ અર્ધભાગ જેટલી વાર્તા વટાવીએ એટલે જોઈએ છીએ કે જ્યાં યુવાન કર્તાને સમકાલીન યુવકયુવતીની વાસ્તવ-

દર્શી છબીઓ પાડવાની તક મળે છે ત્યાં તેઓ મુકાબલે સફળ થયા છે અને તેવાં પાત્રો નીલમ, મંજુ તથા કર્દમ એકંદરે સંતોષજનક આલેખાયાં છે. વાર્તાની છેલ્લી નોંધપાત્ર વિશેષતા એટલે તેમાં પ્રતિબિંબિત થએલા આપણી ગ્રામજનતાના માનસને, ઊર્મિલ કે અક્કડ બેમાંથી એકે બની ગયા વિના, એમનાં દિલ સમજીને ચીતરવાની કર્તાની સ્વાભાવિક શૈલી. એ શૈલીમાં કવિના વેદનશીલ હૃદયે કોઇ કોઇ પાને સુન્દર શબ્દચિત્ર દોર્યું છે તો કોઈ વાર એક–બે લીટીમાં જ પાત્રસ્વભાવના હાર્દમાં વાચકને પ્રવેશ કરાવ્યો છે.

૨

પન્નાલાલ પટેલકૃત 'વળામણાં'માં પણ ગુજરાતની ગ્રામવાસી પ્રજાના જીવનનો જ કેટલોક ચિતાર અપાયો છે. સ્ત્રી-વેચાણનું મહાઅનિષ્ટ આપણા સમાજમાં કેવા સંજોગોમાં કેવું રૂપ લે છે એ, દુર્ભાગી ઝમકુની આ રામકહાણીનો મુખ્ય વિષય છે. જાણે વેચાઇ, આ વેચાઇ, હમણાં વેચાશે એટલી સ્થિતિએ પહોંચેલી એ દુઃખમૂર્તિ અન્તે ખરેખર વેચાતી નથી તથા તેને વેચવા લઈ જનાર મુખી મનોરદા પટેલની ધર્મપુત્રી તરીકે એ પોતાને નવે સાસરે વળામણાં પામે છે એ જુદી વાતઃ અને આ બૃહજ્જવલિકા ('ટેલ') એ રીતે સ્વાભાવિક રૂપે સુખાન્ત બને છે એ પણ ખરું. પરન્તુ એ સુખદ અન્તથી વાચક અજાણ જ હોય છે ત્યારની ઝમકુનાં રિબામણ, તેની ભોળપ, તેની કેટલીક અનિવાર્ય જડતા, વચ્ચે કદીક ડોકાઇ જતા તેના અણુપૂર્વા લાડકોડનો આવિર્ભાવ તેમ જ તેની માતાની પ્રગટ છતાં અપ્રગટ દૈયાચીસઃ આ સઘળું કર્તાએ ઋજુ કલાથી, ઋજુ અને વાસ્તવ દર્શી છતાં સંયમી કલાથી આલેખ્યું છે. એ કલા ક્યારેક અનુભવનું ઘડતર હજી માગે છે એમ પણ ઉમેરવું પ્રાપ્ત થાય છે. બાઈને લગભગ વેચી ચૂકેલો મુખી પોતાનો એ વિચાર જે

પ્રયોજન વડે ફેરવે છે, તે પ્રયોજન કથાનકમાં યોગ્ય સ્થળે સૂચિત રૂપમાં પણ નિર્દેશવું રહી ગયું છે. સુખીના મનનું એ પરિવર્તન તેના શબ્દો, મુખભાવ યા તો વર્તન દ્વારા સૂચવાયું કે ગર્ભિતપણે પણ ઉલ્લેખાયું નહિ હોવાથી, સ્ટેશન પરના એ પ્રસંગે વાંચનાર ખરેખર શું બન્યું એ વિશે ગૂંચવાડામાં પડે છે અને તેને પછીથી એ બનાવની તથ્યતા કર્તા પ્રતીત પણ કરાવી શકતા નથી-સમયસર તો નહિ જ. આ ત્રુટી બાજુ પર મૂકીએ તો, અને રચનાનો સમગ્ર વણાટ વધારે ઘટ્ટ થવાની આવશ્યકતા લાગે છે એ ટીકા પણ રજૂ કરી લઇએ એટલે, 'વળામણાં' આપણાં સમકાલીન ગ્રામવિષયક સર્જનોની બીજી પંક્તિમાં માનભર્યું સ્થાન પામે છે એમ ખુશીથી કહી શકાય.

૩

રા. અંબુભાઇ પુરાણીકૃત 'પથિકનાં પુષ્પો'નો ત્રીજો ગુચ્છ એ મુખ્યત્વે વિચારપ્રધાન ચૌદ લખાણોનો સંગ્રહ છે. પોંડિચરી-નિવાસી એ યોગસાધકને ગુજરાતે ખોયા એમ કેટલાકને લાગે છે, પણ મારો અનુભવ જુદો છે. હું જાણું છું અને માનું છું કે પૂર્ણયોગની વિશિષ્ટ, અભૂતપૂર્વ યોગ-પ્રણાલી સાહિત્યસેવી વલણના સાધકનાં હૃદયમનને અજવાળ-વામાં જે મોટો ભાગ ભરે છે તેનો લાભ અંબુભાઇને સારા પ્રમાણમાં મળ્યો છે; અને તેથી, તેમણે આપણા જીવનના કેટ-લાક કૂટ મહાપ્રશ્નોને અંગે ગુજરાતી ભાષા દ્વારા જે માર્ગ-દર્શન કરાવ્યું છે તેનો જ એક અભ્યાસ, મનન તથા આચરણને પાત્ર નમૂનો આ ગ્રન્થ છે. તેનો પહેલો એટલે નિબન્ધવિભાગ સૌથી અગત્યનો છે. એમાંથી, 'સમુત્ક્રાન્તિનું સોપાન' તથા 'સાહિત્યનું મૂલ્યાંકન' એ બે નિબન્ધો અહીં ટૂંકા પરિચય માટે લઇશું.

પૃથ્વી પર સમુત્ક્રાન્તિ યાને 'ઇવોલ્યુશન' થએલ છે તેનો

વિકાસક્રમ આ રીતનો છે : પહેલાં પાર્થિવ તત્ત્વોની ઉત્પત્તિ, પછી એ તત્ત્વોને આધારે પ્રાણમય સૃષ્ટિ, અને ત્યાર પછી પૃથ્વીતત્ત્વ તેમ જ પ્રાણતત્ત્વ એ બંનેને આધારરૂપ બનાવતી મનઃપ્રધાન મનુષ્યસૃષ્ટિ ઉત્પન્ન થઈ. આટલો વિકાસ મનુષ્યે સાધ્યો તથા વિવિધ પ્રકારનું જ્ઞાન તેણે સંચિત કર્યું, તેમાં કરણ અથવા તો સાધન તરીકે ઇન્દ્રિયો તથા મનને વાપરવામાં આવ્યાં છે. પરંતુ આટલો વિકાસ એ અંતિમ સ્થિતિ નથી એવી લેખકની સમુત્ક્રાન્તિની ભાવના આપણને સમજાય છે. મનોમય ભૂમિકા સુધીનું આ ઊર્ધ્વારોહણ મનથી પણ ઊંચી તથા એનાથી વધારે વિશુદ્ધ ભૂમિકા શોધવા મથે છે. એ નિબન્ધમાં તેઓએ એક સ્થળે "માનવ એટલે એરણ પર ઘડાતો દેવ એમ કહીશું?" એવો સૂચક પ્રશ્ન પૂછ્યો છે. તે આખી ય વસ્તુસ્થિતિને સરસ રીતે રજૂ કરે છે. વળી તેમાં જ અન્યત્ર એ માનવીની વિકાસવાંછના તથા તેનું એ ભાવિદર્શન સ્પષ્ટ કરતાં કહ્યું છેઃ

> માનવહૃદયમાં સમુત્ક્રાન્તિ–કહો કે સ્વોત્ક્રાન્તિ–કરવાની જે અભીપ્સા રહેલી છે, ભાવનાસિદ્ધિનો જે સનાતન અગ્નિ જાગ્રત છે તે અહૈતુક અસંતોષ માત્ર, ક્ષણિક ઉભરો કેવળ, ખાલી પછાડા કે કલ્પનાનો અવાસ્તવિક તરંગ નથી. એ ભાવનાને બળે, મોડો–વહેલો, માનવ પોતાની પાર્થિવતા વટાવશે.

લેખકે આગળ ચાલતાં વિશદતાપૂર્વક સમજાવ્યું છે કે પાર્થિવતા વટાવવી એટલે મનોમય ચેતના કરતાં ઊંચી સપાટીએ યા તો ઉપલા થરમાં રહેલાં દિવ્ય તત્ત્વોને મન, પ્રાણ તથા શરીરમાં અવતારીને સ્થાપવાં અને એ તત્ત્વોને નવીન કરણ યાને સાધન તરીકે વાપરીને, તેના વડે વ્યક્તિ તેમ જ સમષ્ટિના જીવનને નિયંત્રિત કરીને, આપણી ચેતનાનું રૂપાન્તર કરવું, તેનો ધરમૂળથી પલટો જ કરવો; અને તે એવી રીતે કરવો કે આપણામાં તમોગુણ ન રહે, રાગદ્વેષાદિ ક્ષુદ્ર વાસનાઓ ન રહે, સમગ્ર જીવન સાત્ત્વિક અને દિવ્યતામય બને.

અંબુભાઈએ એ જ નિબન્ધમાં છેવટના ભાગમાં સંસ્કૃતિના એક અગત્યના અંગ સાહિત્યની વિકાસલક્ષી વિશાળ ભાવના જેમ પ્રબોધી છે તેમ ઉપર ઉલ્લેખિત બીજા નિબન્ધ 'સાહિત્યનું મૂલ્યાંકન'માં એ વિષય પર મહત્ત્વના વિચારો દર્શાવ્યા છે. તેમાં મુખ્ય વાત એ છે કે વાસ્તવવાદ કે પ્રગતિવાદને નામે આપણું સાહિત્યનું દૃષ્ટિબિન્દુ વિપથગામી કે એકાંગી થવું ન જોઇએ; બલ્કે જીવનનાં સનાતન તત્ત્વોને અનુલક્ષીને સાહિત્યસર્જન થવું જોઇએ. એવાં તત્ત્વો હોવા વિશે જ જેમને સંશય છે તેમણે તો અલબત્ત કે નહિ તો એ તત્ત્વો નથી જ એવું સાબિત કરવા સારુ પહેલાં આકરી તપશ્ચર્યા મનોમન્થનના શોધરૂપે આદરવી પડશે; પણ એવા ઘણાખરાની શોધ, એ સાચદિલ હશે ને ઠેઠ પહોંચી શકશે તો, એમને આસ્તિક બનાવશે ને આ વિશાલ સાહિત્ય-ભાવનાનો સ્વીકાર તેમની પાસે કરાવશે.

પથિકના આ પુષ્પગુચ્છના બીજા વિભાગમાં બે સુબોધક રસિક નવલિકાઓ છે. ત્રીજા વિભાગનાં પાંચ વિવિધ લખાણો-માંનું પહેલું નામે 'આપણી સૃષ્ટિનો કોયડો' એ શ્રીઅરવિન્દ-રચિત એક નાનકડી અમર રચનાનું ભાષાન્તર હોઈ, જગતમાં દેખાતી અપૂર્ણતાનું કારણ તથા એ મિટાવવાની પ્રક્રિયા, તેનું ખરું રહસ્ય વગેરેનો ભેદ એ વિષયના પ્રત્યક્ષ આત્મજ્ઞાનને આધારે, અને તે પણ બુદ્ધિગમ્ય બને તેવી રીતે, સદાકાળ માટે ખોલી આપે છે; અને છેલ્લા વિભાગ 'વેદરહસ્ય'માં બે ઋગ્વેદ-સૂક્તોનું જે વિદ્વત્તાથી અને અભિનવ દૃષ્ટિથી અર્થનિરૂપણ થયું છે તેનો તો અહીં સમાપ્તિલેખે માત્ર ઉલ્લેખ શક્ય છે.

વિ. ક. વૈ.

## સૌન્દર્ય અને રાખ

હૃદયવિભૂતિઃ રમણલાલ વ. દેસાઇ. (આર. આર. શેઠની કંપની, મુંબઈ; રૂ. ૨॥)

શ્રી રમણલાલ દેસાઈની આ નવી નવલકથા છે. પ્રસ્તાવનામાં તેઓ જણાવે છે તેમ, ગુનેગાર કોમોના જીવનનું આ વાર્તામાં લેખકે આછું દર્શન કરાવ્યું છે. એ કોમો પણ માનવજાતનો વિભાગ છે અને એમની ઉત્પત્તિસ્થિતિમાં આપણો સારો ભાગ છે એટલું આપણે જાણીએ એ આ વાર્તાનો ઉદ્દેશ છે. સાથે જોડેલા 'આપણા ગુનેગારો' વિશેના વિસ્તૃત નિબંધને અંતે લેખક કહે છે કે:

ન્યાયની અદાલતો, બંદોબસ્ત વ્યવસ્થા, ગુનેગારોના વસવાટો, કેદખાનાં, શિક્ષા, બાળઅદાલતો, અનાથગૃહો, રક્ષણગૃહો એ સર્વ જરૂરી છે. પરંતુ વધારે જરૂરી તો એ છે કે સમાજમાં જન્મેલી પ્રત્યેક વ્યક્તિના પોષણ, શિક્ષણ અને રક્ષણનો હક્ક માન્ય થાય. નફાખોરી ચલાવી લેતી સમાજ ભૂખમરો ઊભો કરી ગુનેગારો ઉપજાવે જ. ભૂખે મરતા ચોરનો ન્યાય તોળી તેને શિક્ષા ફરમાવતો પુષ્ટ, સુખી અને ધનિક ન્યાયાધીશ [ને ચોર પોતે] એક જ ઢાલની બે બાજુ છે. બંને વચ્ચે અકસ્માતનું અંતર છે. કદાચ ન્યાયાધીશવાળી બાજુ ચોરની બાજુ કરતાં ઓછી મેલી નહિ હોય. પ્રજાનું સભ્યતા કે અસભ્યતાથી શોષણ કરતું રાજ્ય જ રાજ્યદ્રોહના ગુના માટે જવાબદાર છે; પછી તે કોઈ દેશી રાજ્ય હોય કે નિયમનો ડોળ કરી સરસમાં સરસ ભાષા વાપરી પરાધીન પ્રજાને ફોલી ખાતી ગોરી પ્રજાનું રાજ્ય હોય. ... ગુનેગારો તરફ હજી આપણું પૂરતું લક્ષ ગયું નથી. એ ગુનેગારો આપણા સૂક્ષ્મ દેહના જ પડછાયા છે, એ વાત હજી આપણને સારી રીતે સમજાઈ નથી. નિષ્ફળ, વ્યર્થ, પોતાને અને સમાજને હાનિકારક છતાં ઉન્નત તત્ત્વોનાં સુંદર અંકુર ધરાવતું ગુનેગારોનું જીવન સમજવામાં સહજ રસ આપણને ઉત્પન્ન થાય એ અર્થે આ લેખ અને આ લેખમાં દર્શાવેલી વિગતોની 'હૃદયવિભૂતિ'માં ગૂંથણી કરવાનો પ્રયાસ કર્યો છે.

શ્રી દેસાઈની અન્ય કૃતિઓથી આ નવલકથા અનેક રીતે જુદી તરી આવે છે. રુપ્પી નદી, તેનાં ઊંડાં કોતરો, દેવીનું મંદિર, વડલાની ઘટા, સંઝેર ગામ, તેના વહેમી લોકો એ સર્વની પાર્શ્વભૂમિ યોજી લેખકે ચિત્રફલકને સજીવ બનાવ્યું છે. ફોજદાર અને ચુનીલાલ જેવા સરકારી અમલદારો, ગામને થથરાવતા લેમર

પટેલ, તેમનું વેણુ ન ઉથાપવા ખાતર જેલમાં જતો અભેસિંગ, માર ખાવાની તાલીમ લઇને મોટો થયેલો માનસિંગ, હોટલવાળો ચમન નવાબ, ચોરીનો માલ વેચી શ્રીમંત બનેલા ધાર્મિક શેઠ ધરમચંદ, હૃદયે સ્વીકારેલ પતિ માનસિંગની સાથે નાસી જવાની તક મળે તે માટે જ બીજાને પરણવા કબૂલ થતી તેજલ, અને સ્નેહભર્યો હૃદયવાળી છતાં લોકોના ત્રાસથી ડાકણ જેવી બની જતી મંગી, મિત્રવત્સલ હરિસિંગ, ઈર્ષાળુ વસરામ અને કાયર મોતીજી–એ સર્વ જીવંત પાત્રોની એક નવી જ દુનિયા લેખકે અહીં ખડી કરી દીધી છે; તેમના વહેમો અને લાગણીઓ, મુશ્કેલીઓ અને મર્દાનગી, મસ્તી અને માનવતાનું સરસ નિદર્શન કરાવ્યું છે. વાર્તાની વચ્ચે વર્તમાન ભણતરની નખશિખ મૂર્તિ જેવો કુંજવિહારી, તેના પિતા જયકૃષ્ણદાસ, તેની પત્ની શાલિની અને તેમનું મિત્રમંડળ વગેરે દ્વારા ગુજરાતનો શિક્ષિત સમાજ, લેખકના ઉગ્ર કટાક્ષોનો ભોગ થવા પૂરતો જ, ઝબકી જાય છે.

પ્રસંગયોજના નવીન અને વૈવિધ્યભરી છે. ગુનો હાથ કરવાની સરકારી નોકરોની કરામતો, ઝરખ સાથેની માનસિંગની મારામારી, જેલમાંથી છટકવાની તેની યુક્તિ, ચોરીના વિવિધ અનુભવો, વેશપલટા, ગાડાંની લૂંટ, ચાલતી આગગાડીમાંથી માલની ચોરી, હરિસિંગનું ખૂન, મંગીને દેવાતો મરચાંનો ધુમાડો, તેજલનાં લગ્ન, મેળામાંથી તેજલનું અપહરણ, કુસ્પીના પૂરમાં ઝંપલાવી, તરીને જતું પ્રેમીયુગલ–વગેરે રોમાંચકારી ઘટનાઓ અહીં લેખકે ગૂંથી છે; તેથી વાર્તાપ્રવાહ સરસ રીતે ગતિમાન રહે છે.

ગામે જેને ડાકણ ઠરાવી તે મંગી અંતે પોતાની જાતને ડાકણ માનતી થઇ જાય છે. એ કુરૂપ બનેલી મૂર્તિની હૃદયવિભૂતિ આમ વેડફાઇ જતી જોઇને વિદ્વાન પુરાતત્ત્વવિદોને તેમના અભ્યાસમાં રસ રહેતો નથી, અને માનવહૃદયનું એ ખંડેર તેમને વધારે ભવ્ય લાગે છે. વાર્તાના એ વેધક અંત જેટલો જ ગંભીર પ્રશ્ન શ્રી દેસાઇ છેલ્લે મૂકે છે—"પણ માનવજાતને સૌંદર્યનો

ખપ ક્યાં છે ? દેહનાં અને હૃદયનાં સૌન્દર્યની નહિ તો આટલી આટલી રાખ ઊડે ખરી ?"

પુસ્તકને અંતે 'આપણા ગુનેગારો' વિશેના પોતાના વાચન અને અનુભવ પરથી લખેલા નિબંધમાં શ્રી દેસાઇએ ગુનેગાર ગણાતી કોમો, ગુના કરવાની તેમની રીતો, તેમનાં હથિયારો, માલ ઠેકાણે પાડવાની તેમની વ્યવસ્થા, વગેરે વિગતોની રસપૂર્ણ ચર્ચા કરી છે; અને તેમના સંસ્કારોમાં માનવ અંશ કેવી રીતે ખીલી ઊઠે છે, તેમ જ સાચી સહાનુભૂતિથી તેમનાં હૃદય કેવી રીતે જીતી શકાય છે તે સમજાવ્યું છે. છેલ્લે શ્રી દેસાઇ સાચું જ કહે છે કે: "આપણી માનવતા એ આપણું સાચું ધન."

નાથાલાલ દવે

## પરિચાયિકા

**બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ, ભા ૧ (૧૮૫૪-૧૯૦૮): સં. ન. જ. ત્રિવેદી, અ. મ. રાવળ (૧૯૪૧: ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ: રૂા. ૧).**—જ્યારે સત્ત્વગુણી મામલતદાર 'દેવમામલતદાર' કહેવાતા; જ્યારે અંગ્રેજી શાળામાં ભણનાર દક્ષિણી કુમારે રોજ ઘેર આવી નાહી નાંખવું પડતું; જ્યારે માસિકના લેખકને અપાતી એના અંકોની ભેટ-નકલ માટે એની અવસાનનોંધમાં કંડિકા ભરીને ઉપકાર મનાતો (અને આ તો છે અસંખ્યમાનાં ત્રણ જ, સાંભર્યાં તેમ નોંધેલ, ઉદાહરણો.) ત્યારના ગુજરાતી સાંસ્કારિક જીવનને પુનર્જીવિત કરતી આ સુમનમાળા યોજનાપૂર્વક તૈયાર કરી-કરાવીને સંગ્રાહકો તેમ જ પ્રકાશક સંસ્થાએ, પ્રત્યેક સમજુ ને શ્રદ્ધાળુ જીર્ણોદ્ધારકને લાધતું પુણ્ય પોતાનું કર્યું છે; કારણ, પોતાને અનભ્યાસીમાં ગણતા પ્રત્યેક સામાન્ય વાચક-ને પણ આમાં રસ પડયા વિના નહિ રહે. વળી, અભ્યાસીઓમાંથી પ જેઓ આ વિષયમાં આગળ વધવા શક્તિમાન છે તેમ જ હજી યુવાન છે (આ વય-સૂચક શબ્દ એટલા માટે કે વૃદ્ધો તરફથી કંઈ થવાની આશા હવે હોય નહિ ને પ્રૌઢો તો કોઇ ને કોઈ કારણે આપણને નિરાશ કરી પણ ચૂકયા છે.)—યુવાન છે, તેમણે આ સંગ્રહને આશાપૂર્ણ દિશાદર્શક ગણીને બુદ્ધિપ્રકાશનાં તેમ જ બીજાં સામયિકોનાં મૂળ ઊથઈ

ને કાળનો ભોગ થયે જતાં દફતરોને ('વોલ્યુમ્સ'ને) પોતાનાં દિવસ-રાત અર્પવાં એ ધર્મ ગણવો જોઇએ તથા એ પુટ્ટાંવટ્ટામાં પૂંઠાની રત્નપેટીઓને ઉત્સાહ, વિવેક ને શ્રમપૂર્વક ખોલીખોલી તેમાંના સંસ્કાર-ધનને કલામયરૂપે પ્રજા સમક્ષ મૂકવું જોઈએ તેમ જ બેનમૂન બનશે તેવો અર્વાચીન ગુજરાતનો સાંસ્કારિક ઈતિહાસગ્રન્થ રચવા માંડવો જોઇએ; એ રૂડી રીતે પૂરો કરવાની ફરજ તો વળી તેની યે પછીની પેઢીને માથે રહેવાની છે.

**ગ્રામમાતા અને બીજાં કાવ્યો**, કલાપીકૃતઃ સં. નવલરામ જ. ત્રિવેદી (૧૯૩૮: જીવનલાલ અ. મહેતા, અમદાવાદ; તેર આના). કલાપીનાં ૩૩ કાવ્યસુમનોને સુરુચિપૂર્વક તેમ સવિવેક સમાવતી મૂલ્યવતી સુમનમાલા. એ મૂલ્ય કાવ્યોનું તો ખરું જ. ઉપરાંત કેટલીક માહિતી પહેલી જવાર યોગ્ય રૂપે સંકલિત કે એકત્ર કે ગ્રન્થસ્થ કરનાર કવિના જીવનકવનવિષયક ઉપોદ્‌ઘાતનું તેમ જ સંપાદકના વ્યાપક ને જીવતા-જાગતા વાચનનો પાને પાને પરચો બતાવતા વિરલ માર્ગદર્શનરૂપ વિવેચનનું પણ ખરું. સંગ્રહ કવિનાં પ્રેમેતર વિષયોના કવનના પ્રતિનિધિરૂપ પણ બન્યો છે. એટલે એમનાં એ પ્રકારનાં પરિચિત કાવ્યોમાંનાં સરલ પ્રકૃતિચિત્રો તથા કેટલાક ઋજુ માનવભાવોનાં ચમકતાં ચિત્રણોમાંથી મળતો આનન્દ આપણે અહીં ફરી એક વાર પામીએ છીએ. કાવ્યનામો તથા પ્રથમ પંક્તિની વર્ણાનુક્રમણી છે એ સારું; સ્વીકારાયલો ક્રમ તો છાપ્યો નથી, પણ એ લખી લેવા યોગ્ય સ્થળે કોરું પાનું પણ નથી એ સુધારવા જેવું.

**ઇશુ ખ્રિસ્તઃ** કિશોરલાલ ઘ. મશરૂવાળા (નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ; છ આના) કર્તાની ૧૬ વર્ષ પરની કૃતિનું નવું સંસ્કરણ. પ્રન્થિકાનાં સવાસોથી ય ઓછાં પાનાંમાં ભગવાન ઈશુના જીવન તથા વાણીનો ભડભમકના લેશ વિનાની છતાં અનાકર્ષક નહિ એવી શૈલીમાં પરિચય આપી ત્રીજા ખંડમાં એ ઉભયની સમાલોચના કરી છે. જગતની એ મહાવિભૂતિઓમાંની એક વિશે લખતાં કર્તા એક વાર પણ ઊર્મિલ નથી થયા ને સાદ્યન્ત તેમનું દૃષ્ટિબિન્દુ ગુણપૂજક બુદ્ધિવાદીનું રહ્યું છે. પરિણામે, મનોહર શૈલીનું 'ઈશુનું બલિદાન' (ને એ સુન્દર છતાં સ્વતંત્ર કૃતિ નથી) બાદ કરતાં, ઈશુ સરખા મહાત્મા વિશે શિષ્ટ ગુજરાતીમાં તો આટલા સંક્ષેપમાં ને આટલા ચીવટભર્યા અભ્યાસથી

રચાયલી બીજી કૃતિ નથી એમ જ કહેવું જોઈએ. જે જમાનો ધર્મવિરોધી ગણાવામાં બડાઈ માને છે તેનાં કેટલાં સ્ત્રી-પુરુષો આમાંનો સંદેશ ખરા દિલથી ઝીલશે એ તો કોણ જાણે; પણ જેઓ એ સંદેશ સ્વીકારવા તત્પર હોય તેમને તો ઇશુ ખ્રિસ્તનું પાનેપાનું આન્તરજીવનવિકાસમાં બલપ્રદ અને ઊર્ધ્વગામી બનવા ભણી વાળવાની શક્તિ ધરાવે છે એમ ખુશીથી કહેવાય.

**શ્રીઅરવિન્દ-દર્શનેઃ** સં. અંબાલાલ બા. પુરાણી (શ્રીઅરવિન્દ કાર્યા. આણંદ; દસ આના).—આ નાના પુસ્તકની લાંબા વખતથી જરૂર હતી ને એ અંતે પૂરી પડી જોઈ સંતોષ થાય છે. અમે એવા સુશિક્ષિત માણસો જોયા છે જેઓ સામાન્ય રાજકીય નેતાનું માનસ કે તેની કામગીરી સમજવા પાછળ જેટલો શ્રમ લે છે તેથી અર્ધો તો શું, પા ભાગનો કે દશાશ જેટલો શ્રમ પણ શ્રીઅરવિન્દ, પૂર્ણયોગ કે એમના પૉંડિચેરીના આશ્રમનાં ધ્યેય પ્રવૃત્તિ આદિ સમજવા પાછળ નથી લેતા. એવા સર્વના હિતાર્થ અહીં દસ લખાણો ભાષાંતરિતા કે પુનર્મુદ્રિત કરવામાં આવ્યાં છે. એમાંનાં જુદીજુદી દષ્ટિએ સૌથી મહત્ત્વનાં બે છેઃ 'ભગવાનની એરણ પર' (શિશિરકુમાર મિત્ર) તથા 'શ્રીઅરવિન્દની મુલાકાતે' (દિલીપકુમાર રાય); પહેલામાં એ સિદ્ધયોગીશ્વરના ધ્યેય તથા કાર્યનું રસિક વિવેચન છે અને બીજામાં એમની જોડેનો કેટલોક રસિકતર વાર્તાલાપ છે. પ્રસંગોપાત્ત ઉમેરીએ કે એ બન્ને લેખોના પરિપૂરક તરીકે, પ્રસ્તુત વિષય પર જે લેખો ગયે વર્ષે પ્રસ્થાનમાં તથા બીજા ને ત્રીજા વર્ષ દરમ્યાન માનસીમાં (પૂર્ણસંખ્યા ૭ ને ૧૦) છપાયા હતા તે વંચાશે તો વાંચનારને વિશેષ લાભ થયા વિના નહિ રહે.

**જાતિ તથા સૂનું ગામડું,** બન્ને ઑલિવર ગોલ્ડસ્મિથકૃતઃ એમ. એ. સુરૈયા, મુંબઇ (૧૯૩૯ તથા ૧૯૪૧; રૂ. ૨ા તથા ૨).—બન્ને સુપ્રસિદ્ધ અંગ્રેજી કાવ્યોનાં રૂપાન્તર છે (ભાષાન્તરો પણ કહેવાય કેમ કે રૂપાન્તરતા વિશેષનામોની મુખ્યતે છે.) અને બંને સંતોષકારક રીતે થયાં છે. મોટાઈ કે પૈસો મેળવવાને જ કરાય છે તે ભાષાન્તર જુદાં, આની જેમ દિલના ખરા શોખથી થાય તે જુદાં. મૂળ અંગ્રેજી સહિતની આ બંને કૃતિઓમાં, અંગ્રેજ કવિના હૃદય સાથે ગુજરાતી કવિએ સાધેલા તાદાત્મ્યની સાબિતી સ્થળે સ્થળે અને છે અને તેથી બંને વારંવાર વાંચવી ગમે તેવી છે. સાચદિલી અને

ગૌરવવતી સરલતા, એ બે જે ગોલ્ડસ્મિથની કૃતિમાત્રના માતબર ગુણો તે આ બંને કાવ્યોમાં સારા પ્રમાણમાં હોવાથી સ્વાભાવિક રીતે જ આશા રહે છે કે આ ભાષાન્તરકર્તાને હાથે 'ધ ટ્રાવેલર'નો આવો જ રસભર અવતાર ગુજરાતમાં થોડા સમયમાં થશે.

**શ્રી ઋગ્વેદસંહિતા:** અષ્ટક ૩; વિ. ૧લો; મોતીલાલ ર. ઘોડા (૧૯૩૯: શ્રી સયાજી સા. માળા, વડોદરા; રૂ. ૨ાા).—સને ૧૯૩૦માં આરંભાયેલા અગત્યના કામનો પાંચમો ગ્રન્થ, સાયણાધારે થએલ ભાષાન્તરરૂપે તથા એક અન્ય પારંપરિક ધર્માનુયાયી વિદ્વાનલિખિત, વિષયપૃથક્કરણાત્મક ને કેટલેક અંશે વિવેચનાત્મક, પ્રવેશક સહિત. આના અન્તભાગમાં ત્રણ મંડલ પૂરાં થઈ ચોથું શરૂ થાય છે. ગુજરાતીમાં સળંગ રૂપે આ પહેલો પ્રયાસ ને તેવા તરીકે ખોટો નહિ. લખાણનું સહેજે ટીકાપાત્ર અંગ તે એની અપ્રવાહિતા: "તમારા સદશ અન્યદેવાર્યમ પ્રદેય હો" (પૃ. ૩૨૩) જેવા દાખલા પરથી કે 'આદિવઃ' એટલે 'નભસકારાત્' (પૃ. ૨૬૮) ને 'ચન્દ્રરથા' એટલે 'સુવર્ણમય રથોપેત' જેવા અર્થનમૂના પરથી વાચક સમજશે કે ભાષાન્તર પૂરતા પ્રમાણમાં શિક્ષિતગમ્ય પણ નથી. આવાં (સંસ્કૃતના શબ્દો પદો ને વાક્યરચના પૂરતો પ્રમાણવિવેક ને ઔચિત્યવિવેક રાખ્યા વિના જેમાં વાપરી છે તેવાં) ઉદાહરણ ઓછામાં ઓછું એકાંતરે પાને તો નજરે ચઢે જ એ ખેદકર નહિ? (પદપાઠમાં અવગ્રહને સ્થાને ગુજરાતી 'ૅ' છે તે અજાણ્યાને ગૂંચવશે ને જાણીતાને, યથાપ્રકૃતિ, ચીડવશે કે હસાવશે.) આ ટીકા આર્ય પ્રજાનો એક ઉત્તમ ગ્રન્થ આપણને ઉત્તમ ગુજરાતીમાં મળ્યો નથી એ હકીકત સૂચવવા કરી છે; બાકી સંયમ તરીકે ભાષાન્તર ઠીક થયું છે.

**પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો,** ક. સૉન્ડર્સકૃત: મંજુલાલ ર. મજમુદાર (૧૯૪૦: શ્રી સયાજી-સા. માળા, વડોદરા; રૂ. ૨-૩-૦).—હરખ ને શોક બંને કરાવે તેવાં ૫૦૦ પાનાંનો ધ્યાનપાત્ર ગ્રન્થ. હરખ એટલા માટે કે હિન્દુ, દેશી, ચીન, તથા યહૂદી અને ગ્રીક પ્રજાઓની સંસ્કારિતાનાં કેટલાંક ઉત્તમ સ્વરૂપોનો સવિસ્તર પરિચય આપતો—એક જ સ્થળે ને સામર્થ્યપૂર્વક આપતો—આવો બીજો ભાષાન્તરગ્રન્થ પણ ગુજરાતીમાં નથી; ને શોક એટલા માટે કે તે-તે સંસ્કૃતિનો એ દરેકની મૂળ ભાષામાં અભ્યાસ કરી, તે-તે દેશોમાં પણ શક્ય હોય ત્યાં જતે

જઇ પ્રત્યક્ષ પરિચય મેળવી, સ્વતંત્ર ગ્રન્થ લખનાર ગ્રન્થકારને ગુજરાત હજી ઉત્પન્ન કરી શક્યું નથી. મૂળ ગ્રન્થકારે એ સર્વ પ્રશ્નોની આર્ષવાણી તથા ઈતર (ને તેમાં ખ્રિસ્તી, ઇસલામી તથા જરથોસ્તી પણ ખરા) ચિન્તનગ્રન્થોમાંથી છૂટથી અવતરણો કે સિદ્ધાંતસારાંશ આપ્યાં છે ને ક્યાંક સિદ્ધાંતોનું સામ્ય પણ સંક્ષેપે દર્શાવ્યું છે. આ પ્રકારનું જ લખાણ ગ્રન્થમાં (ઉપક્રમ–ઉપસંહાર બાદ કરીએ તો) મુખ્યત્વે છે ને એ સર્વની વ્યવસ્થિત ગોઠવણી—જેની સારા પાશ્ચાત્ય લેખકો પાસેથી હમેશાં આશા રાખીએ જ તે—એ ગ્રન્થનું વિશિષ્ટ અંગ છે. ભાષાન્તર એકંદરે સંતોષકારક કહેવાય ને એ સફળતા મૂળની સરળતાને પણ આભારી હશે એમ માનીએ છીએ. પણ કેટલાંક ટીકાપાત્ર સ્થાનો છે જ: પૃ. ૪૧૧મા પર 'અર્લી ચર્ચ'નું 'પહેલાંના પ્રાર્થનામંદિર' કે પૃ. ૯૯મા પરના 'ક્લાસિકલ'નું 'સંસ્કૃત' બરાબર નથી. આવા થોડા બીજા દાખલા ટાંકી શકાય તેમ છે. ક્યાંક ગૌરવક્ષતિ થઇ છે–ઉદાહરણાર્થ, પૃ ૨૧૯મા પરનો 'અડબડાટ.' આવી ત્રુટીઓ થોડીક વધુ કાળજી લીધી હોત તો નિવારી શકાત. અસહ્ય બને એટલી બધી એ નથી એટલું પણ સાથે ઉમેરવું જોઇએ.

**હ્યુએનત્સંગ:** ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર (વિ. સં. ૧૯૯૬: શ્રી સયાજી–સાહિત્યમાળા: રૂ. ૧।।)—ઉચ્ચારભેદે જે યવનચ્યંગ પણ કહેવાય છે તે વિખ્યાત ચીના પ્રવાસીનું ગુજરાતીમાં પહેલું જ સવિસ્તર જીવનચરિત્ર તથા પ્રવાસવર્ણન. વિષયના છ–સાત સારા આકરગ્રન્થો પરથી કાળજી તથા યોગ્યતાપૂર્વક ઉપજાવી કાઢેલા આ રસપ્રદ ગ્રન્થમાં જેમ આપણે એ તીવ્ર ધર્મજિજ્ઞાસા, અથાક પ્રવાસપરાયણતા અને સુધીર અવલોકનશક્તિવાળા મહાન નરના વ્યક્તિત્વની પિછાન પામીએ છીએ તેમ તેરસો વર્ષ પરના એના સમકાલીન ભારતવર્ષનો—તેના ધર્મ ને સમાજનો, રાજ્યપ્રકરણ ને વિદ્યાસેવનનો–પણ પ્રત્યક્ષવત્ પરિચય પામીએ છીએ. અગત્યનાં વિશેષનામોની વર્ણાનુક્રમણી આપી હોત તો ચરિત્રની ઉપયોગિતા જરૂર વધત.

**બીજી ચોપડી,** વિદ્યાપીઠ વાચનમાળાની: (નવજીવન કાર્યા. અમદાવાદ; અઢી આના).—સરકારી વાચનમાળા મુખ્યત્વે નગરોની મધ્યમવર્ગીય સંસ્કૃતિનું પ્રતિબિમ્બ પાડતી ને પ્રસંગોપાત્ત રાજ્યભક્તિ ખીલવતી; આગામી સરકારોની આ વધારાપથી વાચનમાળા સર્વાંશે

ખેડૂતમજૂરોની (એ પણ કદાચ આગામી) ગ્રામસંસ્કૃતિને પ્રતિબિંબે છે ને એના નવવિધાનને અનુરૂપ પરિમિત ક્ષેત્રની પણ સાચી રાષ્ટ્રભક્તિ ખીલવવા પ્રયતે છે. આ બીજી ચોપડીનું તો એ ખાસ લક્ષણ છે કેમ કે ગામડાંનાં બાળકોમાં એવાં નીચલાં ધોરણોનું જ ભણતર વધારે ફેલાવાનું. લેખકોની અને સંપાદકની આ વિલક્ષણ દૃષ્ટિ સમજી લઇએ એટલે પુસ્તિકા વિશે પ્રતિકૂળતાથી વધારે કહેવાપણું રહેતું નથી કેમ કે એ સ્વીકૃત પ્રકારનું કાર્ય તો તેમણે પૂરી સમજદારી, ચીવટ ને ખંતથી કર્યાની સાક્ષી લગભગ દરેક પાઠ પૂરે છે: (કોઈ વાર ઉત્સાહનો અતિરેક થયો છે ખરો જેમ કે નવસારીનું રૂ કાંતવામાં શિખંડપુરી જમ્યાથી ય વધુ મજા હોવાનું પૃ. ૭૮મે લખ્યું છે તે લખવા ખાતર જ લખાઇ ગયું નથી? પૃ. ૭૨મે 'નાહવાની ખૂબી' નહિ પણ 'નાહવાની મજા' ઉચિત છે. ૪૦મા પાઠમાં સુરુચિની ઊણપ છે. એક ધર્મસંસ્થાપકની મહાનુભાવતા દર્શાવવા માટે ત્યાં લેવાયો છે તેના કરતાં બધી રીતે વધારે સારો પ્રસંગ શોધીને વાપરી શકાયો ન હોત?)

વિ. ક. વૈ.

## પ્રાપ્તિ-સ્વીકાર

### ગુજ. વર્ના. સોસાયટી

**સાહિત્યવિચાર:** આનંદશંકર બા. ધ્રુવ (રૂા. ૧).–**સાહિત્ય અને વિવેચન ભા. ૨:** કેશવલાલ હ. ધ્રુવ (રૂ. ૧).–**કવિચરિત, ભા. ૨:** કેશવરામ કા. શાસ્ત્રી (રૂા. ૧).–**માનવજીવનનો ઉષ:કાલ:** અશોક હર્ષ (આના ૭).–**કૃષિ:** નરસિંહ શાહ (૭ આના).–**ગામડાનું આરોગ્ય કેમ સુધરે?** કેશવલાલ પટેલ (૧ાા આનો).–**સહશિક્ષણ:** રણજિતભાઈ એમ. પટેલ (રાા આના).–**સોસાયટીનો ૧૯૩૯નો અહેવાલ.**

### નવજીવન પ્ર. મંદિર

**વિદ્યાપીઠ વાચનમાળા,** ચોપડીઓ પહેલી, છઠ્ઠી, સાતમી (આના બે, છ ને સાત).–**ગ્રામગોષ્ઠી:** વિ. મ. કોઠારી, રા. ના. પટેલ. **ગ્રામપંચાયત** કાયદાને લગતા નિયમો (બે આના).

## અન્ય પ્રકાશકો

**જીવનનાં વહેણો:** રસિકલાલ છો. પરીખ (યુગધર્મ ગ્રંથમાળા. મુંબાઈ. રૂા. ૨ાા).–**કેદી:** બાદરાયણ (જનરલ બુકડીપો. રૂા. ૧ાા). **પ્રભાત-નર્મદા:** પતીલ (મગનલાલ બ્રુ. પટેલ, અંકલેશ્વર, રૂા. ૨)**ગીત-માધુરી:** મનુ દેસાઈ, ભરૂચ (રૂા. ૧ા)–**કાળચક્ર:** ગોવિંદભાઈ અમીન, (આર. આર. શેઠની ક. મુંબાઇ. રૂ. ૧). **સાહિત્યકલ્લોલ** પુ. ૩: આત્મારામ ના. ખાનસાહેબ; આ. ૫મી (વોરા ઍંડ કં. મુંબાઇ; આના નવ). **જીવનપ્રવાહ:** ઇશ્વરભાઈ પટેલ (રૂા. ૧) **પ્રતાપી પૂર્વજો:** સં. શેઠ દેવચંદ દા. કુંડલાકર; **પ્રતાપી પૂર્વજો:** પુષ્પ બીજું સં. ડુંગરશી ધ. સંપટ (આનંદ કાર્યા. ભાવનગર: દરેકનો રૂા, ૧ાા). **આકાશનાં ફુલ:** જ્યોત્સ્ના શુક્લ, સુરત (રૂ. ૦ાાા)—**રૂપમતી:** ચુનીલાલ વ. શાહ (પ્રજાબંધુ કાર્યા. અમદાવાદ; રૂ. ૨)—The Student's English-Paiya Dictionary: H. R. Kapadia; Re. 1.

## મન્દિરનો ઘંટનાદ

### ૧

૧ "એ તો હવે નોકરી કરે છે ને!" આવા ઉદ્‌ગારની— 'માનસી'ના સંચાલક રા. વિજયરાય વિશેના એ ઉદ્‌ગારની–ઓથે ભરાઇને એ વ્યક્તિની લાંબા વખતની પ્રવૃત્તિના કેટલાક પૈસાપાત્ર ઉત્તેજકોએ પોતાનું 'માનસી'ને અપાતું ઉત્તેજન ટાળી નાંખ્યું છે. એવી રીતે કેટલાકે પત્રને પાંચ રૂપિયાની ખોટમાં તો કોઇએ વીસપચીસની ખોટમાં નાહક ઉતારવામાં ગૌરવ માન્યું છે; વળી એવા ઉત્તેજકો ય છે જેમની પાસે પાંચ રૂપિયા હંમેશ મોજૂદ હોવાના જ ને છતાં જેમણે અમને વારંવાર લવાજમની ઉઘરાણી કરવાની ફરજ પાડવામાં જ ઉત્તેજન નિજનું સાર્થક્ય માન્યું છે.

૨. શિષ્ટ ગુજરાતી સમાજના એ વર્ગોની, તેમ જ એ સમાજના જે પૈસાદાર ને સંસ્કારીમાં ખપતા–ગુજરાતીને પોતાની માતૃભાષા કહેવરાવતા–માણસોએ, ગ્રાહક થવા કૃપા કરો એવી

અમારી કે મિત્રોની અરજને વારંવાર અવગણી છે તેમની જાણ માટે જાહેર કરવાનું કે રા. વિજયરાય કંઈ ગુજરાતી ભાષા અને સાહિત્યના યુનિવર્સિટી–પ્રોફેસર છે નહિ ને તેથી તેમનો માસિક દરમાયો રૂપિયા હજાર–બારસોનો પણ છે નહિ.

૩. ચાર વર્ષથી કરાયે જાય છે તેવી એ લેક્ચરરની નોકરી એના કરનારને (એ વેળા જાહેર થયલું જ તેમ) પહેલાં મહિને સો રૂપિયા આપતી ને હાલ એકસો ને વીસ આપે છે. એને અંગે થતા ઇતર લાભો પણ લોકો કલ્પતા હશે એવડા મોટા છે નહિ ને જે કંઈ એ છે તેનો શક્ય તે વધુમાં વધુ હિસ્સો (પગારનો તેમ એ બીજીત્રીજી આવકનો) 'માનસી'ને ગયાં ચારે વર્ષમાં મળ્યો છે.

૪. આવી સ્થિતિ જાણે કાયમી બનવા બેઠી છે તે નૈતિક દૃષ્ટિએ ઇષ્ટ નથી અને આર્થિક દૃષ્ટિએ સહ્ય નથી. "તો પછી બંધ કરો તમારું માનસી." એ તો છેલ્લો ઉપાય છે જ–છેલ્લો ને સહેલો. પણ એનો અમલ થયા પૂર્વે બે વાત સાબિત થવી જોઇશે: આ પત્ર દ્વારા થતું મુખ્ય કાર્ય, કેટલુંક તો એ જ કરે છે તેવું, એક અગત્યની ભારતીય ભાષામાં થવાની જરૂર નથી; અને, પત્રને હમણાં આવતી વાર્ષિક ખોટના માત્ર પાંચસોક રૂપિયા એક ધનવાન ભારતીય પ્રાન્તની વ્યક્તિઓ, સંસ્થાઓ તથા રાજ્યોની તીજોરીઓ ને બેંકોમાં નથી. એ બંને વાત નાસાબિત છે ત્યાં સુધી માનસી બંધ પાડવું અમારે નાકબૂલ છે.

૫. અત્યારનો કપરો દેશકાળ અમારા ધ્યાન બહાર નથી; પણ તેનું કપરાપણું જો બીજી અનેક ગુજરાતી ઉડાઉગીરીની આડે હજી ખરેખર આવ્યું નથી, તો એક જીવવાને પાત્ર, નિશાળુ ગુજરાતી સાંસ્કારિક પ્રવૃત્તિની આડે શી બાબત આવે?

૬. એટલે આ વિષય એટલું જ કહીને સમેટીએ છીએ કે તમારી ને હજી અમાહક કે અસહાયક મિત્રોની માતૃભાષા

ગુજરાતી છે એ બજારગપ ન હોય તો 'માનસી'ને તમારાથી બનતી બધી આર્થિક સહાયતા આપો—આપો ને અપાવો.

૨

૭. ગતાંક પછીની આ વિશેષ મદદનો સાભાર સ્વીકાર કરીએ છીએ.

| | | |
|---|---|---|
| શ્રી. રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા, સૂરત | રૂ. | ૨૫ |
| ,, છોટાલાલ કેશવજી, મુંબાઈ | ,, | ૧૦ |
| ,, ત્રિકમજી મનજી, આફ્રિકાવાળા | ,, | ૩ |
| ,, એક સરસ્વતીસેવક | ,, | ૧૦ |
| | રૂ. | ૪૮ |

૮. ખેંચાતી ખોટનો ચોક્કસ આંકડો મે ૧૯૪૧માં રૂ. ૫૬૭—૦—૬ હતો; તેમાં આ ( જુન ૧૯૪૧ના ) અંકનો (વી.પી.નો વગેરે બધો) ખર્ચ ઉમેરાતાં એ આંકડો રૂ. ૭૫૦) ને રૂ. ૮૦૦)ની વચ્ચે ક્યાંક ઝોલાં ખાતો માલૂમ પડશે.

૯. ૧૯૪૧નું લવાજમ મેળવવા વી. પી. ગતાંકનાં સંજોગવશાત્ નહોતાં થયાં તે આનાં થશે. એમાંથી જેટલાં સ્વીકારાશે તેની આવક ઉપલા આંકડાને એટલો ઓછો બનાવશે. ત્યાર પછી પણ ૧૯૪૧ના બાકીના બે (સપ્ટે. તથા ડિસેંબરના) અંકોનો ખર્ચ ચડવાનો છે એ વાત કોઈ ન ભૂલે.

૧૦. દરમ્યાન, જાહેર કરેલું તે મુજબ, આ અંકની સાથે ભેટપુસ્તક (માત્ર ગ્રાહકોને તથા ગણતર સહાયકોને) ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિ રવાને કર્યું છે તે સંભાળી લેવું.
ભાવનગર ૧—૬—૪૧.

પ્રગટ થઈ ગયો છે.

ઋગ્વેદકાલનાં

# જીવન અને સંસ્કૃતિ

કર્તા

આ. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

આર્યપ્રજા એટલે સંસ્કૃતિઓની એક મહાન વિધાયક પ્રજા. તેને વિશેનો આ ગ્રન્થ નામે બારેખમ તેટલો જ ઘણે સ્થળે નિરૂપણે રસમય છે. કિંમત રૂ. બે. ૧૯૪૧ના 'માનસી'—ગ્રાહકોને ભેટ તરીકે.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ ૨.

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૬ : ગ્રંથાંક ૩

સપ્ટેમ્બર ૧૯૪૨



પૂર્ણસંખ્યા ૨૩

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

શ્રી ધનસુખલાલ મહેતાનાં સર્જનો

# છેલ્લો ફાલ

પ્રવાહી તેટલી જ પહેલદાર શૈલીમાં
કુશળ શબ્દશિલ્પીની કલમે લખાયલી
રસ, રહસ્ય અને રંગભરી વૈવિધ્ય
અને વાસ્તવિકતાથી છલકાતી વીસ
વાર્તાઓ અને બાર નાટિકાઓ

આકર્ષક રૂપરંગ ❧ મૂલ્ય રૂા. ત્રણ

# મીઠી નજરે

સાહિત્ય અને ચિત્રકલા: રંગભૂમિ અને નૃત્યકલા
વિષયક વિશદ વિવેચનો સાહિત્ય અને કલા જીવનનાં
સંસ્મરણો અને પ્રાસંગિક કાવ્યોનો સંગ્રહ
સંપાદક: **શ્રી વિ. ક. વૈદ્યના**
'હળવી કલમે' શીર્ષક આમુખ સાથે

કલામય મુદ્રણ ❧ મૂલ્ય રૂા. બે

# રંગલીલા

**શ્રી નટવરલાલ પંડ્યા, રમણભાઇ નીલકંઠ, જાગીરદાર
જ્યોતીન્દ્ર દવે, ધનસુખલાલ મહેતા અને ચન્દ્રવદન મહેતા**
આ છ લેખકોનાં હાસ્યરસિક લખાણોમાંથી
સુંદર પ્રસંગો ઊંચકી લઇ તેમની એક
બીજા સાથે ભાતીગળ ગૂંથણી કરેલું
રચેલું હાસ્યરસથી છલકાતું પ્રહસન:

સુંદર રૂપરંગ ❧ મૂલ્ય ચૌદ આના

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ ૨**

બહાર પડી ચૂકી છે

ગુજરાતી ભાષાના પહેલા આકરગ્રંથની નવી આવૃત્તિ

# વિશ્વદર્શન (૧૯૪૧-૪૨)

૬૦૦ પાનાં. દ્વિરંગી જેકેટ. મૂલ્ય રૂ. ૫-૦-૦ (ટપાલ ખર્ચ સાથે)

## આ આવૃત્તિની વિશિષ્ટતાઓ

આખા પુસ્તકને ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવેલ છે.

દરેક વિભાગમાં પુષ્કળ નવીન વિગતો ઉમેરવામાં આવેલ છે.

વેપારનું વાર્ષિક અવલોકન જાણીતા લેખક શ્રી. ડુંગરશી સંપટે ખાસ લખેલ છે.

અદ્યતન આંકડાઓ મળી શક્યા તેટલા મૂકવામાં આવ્યા છે.

ચરિતાવલિ વિભાગમાં નવાં ચરિત્રો ઉમેરવામાં આવ્યા છે. જૂનાં ઘણાંખરાં ફરીથી નવેસરથી લખવામાં આવ્યાં છે.

યુદ્ધ ચરિતાવલિ ખાસ ઉમેરવામાં આવેલ છે.

યુદ્ધના અંગે કાગળોની સખત મોંઘવારીને લઇને થોડી જ નકલો છપાવેલ છે.

હિંદની અને વિશ્વની અવનવી માહિતી આપતો આ ગ્રંથ તમે અવશ્ય વસાવી લેવા લખો.

છોટાલાલ માનસિંગ કામદાર, બી. એ.

વાંકાનેર (કાઠિયાવાડ)

# વિષયદર્શન

વર્ષ ૬, અન્થાંક ૩

સપ્ટે. '૪૧ઃ (પ્રકટ, નવે. '૪૧)

## સર્જન અને નિબંધો



## નિકષ

## ધ્વનિ



માનસી ગ્રંથશ્રેણીઃ સંચાલક વિજયરાયઃ ક. વૈદ્ય, દરજી મહોલ્લો, નાનપરાઃ સુરત. લવાજમઃ રૂ. ૫); દેશાવર, રૂ. ૬); છૂટક રૂ. ૧॥- શાખાઓઃ ( ૧ ) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ; ( ૨ ) સુરત, પ્રતાપ પ્રેસ, કમ્પીઠ, ( ૩ ) વડોદરા, પ્રા. ગોવિંદલાલ હ. ભટ્ટ, રાયાપુરા; ( ૪ ) પોરબંદર, રા. દામોદર કેશવજી ભટ્ટ, પોસ્ટ ઓફિસ રોડ.

## 'પ્રાપ્તિ-સ્વીકાર' પૂર્તિ

જીવનશોધનઃ કિશોરલાલ ઘ. મશરૂવાળા (આ. ૩૭; રૂ. ૧॥).- હિન્દ સ્વરાજ્યઃ ગાંધીજી (આ. ૨૭; રૂ. ০।).

અજસ્ર સહસ્રવિધ-ચરિતાર્થતાય,
જેથા તુચ્છ આચારેર મરુવાલુરાશિ
વિચારેર સ્રોતઃપથ ફેલે નાઇ ગ્રાસિ
પૌરુષેરે કરેનિ શતધા, નિત્ય જેથા
તુમિ સર્વ કર્મ ચિન્તા આનન્દેર નેતા
નિજ હસ્તે નિર્દય આઘાત કરિ પિતઃ
ભારતેર સેઇ સ્વર્ગે કર જાગરિત.

જ્યાં મન ભયથી રહિત છે, અને મસ્તક ઊંચું રખાય છે;

જ્યાં જ્ઞાનને મુક્તિ છે;

જ્યાં સંકુચિત સાંસારિક દિવાલોથી દુનિયાંના કકડા થયેલા નથી;

જ્યાં સત્યના ગાંભીર્યમાંથી શબ્દો બહાર આવે છે;

જ્યાં અવિરત પ્રયત્ન પૂર્ણતા તરફ પોતાના હાથ લંબાવે છે;

જ્યાં વિચારશક્તિનું નિર્મલ ઝરણ નિર્જીવ ટેવના શુષ્ક રણરેતીમાં લુપ્ત થયેલ નથી;

જ્યાં તારા વડે મન નિરંતર વિસ્તરતા વિચારમાં અને કર્મમાં આગળ દોરાય છે.

એ મોક્ષના સ્વર્ગમાં, ઓ મારા પિતા ! મારા દેશને જાગ્રત્ થવા દે.[1]

---

૧. ભાષાન્તરનું પૃ. ૨૭મું; જોડણી વગેરે ત્યાં છે તેમ રાખ્યું છે.

પ્રા. હીરાલાલ ગોદીવાળા

# ગંગાજીને પુણ્યપગલે[1]

## ગોમુખની યાત્રા

હરદ્વારથી હૃષીકેશ અને હૃષીકેશથી લક્ષ્મણઝુલા ગંગાજીને કિનારે કિનારે જતાં મનુષ્યહૃદય કેવી ઊર્મિઓ અનુભવતું હશે ? નદીને કિનારે કિનારે આગળ ને આગળ ચાલ્યા જ જઇએ; નદીના મૂળની શોધમાં હિમાચલની ધારમાળાઓ ઓળંગતાં ઊંચે ને ઊંચે ચઢ્યા કરીએ અને કોઈ ધન્ય ઘડીએ પ્રભાતનાં કિરણોમાં સ્નાન કરી રહેલા ધવલ હિમપુંજનું દર્શન કરી કૃતાર્થ થઇએ—આવાં સ્વપ્નાં અનેક યાત્રીઓએ ગંગાજીને કિનારે ચાલતાં ચાલતાં સેવ્યાં હશે. બેએક વર્ષ પર જ્યારે લક્ષ્મણઝુલા સુધી જઇ ત્યાંથી સંજોગવશાત્ પાછા ફરવાની ઘડી આવી ત્યારે મનમાં ઘણો રંજ થયો અને એ અધૂરી રહેલી આશા એક દિવસ, વહેલામાં વહેલી તકે, પૂરી કરવી એવી મન સાથે ગાંઠ વાળી.

એ ઘડી આવી ગયા ઉનાળાને એક પુણ્યદિવસે.

ગંગોત્રી અને જમુનોત્રીનાં બે ધામો, અથવા બદ્રીનાથ અને કેદારનાથનાં બે ધામો, અથવા એ ચાર અને પાંચમું બદ્રી–કેદારને રસ્તે આવતું તુંગનાથ—એ પાંચધામોની યાત્રા કરવી એ ભાવિક હિંદુઓનું-

---

૧ સુરતની એમ. ટી. બી. કૉલેજના ભારતીય વિદ્યામંડળના આશ્રયે લેખકે તા. ૨૯-૭-૩૧ ને રોજ આપેલું ભાષણ, થોડા ઉમેરા સાથે.

અજસ્ર સહસ્રવિધ-ચરિતાર્થતાય,
જેથા તુચ્છ આચારેર મરુવાલુરાશિ
વિચારેર સ્રોતઃપથ ફેલે નાઇ ગ્રાસિ
પૌરુષેરે કરેનિ શતધા, નિત્ય જેથા
તુમિ સર્વ કર્મ ચિન્તા આનન્દેર નેતા
નિજ હસ્તે નિર્દય આઘાત કરિ પિતઃ
ભારતે'ર સેઇ સ્વર્ગે કર જાગરિત.

જ્યાં મન ભયથી રહિત છે, અને મસ્તક ઊંચું રખાય છે;

જ્યા જ્ઞાનને મુક્તિ છે;

જયા સંકુચિત સાસારિક દિવાલોથી દુનિયાંના કકડા થયેલા નથી;

જ્યાં સત્યના ગાંભીર્યમાંથી શબ્દો બહાર આવે છે;

જ્યાં અવિરત પ્રયત્ન પૂર્ણતા તરફ પોતાના હાથ લંબાવે છે;

જ્યા વિચારશક્તિનું નિર્મલ ઝરણ નિર્જીવ ટેવની શુષ્ક રણરેતીમાં લુપ્ત થયેલ નથી;

જ્યાં તારા વડે મન નિરંતર વિસ્તરતા વિચારમાં અને કર્મમાં આગળ દોરાય છે.

એ મોક્ષના સ્વર્ગમાં, ઓ મારા પિતા ! મારા દેશને જાગ્રત્ થવા દે.[1]

---

1. ભાષાન્તરનું પૃ. ૨૭મું; જોડણી વગેરે ત્યાં છે તેમ રાખ્યું છે.

પ્રા. હીરાલાલ ગોદીવાળા

# ગંગાજીને પુણ્યપગલે[1]

## ગોમુખની યાત્રા

હરદ્વારથી હૃષીકેશ અને હૃષીકેશથી લક્ષ્મણઝુલા ગંગાજીને કિનારે કિનારે જતાં મનુષ્યહૃદય કેવી ઊર્મિઓ અનુભવતું હશે? નદીને કિનારે કિનારે આગળ ને આગળ ચાલ્યા જ જઈએ; નદીના મૂળની શોધમાં હિમાચલની ધારમાળાઓ ઓળંગતાં ઊંચે ને ઊંચે ચઢ્યા કરીએ અને કોઈ ધન્ય ઘડીએ પ્રભાતનાં કિરણોમાં સ્નાન કરી રહેલા ધવલ હિમપુંજનું દર્શન કરી કૃતાર્થ થઈએ—આવાં સ્વપ્નાં અનેક યાત્રીઓએ ગંગાજીને કિનારે ચાલતાં ચાલતાં સેવ્યાં હશે. બેએક વર્ષ પર જ્યારે લક્ષ્મણઝુલા સુધી જઈ ત્યાંથી સંજોગવશાત્ પાછા ફરવાની ઘડી આવી ત્યારે મનમાં ઘણો રંજ થયો અને એ અધૂરી રહેલી આશા એક દિવસ, વહેલામાં વહેલી તકે, પૂરી કરવી એવી મન સાથે ગાંઠ વાળી.

એ ઘડી આવી ગયા ઉનાળાને એક પુણ્યદિવસે.

ગંગોત્રી અને જમુનોત્રીનાં બે ધામો, અથવા બદ્રીનાથ અને કેદારનાથનાં બે ધામો, અથવા એ ચાર અને પાંચમું બદ્રી–કેદારને રસ્તે આવતું તુંગનાથ–એ પાંચધામોની યાત્રા કરવી એ ભાવિક હિંદુઓનું-

---

૧ સૂરતની એમ. ટી. બી. કૉલેજના ભારતીય વિદ્યામંડળના આશ્રયે લેખકે તા. ૨૯–૭–૩૧ ને રોજ આપેલું ભાષણ, થોડા ઉમેરા સાથે.

ઘણી વેળા સ્વપ્ન રહેવા જ સર્જાયેલું–સ્વપ્ન હોય છે. આ પાંચે ધામો આવ્યાં છે. સંયુક્ત પ્રાંતને ઈશાન ખૂણે, નકશામાં તિબ્બતની નીચે, ટિહ્રી-ગઢવાલના દેશી અને બ્રિટિશ પ્રદેશમાં. બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવા અને સામ્રાજ્યની ઊંડી ગએલી જડને પોતાના લોહીનું ખાતર આપી મજબૂત બનાવવા આ પ્રદેશમાંથી ગઢવાલી સૈનિકો જાય છે. અને આ જ પ્રદેશમાં પ્રખ્યાત બાસમતી ચોખા પાકે છે. અનેક પુણ્યધામોનો આ પ્રદેશ પ્રાચીન આર્યસંસ્કૃતિના સંસ્કારોથી રંગાયલો છે. પૌરાણિક દેવકથાઓ અને કાવ્યની પશ્ચાદ્‌ભૂમિ જેવો આ પ્રદેશ. પાંચ નદીઓ એમાં થઈને વહે છે–હાથની આંગળીઓ જેવી : ડાબેથી જમણે જતાં જમુના, જાહ્નવી, ભાગીરથી, મન્દાકિની અને અલકનન્દા. સૌથી પશ્ચિમે જમુના. પછી ગંગાજી–ગોમુખ અને ગંગોત્રી આગળ ભાગીરથીને નામે ઓળખાતાં, દૂરદૂરથી આવતી નાનકડી જાહ્નવીને ભૈરવ ઘાટી આગળ મળી, આગળ વધી પવિત્ર દેવપ્રયાગ આગળ મન્દાકિની સાથે જોડાઈ ગંગાજી બનતાં, કદીક જમુનાની પાસે આવતાં, કદીક દૂર જતાં, આખરે છૂટાં પડી, કેટલા ય અનુભવો મેળવી, કાંઈક ઇતિહાસ રચી, છેક પ્રયાગ આગળ જમુનાનાં જળ સાથે ભળી જતાં. એમની પૂર્વે, કાલિદાસના મેઘદૂતમાં ઉત્તરમેઘમાં ગવાયલી મન્દાકિની અને એથી ય પૂર્વમાં અલકાપુરીનાં મીઠાં સ્મરણો કરાવતી રમણીય અલકનન્દા.

આ નદીઓનાં મૂળ શોધવા જતાં પ્રાચીનકાળના ઋષિમુનિઓએ કાંઈ કાંઈ હર્ષની લાગણીઓ અને રોમાંચ અનુભવ્યાં હશે. એ રોમાંચને જાણે મૂર્ત સ્વરૂપ આપતાં હોય એવાં આમાંની ચાર મુખ્ય નદીનાં મુખ પાસે આવેલાં ચાર પવિત્ર ધામો–જમુનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદ્રીનાથ. એમાં આપણા ગૂજરાત ભણી સૌથી જાણીતું અલકનન્દાના મુખ પાસે આવેલું બદ્રીનાથનું વૈષ્ણવધામ–આખે રસ્તે અને બદ્રીનાથથી આગળ વસુધારા જતાં પણ પૃથ્વીના વૈભવનું ભાન કરાવતું. અંગે ભસ્મ લગાડી વૈરાગી જેવું બની જાણે સૃષ્ટિને છેડે

ખડું હોય એવું કેદારનાથજીનું શિવમન્દિર બીજે નંબરે આવે. દરવર્ષે બદ્રી-કેદાર જનારા હજારો યાત્રાળુઓનો દસમો ભાગ પણ ગંગોત્રી-જમુનોત્રી નહિ જતો હોય. આ તરફનો રસ્તો વધારે કઠણ છે-ખાડા-ટેકરાવાળો, પથરાળો કે કાદવિયો. કેટલેક સ્થળે તો પાકી સડક પણ નથી મળતી; ફક્ત પગદંડી જ હોય છે. ચઢાણુ એકંદરે વધારે અઘરું છે અને વરસાદ, કરાં અને બરફનું જોર પણ અહીં વધારે છે. સુખ-સગવડ પણ અહીં, બદ્રી-કેદાર તરફ મળે છે તેવાં નહિ. રસ્તે તાજું દૂધ મળે અને ચટ્ટી કે ધર્મશાળા પર પહોંચો ત્યારે દાળ, ચોખા, ઘઉંનો લોટ, બટાટા અને રાંધવાનાં વાસણ મળે એટલેથી જ ચલાવવાનું. ચટ્ટીઓ-પહાડી દુકાનદારોની ખાનગી ધર્મશાળાઓ-અને જાણીતા કમલીવાળા બાવાની ધર્મશાળાઓ પણ અહીં દૂર દૂર પાંચ-છ માઇલને અંતરે આવેલી હોય છે. ગંગોત્રીમાં હવે તો મોટી ધર્મશાળા અને-ઉનાળાના દિવસોમાં-સારું જેવું બજાર જાત્રીઓને દેખાય છે. પણ કહે છે કે કેટલાંક વર્ષો પહેલાં આમાંનું કાંઇ નહોતું અને દર્શન કરીને જ જાત્રીઓને અહીંથી પાછા ફરવું પડતું.

ઊંચાઇમાં, કેદાર સૌથી ઊંચું છે-સમુદ્રની સપાટીથી ૧૧,૫૮૦ ફીટની ઊંચાઇએ. પછી બદ્રીનાથ-૧૦,૪૮૦ ફીટ. પછી ગંગોત્રી ૧૦,૦૦૦ ફીટ અને જમુનોત્રી ૯૯૦૦ ફીટ. બદ્રીનાથની આગળ વસુધારા સુધી જાઓ તો અગિયારેક હજાર ફીટ સુધી પહોંચો. ગંગોત્રી-થી આગળ અઢારેક માઇલ ગંગાજીનું મૂળ શોધતાં ગોમુખ સુધી પહોંચી જાઓ તો ૧૩,૫૦૦ ફીટ સુધી જઇ શકો. પણ ત્યાં તો કોઇક જ જાય છે.

દર ઉનાળે હજારો જાત્રાળુઓ આ ધામોની જાત્રા કરવા હર-દ્વારથી કે મસુરીથી નીકળી પડે છે. કોઈ કોઈ હરદ્વારથી દેવપ્રયાગ કે ટિહ્રી કે શ્રીનગર સુધી મોટરબસમાં જઇ પછી જાત્રા શરૂ કરે છે -દંડી( ડોળી )માં કે કંડી( ટોપલી )માં કે પગપાળાં. સૈકાઓથી જાત્રાળુઓ-આબાલવૃદ્ધ, સ્ત્રી અને પુરુષ સૌ-નદીને કિનારે કિનારે

આ ચારસો પાંચસો માઇલની જાત્રા કરી રહ્યાં છે. આલમોડા થઇ બસોએક માઇલ કાપી, ૧૫,૦૦૦ ફીટથી ય ઉપર ચઢી, અથવા ગંગોત્રી પાસે તેલંગ થઇને તિબ્બતમાં કપરો માર્ગ કાપી માનસસરોવર અને કૈલાસની જાત્રા કરનારાં જાત્રીઓની સંખ્યા બહુ થોડી હોય છે. એ જાત્રા આ બદ્રી–કેદાર વગેરેની જાત્રા કરતાં ઘણી વધારે અઘરી ગણાય છે.

## રમતિયાળ ગંગાનું સ્વપ્ન

મારું સ્વપ્ન તો રમી રહ્યું હતું ગંગાજીની આસપાસ: જેને કિનારે ભારતવર્ષની જાણે અડધી સંસ્કૃતિ સમાઇ છે એવાં, ધમધોકાર વેપારનો માર્ગ બનેલાં, ભારતભૂમિને રસાળ અને સમૃદ્ધ બનાવતાં, કરોડો મનુષ્યને જીવનનાં પાણી પાતાં વિશાળ અને ગંભીર ગંગાજી નહિ, પણ અંતરમાં રહેલી અનુપમ શક્તિનું ભાન કરાવતી જોબનઘેલી, રમતિયાળ કન્યકા ગંગા–કન્યા અને માતા, ગંગામૈયા. મારું અંતર તલસી રહ્યું હતું એના અંતરને ઓળખવાને, એની સાથે મસ્તી કરવાને.

વાંકોચૂકો થતો ઊંચોનીચો માર્ગ ગંગા–ભાગીરથી સાથે ગેલ કરતો ઠેઠ ગંગોત્રી સુધી ચાલ્યો જતો. કદીક નદીની ઘોર ગર્જનાથી વાતાવરણ ગર્જી ઉઠતું. સ્વપ્નમાં પણ એના પડઘા સંભળાતા. કદીક એનું હૃદય અત્યંત સમીપમાં ધડકતું–કદીક દૂર દૂરથી એનો સ્વર બહુ જ આછા, ધીમા શબ્દોમાં હૃદયને બોલાવતો. કોઇ વેળા એ બહુ દૂર ચાલી જતી, અદૃશ્ય થઇ જતી, છતાં ય અંતર્ચક્ષુ આગળ જાણે પ્રત્યક્ષ ખડી હોય એમ લાગતું અને આત્મા આત્માને પુકારી ઉઠતો:

तुमि आछो, आमि आछि।

પર્વતો અને નદીઓ અને વૃક્ષો પોતાનું અંતર એકદમ ખોલતાં નથી. એની તળેટીઓમાં કે કિનારે કે છાયામાં રમતા સૌ કોઇ સાથે ગમે ત્યારે ખુલ્લે દિલે વાતો કરતાં એ અચકાય છે. સાધનાને અંતે

કોઈ ધન્ય પળે અંતર ખોલી એ આત્મા સાથે વાત કરે ત્યારે હૃદય આનંદથી નાચી ઊઠે છે. ગંગાજીને તો સૈકાઓથી મનુષ્યહૃદય સાથે સંતાકૂકડી રમવાની ટેવ પડી છે.

ગંગોત્રી જતાં જતાં ગોમુખ વિષે કાંઈ ને કાંઈ સાંભળવાનું મળતું જ રહ્યું. રસ્તો અઘરો છે; વિકટ છે; અશક્ય છે; ત્યાં તો જવલ્લે જ કોઈ જાય છે; કોઈક સાધુ જ ત્યાં તો જાય; સ્ત્રીઓ તો જતી જ નથી; ત્યાં તો જીવને જોખમે જ જવાય અને જેણે સંકલ્પ કર્યો હોય તે જ જવાની હિંમત કરે—વગેરે અનેક વાતો સંભળાતી. માર્ગમાં કોઈ એવો જાત્રાળુ અમને મળ્યો નહિ જે ત્યાં જઈ આવ્યો હોય. ત્યાં જનાર પણ કોઈ દેખાતું નહોતું. છતાં ય એને વિષે બનતી માહિતી મેળવી ત્યાં જઈ શકાય એવું લાગે તો જવું એમ ઇચ્છા થતી. મુશ્કેલીઓની વાત વધતી ગઈ તેમ તેમ ઇચ્છા પણ વધારે પ્રબળ થતી ગઈ. જિજ્ઞાસા પણ પુષ્કળ હતી. જ્ઞાન અને પ્રગતિનાં મૂળ સમી જિજ્ઞાસા આ ઘડીએ પોતાનો ભાગ ભજવતી રહી.

ટિહ્રીથી સો માઈલનો પંથ છ દિવસમાં કાપી જ્યારે ચૌદસને દિવસે અમે ગંગોત્રી આવ્યાં, ત્યારે દેવદારના વનને એક ખૂણે ભાગીરથીને કિનારે આવેલું એ પવિત્ર ધામ જાત્રાળુઓથી ઉભરાતુ હતું. બીજે દિવસે સોમવતી અમાવાસ્યા હતી અને એ પવિત્ર દિવસે ગંગાજીમાં સ્નાન કરવા દરેક યાત્રી ઉત્સુક હોય એમ લાગ્યું. સંખ્યાબંધ યાત્રીઓ—ગરીબ અને મધ્યમ વર્ગનાં, ગૃહસ્થ અને સાધુ—ત્યાં પડાવ નાખી પડ્યાં હતાં. દક્ષિણના એક રાજાની મોટી ટુકડી પણ ત્યાં હતી. રહેવાને જગા પણ નહિ મળે એમ લાગ્યું. આખરે એક નાના લાકડાના 'ઝૂંપડા'માં —log-cabinમાં— સંકડાશથી સુઈ શકાય એટલી જગ્યા થઈ અને ત્યાં સામાન ખડકી અમે જાત્રાળુઓ સાથે વાતો કરવા અને ગોમુખ જનાર કોઈ હોય તો એની શોધમાં નીકળી પડ્યાં.

રાત એ log-cabinમાં ગાળી. સવારે ભાગીરથીનાં હિમશીતલ જલમાં સ્નાન કરવા પડ્યાં ત્યારે રેતીના પટમાં કે મોટા ખડકોની ઓથમાં

મંગાળા માંડી જાત્રાળુઓ રસોઇની તૈયારી કરતાં હતાં. નદીનો પટ સાંકડો હતો, પણ પાણી બહુ વેગથી વહી રહ્યાં હતાં. વહેણ સખત હતું. થોડા જ વખત પર પીગળવા માંડેલું બરફ, રેતી અને માટી સાથે મળી જઇ ડહોળું બનેલું, નદીનાં પાણીને ડહોળું બનાવતું. ઠંડા જળમાં સ્નાન કરવાની ખૂબ મજાહ આવી.

## ગૌમુખ માટે સાથની શોધમાં

અમારી સાથે એક સિંધી જાત્રાળુઓની ટુકડી ભેગી થઇ ગઇ હતી. એમાંના બે સાધુ–એ કુટુંબના જ માણસો–ગોમુખ જવાનો વિચાર કરે છે એમ સાંભળી હું એમને એ વિષે પૂછવા ગયો. 'જવાના તો છીએ, પણ કાલે જઇશું. આજે અહીં જ રહીશું, આજે વ્રત છે.' મારે એક દિવસ પણ વધુ રોકાવું નહોતું, એટલે એમને એ જ દિવસે નીકળવાને આગ્રહ કર્યો, પણ વ્યર્થ. પંડાઓ પણ ગોમુખ જવાનું સાહસ નહિ ખેડવાની સલાહ આપનારા નીકળ્યા. આખરે 'માર્ગ વિકટ છે પણ જવાનુ અશક્ય નથી, ગઇ કાલે જ અહીંથી ગોમુખ જવા થોડાક સાધુઓ ઊપડી ગયા, કોઇને ખાસ અકસ્માત નડ્યો સાંભળ્યો નથી' વગેર ખાતરી થઇ એટલે કોઇ સાથી મળે તો જવું નહિ તો વાત પડતી મૂકવી એવો નિશ્ચય કરી હું બેઠો. ભાઇ ખબર લાવ્યો કે થોડાક સાધુઓ કદાચ જાય. એમને કહેવડાવ્યું કે 'જાઓ તો કહીને જજો.' જવાતું હજુ અનિશ્ચિત હતું. રેતીના પટમાં બેસી દૂર ચમકી રહેલાં હિમાચ્છાદિત શિખરોનું દૃશ્ય રંગમાં ઉતારવા પ્રયત્ન કરતાં મેં સવાર વીતાવી દીધી. બપોરે જમીને અમારા કેબિન બણી અમે જઇએ છીએ ત્યાં તો "ગંગામૈયા-કી જય" કરતું પાંચ છ સાધુઓનું જૂથ ત્યાંથી પસાર થતું દેખાયું. મેં તેમને ઊભા રાખી પૂછ્યું: 'કહાં ચલે?' જવાબ મળ્યોઃ 'ગોમુખ જા રહે હૈં.' મારો જીવ ઠેકાણે ન રહ્યો. આખરે કોઇ નીકળ્યું ખરું. બધું પડતું મૂકી જૂના સાથીઓને ત્યાં છોડી આ ટોળી સાથે જવા જીવ લલચાયો. 'કોઇ પહાડી સાથ હૈ?' 'નહીં, સિર્ફ હમ. યહ લખનૌ-કે ગૃહસ્થ હૈં. વહ ભી

સાથ ચલ રહે હૈં.' મને થયું માર્ગનો કોઇ ભોમિયો હોય તો સારું. માર્ગે ભોય રહે અને કાંબળા વગેરે પણ ઊંચકે. 'માર્ગ જાનતે હૈં?' "નહીં, વૈસે હી નિકલ જાયંગે.' બપોર થવા આવ્યું હતું, તો ય હજી એટલું મોડું નહોતું થયું કે નીકળી શકાય જ નહિ. આ લોકોને અડધોએક કલાક રોકાઇ જવાની વિનંતિ કરી. છેલ્લી ઘડીએ કોઇ પહાડી ભોમિયાની તપાસ કરવા માંડી. ભોમિયો સાથે હોય તો સારું એમ એમને પણ લાગવા માંડયું હતું. અમારી સાથે છેક ગંગોત્રી સુધી રહેલા બે 'બોજી'ઓ હિંમતવાળા અને સાહસિક હતા, પણ આ પ્રદેશ એમનો અજાણ્યો હતો અને અહીં જવાની એમની હિંમત નહોતી ચાલતી. ત્યાંના જ કોઇ માણસને શોધવો રહ્યો.

ત્રણેક દિવસનું ભાતું પણ સાથે લઈ લેવાનું હતું. અમારી પાસે તો ફક્ત થોડી પુરી જ નીકળે એવું હતું. તૈયાર થોડુંઘણું કાંઇ મળે તે લેવું? સાધુઓ કહે, 'બાબુજી, બેફિકર રહેના. હમારે પાસ બહુત કુછ હૈ. બાટી બી હૈ.' ચાલો, બાટી પણ ખાવાની મળશે. સારે નસીબે પહાડી મળી આવ્યો. બ્રાહ્મણ હતો. ઊંચી પાતળી દેહ અને તેજસ્વી મુખ. પહેલાં એક વખત, બે એક વર્ષ પર, એ રસ્તે એ ગયો હતો—કોઇ અફસરની સાથે. 'રસ્તો અત્યારે એ હોય કે બદલાઇ ગયો હોય.' 'જે હોય તે; તમારો અનુભવ તો કામ આવશે.' એ વખતે એની સાથે બીજો પહાડી પણ ગયો હતો. 'અમે બે હતા. એ મરી ગયો.' મને સહેજ આઘાત થયો. 'શી રીતે?' 'પાછા ફર્યાં પછી, બિમારીમાં મરી ગયો.' કદાચ મને વધારે આઘાત ન લાગવા દેવા ખાતર એણે આવો જવાબ આપ્યો હોય. હશે. જવું તો છે જ. પૈસા પણ સહેજ વધારેપડતા માગતો હોય એમ લાગ્યું. સાત રૂપિયા અને આટો. બહુ રકઝક ન કરતાં, ૭ રૂપિયા ને આટો આપવાનું ઠરાવી, સામેની દુકાનેથી આટો અપાવી અમે નીકળવાની તૈયારી કરી.

### ગંગોત્રી છોડયું

મોડું થયું હતું. ઉતાવળમાં ગરમ કપડાં—ઓવરકોટ સુદ્ધાં ચડાવી,

ત્રણ કાંબળા અને છત્રી લઈ, ખીસામાં ચાની ભૂકી, ખાંડનું પડીકું અને આયોડિનની બાટલી મૂકી, એક કાગળ પર મારું નામ અને સરનામું ઉતાવળથી લખી કોઈ જુએ નહિ એમ એને ખીસામાં સરકાવી, અમે ત્યાંથી નીકળ્યા. રોજના સોળસત્તર માઇલ પગપાળા કાપી ઠેઠ ગંગોત્રી સુધી મારી સાથે રહેલાં મારાં બે ખુશદિલ સાથીઓને અને ભોજાઈઓને ત્યાં જ છોડી ભારે હૈયે અને છતાં એક પ્રકારની ઊંડી ઉત્સુકતાથી મેં ગંગોત્રી છોડયું. એ સાથીઓની સહૃદયતા અને હિંમત વિના મારાથી ગોમુખનો પ્રવાસ થાત જ નહિ. પાછળથી ખબર પડી કે હસતે મોઢે 'જાઓ' કહેનાર સાથીએ હૃદયમાં કેટલી ચિંતા અને કેટલો ઉદ્વેગ છુપાવી રાખ્યો હતો. 'તમે જવા કેમ દીધા? ના કહી હોત તો નહિ જાત.' એવો ઠપકો પણ નાના દિયરને મોઢેથી સાંભળી લીધો હતો.

ગંગોત્રીથી ગોમુખનો અઢારેક માઇલનો વિકટ માર્ગ ફક્ત ગંગાજીને આસરે જ ખોળવો પડે છે. આખે રસ્તે પૂરી પગદંડી પણ નથી. વસ્તી તો ક્યાંથી હોય? વનસ્પતિ પણ ધીરે ધીરે ઓછી થતી જાય છે અને પ્રદેશ વધારે ને વધારે ભૂખરો બનતો જાય છે. માર્ગમાં પહેલાં પહેલાં કોઇ કોઇ સ્થળે ભૂર્જવૃક્ષની નાની ઘટાઓ આવે છે એટલું જ. આગળ એ 'ભુજવાસા' પણ નથી મળતા. બળતણ મેળવવું પણ મુશ્કેલ થઈ પડે એવો પ્રદેશ આવે છે. જાણે પથ્થર અને બરફનું રણ જ જોઇ લ્યો. અડધે રસ્તે કોઇ સખી ગૃહસ્થે બંધાવેલી ધર્મશાળા આવે છે એવું સાંભળેલું. આ ધર્મશાળા એટલે રહેવાનું છાપરું અને બાળવાને બળતણ. 'આટા ચાવલ' કાંઇ મળે નહિ. પહેલે દિવસે રાત સાંજ ગાળી બીજે દિવસે ગોમુખ જઈ પાછા ધર્મશાળા પર આવી જવું એવો નિશ્ચય કરી અમે નીકળ્યા હતા. પછીથી ખબર પડી કે ધર્મશાળાનો ચોકીદાર થોડે થોડે દિવસે ગંગોત્રી કામસર આવે છે અને ગોમુખ જવા ઇચ્છનાર કોઈ યાત્રી હોય તો એને સાથે લઇ જાય છે. અમારી સાથે તો પહાડી હતો.

કિનારે કિનારે પથરા, રેતી અને ખડકો પર થઈને થોડાક માઇલ સુધી પગદંડી મળતી રહી. પછી તો માર્ગ વિકટ બનતો ગયો. પગદંડી પણ ભૂંસાઈ ગએલી. સરકણી રેતીની, અને આગળ જતાં સરકણા પથ્થરની, ત્રાંસી સપાટી પર થઇને માર્ગ કાઢવાનો વખત આવ્યો. નીચે મોટા ખડકો અને ગંગાજીનાં ઘૂઘવતાં પાણી. પગ મૂકો કે પગતળિયેથી રેતી સરકવા માંડે. મોટા લાગતા પથ્થરો પણ ગબડવા માંડે. પગ મૂકવાનો આરો જ ન મળે. થોડાક કલાક પર જ પાંચ–૭ આંગળ પહોળી પગદંડી થઇ હોય તે પણ વરસાદ કે બરફ કે પવનથી ભૂંસાઇ ગઇ હોય. એટલે બહુ જ જાળવીને–પહાડીના શબ્દોમાં કહું તો 'દેહને ફૂલ જેવો નાજુક બનાવીને'–જાણે અદ્ધર અદ્ધર પણ હિંમતથી આગળ વધ્યે જવાનું હતું. પહેલે જ તબક્કે જાણે અમારી કસોટી થઈ. જીવ સહેજ ગભરાય તો ય 'હવે તો ડગલું ભર્યું' છે તો પાછા કેમ ફરાય?' કહી આગળ વધવું જ રહ્યું. હવે તો ગમે તેવા ખડકો પર કૂદી જવાનું આવતું કે ગમે તેવો કપરો ચઢાવ આવતો કે ગમે તેવાં ઝાડઝાંખરાંમાં થઈને જવું પડતું તો ય આ સરકણી રેતી આગળ એ સહેલું લાગતું. ફક્ત પગતળેથી ધરતી સરી જતી લાગતી ત્યારે જ જીવ અદ્ધર થતો. પહાડી રેતીમાં પગલાં પાડતો પાડતો આગળ ચાલ્યો જતો અને એ પગલે પગલે અમે આગળ વધતા. એની ઓથ પણ અમને ઘણી હતી અમારી સાથેના પેલા લખનૌના ગૃહસ્થની હિંમત પહેલેથી જ ઢીલી પડી ગઇ. એનું શરીર પણ સહેજ ભારે હતું અને એણે ખભે પોટલી અને લોટો લટકાવ્યાં હતાં એ પણ એને ખૂબ હેરાન કરતાં. છતાં એને અમે સાથે રાખી હિંમત આપ્યા કરી બીજો એક સાધુ ખુલ્લે પગે ઉઝરડા ખમતો ખમતો 'લોહી નીગળતે પગે' છેવટ સુધી અમારી સાથે રહ્યો. એક બુઢ્ઢો સાધુ બિચારો પહેલેથી જ બહુ પાછળ પડતો ગયો, અને ઘણી વાર એને માટે થોભવા છતાં ય એને અમે સાથે રાખી શક્યા નહિ. સૌની સંમતિથી એને એકલો પડતો મૂક્યો. રસ્તામાં રામકૃષ્ણ આશ્રમવાળા

કેટલાક સાધુઓનું એક જૂથ, ગોમુખને માર્ગેથી પાછું વળતું, અમને મળ્યું. એ લોકો આગલે દિવસે ગોમુખ જઈ આવ્યા હતા. અમને જ્યારે લાગવા માંડ્યું હતું કે અમે પોણો ઉપર માર્ગ કાપી નાખ્યો હશે ત્યારે એમને પણ એમ જ લાગવા માંડયું હતું; એટલે કલાકો સુધી માર્ગ કાપ્યા જ કરીએ અને લાગે કે બહુ અંતર કપાયું હશે પણ ખરેખર બહુ થોડું જ અંતર કપાયું હોય એવું અહીં બન્યું હતું. એમની સાથે ગોમુખની અને માર્ગની વાતો કરી, હિંમત મેળવી 'ઘેર' અમારા સાથીઓને અમારા કુશળ સમાચાર આપવાનું એમને કહી 'ગંગામૈયાકી જય' પુકારી અમે આગળ વધ્યા.

## સાહસોની શરૂઆત

ડાબે હાથે ભાગીરથીનાં પાણી ખળખળ કરતાં વહી રહ્યાં હતાં. વચ્ચે માર્ગમાં નાનાં ઝરણાંઓ આવતાં–ઠંડાં બરફનાં પાણી, સ્વચ્છ, નીતર્યાં. એવો એક વહેળો ઓળંગવાનું બહુ મુશ્કેલ થઈ પડયું. બાજુની ભેખડથી નીચે ઉતરતાં પગને ટકવા દે એવા પથ્થરો શોધતાં આમતેમ રખડ્યા. એ સરકણી ભેખડ પર થઈને નીચે ઊતરવાનું પહાડીને પણ બહુ મુશ્કેલ લાગ્યું. ગમે તેમ કરી એ ઊતર્યો ખરો. કાંગળા અને છત્રી બાજુએ મૂકી એ પાછો અમને હાથ આપવા આવ્યો. હું તો ઊતરી ગયો, પણ પેલા લખનૌવાળાની હિંમત તૂટી ગઈ. પગ નીચેનો પથ્થર સરક્યો અને એનું ભારે શરીર નીચે સરકવા લાગ્યું. પણ તરત પહાડીએ એક હાથને ટેકે એને રોકી લઈ જાળવીને એને નીચે ઉતાર્યો. બીજે દિવસે તો પહાડીને મેં એની સાથે સાથે જ રહેવા કહ્યું. પાછળથી, ગોમુખ પહોંચ્યા પછી, એણે અમને કહ્યું કે મારી અને પહાડીની ઓથ ન હોત તો એ કદાચ ગોમુખ જઈ જ ન શકત. બીજે દિવસે ઉપવાસ અને તાવ છતાં ય એણે અમારી સાથે સાથે ગોમુખ આવવાની હિંમત કરી હતી. 'છએક મહિના પર સ્વપ્નમાં મને આ જાત્રાનું કહેણ મળ્યું હતું. આવા જ કોઈ વિકટ માર્ગનો ચિતાર પણ મને સ્વપ્નમાં મળ્યો હતો.

એથી જ થોડા દિવસ પર એકદમ કોઈને કહ્યા વગર હું ઘેરથી નીકળી પડ્યો હતો. આજે અહીં આવવા ભાગ્યશાળી થયો; અમારી નાની ટોળીમાંના બાકી રહેલા બીજા બે સાધુઓ આ વહેલો આગળથી જ અમારાથી છૂટા પડી ગયા. નીચે થઈને વહેલો ઓળંગવાનું સહેલું પડશે એવું કાંઈક ધારીને અમને કહ્યાકારવ્યા વગર એ નીચે ઊતરી ગયા, અને વહેલો ઓળંગી કોઈક ઊંચે આડે માર્ગે ચઢી ગયા. અમે બહુ વાટ જોઈ. પહાડીએ આંગળાથી સિટી મારી એમને બોલાવ્યા, પણ એમનો પત્તો નહોતો. છેક બીજે દિવસે બપોરે એ અમને ધર્મશાળામાં મળ્યા. રાત જંગલમાં જ બળતણ જલાવી ગાળવી પડી હતી.

અમે આગળ ચાલ્યા. સાતના છ અને છના ચાર રહી ગયા હતા. 'હવે ચારના ત્રણ અને ત્રણના બે નહિ થઈએ તો સારું.' હવે તો ગમે એટલું મોડું થાય તો ય આ બે જણને–લખનૌવાળાને અને પેલા લંગડાતા સાધુને– સાથે જ રાખવા એવું અમે નક્કી કર્યું. હવે હું માર્ગ કળી ગયો છું, હવે મારી ફિકર કરવા જેવું રહ્યું નથી એમ પહાડીને લાગવા માંડ્યું હતું. તો ય અનેક પ્રસંગે એનું દાક્ષિણ્ય પ્રગટ થયા વિના રહેતું નહિ.

ઘેરથી નીકળ્યાને જાણે કલાકો થઈ ગયા હતા. જાણે કેટલા ય માઈલ ચાલ્યા આવ્યા હોઈએ એવું લાગતું હતું. અંધારું થવા આવ્યું હતું; તો ય ધર્મશાળાનો પત્તો નહોતો. 'નવ માઈલ તો જરૂર આવ્યા હોઈશું.' 'વધારે થયા હશે.' પહાડીએ કહ્યું. મને ચિંતા થતી હતી, કદાચ ધર્મશાળા પાછળ તો નહિ રહી ગઈ હોય? આડે માર્ગે તો નહિ નીકળી આવ્યા હોઈએ?' 'એ તો અસંભવિત છે.' પહાડીને માર્ગ વિષે એટલી તો ખાતરી હતી. અમે આગળ વધ્યા. એવામાં દૂર ઝાડીમાં છુપાયલી ધર્મશાળા નજરે પડી. જીવમાં જીવ આવ્યો. પણ પેલા બે પાછળ રહી ગયા હતા તેમનો પત્તો નહોતો. પાછા પાછળ પડી ગયા લાગે છે. પાંચ મિનિટ થઈ. દસ થઈ. પહાડીએ સિટી મારી પણ જવાબ ન મળ્યો. 'ક્યાં ય ગબડી તો નહિ ગયા હોય?' પણ

પહાડીના જીવને વધારે નિરાંત હતી. 'વયસે તો ઇન્સાન હૈ, વયસે થોડી જાન દે દેંગે! કહીં ગલતીસે નીચુ ઉતર ગયે હોંગે.' એનું કહેવું ખરું પડ્યું. સહેજ અથડાઇ કૂટાઇને આખરે એ આવ્યા ખરા.

અમે રાત ધર્મશાળામાં જ ગાળી. પહાડીએ ધર્મશાળામાં એક હૂંફાળે ખૂણે લાકડાના પાટિયા પર મારા કાંબળા અને ઓવરકોટ પાથરી મારી પથારી કરી આપી. ગંગાજીમાંથી મારે માટે જળ ભરી લાવ્યો અને મારા કહ્યા વિના જ મારે માટે હાથ મોં ધોવા ગરમ પાણી કરી આપ્યું. બીજા થોડાક સાધુઓ પણ ત્યાં ભેગા થયા હતા. એક યુવાન સાધુએ મારી પાસેથી ચાની ભૂકી લઈ અને પોતાની પાસે થોડી ભૂકી હશે તે ઉમેરી બધા માટે ચા બનાવી અને જે કાંઈ પાસે હોય તેનો અમે નાસ્તો કર્યો.

મળસ્કે વહેલા ઊઠી અમે ગોમુખ ભણી પ્રયાણ કર્યું. ગોમુખ જઈ આવેલી એક ટુકડીએ ગંગોત્રીનો માર્ગ લીધો. અમે એમની સાથે પણ ઘેર કુશળસમાચાર પાઠવ્યા. માર્ગ પહેલાં દિવસ જેટલો વિકટ લાગ્યો નહિ. સારે નસીબે આકાશ પણ સ્વચ્છ હતું. આગલે દિવસે પણ વરસાદ અને બરફ અમને નહિ જેવાં જ નડ્યાં હતાં, પડું પડું થઈ રહી ગયાં હતાં. પથ્થરો જ્યાં સરકણા આવતા ત્યાં પહાડી અમને ઉતાવળે ઉતાવળે માર્ગ કાપવાનું કહેતો. રખેને પવન કે વરસાદ શરૂ થાય અને ઉપરથી પથરા ગબડવા માંડે. ઠંડી પણ અતિશય નહોતી. ઓવરકોટ નહિ લીધો હોત તો પણ ચાલત; જો કે હવાનો ભરોસો રાખવા જેવું નહોતું. મેં ગરમ કપડાં પહેર્યાં હતાં. પગમાં જોડા અને મોજાં હતાં. પહાડીએ પણ જોડા પહેર્યા હતા. અમારા સાથીઓ હાથમાં જોડા લઈ—માર્ગ વધારે સહેલાઇથી કપાય એટલે કે દેહને કસવા ખાતર—ચાલતા. કેટલાક પાસે જોડા હતા જ નહિ. પેલો બિચારો ભલોભોળો સાધુ—ને છેલ્લે સુધી અમારી સાથે રહ્યો—કેટલી ય વાર ગબડ્યો તો ય હસતો હસતો આગળ વધતો ગયો. એના કેન્વાસ-

ના જોડા કોઇ ક્યાંથી ઉપાડી ગયું હતું એટલે એ પણ 'નંગે પેર' જ ચાલતો હતો.

સ્વચ્છ આકાશમાંથી તાઝગી નીતરી રહી હતી. પ્રભાતનાં કિરણોમાં નાહી રહેલાં ગિરિશૃંગો અત્યંત સુંદર લાગતાં. ધીરે ધીરે તડકો વધતો ગયો અને દૂરદૂરથી જે ગિરિશૃંગો શીતળ લાગતાં તે પાસે આવતાં મોટા મોટા બરફના ઢગલા બની સૂર્યતેજમાં ચળકવા લાગ્યાં. ગંગાજીનો વહેળો નાનો થતો થતો ડાબી બાજુએ વહી રહ્યો હતો. પ્રદેશ વધુ ને વધુ ભૂખરાળ બનતો ગયો. હવે તો ઝાડઝાંખરાં પણ જવલ્લે જ દેખાતાં. કોઇ કોઇ સ્થળે સૂકી જમીનમાંથી હિમાલયની તુળસી ડોકિયાં કરતી ધરતીના પેટાળમાં રહેલાં સત્ત્વ અને સુવાસનું ભાન કરાવતી. પહાડી મારે માટે પાંદડાં તોડી ખીસામાં મૂકતો ગયો. ભૂર્જની સરસ મુલાયમ છાલ—જેના પર અસલના વખતમાં ગ્રંથો લખાતા તે ભૂર્જપત્ર—પણ એણે મારે માટે ભેગી કરી રાખી હતી. પ્રવાસનો અંત પાસે આવતો ગયો અને પ્રદેશ વધુ ને વધુ શૂન્ય—વેરાન રણ સમો—બનતો ગયો.

## કોઇ એકલરામ સાધુ ?

અમારી સાથેના સાધુઓની નજર સામા કિનારા પરની એક પથ્થરની નાની ગુફા પર પડી. 'દેખો, બાબુજી, અંદર સાધુ દિખતા હૈ ?' મારી પાસે કેમેરા હતો—રસ્તામાં હું છબી પાડયે જતો હતો—તેને બાઇનોક્યુલર સમજી એમણે મને આ સવાલ પૂછયો હતો. મેં એમને એ સમજાવ્યું. નરી આંખે જોતાં અમને ત્યાં કોઈ દેખાયું નહિ. ત્યાં કોઈ સાધુ પડ્યો રહે છે એમ આ સાધુઓએ સાંભળ્યું હતું. અહીં આટલે દૂર આ વેરાન પ્રદેશમાં કોણ પડયું રહેતું હશે ? અહીં—જ્યાં મહામુસ્કેલીએ ઉનાળામાં કવચિત જ કોઈ જાત્રાળુ આવે અને એમાં ય મોટો ભાગ સાધુઓનો—એને અન્ન કોણ પહોંચાડતું હશે ? આ પ્રદેશમાં તો ફળફૂલ કે ભાજી પણ મળવી મુસ્કેલ. ઇંધણ પણ મહામુસ્કેલીએ મળતું હશે. કોઈ સિદ્ધ હશે ? હિમાલયમાં છેક ઊંચે

ઊંચે કોઈ તપસ્વીઓનો યુરોપીયન મુસાફરોને ભેટો થાય છે એમ સંભળાય છે એવો તો કોઈ આ નહિ હોય?

આ સાધુ વિષે વધુ કાંઈ અમે જાણી નહિ શકયા. ગમે તેમ હોય; પણ ગામના માણસો કે જાત્રાળુઓ આવી એને ખાનપાન આપશે અને એનો સત્કાર કરશે એમ ધારી, શિષ્યોને સાથે લઇ, ગામ પાસે કે જાણીતા જાત્રાના ધામ પાસે પડાવ નાખનારા સાધુઓ જેવો તો આ નહિ જ હોય. અહીં તો એને ખાનપાન આપનાર કોઇ ગૃહસ્થ ભાગ્યે જ આવવાનો. સાંભળવા પ્રમાણે સ્ત્રીઓ તો કોઇ આવતી જ નહોતી. અમે પણ સાથે આણેલી બાટી કે એવું કાંઇ મીઠા કે મરચાંની ભૂકી સાથે ખાઈ, પાણી પી દિવસ કહાડવાના. અહીં આ સાધુનું બેલી કોણ?

ગંગાજીનું પિયર પાસે આવતું ગયું. આગળ ભૂખરા પથ્થરોની હારમાળા અને શ્વેત હિમપુંજ સિવાય બીજું કાંઇ દૃષ્ટિગોચર નહોતું થતું.

પહાડીએ એક અંગ્રેજની વાત કરી. અહીંથી બરફ પર થઇને એ બદ્રીનાથ જવા નીકળી ગયો હતો. ગરમ કપડાં અને બરફ પર ચાલવાના જોડા, હોકાયંત્ર, બાઇનોકયુલર અને નકશો–આટલાં સાધન–સામગ્રી સાથે. બે–ત્રણ દિવસનું ભાતું બાંધી, એ એકલો આ માર્ગે ચાલ્યો ગયો હતો. અશકય નહોતું લાગતું. એ સાહસિક પ્રવાસી ગયો હશે ગિરિશૃંગો ઓળંગી–બરફ પર થઇને. બદ્રીનાથથી પશ્ચિમ તરફ જતી પગદંડી એને સૂર્યકુંડ આગળ મળી હશે.

બદ્રીનાથથી કેદાર પણ એમ કોઈ હિમશૃંગો પર થઇને જાય તો? ચકરાવો લઇ ઘાટમાં સો માઇલ જતો માર્ગ છોડી આમ "અઢી કોશ"–નો સીધો માર્ગ લે તો? અશકય હશે?

### ગોમુખ એટલે–

ગોમુખ એટલે આ બરફના પહાડોને તળિયે આ વેરાનભૂમિમાં આવેલું એક નાનું સ્થળ. ત્યાં નથી કોઈ મંદિર કે નથી કાંઈ વસવાટ. મળે છે ત્યાં ફક્ત રસ્તે ઠેકઠેકાણે જાત્રાળુઓએ ઊભા કરેલા નાના બે-

ત્રણ પથ્થરોની નિશાની–કોઈ અજ્ઞાત અનન્ત આત્માને અંજલિ આપવા મનુષ્યહૃદયે ઊભાં કરેલાં ઘાટ વિનાનાં મંદિરનાં શિખરો, કે 'અહીં થઈને કોઈ મનુષ્ય ગયો છે' એમ સૂચવતા, પાછળ આવતા યાત્રીઓને માર્ગદર્શક થઈ પડે એવા પાળિયા કે ખાંભીઓ, જે કહો તે. ડાબી બાજુએ બરફના ખડકોમાં થઈને ગંગાજીનું વહેણ નીકળે છે. પાસે આવી હાથ નહિ લગાડો ત્યાં સુધી પથ્થરના ખડકો જેવા જ લાગતા આ રેતમિશ્રિત ભૂરા બરફના ખડકો ત્રણે પાસથી નદીને ઘેરી લે છે. અહીંથી જ વહેણ નીકળે છે કે આગળ કશેથી બરફની નીચે થઈને આવે છે એ કહેવું પણ મુશ્કેલ હતું. બરફનાં પડની નીચલી ધાર પીગળી ટપક ટપક ટપકી રહી હતી અને પાણીમાં ઉમેરો કરતી હતી. તરતનું પીગળેલું બરફ અને સાથે પાણીમાં પડતી રેતી અને માટી–આ સૌ પાણીને ડહોળાં બનાવતાં. ગંગાજીમાં 'કાચું પાણી' વહી રહ્યું હતું.

આ સ્થળે નદી વીસેક હાથ પહોળી લાગી. વહેણ ઊંડું હશે કે નહિ એ કહી શકાય એમ નહોતું. પાણીનું જોર ઘણું હતું; જો કે કાશ્મીરમાં જેલમ નદીનું મૂળ ઊંચા ઊડતા સુંદર ફુવારાનું રૂપ લે છે એવું અહીં કાંઈ દેખાયું નહિ.

લોકવાયકા પ્રમાણે ગંગાજીનું મૂળ ગુપ્ત છે. કોઈ કોઈ એવી વાતો કરે છે કે ગોમુખ આગળ ભાવિક હૃદયને શંકરનું દર્શન થાય છે. બરફના ખડકમાંથી વહેતી ગંગાજીની ધારાઓને તો શંકરની જટાના રૂપમાં કલ્પી નહિ લીધી હોય?

આ સ્થળથી આગળ ગંગાજીનું મૂળ શોધવાને પ્રયત્નો થયા છે. ધર્મશાળામાં પાછા વળતાં અમને એક યુવાન સાધુ મળ્યો. કોઈ વૈજ્ઞાનિકને શોભે એવી જિજ્ઞાસાથી એણે ગંગાજીના મૂળની શોધ કરવા પ્રયત્ન કર્યો હતો. ગોમુખથી બાર માઈલ ઉપર સુધી બરફમાં એ રખડ્યો હતો; પણ કાંઈ પત્તો નહોતો લાગ્યો. બીજા એક યુવાન સાધુ વિષે પાછળથી ગંગોત્રીમાં સાંભળ્યું. દર ઉનાળે ચાર મહિના બરફ

પર જઈ ગોમુખથી વીસ માઇલ ઉપર તંબુ તાણી રહેવાની એને ટેવ હતી. એને પણ એ 'ગુસમૂળ'નો પત્તો નહોતો લાગ્યો.

ગોમુખથી સહેજ ઉપર જવાનું અમને મન થયું. પહાડી પહેલાં કદી અહીંથી આગળ ગયો નહોતો. પણ અમારી સાથે એક સાહસિક અને ખુશદિલ યુવાન બંગાળી સાધુ આજે ભેગો થઇ ગયો હતો: એનો પ્રવાસપ્રેમી અને સૌંદર્યતલરયો આત્મા એને લ્હાસા, તિબ્બત, માનસ એ સર્વ સ્થળોએ દૂરદૂર લઈ ગયો હતો. આજે અમે પ્રવાસના સાથી બન્યા હતા. મારી આગળ દિલ ખોલી એણે કાંઈ કાંઈ વાતો કરી: 'દુનિયાભરમાં રખડ્યો, પણ માનસનું સ્વચ્છ સૌંદર્ય—એની જોડ કશે જોઇ નહિ... ... તમે સાધુવેશમાં નથી છતાં ય તમારું દિલ તો તપસ્વીનું છે. ...હું તો કહું છું કે માણસે અનહદ કષ્ટ વેઠી શા માટે જાત્રા કરવા આવવું જોઇએ ? એને આમાં આનંદ આવતો હોય તો એ ભલે રખડતો. પણ આમાં આનંદ નહિ મળતો હોય તો ઘેર બેઠાં ગૃહસ્થધર્મ પાળી એને જીવન વીતાડતાં કોણ અટકાવે છે ? શું એમાં ધર્મ નથી ? ચાલો ઉપર જઇએ !' એનું આ સૂચન પહાડીએ અને મેં ઉપાડી લીધું. પથરાળી સપાટી નીચે થઇને બરફ પીગળી રહ્યું હતું. ગમે ત્યારે પગ નીચેથી પૃથ્વી સરી જાય, છતાં ય અમે ઉપર ગયા. આકાશ સ્વચ્છ, ખુલ્લું હતું. આ ધરતીને છાપરે સૂર્યપ્રકાશ તેજસ્વી સ્વરૂપમાં ચમકી રહ્યો હતો. શ્વેત ગિરિશૃંગોનું અલૌકિક સૌંદર્ય પીતાં પીતાં આત્મા ધરાયો જ નહિ.

## અજ્ઞાત વિધાતાની લીલા

નીચે ઊતરી અમે 'ગોમુખ'માં સ્નાન કર્યું. સાથીઓ પ્રાર્થના કરતા બેઠા. મારો નાસ્તિક જીવ કોઇ સ્વપ્નસૃષ્ટિમાં વિહરતો હોય એમ મૂક બેસી રહ્યો. ક્યાં–ક્યાંથી અમે ભેગા મળ્યા હતા ! કોઇ અજ્ઞાત વિધાતા અમને-દેશને ભિન્નભિન્ન ખૂણેથી, જીવનને ભિન્નભિન્ન માર્ગેથી-અહીં ઘસડી લાવ્યો હતો. દેશદેશાન્તરના પ્રવાસીઓ જુદે જુદે માર્ગે થઈ એક અનન્ત ઘડીમાં અહીં ભેગા મળ્યા. પાછા વિખરાઈ જવાના.

બપોરે ધર્મશાળા પર પહોંચ્યા ત્યારે આગલા દિવસના બે સાધુઓ મળ્યા. પેલો બિચારો બુઢ્ઢો સાધુ લંગડાતો, લંગડાતો, પગે લોહીવાળા પાટા બાંધીને, ધીમે ધીમે એકલો માર્ગ કાપ્યે જતો હતો. તે ધર્મશાળાથી સહેજ આગળ અમને મળ્યો. ત્યાં જ થોડાં ઝાંખરાંઓ પાસે પથ્થરની એક નાની ગુફા જેવું કાંઈ હતું તેમાં રાત ગાળવાની સૂચના એને ગમી. અમે પણ સાંજ ધર્મશાળામાં ગાળી બીજે દિવસે ત્યાંથી નીકળવાનો નિશ્ચય કર્યો.

સાંજ પડવા આવી હતી. સાધુઓનું એક જૂથ ગંગોત્રીથી આવ્યું. એક બંગાળી સાધ્વી વિષે એ લોકોએ વાત કરી. એને આવવું હતું, બહુ મન હતું, પણ અહીં આ વિકટ માર્ગે સ્ત્રીઓ આવતી જ નહોતી. આ લોકોએ એને સમજાવી ના કહી હતી. ' આખરે અમે તો ચાલ્યા આવ્યા.'

ધર્મશાળામાં એક ખૂણામાં બળતણ ચેતાવી પેલો યુવાન બંગાળી સાધુ એક બીજા સાધુ સાથે બેઠો હતો. હું એમાં જોડાયો. લ્હાસા, તિબ્બતની વાતો કરતા અમે બેઠા. ચા તૈયાર થઇ અને અમે પીધી. મારે માટે ભવિષ્યના પ્રવાસની રૂપરેખાઓ દોરાઈ રહી હતી. બહાર ઠંડી પુષ્કળ હતી. સખત પવન વાતો હતો. વાતોની, તાપણીની, ચાની હૂંફમાં અમને એનું ભાન ન રહ્યું. અંધારું થયાને પણ કલાકેક થવા આવ્યો હશે એનું પણ ભાન નહોતું રહ્યું.

ઓચિંતી ટાઢમાં ધ્રૂજતી એક સૂકી પાતળી દેહલતા દરવાજા તરફથી અંદર વળી. સફેદ સુતરાઉ સાડી અને ખભા પર નાની સરખી પોટલી-એ જ એનું સર્વસ્વ. તાપણાના અજવાળામાં એનું મુખ પ્રસન્ન દેખાયું. ઉમર પચીસ-ત્રીસેકની હશે. 'આજ એ સ્ત્રી. આખરે આવી ખરી. ધન્ય છે' 'આવો, અહીં તાપણા પાસે આવો!'' પેલા બંગાળી સાધુએ એને સાદા બંગાળી શબ્દોમાં આવકાર આપ્યો. એના મુખ પર પ્રસન્ન હાસ્ય રમી રહ્યું. 'પાણી

જોઇએ છે? આ લ્યો; ગંગાજીનું પાણી છે.' હું શાંત બેસી રહ્યો. હૃદયમાં કાંઈ અનેરો આનંદ વ્યાપી રહ્યો. 'તમે આખરે આવ્યાં ખરાં.'' સાધુએ કહ્યું. 'મારે તો આવવું જ હતું. મેં નિશ્ચય કર્યો હતો. આખરે મરવાનું તો એક જ વાર છે ને! અહીંથી ગોમુખ જઈ શકીશ ખરી?' 'જરૂર; કેમ નહિ!' મારાથી બોલી જવાયું. 'આટલે સુધી આવ્યાં છો તો ગોમુખ તો જરૂર જઈ શકશો જ.' 'તમે આ વેળાએ આ વિકટ માર્ગે શી રીતે આવ્યાં! અહીં દિવસે પણ પુરુષો માર્ગ ભૂલી જાય છે ત્યાં આ અંધારામાં!' 'માર્ગ ભૂલતી તો ખરી, પણ ગમે તેમ, ગંગાજીને આસરે આસરે ચાલી આવી.' 'એકલાં એકલાં! આ વિકટ માર્ગે!'

### "આમાર ભગબાન શાથી"

નાનું બાળક ભૂલ કરે અને સૌમ્ય હાસ્ય કરીને જ માતા એની ભૂલ સુધારે એમ હસીને એણે જવાબ આપ્યોઃ

'એકલી? ના; હું કયાં એકલી હતી? 'આમિ ઍકલા નાહિ, આમાર ભગબાન શાથી.'

એની શ્રદ્ધા, હિંમત અને એ સૌમ્ય વદન આગળ જાણે હૃદય નમ્રતાથી ઝૂકી પડયું. નિર્બળમાં નિર્બળ મનુષ્યમાં પણ રહેલા એ અનુપમ બળને પ્રતાપે જ શું મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ટકાવી નથી રહ્યો? ભગવાનમાં નહિ માનનારા મારા અશ્રદ્ધાળુ આત્માને પણ એ ઘડીએ જાણે મીરાંબાઇનું દર્શન થયું હોય એવું લાગ્યું. હૃદય આનંદ-થી ઊછળી રહ્યું.

આખી રાત એ ટાઢમાં ઠૂંઠવાતી પડી રહી. ધીરે કંઠે ભજન ગાઈ એણે આખી રાત વીતાડી. 'ટાઢ બહુ વાતી હતી, શું કરું! ભજન ગાયા કર્યાં. હવે આ જ માર્ગે ગોમુખ જવાનું ને?'

'હા, આજ માર્ગે.' અને પ્રાતઃકાળની સુરમ્ય શાંતિમાં અમે

ગંગોત્રી ભણી પગલાં માંડ્યાં.

બપોરે ગંગોત્રી પાસે આવતાં મારા પગ અધીરા બની ઉતાવળે દોડી રહ્યા; અને સામેથી મને આવતો જોઈ મારા સાથી અને 'બોજી'એ આનંદાશ્રુથી ઊભરાતી આંખે દોડી આવ્યાં ત્યારે મારા અંતરમાં શ્વેત ગિરિશૃંગોનું શીતલ હાસ્ય, પેલી બંગાળી સાધ્વીનું સૌમ્ય વદન અને ગંગાજીની ઊભરાતી જલોર્મિઓ આનંદથી રમી રહ્યાં હતાં.

## હિમશૃંગોની શોભા

કોઈ વાર ધુમ્મસ ઊભરાઈ આવતાં એમની (દાર્જીલિંગથી દેખાતાં હિમશિખરોની) ચમક જતી રહે અને આખાંએ દેખાતાં બંધ થઈ જાય. પરંતુ ઘણી વાર તો એ દેખાયા જ કરે, સવાર બપોર અને સાંજ એનું તેજ ફર્યા કરે. બપોરે એના સામું જોઈ જ ન શકાય પરંતુ સવાર અને સાંજ સૂર્યોદય ને સૂર્યાસ્તના રંગોથી એ દેદીપ્યમાન બની જાય! ચંદ્રના પ્રકાશમાં આ શિખરો કોઈ અજબ પ્રકાશથી ખીલતાં હોય છે! અને નૈનિતાલમાં જોયા હતા એવા તો ચમત્કારી રંગોની કેટલીએ તરેહો દાર્જીલિંગમાં ઘેર બેઠે બેઠે જોઈ શકાય. તમે ત્યાં ભગવાનને પૂછી શકો કે પ્રભો! તારી પાસે આવા કેટલા રંગો છે? સૂર્યનારાયણ! તમારાં કિરણોમા આ શો ચમત્કાર ભર્યો છે?

(કૌમુદી: સપ્ટે. ૧૯૩૧; પૃ. ૨૦૬)

(ડૉ.) હરિપ્રસાદ વ્ર. દેસાઈ

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# પૂર્ણાહુતિ[1]

## પાત્રો

વિપિન: તુરતનો પરણેલો યુવાન.
તનમન: તેની પત્ની.
મંગળા: તેની મા.
નિર્મળા: તેની બહેન.
નરહરરામ: તેના કાકા.
પ્રેમકોર: તેની કાકી.
સેવકલાલ: તેના નાના.
વેણીગવરી: તેની નાની.
ઝીનુભાઇ: કુટુંબના એક વડીલ.

સ્થળ: સૂરતમાં વિપિનનું ઘર : : સમય: રાતના અગીઆર.

[ મંગળા, પ્રેમકોર, વેણીગવરી, મનુભાઇ, નરહરરામ, સેવકલાલ વગેરે આમથી તેમ ગોઠવાયેલાં છે. પાન–સોપારી ખવાયા કરે છે. વચમાં વચમાં વૃદ્ધો તંબાકુની માગણી પણ કરે છે. ગરબા ગાઈગાઈને થાકી ગયેલી અને રૂમાલથી અને સાડીના છેડાથી પરસેવો લૂછતી આઠેક યુવતીઓ ફરતી રહે છે. ઘડીકમાં બહાર જાય છે, ઘડીકમાં અંદર આવે છે, અંદરઅંદર ગુસપુસ અને હાહાઠીઠી કરે છે. ]

વેણીગવરી: અલીઓ! આટલામાં થાકી ગઈ?

પ્રેમકોર: એ વાત જવાદોની; આપણા વખતમાં તો ગરબા મંડાયા એટલે સવારે પ્રભાતિયાં ગાઈને જ છૂટાં પડતાં.

---

૧. અમે બધાંમાંના કેટલાક પ્રસંગો પરથી યોજાયલાં નાટકોમાંનું છેલ્લું; કર્તાના છપાતા સંગ્રહ સરી જતું સૂરતમાંથી પુરોમુદ્રણ.

**જનુભાઈઃ** તે વખતે તો પ્રેમકોર, ઘી અને દૂધ ઉપર મારો ચાલતો; હવે તો ચાહ, કૉફી અને પાંઉં ઉપર જીવવાનું છે.

**નરહરરામઃ** અરે રાજા, બરાબર કહી. અમારા જૉનસનસાહેબ-ની મડમને બારે દા'ડા આઇસક્રીમ જોઇએ. સલૂનમાં પણ આઇસ-ક્રીમનો સંચો તો હોય જ.

**વેણીગવરીઃ** કમળ, બીજાં ન ગવડાવતાં હોય તો તું એક ગવ-ડાવી નાખ.

**મંગળાઃ** છેલ્લાં પાંચ છ દિવસ થયાં એકસરખા ગરબા ચાલે છે. ગાનાર અને ગવડાવનાર એકનાં એક એટલે થાકી જાય નહિ તો શું થાય ? બાકી આમાંથી કોઈ ના પાડે એમ નથી.

**પ્રેમકોર :** મંગળા, તને જરા કહીએ છ એટલે ખોટું લાગી જાય છે, પણ નાનાંનું ઉપરાણું લઇને મોટાંને તોડી પાડવાં એ ઠીક નહિ. કમળ, સવારેસવાર ગરબા ગાતાં મેં તને હજારો વાર જોઇ હશે અને આજે એક ગરબા માટે ખુશામત કેટલી કરાવે છે ! અને આ સુશીલા, પૂર્ણિમા, મેના ! તમારામાંથી ગમે તે કોઈ એક ગરબો ગવડાવી નાખો કે મોટાંનો બોલ રહે.

**વેણીગવરી :** પ્રેમકોર, નાચવું નહિ તેનું આંગણું વાંકું ! બાકી બે પાંચ ગરબા ગવાય એમાં થાકી યે શેના જવાય ?

**પ્રેમકોર :** આપણાનાં જ ક્યાં ઠેકાણાં છે તે બીજાંને કહીએ ? કેમ, વેણીબહેન !

**વેણીગવરી :** અરે ! હા– તનમન ક્યાં છે ? નીમુ ક્યાં ગઇ ?

**પ્રેમકોર :** નીમુને તો મેં હમણાં જોઇ'તી પણ હા હા હા ! તન-મન તો તમે જાણો છો ને ! બીજે ક્યાં જવાની હતી ?

**મંગળા :** ના અરે ! બંને હમણાં અહીં હતાં. બીજે તે ક્યાં જાય ?

**વેણીગવરી :** સાંભળ્યું, પ્રેમકોર ! તનમનનું કેવું તણાય છે તે !

મંગળા ! તારી સાઠ વરસની મા મૂરખી નથી કે એમ સાચું માની જાય ! તું બોલી ત્યારે મારે કહેવું પડે છે: ગામમાં ક્યાં ગરબા હોય ત્યાં વિપુભાઈ જાય અને આજે ઘેર ગરબા ત્યારે ફરક્યો છે પણ ખરો! એની પૂંઠે પેલી ગઈ હશે.

પ્રેમકોર : હી હી હી ! અગાડીની સંતલસ હશે.

મંગળા : ના ના, એમ નથી; વિપિનભાઇ હમણા તો અહીં હતો.

વેણીગવરી: ડાહી ના થા. છોકરો અને વહુ માથે છાણાં થાપશે ત્યારે બધી યે ખબર પડશે.

ઝનુભાઇ : વેણીબહેન, આ તમે ને પ્રેમકોર ઘેર સાસુપણું કરીકરીને પરવારી રહ્યાં કે પારકે ઘેર કરવા નીકળ્યાં છો ? જેમ જમાનો ફેરવાતો જાય તેમ આપણે પણ ફેરવાવું જોઇએ.

સેવકલાલ : સાચી કહી, મહેરબાન ! જમાના–જમાનાની તાસીર જુદી. પહેલાં જેપીઓને પૂછ્યા વગર પાણી પણ કોઈ પીતું ન હતું અને અત્યારે તો લગનમાં પણ એમના ભાવ પુછાતા નથી.

નરહરરામ : રેલવેમાં પણ હવે અસલ જેવું ક્યાં છે ? પહેલાં તો ગમે તેટલી ભૂલ થાય તો કાંઈ નહિ. ચોરી કરતાં પકડાયા તો બે બાટલી એ. ટી. એસ.ને ઝાંસી કે ફેંસલો! અને હવે તો બે પૈસાની લાંચ ખાતાં પકડાયા કે સસપેન્ડ, બીજી વાત જ નહિને! આગલો જમાનો હવે ક્યાં, રાજા !

વેણીગવરી: અલી નીમુ–નિર્મળા, તનમન ! તમે બે ગઇઓ ક્યાં ?

(આગળ નિર્મળા હસતી હસતી અને પાછળ તનમન ગભરાતી ગભરાતી આવે છે. થોડી વારે વિપિન પણ ધીમે રહીને આવીને ગોઠવાઇ જાય છે.)

નિર્મળાઃ (ચાળા પાડતી) અલી નીમુ–તનમન, તમે ગઇઓ ક્યાં ? તે હું કહું. કે અમે બે કોઈ ઠેકાણે ભાગી ગયાં ન હતાં. હું

મારો રૂમાલ લેવા ગઇ હતી અને આ તનમનભાભી બાને માટે હિંગાષ્ટકની ગોળીઓ લેવા ગયાં હતાં. તનમનભાભી! લેવા ગયાં હતાં તે હાથમાં ઝાલીને દૂર શેનાં ઊભાં રહ્યાં છો? બાને આપોને.

(તનમન શરમાતી, ગભરાતી મંગળાના હાથમાં ગોળી મૂકે છે.)

**નિર્મળા:** કેમ, હવે બધાંને સંતોષ થયો? અને ખબર પડી કે અમે નાશી નહોતાં ગયાં?

**વેણીગવરી:** છોકરી, સોલિસિટરને ત્યાં પુરણી એમાં આ ફાટચું, ફાટચું બોલે છે કે?

**મંગળા:** બા, હવે ક્યાં સુધી આમ ને આમ ચલાવવું છે? એ વાત હવે પૂરી થઈ. નીમુ! તું અને તનમન મળીને છેલ્લો ગરબો ગવડાવી લ્યો.

("કોણ ગવડાવે? શું ગવડાવે?" વગેરેની માંહોમાંહ ચર્ચા થાય છે અને પછી ગરબો ગવાય છે.)

કોઇને કહેશો નહિ, કોઇને કહેશો નહિ; કોઈને કહેશો નહિ.

દાઝેલાં દિલડાંની દર્દભરી વાતડી,
ચન્દ્રમા વિનાની જાણે ઝુરંતી રાતડી;

કોઇને દેશો નહિ, કોઈને દેશો નહિ, કોઇનિ દેશો નહિ.

ઉરના અણમોલ ભાવ ઉરમાં શમાવવા,
હૈયાંનાં દાન હૃદયહીનને શું આપવાં?

કોઇને દેશો નહિ, કોઇને દેશો નહિ, કોઈને દેશો નહિ.
એવું કાંઇ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ.

વિશ્વપટે છોને કૈંક વાદળી વરસી જતી,
એહ તણા સિંચને ન ઉરધરતી ભીંજતી

એવું કાંઇ લેશો નહિ, એવું કાંઈ લેશો નહિ, એવું કાંઇ લેશો નહિ.

[ ગરબો પૂરો થાય છે. સાંભળનારાંઓ વાહવાહ કરે છે. બધી છોકરીઓ જાય છે. તેમને વળાવવા નિર્મળા અને તનમન પણ જાય છે. વિપિન છેક ખૂણામાં હોય છે તે આગળ આવીને બેસે છે.]

**નરહરરામ:** ચાઆઆલો, બધું નિર્વિઘ્ને પતી ગયું. બધાંને ગરબાનું મન રહી જતું હતું તે પણ પાર ઊતરી ગયું. મારા મનમાં તો એવું થયા કરતું હતું કે આ સંઘ કાશીએ કેવી રીતે પહોંચશે!

**સેવકલાલ:** અરે સુરભભી! શી વાત કરો છો? મને તો પહેલેથી જ ખાતરી હતી કે જરા'એટલું પણ વિઘ્ન આવવાનું નથી. કમમાં કમ પાંતરીસ જોષીઓને હું મળ્યો હોઇશ.

**વેણીગવરી:** તમારા જોષીઓનું તો હવે સમજયા; આપણો સથવારો જ એવો કે તાળી પાડી એટલે પોણોસો માણસ હાજર. પછી પંચાતી પડે શાની?

**ઝનુભાઇ:** વેણીબહેન, એ પોણોસો માણસ જમવા માટે હાજર થાય-કામ કરવા નહિ, સમજ્યાં? ઝનુભાઇએ તો આવાં કાંઈ કામ માથે લીધાં અને પાર ઉતાર્યાં. આ તમારી મંગળા પરણી ત્યારનો જ દાખલો લ્યોને: મંગળાના સસરા દલસુખરામજીએ મને જ આખો કારભાર સોંપી દીધેલો. લગનના બે મહિના પહેલાં દલસુખરામજીએ મને બોલાવ્યો અને કહ્યું: 'બચ્ચા ઝનુ! હવે મારી ઉમર થઈ એટલે છનમુખનાં લગન ઉકેલવાનું કામ તારે કરવું પડશે.' પછી ખલાસ, જોઇ લ્યો ઝનુભાઇના ઝપાટા!

**સેવકલાલ:** અમે તે વખતે એમ કરવા ગયા એમાં છક્કડ ખાઈ ગયા. મારાથી એકલે હાથે પહોંચાય નહિ એમ માનીને મેં કારભાર બદ્દુમન બાંગાને સોંપ્યો અને બધો ગોટાળો થઇ ગયો.

**નરહરરામ:** બદ્દુમન કામ કરવામાં જાય એવો નથી! તમારે ત્યાં કોણ જાણે શાથી એમ થયું હશે.

**ઝનુભાઈ:** એમાં મોટી વાત શી છે? હું કહું: બદ્દુમન પણ મારા

જેવી જબરદ પ્રકૃતિનો આદમી અને હાથનો છૂટો-મારો જ ચેલો કેની! માઠું ન લગાડતાં, વેણીબહેન, પણ જ્યાં બે પાઇ ખરચવાની હોય ત્યાં બહુમનને તમારા ચાર જણની રજા લેવી પડે! એમ કાંઇ લગન ઉકેલાય નહિ.

**નરહરરામ:** સત્તર આના ને બે પાઇ. એમ જ છે, રાજા! રેલવેમાં પણ બીજું શું થાય છ? ડી. ટી. એસ.નો ચાર્જ આપવો તો પૂરો આપવો. એકટીંગ ડી. ટી. એસ.ને ગણે કોણ અને એનું માને પણ કોણ? એ આને ગાલ્લી વેંગણની પેઠે લાઇન પર રવડતો ફરે!

**પ્રેમકોર:** એ ગમે તે હો, પણ આવાં સારાં લગન મેં તો મારી જિંદગીમાં આ પહેલવહેલાં જોયાં. ન્યાતમાં ખાવું પણ કેટલું ઊપડેલું! વડેવાઇને ત્યાંનાને કઢી તો એટલી ભાવેલી કે ફરીથી લેવા માણસ મોકલેલું.

**મંગળા:** માહરામાં વિપિન લાગતો'તો સારો, નહિ?

**વેણીગવરી:** હવે એમાં બીતાં બીતાં શું બોલે છે! માહરામાં બેઠો'તો, ત્યારે તો જાણે કામદેવનો અવતાર લાગતો'તો. કેમ, ઝનુભાઇ?

**ઝનુભાઇ:** એ જોડું જ સરસ બની ગયું. તનમન પણ ક્યાં કમ લાગતી હતી?

**સેવકલાલ:** અરે હા રે રાજા, જાણે આરસની પૂતળી.

**વેણીગવરી:** આરસની પૂતળી-બૂતળી તો જાણે સમજ્યાં-પણ ઠીક લાગતી'તી.

**ઝનુભાઇ:** વરઘોડાનો દમ પણ ક્યાં કમ હતો!

**સેવકલાલ:** ભલભલા પચાસ-પચાસ સાંબેલાના વરઘોડા એની આગળ પાણી ભરે, મહેરબાન, પાણી ભરે.

**નરહરરામ:** કેમ ન ભરે? ચુનીભાઇશેઠનો બે હજાર રૂપિયાનો

તો વરરાજાના ઘોડાનો સાજ હતો. ઝનુભાઈસાહેબને મેં જ એ મંગાવવાનું યાદ દેવડાવેલું.

પ્રેમકોરઃ અને બીજાને ત્યાંના લગનોમાં કોળાકાછિયાની પેઠે વહેવાઈઓ સામસામા લડે તેમાંનું પણ આપણે ત્યાં જરા નહોતું.

સેવકલાલઃ ખાનદાને ખાનદાન વહેવાઈ મળે પછી તકરાર થાય જ ક્યાંથી?

વેણીગવરીઃ વહુને ત્યાંની ખાનદાની તો આપણે જોઈ લીધી! ખરી ખાનદાની તો આપણી કે એ લોકોએ અમે તેવી મતામણી કરી અને એ લોકો તો છોકરીવાળાં, છતાં આપણે મોંમાંથી એક કડવો સુખન સરખો પણ કાઢ્યો નથી.

પ્રેમકોરઃ બાકી વહુને ત્યાંનાએ રીત આપી તેના ઢંગથી તો, બા, તોબા! એકેએક વાની ખરાબ. મેં તો કોળાઓ દાળભાત ખાધેલાં.

સેવકલાલઃ પ્રેમકોર, પ્રેમકોર! એ તું શું વાત કરે છે? ત્યાં તેં મેથીની ભાજીના ભજિયાં ખાધેલાં જ નહિ? એનો તો હજી મારા મોંમાં સ્વાદ રહી ગયો છે.

પ્રેમકોરઃ અંઅ-હા આ, ભજિયાં તો સારાં હતાં અને મેં ખાધેલાં પણ ખરાં.

ઝનુભાઈઃ તું ય ખરી છે, પ્રેમકોર; તે દાંડાની સળંગ વાલની દાળ તો ઓહો થયેલી. તેં ચાખેલી જ નહિ?

પ્રેમકોરઃ વાલની દાળ ખાધેલી, ખોટી ન હતી.

વેણીગવરીઃ ભજિયાં અને વાલની દાળ તો જાણે ખોટાં ન હતાં પણ એને ત્યાંના જેવો મઠો મેં જવલ્લે જ ખાધો હશે-ખોટું નહિ બોલાય

પ્રેમકોરઃ વેણીબહેન, એ વાત સાચી. મઠો તો મેં હડિયે હડિયા પીધેલો.

ઝનુભાઈ: લગનમાં કોઇ જાતની મણા ન હતી; પણ-પણ નાચ-મુજરા વગર મને તો ઓછું ઓછું લાગ્યું. ઇંદનને કહેવડાવું એટલી વાર હતી; પણ છનમુખભાઇ માને એમ હતા જ નહિ ને એટલે આપણે તો એ વાત જ ગળી ગયા

સેવકલાલઃ ઇંદનનો જોટો મળવો મુશ્કિલ છે, મહેરબાન.

ઝનુભાઈઃ હા હા હા! સેવકલાલજી, તમે તમારા જીભીઓને પકડી રાખો અને ગાયનમાં માથું ન મારો તો સારું. વેણીબહેન, યાદ છે? એ વાતને તો વરસો થઇ ગયાં. આજ ખંડમાં દલસુખરામજીએ ઉત્તમ-ઝગમગતો મુજરો કરાવેલો અને સાજીંદામાં હિંમત અને સુરિયો! એને આજ જમાના થઈ ગયા પણ મારી આંખ આગળથી એ ચિતાર ખસતો નથી.

વેણીગવરીઃ એવું કાંઈ ભુલાય છે, ભાઈ! આ જાળી પાછળ અમે બધાં હતાં.

નરહરરામઃ સાપ ગયા ને લીસોટા રહી ગયા. રેલવેના ટાઇમ-ટેબલનું જ જુઓને. આપણા જમનાદાસ ભાઉસાહેબે રેલવેનું ટાઇમ-ટેબલ ઘડેલું એને જમાનો એક થઈ ગયો પણ આજે ય કોઇ એવો માનો જણ્યો પૂત નીકળતો નથી જે એને ફેરવી શકે.

સેવકલાલઃ ગમે તે કહો પણ આખરે આ દુનિયામાં પંખીના મેળા જેવું છે. બધાં ભેગાં મળીએ છીએ અને પાછાં છૂટાં પડી જઇએ છીએ.

ઝનુભાઈઃ તમે અત્યારે કહ્યું ત્યારે યાદ આવે છે. આપણી વાતને તો છેડો જ આવવાનો નથી. આ મંગળા ને વિપિન ક્યારના એશાં એશાં ડોપરાં જોખે છે. ચાલો જઈએ.

નરહરરામઃ હાજી, વાતમાં વખત જણાય છે પણ ખરો! બારણે બાર વાગવા આવ્યા.

ઝનુભાઈઃ મંગળા? ચાલો જઈએ છ, હં અં; નવું કામ નીકળે તો કહેજે દાંડામાં એકાદ આંટો તો મારો થવાનો જ.

[ ઝનુ. સેવક. વેણી. નરહર. પ્રેમકોર. હોદ્દા કરતાં જાય છે. નિર્મળા દાખલ થાય છે. થોડી વાર બધાં મૂગાં રહે છે અને એકેકની સામું જોયા કરે છે. ]

નિર્મળાઃ બા આખરે બધાં ગયાં ખરાં! મને તો એમ જ લાગતું હતું કે સવાર સુધી એ બધાં ખસવાનાં જ નથી.

વિપિનઃ એમ ને એમ તો કદાચ એ ન જ જાત પણ આ તો ઝનુભાઈએ બધાંને ઉઠાડ્યાં.

મંગળાઃ મેં તો આજના ગરબાની પણ ના પાડેલી, કેમ તનમન? પણ એ લોકોને લગનમાંથી એક પણ વસ્તુ બાકી રહી જાય એ કેમ ખમાય!

તનમન· બા પેલી વાત કહોને!

વિપિનઃ કઇ વાત?

મંગળાઃ ના રે, કાંઇ કહેવા જેવું નથી.

તનમનઃ બા, મને ખબર નહિ કે તમારે ખાનગી રાખવી હતી.

મંગળાઃ તનમન, આટલામાં રહું રહું શું થઇ ગઈ! આ બેથી ખાનગી શું હોય! આ જરા કહ્યું કાળજાંની થા તો દુનિયામાં રહેવાશે.

નિર્મળાઃ સાચું છે, તનમનભાભી; બાના જેવાં પોચાં રહીએ તો બધાં ટપલો મારી જાય. બા, પેલી' વાત શું?

મંગળાઃ કોઈ મને 'પેલી વાત કહો' એમ કહે તો પછી મારાથી વાત નહિ કહેવાય. તનમન, તું જ કહે.

તનમનઃ બા પણ એ તો એમ થયું કે ભઈ હાલે બાંધી લગનમાં ખપેલાં તેલ-ઘીનો આંકડો લઇને આવેલો. ઘીના જેટલા પેકબંધ હતા

તે એને પાછા આપ્યા પણ બે ભરેલા ડબ્બા જ કોઈએ ફોડી નાખેલા.

**નિર્મળાઃ** ભાભી! તમે વારતા લખવાનું શરૂ કરો. સારું લખી શકશો.

**વિપિનઃ** નીમુ, એ કહે છે તે તું કહેવા દેની.

**નિર્મળાઃ** મોટાભાઈ, પણ તે મેં એને ક્યાં ના કહી! આ તો જરા મશ્કરી.

**મંગળાઃ** આપણે એને પહેલાં હળી જવા દઈએ. પછી મશ્કરી કરીએ.

**નિર્મળાઃ** પછી એ સાંભળે પણ ખરી કે? પગમાંથી ચંપલ જ કાઢેને. પણ ભાભી, તમારું પુરાણ આગળ ચલાવો.

**તનમનઃ** હું તો ભૂલી યે ગઈ–હં, અંતે ફોડેલા ડબ્બા ધાંચીએ લેવાની ના કહી. પ્રેમકોરકાકી અને વેણીબહેને તરત જ કહ્યું કે 'કાંઇ નહિ, ક્યાં બગડી જવાનું છે! ઘરમાં ચાલશે, રહેવા દો.' બધાં વગેસગે થઈ ગયાં એટલે પાછળથી એક ડબ્બો વેણીબહેનને ત્યાં અને એક પ્રેમકોરકાકીને ત્યાં! બપોરે બધાં ઊંઘમાં પડેલાં તે વખતે એ ઊચકાયા. અકસ્માત હું નીચે ગયેલી અને મેં જોયું.

**મંગળાઃ** અરે નીમુ! તનમન તો દોડતી ઉપર આવી, મને ઊંઘમાંથી એણે જગાડી અને કઠેરામાં લઈ જઇને મને બતાવ્યું. મારી તો કહેવાની હિંમત ચાલી નહિ એટલે મેં તો આજ સવારે અનુભાઇને કહ્યું.

**વિપિનઃ** એમણે તો કહ્યું હશે કે 'બળવા દોને, નવ્વાણું ત્યાં ભર્યો સો.'

**મંગળાઃ** હા, એમ જ; કે લગનમાં જાણે બે ડબ્બા ઘી વધારે વપરાએલું.

વિપિનઃ બા, મને એમ તો લાગે છે કે બે વખત જમાડીએ તેમાં આટલું વહીતરું કરે પણ કોણ ?

નિર્મળાઃ આપણે ઘેર તો હજી ઠીક છે કે માણસો ભેગાં થઈ જાય છે; બાકી ઘણે ઠેકાણે તો હવે કામ કરનાર જ કોઈ હોતું નથી.

વિપિનઃ અને થોડાં વરસમાં તો લગનમાં ગાર્ડનપાર્ટી જ રહેશે.

તનમનઃ બીજે ઠેકાણે થાય તો કહેવાય નહિ, બાકી સુરતમાં તો પચાસ વરસે પણ ધારા બદલાય એવું લાગતું નથી.

મંગળાઃ કેમ તનમન, તારાં લગન વખતેની આઇસ્ક્રીમની મારામારી સાંભરી કે શું ?

તનમનઃ એ મારામારી ક્યાં એકલી જ હતી ! મને અને મારા બાપાજીને અમારી ગરીબાઈ માટે કમમાં કમ દોઢસો વખત મહેણાં પડી ચૂક્યાં હશે ! એ તો ઠીક છે કે તમે બધાં આવો છો, બાકી ત્રણ મહિનામાં તો મને બીજાં પૂરી કરી મૂકે.

વિપિનઃ અમારામાં તો તને વિશ્વાસ છે ને ?

[ તનમન જવાબ આપતી નથી ]

નિર્મળાઃ કેમ ભાભી ! હવે જવાબ કેમ દેતાં નથી ? ત્યારે અમે પણ ખરાબ છીએ ને ?

તનમનઃ તમે પણ ખોટા ખોટા અર્થ લઈ જાઓ છો તો.

નિર્મળાઃ ત્યારે જવાબ કેમ આપતાં નથી ?

મંગળાઃ નીમુ ! તું યે શું જાણીજાણીને પૂછ્યા કરે છે ! વિપિને પૂછ્યું એટલે શરમથી જવાબ દઈ ન શકી તનમન, આપણે એકલાં હોઇએ ત્યારે એવી શરમ ન રાખવી. ત્યારે તો પિયર અને સાસરું સરખાં જ ગણવાં.

તનમનઃ બા, હું બધું સમજું છું. તમને 'ભાભુજી' નથી કહેતી અને 'બા' જ કહું છું એટલામાં તો કંઈ કેટલાં મેન્આ

તરફના તેમ જ પેલી તરફનાએ મને પીંખી નાખી છે પણ હું તો તમને 'બા' અને આ મોટાં નણંદને 'નીમુબહેન' જ કહેવાની.

**નિર્મળા:** તમે મને 'મોટી બઈ' કે 'નાની બઈ' કહેવા માંડો તો હું તો તમને તમાચો જ ખેંચી કાઢું, સમજ્યાં કે તનમનભાભી!

**વિપિન:** નિર્મળા! પેલી હિંગાષ્ટકની વાત કોના મગજમાંથી નીકળેલી?

**નિર્મળા:** તે તું એમ ધારતો હશે કે તારાં અક્કલવાળાં ધણી-આણીના મગજમાંથી નીકળી, એમ! એ તો મારા ઓરિજિનલ ભેજાની વાત હતી.

**મંગળા:** પણ તારે મને ઇસારો તો કરવો હતો! હું તો બાઝી જ દેત.

**તનમન:** નીમુબહેન, જરા ખાટવો હોય તો ખાટો; બાકી એમાં તમે મને અને બાને મૂરખાં બનાવ્યાં, ખરી વાત બધાં જ જાણી ગયેલાં.

**વિપિન:** હું પણ એમ જ ધારું છું.

**નિર્મળા:** (ચાળા પાડીને) 'હું પણ એમ જ ધારું છું!' હવે એમ બોલીને બૈરીને ટેકો આપવા નીકળાય છે! ઉપર તો કેવું ઢીલું-ટકું રડું થઇ જતું મોં લઇને બેઠેલો. બા, મેં એટલી મુલાકાત કરાવી આપી એના બદલામાં વિપિન તો મને સાડી અપાવવાનો છે.

**વિપિન:** તને સાડી અપાવું! અરે, વાહ રે વાહ!

**તનમન:** એવું વચન આપ્યું હોય તો તો સાડી અપાવવી જ જોઇએ.

**વિપિન:** તને પાંચ મિનિટ મળવા માટે હું સાડી અપાવવા તૈયાર થાઉં એવો હું બેવકૂફ છું?

**મંગળા:** વિપિન, એ તો એમ જ હોય; લગન વખતે બધાં જ પરણનાર બેવકૂફ બની જાય છે.

**નિર્મળા:** બા, તું અને બાપાજી પણ એવાં જ હતાં કે?

**તનમન:** તમે પણ, નીમુબહેન, કોઇને કશું કહેતાં અચકાતાં નથી!

**વિપિન:** શાની અચકાય! સોલિસિટરની બૈરી છે કેની! કેમ નીમુ?

[ બધાં અચાનક મૌન ધારણ કરી દે છે. ]

**નિર્મળા:** ( બનાવટી બગાસું ખાઈને ) આપણે પેલાંને કહેતાં હતાં પણ આપણે પણ સવાર તો નથી પાડવાની ને? બાપાજી, હવે તો આ ઉજાગરા સહન નથી થતા.

[ આટલું બોલીને નિર્મળા બાની સામું જુએ છે. બાનાં સજળ નેત્રો જોઈને નિર્મળા જરા વિચારમા પડે છે અને પછી તમને ય ઊંઘ આવે છે કે નહિ, બાળી? ઊઠો, જઈને સૂઈ જાઓ, તમારા ઓરડામાં કે હું ને બા નિરાંતે પડીએ, એમ તનમનને કહે છે. તનમન લજ્જાથી નીચું જોઇ રહે છે.

'હવે ઊઠોને મારાં મોંઘાં બાળી! ઊઠવું છે કે નહિ?' એમ કહીને નિર્મળા તનમનનો હાથ પકડીને તેને ઉઠાડવાનો યત્ન કરે છે.

તનમન મંગળાના અશ્રુપૂર્ણ વદનને મૂક સહાનુભૂતિથી નિરખી રહે છે.

'જા, તનમન દીકરી, સૂઈ જા,' એટલું કંપતા અવાજે મંગળા ઊભી થઈને, તનમનને વાંસે હાથ મૂકીને કહે છે.

નિર્મળા અને તનમન ધીમે પગલે જાય છે.

મા અને દીકરો એકેકની સામું ન જોવાના નિષ્ફળ યત્ન કરીને એકેકને જોઈ રહે છે. ]

**મંગળા:** (ધીમે પગલે વિપિન પાસે જાય છે.) વિપિન!

**વિપિન:** (કંપતે અવાજે) બા, બા, તું આમ ધ્રૂજે છે કેમ? મને કહી દે ને, શું છે?

**મંગળા:** તનમન મા વગરની છે–બહુ નરમ સ્વભાવની અને ભોળી છે. શિવુભાઈએ મને સોંપી અને–અને આજથી એને હું તને સોંપું છું.

**વિપિન:** બા, હું તારો જ દીકરો છું ને! તેં કોઇ મરતાંને મર કહ્યું નથી તો હું એમ કરું એમ બને?

મંગળાઃ વિપિન!

**વિપિનઃ** બા, આજ સુધી તું મને ગમે તે વાત કરતાં અચકાઈ ન હતી. આજે આમ કરે તે ઠીક નહિ.

**મંગળાઃ** વિપિન, દીકરા, આવડો મોટો મેં કર્યો, તું મારો હતો. આજથી તું તદ્દન બીજાંનો તો નહિ થઈ જાય ને? તું થોડોક તો મારો રહેજે–રહેશે?

**વિપિનઃ** બા, મારું હૈયું–તારા છોકરાનું હૈયું એટલું નાનું છે કે બીજાંની જગ્યા કરવા તને કાઢવી પડે? મારા હૃદયમાં તું તો જેવી હતી તેવી ને તેવી જ રહેવાની–નવાં માણસોની જગ્યા એની મેળે થઈ રહેશે. મારી આટલી ખાતરી તને નહિ રહે? રહેશે ને?......જો, બા, હું તને કહી દઉં છું–આ બાબતની ચિંતા કરી તો તને મારા સમ છે.

**મંગળાઃ** એમ જરા જરા વારમાં સમ ન ખાઇએ, દીકરા; આ તો આટલું કહી દેવાનું મન થયા કરતું હતું તે કહી નાખ્યું. ભગવાન તને ને તનમનને સો વરસનાં કરે અને સુખી રાખે!

[છેવટનું વાક્ય અરધું બોલાય છે એટલામાં
વિપિન ચાલ્યો જાય છે. પડદો પડે છે.]

ત્રિભુવન વીરજીભાઇ હેમાણી

# પરિભાષાના પ્રદેશમાં

## ઉદ્દેશ

લગભગ સાત વરસ પહેલાં સદ્ગત મટુભાઈ કાંટાવાળાના ભૂતપૂર્વ 'સાહિત્ય'[1] માસિકમાં આ પરિભાષાના પર્યાયો સંબંધી એક ઘણી જ ટૂંકી નોંધ મેં પ્રગટાવી હતી અને એ દિશામાં ગુજરાતી લેખકો તેમ જ વાચકોનું ધ્યાન ખેંચવા પ્રયાસ કર્યો હતો. સદરહુ નોંધ પ્રગટ થયા પછી રા. રા. શ્રીયુત બ. ક. ઠાકોરે 'કૌમુદી'માં[2] અને રા. રા. શ્રીયુત ઇ. ત.એ 'કુમાર'માં[3] શબ્દોના અભ્યાસ માટે પોતામાં રહેલી મગ્નતા દર્શાવી દીધી હતી. એ બન્ને વિદ્વાનોએ શબ્દોના અભ્યાસ તરફ તેમ જ શબ્દની પાછળ રહેલા અર્થને-'ભાવ'ને પકડી પાડવાની જે સૂચના જનતા સમક્ષ મૂકી હતી તેની ગુજરાતીઓએ પ્રાયઃ અવગણના જ કરી હતી. હા, ઉક્ત બન્ને વ્યક્તિઓ ઉપરાંત હિંદુસ્તાન અને પ્રજામિત્ર નામના દૈનિક[4]પત્રના તંત્રી રા. રવિશંકર મહેતાએ 'સાહિત્ય'માં પ્રગટેલી એ નોંધ તરફ એક ઊડતી નજર ફેંકી હતી.

---

૧. સાહિત્યઃ સને ૧૯૩૩, માર્ચ: પૃષ્ઠ ૧૭૧-૧૭૨

૨. કૌમુદીઃ સને ૧૯૩૩, મે: પૃષ્ઠ ૪૭૯-૪૮૪

૩. કુમારઃ સંવત ૧૯૮૯, ચૈત્રઃ પૃષ્ઠ૧૨ ૨-૧૨૪

૪. હિંદુસ્તાન અને પ્રજામિત્રના તા. ૬-૩-૧૯૩૩ના અંકમાં 'સાહિત્યની વણઝાર' શીર્ષકવાળો લેખ.

એથી ઊલટું, સાચી વાત જ એ છે કે માત્ર નહિ જેવા અપવાદને બાદ કરીએ તો ગુજરાતીઓ મોટે ભાગે હજુ સુધી શબ્દોના ખાસ અભ્યાસ પાછળ લાગ્યા નથી, એટલું જ નહિ પણ એ વિષય તરફ તેમનું થોડુંઘણું પણ ધ્યાન ખેંચાવા પામ્યું નથી. એવી મગનતાના અભાવ તરફ માત્ર અંગુલિનિર્દેશ કરીને આ વિષય માટે પૂરતો ઊહાપોહ કરવાની જરૂર છે એવું આંદોલન કરીને જનસમાજનું ધ્યાન એ તરફ ખેંચવાની અગત્ય પ્રત્યે આંખમિંચામણાં કરવાં પાલવે તેમ નથી. એ દૃષ્ટિબિંદુને ધ્યાનમાં રાખીને જ આ ટૂંકી નોંધ લખવા પ્રેરાયો છું; કારણ કે શબ્દોના ખાસ અભ્યાસનો વિષય કેટલો જરૂરી છે તે સંબંધી જેટલો ઊહાપોહ કરીએ તેટલો થોડો છે.

## ૧. 'ગ્રેટર ગુજરાત' એટલે...?

આ લખાણુની શરૂઆતમાં જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે એવી એ 'સાહિત્ય'માં પ્રગટેલી નોંધમાં 'ગ્રેટર ગુજરાત' માટે આપણી ગરવી ગુજરાતના જુદા જુદા ગદ્યસ્વામીઓએ કેવા કેવા શબ્દોની યોજના જુદે જુદે પ્રસંગે કરી હતી તેનો સાર નીચે મુજબ છેઃ—

૧. મહાગુજરાત [કવિ નાનાલાલ] ઈ. સ. ૧૯૦૯
(સંસારમંથનઃ પૃષ્ઠ ૧૫૨)

૨. વડું ગુજરાત [મટુભાઈ કાંટાવાળા] ઇ. સ. ૧૯૧૫

૩. બૃહદ્ ગુજરાત [બ. ક. ઠાકોર] ઇ. સ. ૧૯૨૪

આ ત્રણ પર્યાયોમાંહેથી પહેલા બે 'ગ્રેટર ગુજરાત'માં જે ભાવ સમાયેલો છે તેના પૂરેપૂરા સૂચક નથી અને ત્રીજો પૂરેપૂરી રીતે અર્થઘન છે એમ શ્રીયુત ઠાકોરે તેમના 'કૌમુદી'માંના મનનીય લેખમાં પૂરતા પ્રયત્નપૂર્વક સાબિત કરી બતાવ્યું છે અને 'એ વ્યુત્પન્ન વિદ્વાનની એ લેખમાંની આખી ય વિચારણા પ્રયત્નપૂર્વક પણ ગળે ઉતારી દેવા જેવી છે' એમ 'માનસી'માં તાજેતરમાં જ રા. વિ. ક. વૈદ્યે નોંધ્યું છે.[૫] એ ત્રણ પર્યાયો ઉપરાંત બીજા પર્યાયો પણ

૫. સને ૧૯૪૦, જૂન અંક, પૃષ્ઠ ૨૯૭–૨૯૮

અન્ય ગદ્યકારોએ એ 'ગ્રેટર ગુજરાત' માટે ભૂતકાળમાં યોજ્યા છે એમ ઉક્ત બન્ને લખાણ પ્રગટી ચૂક્યા પછી મારા જાણવામાં આવ્યું છે. આ રહ્યા તે પર્યાયોઃ

૪. મહત્તર ગુજરાત ('સત્ય' માસિકઃ ૧૯૧૨, મેઃ પૃષ્ઠ ૫૩૦)
૫. અતિ ગૂજરાત ('કથાદિલાન્ત'૬) પ્રસ્થાન સંવત ૧૯૮૬, ચૈત્રઃ પૃષ્ઠ ૩૬૬
૬. વિશાળ ગુજરાત

આ છએ શબ્દોના કર્તૃત્વનો ઇતિહાસ સમજવા જેવો છે. સૌથી પહેલાં 'મહાગુજરાત' યોજાયો; એનાથી ન સંતોષાતાં 'મહત્તર ગુજરાત'ની યોજના થઇ. પરન્તુ એ 'મહાગુજરાત'નું માત્ર બીજું સ્વરૂપ છે; અને બન્ને શબ્દોમાં 'ગ્રેટર ગુજરાત'નો ભાવ તંતોતંત નથી આવતો એમ સમજી સદ્‌ગત ભટુભાઇએ 'વડું ગુજરાત' જેવો તળપદો શબ્દ યોજ્યો; અને 'ગ્રેટર ઇન્ડિયા' માટે 'વિશાળ ભારત' કહી શકાતું હોય તો 'ગ્રેટર ગુજરાત' માટે 'વિશાળ ગુજરાત' પણ કહી શકાય એમ મને તો લાગે છે; વળી અર્થઘનતાની દૃષ્ટિએ ઉચિત એવા 'બૃહદ્ ગુજરાત'ની યોજના થયા પછી પણ ન સંતોષાતાં શ્રીયુત 'કથાદિલાન્તે' 'અતિ ગૂજરાત'ની યોજના કરતાં નોંધ્યું છે તે પણ જાણવા–સમજવા જેવું છેઃ

ગૂજરાત બહાર વસવાટ કરેલા ગુજરાતીઓને ખ્યાલમાં રાખી એ દેશોને બૃહદ્ ગુજરાત અથવા મહાગૂજરાત કહેવાનો રિવાજ પડ્યો છે. આ અંગ્રેજી Greater Gujaratનો તરજુમો છે. દેશી પરિભાષા આવા સંજોગોમાં 'અતિ' થવી જોઇએ એમ મને લાગે છે. 'પૂરી ને વધવું' એ અર્થમાં 'અતિ' ઉપસર્ગ વારંવાર વપરાય છે. જેમ કે, પ્રસિદ્ધ પુરુષસૂક્તમાં अत्यतिष्ठद्दशाङ्गुलम् । એ જ પ્રમાણે અતિ–વ્યાપ્તિ, અતિ–દેશ વગેરે શબ્દો સરખાવી શકાય.[૭]

---

૬. આ 'કથાદિલાન્ત' એટલે તો કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા હશે એમ લાગે છે.—લેખક

૭. પ્રસ્થાનઃ સંવત ૧૯૮૬, ચૈત્રઃ પૃષ્ઠ ૩૬૯ઃ 'વિચારચંક્રમણ'.

આ રીતે એક લેખકને એક પર્યાય પૂરેપૂરો અર્થઘન લાગે છે તો બીજા લેખકને તે તરજુમિયો લાગે છે એ પરિસ્થિતિમાં એક સૂચન કરવાનું ઉચિત ધારું છું: આ છએ પર્યાયોમાં 'ગ્રેટર ગુજરાત' માટેનો ભાવ અલબત્ત ઓછાવધતા પ્રમાણમાં સમાયલો છે અને એક રીતે તે ચલણી થઇ ચૂકયા છે તો પછી એ બધા શબ્દોને એક જ શબ્દના પર્યાય તરીકે વાપરવામાં આવે તો તેમાં વાંધો લેવા જેવું કંઇ ન હોવું જોઇએ. [ છએ પ્રચલિત નથી, હોવા જોઇએ પણ નહિ.–સં.'માનસી']

## ૨. 'મોરલ કરેજ'ના ગુજરાતી પર્યાયો

એ 'ગ્રેટર ગુજરાત'ના જેવો જ એક બીજો શબ્દ છે 'મોરલ કરેજ' અને તેનો ભાવ દર્શાવવા માટે નીચે આપેલા શબ્દો ગુજરાતી ગદ્યકારોએ યોજ્યા છે:

૧. લોકાપવાદ ભયમુક્તિ (કવિ નર્મદ) સરકારી નર્મગદ્ય: પૃષ્ઠ ૨૭

૨. લોકનિર્ભીરુતા (કૃષ્ણલાલ દ્વિવેદીઆ) ભોળાનાથભાઇનું જીવનચરિત્ર: પૃષ્ઠ ૨૦–પ્રથમાવૃત્તિની પ્રકાશનસાલ: ઈ. સ. ૧૮૮૮

૩. જાહેર હિંમત [ વાડીલાલ શાહ ]
જૈન હિતેચ્છુ: ૧૯૦૮,'ઓકટોબર: પૃષ્ઠ ૨૪૩

૪. નૈતિક હિંમત [ અજ્ઞાત ]

૫. આધ્યાત્મિક શૌર્ય [ નરસિંહરાવ દિવેટીઆ ]
વસન્ત: પુસ્તક ૧૧: પૃષ્ઠ ૨૬૨

૬. નીતિધૈર્ય[૮]
૭. ધૈર્યવીર્ય [ દ. બા. કાલેલકર ]

૮. સત્યનિડર વર્તન [ અજ્ઞાત ]
કુમાર: ૧૯૮૯: ચૈત્ર: પૃષ્ઠ ૧૨૪

આ આઠે ય પર્યાયોમાંહેના પહેલો, બીજો અને ત્રીજો એમ

---

૮. આ બન્ને પર્યાયોની યોજના કાકાસાહેબે કરી છે અને એ શબ્દો રા. વિશ્વનાથ ભટ્ટને તેમના પારિભાષિક કોષના ઉપયોગ માટે તેમણે સોંપ્યા હતા.—લેખક

ત્રણે પ પર્યાયો ભલે અર્થઘન લાગતા હોય, પરંતુ તે પૂરેપૂરા જડબાં-તોડ હોવાથી નિરુપયોગી જેવા લાગે છે. વળી 'નીતિધૈર્ય' તેમ જ 'ધૈર્યવીર્ય'માં પણ 'મોરલ કરેજ' સૂચવે છે તેવો ભાવ સૂચક રીતે દેખાતો નથી. 'નૈતિક હિંમત' પણ તરજુમિયા જેવો લાગે છે. હવે રહ્યા 'જાહેર હિંમત' અને 'સત્યનિડર વર્તન'. તેમાંથી બીજો અલબત્ત 'મોરલ કરેજ' ના ભાવનો સૂચક તો છે, .પરન્તુ તે જરા વધુપડતો લાંબો છે; પણ 'જાહેર હિંમત' પૂરતી રીતે સૂચક તેમ જ ઉચિત છે.

## ૩ 'નોવેલ'ના ગુજરાતી પર્યાયો

એવો જ એક ત્રીજો શબ્દ નોવેલ (Novel) છે, જેને માટે ગુજરાતી ગદ્યકારોએ નીચે મુજબ પર્યાયો યોજ્યા છે.

૧. વાર્તા [ કવિ નર્મદ ] સરકારી નર્મગદ્ય: પૃષ્ઠ ૪૫૪
૨. ગાથા [ ,, ] જતું નર્મગદ્ય: પૃષ્ઠ ૩૨૮
૩. નવલકથા [ ગોવર્ધનરામ ત્રિપાઠી ] સરસ્વતીચંદ્ર ભાગ પહેલો: પ્રસ્તાવના. પૃષ્ઠ ૫
૪. કાદંબરી [ અજ્ઞાત ]
૫. નવલ [ નવલરામ લક્ષ્મીરામ ] ગુજરાત શાળાપત્ર: સને ૧૮૮૭, ઑગસ્ટ: પૃષ્ઠ ૧૭૮
૬. સંસારચિત્ર [ મણિલાલ નભુભાઇ ] સુદર્શનગદ્યાવલિ: પૃષ્ઠ ૮૨૭ ઇ. સ. ૧૮૮૭, ઑક્ટોબર–નવેમ્બર
૭. વાર્તાગ્રંથ [ રમણભાઇ નીલકંઠ ] કવિતા અને સાહિત્ય: પુસ્તક પહેલું. પૃષ્ઠ ૫
૮. કલ્પિત કથા [ રમણભાઇ નીલકંઠ ] કવિતા અને સાહિત્ય: પુસ્તક બીજું: પૃષ્ઠ ૩૯
૯, ૧૦. કથા, કથાગ્રંથ [ વાડીલાલ શાહ ] જૈન હિતેચ્છુ: સને ૧૯૧૪, ઑગસ્ટ: પૃષ્ઠ ૭૬૩

આ પર્યાયોમાંથી 'સંસારચિત્ર'ના યોજક મણિલાલ નભુભાઇએ શા માટે પોતાના એ પર્યાયને પસંદગી આપી તેનું કારણ રજૂ કરતાં જે લખ્યું હતું તે નોંધપાત્ર છે: 'અમે 'નોવેલ' શબ્દનો પર્યાય 'સંસાર-

ચિત્ર' સૂચવીએ છીએ. 'કાદંબરી' શબ્દ કેવળ નકામો છે, તથા શા આધારે લીધો છે તે જણાતું નથી. નવલ એ શબ્દ પણ ઘણો પસંદ કરવા યોગ્ય, અર્થસૂચક નથી.'[૯] બીજી બાજુએ 'નવલ' શબ્દની યોજના કરનારા નવલરામ લક્ષ્મીરામે તેનું કારણ આપીને કંઈ સમર્થન કર્યું નથી. પરન્તુ એ 'નવલ' શબ્દને શ્રીયુત બળવંતરાય ઠાકોરે ઇ. સ. ૧૯૨૪માં તેમના 'દર્શનિયું'ની પ્રસ્તાવનામાં અપનાવ્યો હતો. અને પાછળથી એકાદ દશકાના ગાળા પછી તે શબ્દની પસંદગીના સમર્થનમાં કહ્યું હતું તે ગળે ઉતારવા જેવું છેઃ 'મેં મૂળ નોવેલ શબ્દનું, શબ્દસામ્યે બીજી હિન્દી ભાષાઓ( બંગાળી અને મરાઠી )માં આપણાથી વહેલું સ્વીકારાયલું રૂપ 'નવલ' આપણી ભાષાને માટે પણ ઉત્તમ ગણેલું. વળી આપણા (સંસ્કૃતોત્થ) 'નવલ' શબ્દમાં નવી રચના ( original ઓરિજિનલ ), અને જોડેલી( Imaginary ઇમેજિનરી ) કાલ્પનિક રચના, એ ભાવો આવે છે, તેથી મળતી અર્થઘનતા આ સાહિત્ય-જાતિના નિર્દેશને માટે બંધબેસતી આવી જાય છે'[૧૦] અને આપણે સૌ જાણીએ છીએ કે એ 'નવલ' શબ્દ પૂરતી રીતે ચલણી બની ચૂક્યો છે.

## ૪. ફિલૉસૉફિકલ નૉવેલ એટલે...... ?

ઉપર 'નૉવેલ'ના પર્યાયોના સંસ્કાર તાજા છે તેટલામાં જ આ ફિલૉસૉફિકલ 'નૉવેલ' માટે યોજાયેલા પર્યાયો જોઈ જઈએઃ

૧. વિવેચક વાર્તા [ નવલરામ લક્ષ્મીરામ ] ગુજરાત શાળાપત્ર: પુસ્તક ૨૬: પૃષ્ઠ ૧૧૯

૨. દાર્શનિક કથા [ મણિલાલ નભુભાઈ ]

૩. તત્ત્વજ્ઞાનમયી નવલકથા [ વા. મો. શાહ ] નમીરાજ—એક તત્ત્વજ્ઞાનમયી નવલકથા : પ્રકાસનસાલ: ૧૯૦૪

---

૯. સુદર્શનગદ્યાવલિ: પૃષ્ઠ ૮૨૭

૧૦. કૌમુદી: સને ૧૯૩૩, મે: પૃષ્ઠ ૪૮૧-૪૮૨

૪. તત્ત્વજ્ઞાનમયી વાર્તા [વા. મો. શાહ] નમીરાજ-ઉત્તરાર્ધ: ઉપોદ્ઘાત: પૃષ્ઠ ૨

૫. તત્ત્વકથા [વા. મો. શાહ] ૧૯૨૭

## ૫. 'કર્ટસી'ના ગુજરાતી શબ્દાર્થ

'કર્ટસી' (courtesy) નામના એક બીજા શબ્દના પર્યાયો પણ જોવા જેવા છે. છાપાઓમાં વાપરવા માટે કોઈને ત્યાંથી માગી આણેલા બ્લૉક, ચિત્રો ઇત્યાદિનો ઉપયોગ કરતી વખતે આ અંગ્રેજી શબ્દનો પ્રયોગ થાય છે. તેને માટે ગુજરાતી પર્યાયો નીચે મુજબ યોજાયા છે:

૧. બંધુકૃત્ય [અજ્ઞાત]

૨. મહેરબાની [મટુભાઇ કાંટાવાળા] સાહિત્ય: સન ૧૯૨૩, માર્ચ: પૃષ્ઠ ૧૯૮

૩. સૌજન્ય [કુમાર]

આ ત્રણે પર્યાયોમાંથી 'સૌજન્ય' એકલો જ 'કર્ટસી'ના ભાવનો પૂરેપૂરો સૂચક છે અને તેથી ઉચિત લાગે છે. તે ચલણી પણ થવા લાગ્યો છે.

## ૬. છેડાની વાત

આ પ્રમાણે અંગ્રેજી શબ્દોની પરિભાષાના ગુજરાતી શબ્દોને અભ્યાસવાનું ચાલુ રાખીએ તો તેવી લેખમાળા મહિનાઓ સુધી લખાયે જાય. હાલ તો આટલેથી જ સંતોષ માનવો રહે છે, પણ છેવટે એક વાત ઓર કહી લેવી જરૂરની માનું છું.

ગુજરાતી ગદ્યના ઘડનારાઓએ વર્ષો પહેલાં અમુક પ્રકારની પરિભાષાના શબ્દો ઘડ્યા હોય તે આપણને આજે ચાહે તેટલા અપૂર્ણ કે અસ્વીકાર્ય લાગતા હોય તો પણ પરિભાષાના ઘડતરના ઇતિહાસના એક અંકોડા તરીકે તેવા શબ્દોની જાણની તેમ જ ઉપયોગિતાની રખે

કોઇ અવગણના કરે. ભલે તેના શબ્દો શંકાસ્પદ લાગતા હોય, અપૂર્ણ જણાતા હોય, પૂરતા અર્થઘન પણ ન હોય, પરન્તુ બીજા સાચા પર્યાયોની ભવિષ્યની યોજના માટે બીજા ગદ્યકારોને એ શબ્દો રાહબર બનીને ઉપયોગી નીવડ્યા હોય એ પણ તેટલું જ સાચું છે અને એ દૃષ્ટિએ જ સારા-નરસા, પૂર્ણ-અપૂર્ણ, સાચા-ખોટા, સ્વીકાર્ય-અસ્વીકાર્ય એવા જેટલા પર્યાયો ભૂતકાળમાં યોજાયેલા મળી શક્યા તેટલાની નોંધ આ લખાણમાં કરવી ઉચિત ધારી છે અને કોણ કહેનારની હામ ભીડશે કે ગુજરાતી ગદ્યના ઉત્કર્ષના ઇતિહાસની ટૂંકી નોંધની ગરજ સારે એવા એ પર્યાયો નથી?

જેતપુરઃ તા. ૧-૭-૧૯૪૦

## '૪૧નું ગ્રંથસ્થ વાઙ્મય

આ બાબતની ગતાંકમાંની પૃ. ૧૪૮મા ઉપરની નોંધમાં આ રીતે ફેરફાર સમજવાનો છે: (૨) નું નવું સરનામું "૧૨, રતનટેરેસ, લેડી હાર્ડિંજ રોડ: મુંબાઈ નં. ૧૬" એમ કરવું; (૩)નું નવું નામઠામ આ છે: રા. ધનજીભાઈ ફકીરભાઈ: કલ્યાણ સોસાયટી, એલિસબ્રિજ; અમદાવાદ.

# વાંસરિકા

## પં. કૃષ્ણવર્મા 'કેસરી'માં

**૨૪મી મે ૧૯૪૧:** કાલના કેસરીમાં સ્વા. વી. સાવરકર વિશેના એક લેખમાં નર્મદયુગના એક સમર્થ અંશીજન (આ શબ્દ નર્મદનો જ) પં. શ્યામજી કૃષ્ણવર્માનો ઉલ્લેખ છે. તેઓ થોડાં વરસ પર પૅરિસ-માં ગુજર્યો ત્યારની ગુજરાતી અવસાનનોંધો જેમને યાદ હશે તેઓ તેમને એ જમાનાના બહુભાષાવિદ્ અને ૧૮૭૬માં કે '૭૭માં અમદાવાદ, પુના તથા નાશકમાં છટાદાર સંસ્કૃત ભાષણો દ્વારા દ્રવ્ય-સાહાય્ય મેળવી વિલાયત જનાર ગુજરાતી તરીકે તેમ જ પછીના એક કટ્ટર ક્રાન્તિવાદી તરીકે યાદ કરશે જ.... મેં તો ૧૯૨૭માં મારા ઢીંગરાવલા સેવકગણી સ્વપ્નવેળા તેમના ચરિત્રનો પહેલો પરિચય ગુર્જર અગ્રેસરોની ચિત્રાવલી જે ૧૮૮૯માં પ્રગટેલી તેમાં કરેલો. ... એ વિરલ છતાં ઉપયોગી ગ્રંથમાંની તેમ જ બીજી સામગ્રી પરથી કૃષ્ણવર્મા જેવા અસાધારણ પુરુષ વિશે કોઈક કોઈ વાર ગુજરાતીમાં લખવું જોઈએ. ... કેસરી-લેખ આપણે થોડા રોજ પર યાદ કરેલા 'લોકહિતવાદી'( ગો. હ. દેશમુખ )નો-એમણે કૃષ્ણવર્માને રતલામની દીવાનગીરી અપાવેલી વગેરે—તેમ જ એક 'શ્રી. રાણા'નો માન-પૂર્વક ઉલ્લેખ કરે છે. આ છેલ્લી વ્યક્તિ તે હમણાં મહિના પર જ પ્રગટેલા કલાપીવિષયક વિદ્યાવિસ્તાર-વ્યાખ્યાનપ્રસંગે પ્ર-પ્રાધ્યાપક

નવલરામે પ્રમુખપદેથી સંભારેલા કલાપીમિત્ર સરદારસિંહજી રાણા. તેઓ દક્ષિણી હોવાની ભૂલ (એક બંગાળી લેખકની કરેલી) ભાંગતાં ત્યાં-જાન્યુઆર્યના બુદ્ધિપ્રકાશમાં-કહ્યું છે તેમ, "સરદારસિંહજી લીંબડી પાસે કંથારિયાના રજપૂત છે. હિંદના પ્રથમ ક્રાંતિવાદી પંડિત શ્યામજી કૃષ્ણવર્માના આ મિત્ર વર્ષોથી પેરિસમાં દેશવટો ભોગવી રહ્યા છે." આ છેલ્લા ૩ શબ્દોને બદલે, (ભોગવવાની ક્રિયા હજી ખતમ થઈ ગઈ નથી માટે) 'ભોગવે છે' કે 'ભોગવ્યા કરે છે' કે 'ભોગવ્યે જાય છે' લખાયું હોત તો મને વધારે ગમત.

**૨૮મી મે:** એ જ અર્ધસાપ્તાહિકના કાલના અંકમાં એ જ સરદારસિંહજીએ ચાલુ યુદ્ધ પહેલાં પંડિતજીના કાગળપત્રાદિની સાથે હિંદ મોકલેલી, ૧૯૦૮ના યુવાન, યુરોપીઅનવેષી, ત્યારે પણ પ્રતાપી લાગતા રુવાબદાર સાવરકરની છબી છપાઈ છે.

નર્મદયુગનું બીજું સંસ્મરણ

**૨૯મી મે:** સોરાબજી શા. બંગાળીના પુત્ર રા. નવરોજજી પરમ રોજ મુંબાઈમાં અવસાન પામ્યા. તેમણે લખેલા તેમના યશસ્વી પિતાના ચરિત્રનો ઉલ્લેખ ગઈ વખતે આ પૃષ્ઠોમાં થયલો જ. એ મોટા શબ્દકોશના કદનો ચરિત્રગ્રન્થ, બે દફતર ('વૉલ્યુમ' માટે આ શબ્દ ત્યાં મૂળમાં જ વપરાયો છે.) શબ્દકોશી કદનાં સોરાબજીકૃત, ચુંટી કાહાડેલાં લખાણો 'નાં તથા 'પારસી પ્રકાશ' વગેરેમાંથી મળતી પરચુરણ પણ રસભરી માહિતી: આ સર્વ પરથી એક મધ્યમ કદનું સારું બંગાળી ચરિત્ર આપણામાંથી કોઈકે લખવું જોઇએ. એ પારસી સદ્‌ગૃહસ્થે નર્મદયુગમાં કરેલી સાહિત્ય ને સુધારાની સેવાઓ તો મોટી છે જ; ઉપરાંત, તેમણે પરદેશગમનવીર 'ઉત્તમ કપોળ' કરસનદાસ મૂળજીના મરણ પછી મુંબાઈના કપોળ નાતપટેલો પર વગ ચલાવી પોતાના એ પ્રિય મિત્રના કુટુંબને નાતમાં લેવરાવેલું, નવલરામકૃત ભટનું ભોપાળું રંગભૂમિસ્થ કરાવવામાં મદદ કરેલી-વગેરે જેવા એમના હિંદુ સુધારકોની પ્રવૃત્તિઓ સાથેના સીધા સંબંધને કારણે પણ

તેમનું કાર્ય યોગ્ય રીતે-રૂપે પુનર્જીવિત કરાવાને પાત્ર છે જ.

## એક મહાદુષ્ટ અનિષ્ટ

**૩૦મી મે:** આ વળી કયું નવું પ્રાણી હશે, આ 'સ્ત્રી-શિક્ષિકા?' મનુષ્યજાતિના જે વર્ગ માટે એ વપરાયું છે (જુઓ પરમ-ના, ચોથા હિંદુ કેસરી) તેમાં સ્ત્રીશિક્ષક હોય ને શિક્ષિકા ય હોય; પણ જે જમાનામાં ઘણી યે બાબતોમાં સ્ત્રી 'પુરુષાયતે,' તે જમાનામાં સ્ત્રીઓ ઉપલા નવતર શબ્દથી સૂચવાતા બેવડા સ્ત્રીત્વની બરદાસ મૂંગે મોઢે કેમ કરતી હશે? એવા એ હીનપદદાતા શબ્દનો નાશ કરવા જો જલદી આપણાં મહિલાપ્રવૃત્તિઓવાળાં સન્નારીઓ બહાર પડશે નહિ તો એ દુષ્ટ અનિષ્ટ આગળ જતાં એમને ચોવડું-છવડું સ્ત્રીત્વ અર્પી દેશે ત્યારે? માટે "ઉત્તિષ્ઠત..." (વગેરે વગેરે)

## બે હાથની એક સમાલોચના?

**૩૧મી મે:** એ ૨૫મીના પ્રજાબન્ધુમાં (સાહિત્યવિમર્શ ને કાવ્યની શક્તિની) થઈ લાગે છે. એક લેખકે લખાણ લખ્યા પછી બીજો બહુ ધ્યાન દીધા વિના એનું સમારકામ કરે ત્યારે જ એવું બને ને કે સમાલોચનાનો ખરો ઝોક એવો હોય કે એ ગ્રન્થોના ગ્રંથકારે વિવેચનો ઉદાસીનતાથી ને નિરુત્સાહિતાથી લખ્યાં છે એમ સમાલોચક પાસે કહેવરાવે ને એ જ ઝોક વળી લખાણને અંતે બદલાય ને અમુક વિવેચનો "હૃદય રેડીને" લખ્યાનું એની પાસે કહેવરાવે. લક્ષમાં રાખવાનું છે કે જ્યાં ઉદાસીનતાદિ અવગુણો સામે (મારે મતે વાજબી) ટીકા છે ત્યાં એ વિધાનો મર્યાદિત બનાવાયાં નથી એટલે અંતમાં થએલી હૃદયરેડણની વાત વાચકે ગળે ઉતારવી સહેલી નથી. ... જો સમાલોચના બે હાથે નહિ લખાઈ હોય તો છાપાં માટેનાં લખાણમાં ઘણી વાર થઈ જતી કે કરવી પડતી અતિઉતાવળનું પરિણામ એ પરસ્પરવિરોધ હશે. હવેથી સાવધ રહેવાય તો સારું.

## 'એલીજી'નું ગુજરાતી (જૂના–નવા શબ્દો: ૧)

**૨૨મી જૂન:** ગઇ તા. ૧૧મી એપ્રિલવાળી નોંધમાં ' એલીજી ' માટેના ત્રણ શબ્દોમાં મરાઠી 'વિલાપિકા'ને ઉત્તમ ઠરાવવાનો પ્રયાસ મેં કરેલો, પણ આજે સાંજે આપણા આદિકોશકારના આંમલીરાનની પડોશમાં જ એક વિદ્વાન મિત્ર સાથે ગાડીમાં પસાર થતી વખતે એ વિષયની વાત નીકળતાં તેમણે સૂચવ્યું કે 'કરુણપ્રશસ્તિ'માં 'એલીજી'-નો ભાવ આવે છે તેટલો 'વિલાપિકા'માં નથી આવતો: ને ' વિરહ કાવ્ય'માં પણ નહિ એમ પણ કદાચ તેમણે ઉમેર્યું હોત પણ તેમના વાકયની વચ્ચે જ મારાથી આવા ભાવાર્થનું બોલાઈ ગયું કે હા, આનંદ-શંકરભાઇએ સ્મરણસંહિતાના ઉપોદ્‌ઘાતમાં સ્પષ્ટ કર્યું છે તે પ્રમાણે આ બરાબર કે ' એલીજી 'માં માત્ર વિલાપના શોકોદ્‌ગાર નહિ પણ ચિન્તન પણ હોય ને શોકના ઉદ્‌ગાર કલાયુક્ત સંયમવાળા જ હોય; ને ત્યારે જ કરુણરસ યોગ્ય રૂપે નિષ્પન્ન થતાં સારી કરુણપ્રશસ્તિ રચાય. ... એ મારું ઉપોદ્‌ઘાતજ્ઞાન તાજું કરાવ્યા બદલ આપણે પાડ તો મારી પ્રાધ્યાપકીનો જ માનવાનો છે; કારણ, ઘણાં વર્ષ પર એ લખાણ વાંચ્યું ત્યારથી આજ સુધી કે ઉપર નોંધી તેવી મુકાબલે નાની વિગત:યાદ રહે નહિ ને રહી નહોતી. એ યાદ આવી ઉપરનોંધ્યા પ્રસંગે એ તો ગયે વર્ષે, દર અઠવાડિયે એક–બે નહિ પણ પાંચ પાંચ વાર, બિચ્ચારાં સોળસત્તરની ઉમરનાં ફર્સ્ટિયર ને ટી. ડી.વાળાંનાં મગજોમાં– પણ મારી ખાતરી છે કે એમનાં હૈયાંમાં નહિ કેમ કે એ તો અશકય જ, મારાથી સમર્થતર પ્રાધ્યાપકને હાથે પણ–મગજોમાં સ્મરણ· સંહિતામાંની (ને એના ઉપોદ્‌ઘાતમાં પરિસ્ફુટિત) જીવનમરણની ગહન ફિલસૂફી ઠાંસવાનો લહાવો મને મળેલો તેથી જ.

## પ્રા. સ્વામીનારાયણની લખાણપ્રવૃત્તિ

**૩૦મી જૂન:** કાલે ને આજે બે અગ્રણી સામાહિકોમાં એમની અવસાનનોંધ વાંચી. તેમાં એમના વાઙ્‌મયિક કાર્યનો ઉલ્લેખ પણ ન જોયો ને એ કાર્ય છે તો ખરું એવો સંસ્કાર મન પર હતો. એને

સાચો કે ખોટો ઠરાવવા બે આકરગ્રન્થો (વડોદરાવાળી ૮૦૦૦-ગ્રંથનામાવલિ ને ગુજ. વર્ના. સોસાયટીની ગ્રન્થયાદી) ઉથલાવ્યા તેનું પરિણામઃ સ્વ. પ્રા. સ્વામીનારાયણે-એક નાના બાલઅંકગણિત ઉપરાંત-બે નાટકો લખ્યાં છે: હમીરસિંહ ૧૯૧૫માં ને પરાક્રમી પૌરવ ૧૯૨૬માં. ... આ વિષયની એક બીજી શોધ પણ પરમ દહાડે અણધારી થઇ, સદ્‌ગત કૌમુદીનો ન્હાનાલાલઅંક (પુ. ૩, અં. ૪; શ્રાવણ-આશ્વિન ૧૯૮૩) બીજે કામે જોતો હતો ત્યારે એમાં સ્વર્ગસ્થે ત્રણ પાનાંથી ય ઓછો પણ કવિની કારકિર્દી સમજવામાં ઉપયોગી લેખ કવિએ રાષ્ટ્રીય હિલચાલમાં આપેલા આત્મભોગ વિશે લખ્યો છે. ... એમનાં બીજાં પણ પ્રકીર્ણ લખાણ ચઢઊતર કક્ષાનાં હશે કદાચ.

આનું શું કરવું ? (જૂ. ન. શબ્દો : ૨)

**૨૬મી જુનઃ** આનું એટલે સમજુ લેખકો પણ અણસમજુ રીતે શબ્દપ્રયોગો કરતા લાગે તેનું. ... આજે નવલરામ વિશે થોડી ચર્ચા જોવાની હતી તેને અંગે મનોમુકુરનો પહેલો ભાગ જોતો હતો. ત્યાં પૃ. ૩૨૯મે વંચાયું: "નર્મદના જીવન ઉપરથી આપણે બહુ આગળ ચાલી ગયા." 'ચાલી ગયા'ને બદલે 'ચાલ્યા ગયા' ન જોઇએ ? કારણ અહીં ચાલીને એટલે બે પગે ચાલીને જવાની તો વાત જ નથી. નરસિંહરાવે કરેલો પ્રયોગ મને તો હમેશાં પારસી-પદ્ધતિનો જ લાગ્યો છે; એમ માનવામાં મારી ભૂલ થતી હોય તો સુપાત્ર એના સુધારકે સુધારવી. ... 'લિટરરી'ના પર્યાય તરીકે ધરાર ખોટો શબ્દ 'સાહિત્યિક' ગઇ તા. ૧૫મીના પ્રજાબન્ધુમાં 'સાહિત્યપ્રિયે' ને જીવનનાં વહેણોના નિવેદનમાં પ્રકાશકે (એમને ત્યાં તો 'સંપાદક' કહ્યા છે. માટે ?) વાપરેલો જોઇ મારું દિલ ફરીએક વાર ખાટું થઇ ગયું. એ લોકોને એ સ્થળોએ 'સાહિત્યવિષયક' કે 'વાઙ્મયિક' કે 'સાક્ષરી' વાપરતાં શું થતું હશે ? એટલું ય નથી સમજતા કે 'સાહિત્ય'+ 'ઇક' એનો સરવાળો તો 'સાહિત્યિક' જ થાય ? ને, એમે ખબર નહિ હોય કે ગુજરાતીને સુમાન્ય થઇ ચૂકેલ સંસ્કૃતના આવા સાદાસરળસહેલા નિયમને છાપરે ફગા-

ત્વાથી આપણે કંઈ મહત્તર લેખક બની જતા નથી ? ... વધુ દુઃખકારક તો એ છે કે આપણા કરતાં વધારે સંસ્કૃતનિષ્ણાત એવા મહારાષ્ટ્રમાં પણ સારા લેખકભાઈઓ ય જાણે આંખો મીંચીને વારંવાર 'સાહિત્યકાર'ના અર્થમાં તો 'સાહિત્યિક' વાપરતા થયા જ છે પણ એમનાં સંશોધક ભેજાંએ કોણ જાણે કઇ રીતે ' સાહિત્તિક ' પણ ( ૧૯૩૫ કે '૩૬થી )—નામ કે વિશેષણ, એ યાદ રાખવાની તકલીફમાં હું પડ્યો નથી—સર્જી કાઢ્યું છે. અબ્રહ્મણ્યમ્–અબ્રહ્મણ્યમ્.

## ઝાવસોઇ, ઝાવસો (જૂ. ન. શબ્દો : ૩)

તા. ૩જી જુલાઇ: આ દુનિયામાં અમો કેટલાક આજન્મ જિજ્ઞાસુઓ એવા છીએ કે આમરણ જિજ્ઞાસુઓ પણ રહેવા સરજાયા હોઇએ તેમ લાગે છે; ને તેથી, અમે અમારી કેળવણી કદી પૂરી થઇ માનતા નથી. એવા એક તરીકે, હમણાં બે દિવસ પર મને, મારા મનોનયનને આવેલાં અજ્ઞાન–પડળને કારણે, જ્યારે એક ગ્રન્થાવલોકન રત્નની એક પહેલ પર ' ઝાવસોઇ ' એવી રજ ચોંટી દેખાઇ એટલે તુર્ત જ એને ઉખેડી નાંખવા સાથે જોડણીકોશ નામે અંગૂછાનો છેડો ધર્યો એ રજ પર; ને એ ધર્યો તેવું જ 'તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો' કે એ શબ્દ તાબૂત અંગેના 'યા હુસેન!'નું અપભ્રષ્ટ રૂપ છે ને પછી લક્ષણાથી, તેવી રીતે કૂદવું ને બૂમો પાડવી તેને પણ ' ઝાવસોઇ ' કહેવામાં આવે છે. કેટલો અર્થવાહી શબ્દ !—ક્યાં સુધી સામાન્ય લખનારા, તેમણે બિચારા 'ભવ્ય' વગેરેનું કર્યું છે તેમ, એના અતિયોગથી એને કોક દિ' અર્થહીન નહિ બનાવી નાંખે ત્યાં સુધી જ, અલબત્ત ... જ્ઞાન, જ્ઞાન, જ્ઞાન ! તમે સૌ (એટલે, I mean, તમારામાંના ઘણાખરા) સ્વાર્થભાવે પૈસાઘેલા છો તેવો હું સર્વાર્થભાવે જ્ઞાનઘેલો, આવે પ્રસંગે. માત્ર પખવાડિયા પર જ અવલોકનાર્થે મળેલી નર્મકોશની નવી આવૃત્તિમાંથી એ શબ્દનું કૈં વધુ જ્ઞાન પામવા ખોજ કાં ન કરું ? એનું પરિણામઃ (૧) એ શબ્દનું ' ઝાવસો ' એવું

૩૫ પણ છે; (૨) એનો એક વધુ અર્થ 'વગર સમજે ટોળાબંધ મળી પોકાર કરવો, રડવું તે' એવો પણ છે; (૩) આપણો પ્રિયતર જોડણીકોશ અનિવાર્યપણે જ આપણા પ્રિય નર્મકોશનો સીધી રીતે ઋણી છે; ને (ભેગાભેગી અનન્યસાપેક્ષ તુલના કરી દઉં કે) આપણો પ્રિયતમ કોશ તો થશે, હમણાં વિદ્યાપીઠની શાન્તએકાન્ત કોટડીઓમાં ભરાયે જાય છે તે બૃહત્કોશ જ.

જદોઝદ (જૂ. ન. શબ્દો : ૪)

**તા. ૪થી જુલાઇ:** એ કાલની આશા ને હવે આ આજની નિરાશા: તત્કાલીન જીવતી વિદ્યાપીઠ જેવા નર્મદના કોશમાં કે સમકાલીન ગુજરાત વિદ્યાપીઠના ચાલુ કોશમાં, બીજા કોઇએ નહિ નેસ્વામી આનન્દે જ વાપરેલો 'જદોઝદ' (પ્રસ્થાન: પોષ-મહા '૯૭; પૃ. ૧૭૦) જ ન મળે! કેટલું આશ્ચર્યકર! પણ થોડું આનન્દકર આ યે ખરું કે વિદ્યાપીઠ-ગ્રન્થાવલીમાંનો જ 'રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ' પેલા બેની જેમ આ બાબતમાં છેક નામુકર જતો નથી: એમાંના 'જદ' તથા 'ઝદ' ના અર્થો ભેગા કરીએ તથા પ્રસ્થાનગત શબ્દનો સંદર્ભ વિચારીએ ત્યારે એમ કહી શકાય છે કે માર-મારના વરસાદની ઝડી વરસતી હોય તેના જેવી, માણસને ટીચતી-અફાળતી, લડતને 'જદોઝદ' કહેવામાં આવે છે.

નવલરામ વેદાન્તી કે નહિ?

**તા. ૬ઠ્ઠી જુલાઇ :** નવલરામનું જીવનદર્શન કરાવવાનું મારે પણ ભાગે આવ્યું તથા ભાગ્યે લખાયું હોવાથી, એ વિષય પરના એક માનનીય પુરોગામીનાં મનો-સ્મરણ-મુકુરો આજે તપાસતો હતો, ત્યાં શોધ થઈ કે એમાંના પહેલામાં નવલરામને (એમને વેદાન્તી કહેનાર ગોવર્ધનરામ સામે આ અભિનવ ધર્મ-યુદ્ધમાં ઝૂઝતાં) પ્રાર્થનાસમાજી સંસ્કારવાળા ભક્તજન ઠરાવવાનો વિસ્તૃત પ્રયાસ (મ. મુ. ભા. ૧, પૃ. ૩૦૬-૧૦) કરનાર ગ્રન્થકાર જ, એમાંના બીજા ગ્રન્થમાં લખે છે:

પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિમાં આ બંનેની [ બીજા તે, અંબાલાલ સાકરલાલ દેસાઈ ] સહકારિતા આરમ્ભકાળમાં ઉત્સાહપૂર્વક હતી; બુદ્ધિસ્થાનથી હેમની સહકારિતાનો પ્રવાહ મૂળમાં નીકળતાં, હૃદયના સંરોવરને અડકી ના અડકી ચાલેલો. (સ્મ. મુ. પૃ. ૭૬)

એ સમાજમાં નવલરામે ( હવે આપણે જેને પ્રવચન કહીએ લેવો ) જે ઉપદેશ આપેલો ( જેવી અસલ 'ન. ગ્રંથા.' ભા. ૪, પૃ. ૧૬૬ ) તેમાંની વિચારણા પણ ભક્તહૃદયની નથી પણ વિચારલક્ષી બુદ્ધિની છે. એ જ ગ્રન્થમાં માયાની ગુફાનો લેખ છે તેના છેવટના ભાગમાં, મેઘદૂત–ભાષાન્તરને અંતે તથા વીરમતીમાંની જ્ઞાનચર્ચામાં, ( જેમ, ગો. મા. ત્રિ.એ ઉપયોગમાં લીધેલ ખાનગી નોટબુકોમાં પણ કેટલેક સ્થળે —જેમ કે, એ જીવનકથાને પૃ. ૭૭ મે : "My Nature is વેદાંતી" ) નવલરામનો અદ્વૈતવાદી વેદાન્ત માટે પક્ષપાત વર્તાઈ આવે છે. એમનાં અન્તકાળનાં જે વચન નરસિંહરાવ પોતાને પક્ષે ટાંકે છે ( "આનન્દ ! આનન્દ !... ... ... ઓ પ્રભુ, આ મ્હારો હાથ પકડ !" ) તેનો એકંદર ઝોક વેદાન્તી પ્રાર્થના કરનારનો છે. ત્યાં પ્રાર્થનાકાર પ્રભુને હાથ પકડવા વિનવે છે; એવી વિનવણી અદ્વૈતદર્શનાનુસારી આત્મજ્ઞાનીની ન હોય એ ખરું છે પણ એ સ્થળે આપણે નવલરામને એક મુમુક્ષુ જીવાત્મા, સાધક જેવા,–હમણાં જોઈશું એ કારણે–સમજવાના છે; મુક્તદશા પામી ચૂકેલા આત્મજ્ઞાની કે જીવન્મુક્ત નહિ. એવો જીવાત્મા મરણસાન્નિધ્યે હોય ત્યારે તેનાથી, ઈશ્વરને પણ માયાના ખેલ ખેલનાર તરીકે જે માને છે તેવા વેદાન્તી તરીકે તેણે જીવન ગાળ્યું હોય તો પણ, એવી પ્રાર્થના થઈ જાય એ સહજ છે. આખો ય વિષય અલબત્ત વધારે અન્વેષણ ને ચર્ચા માંગે છે પણ નવલરામના સ્નેહપક્ષપાતી નરસિંહરાવે તટસ્થ દ્રષ્ટા ગોવર્ધનરામને આ બાબતમાં અપૂરતો ન્યાય કર્યોનું તો ઉપલી હકીકતો સૂચવે છે એમ કહેવાય.

### સ્વ. વિ. ક. ધ્રુવ : બે વિશેષતા

તા. ૭મી જુલાઈ : મનોમુકુરમાં જ એ લેખની પછી 'વિશ્વ-

રચના ' નામે લેખ છે. તેનો અહીં ઉલ્લેખ કરવો પ્રસંગોચિત એ રીતે છે કે મહિના પર (તા. ૫મી જુને) સ્વર્ગસ્થ થયા તે રા. વિજયલાલ ક. ધ્રુવે ૧૯૬૨માં વસંતમાં લખેલા એ જ વિષયનો "તાંતણો ઉપાડી લેવાનું સાહસ" મુકુરકાર તેમાં સબળ રીતે કરે છે. આમ શાસ્ત્રીય ચર્ચા એકમાંથી બીજી ઊપજે ને વાઙ્મયવિકાસક થાય તેવા જે દાખલા સારી સંખ્યામાં ગયેગુજર્યો જમાનો પૂરા પાડે છે તેમાંનો એ એક છે. ... સ્વ. વિજયલાલ આ વર્ષના ભૌતિકશાસ્ત્રીય ('સાયંટિફિક') વાઙ્મય પર તો તેમની સમીક્ષક દૃષ્ટિ નાંખી શકયા નહિ પણ વસન્તમાં જ તેમ અન્યત્ર (યથાઃ ગુજ. સા. સભાની ૧૯૩૫ની તથા ૩૬–૩૭ની કાર્યવહીઓમાં ધરતીકંપ, વિશ્વદર્શન, ગુજરાતનું ભૂસ્તર ઇત્યાદિ પર) ગયાં ૩૫–૩૭ વર્ષમાં તેમણે પોતાના જીવનભરના પ્રિય વિષય પર જે લખાણો લખ્યાં છે તેમાંનાં ઘણાંની બે વિશેષતા છેઃ એ વિષયની એકાદ–બે કરતાં વધારે શાખાનું તેમને જ્ઞાન હતું; એ તથા આનુષંગિક વિષયોની ભારતીય વિચારણાથી પણ પોતે પરિચિત, તેથી લખાણમાં સ્થળે સ્થળે બંને સંસ્કૃતિઓના સામ્યવૈષમ્યની આલોચના કરી શકતા. આ છેલ્લા કારણે એમના લેખોમાં સ્વતંત્ર ને રસભર દૃષ્ટિબિન્દુ માલૂમ પડે છે ને એ જ કારણે એ લેખોમાંથી સુપાત્ર પાસે વીણણી કરાવી વેળાસર તેનો સંગ્રહ છપાવવો જોઇએ ... આમ લખું છું, પણ પાકો ભય તો એવો છે કે ગોવર્ધનરામ, ઉત્તમલાલ ત્રિવેદી વગેરે સરખાની આ પ્રકારની સેવા બજાવવામાં હજી સુધી તો કર્તવ્યચ્યુત જ રહેલ શિષ્ટ ગુજરાત પ્રકૃત વિચારકના સંબન્ધમાં પણ પોતાની એ પ્રિય પરંપરાને અનુસર્યો વિના રહેશે નહિ. ... એ સર્વના ઉત્તમ લેખો છૂટક રૂપે લખાયા તેથી જ જેમને તેમાં નર્યું પ્રાસંગિકપણું દેખવું હોય તે ભલે દેખ્યા કરે. સાચી વાત એ છે કે (ને એ પ્રા. ઠાકોરને આધારે હમણાં ચારેક અઠવાડિયાં પર પ્રજાબંધુએ જ ઉપયોગમાં લીધેલી, સાહિત્યવિચાર વિશેષકર્તા) એ લેખો તો ખાબોચિયામાં પણ ગગનનું પ્રતિબિંબ મનોહર દેખાય તેમ

લાગે નજીવા પણ છે જીવતા, જીવનપાત્ર.

વાન કયારે, માન કયારે ? (જૂ. ન. શબ્દો : ૫)

**તા. ૮મી જુલાઇ :** એ નર્મકોશમાં જે જોડણીનિયમો છે (પૃ. ૩૭મું) તેમાંના તેરમાનું એક વિધાન સુધારવા જેવું લાગ્યું. ત્યાં લખ્યું છેઃ "ગુજરાતીમાં ઇની પછવાડે **માન્** ને અની પછવાડે વાન પ્રત્યય થાય છે. ગુજરાતીમાં એ નિયમ નથી)" આમાં છેલ્લા શબ્દો, "ગુજરાતીમાં એ નિયમ બરાબર પળાતો નથી " એમ હોત તો વધારે વાસ્તવિક હતું; કારણ, સર્વ સારા સંસ્કૃતજ્ઞો ગુજરાતીમાં 'બુદ્ધિમાન' ને 'શક્તિમાન' લખે છે તેમ જ 'ભગવાન'ને બદલે 'ભગમાન' લખતા નથી. આ કથનના પણ અપવાદ જડે છે ( જેમ કે પ્રા. ઠાકોરે લિરિક પૃ. ૧૬ ને ૧૭મે ખરા રૂપ 'ઊર્મિમત્'ને બદલે 'ઊર્મિવત્' કર્યું છે ને કેસરીમાં સાચું 'બુદ્ધિમાન' તેમ કોઇ વાર ખોટું 'બુદ્ધિવાન' પણ હોય છે. )—જડે છે, પણ આ વિષયમાં સંસ્કૃતનો નિયમ કૈં આપણને જરૂરરૂપ નીવડતો નથી કે એને અવગણવો ન્યાય્ય ગણાય. યાદ રાખવા સહેલા પડે તેવા એ નિયમના દાખલા છે 'ભગવાન' ને 'શ્રદ્ધાવાન'. એવા શબ્દોને–વાન જોડાય છે કેમ કે એ પ્રત્યયની પહેલાં એ શબ્દોમાં છે અ ને આ. શબ્દોમાંના એ સ્વરોવાળે સ્થાને જ્યાં જ્યાં એ એ સિવાયનો સ્વર હોય ત્યાં રાખવું –માન.

એ તો છે 'જદોજહેદ' (જૂ. ન. શબ્દો : ૬)

**૯મી જુલાઇ :** વાસરિકાકાર પાછો પ્રાધ્યાપક પણ હોય ત્યારે કોશો જોઇને થોડો જ બેસી રહેવાનો હતો ? એટલે આજે કોલેજમાં પહોંચતાંવેંત (ચા પણ પીધા પહેલાં; કેટલી સંશોધનરસિકતા ! જો કે ચા પીવામાં વિલંબ તો ખાંડની રાહ જોવાતી'તી તેથી થયો.) –પહોંચતાંવેંત અમારા ફાર્સીઅરબીના જાણકાર એક સહચારીને પૂછ્યું પેલા 'જદોઝદ' વિશે. એ ચર્ચાનો સાર એટલો કે એનું અસલ અરબી રૂપ આ નોંધને મથાળે લખ્યું છે તે ગણાય ને એનો ચોક્કસ અર્થ

આવો : 'ધ્યાન દઈને સખત મહેનત કરવી તે' ... શોધ, શોધ, શોધ ! એ પણ એક ઘેલછા હોવાથી, ઘેર આવી સોસાયટીનો ફારસીસાહ્યકૃત ફારસીઅરબી કોશ ઉથલાવ્યો તો એમાં આ 'જદોઝદ' શબ્દ જ ન મળે. કારણ એમ હશે કે ગુજરાતીમાં ઉપર કહ્યા લખાણમાં રવા. આનંદે જ એ સૌથી પહેલો વાપર્યો હશે; પણ, તો પછી એ ૧૯૨૬વાળા કોશમાં, આપણે ગયે વર્ષે જ આ પૃષ્ઠોમાં અતિઅપરિચિત તરીકે નોંધેલા 'હિદાયત' ને 'હિફાઝત' આપ્યા છે તેનું શું ? એ પણ રાષ્ટ્રસેવકોને જ હાથે હરિજનબંધુ ને જીવનનો આનંદમાં સૌથી પહેલા વપરાયા લાગતા નથી ? ...એ કોશમાં 'ઝાવસોઇ' પણ શોધ્યા વિના રહેવાયું નહિ. ત્યાં એના સંબન્ધી નાની નવી શોધ થઇ તે એ : (૧) 'ઝાબસોઇ' એમ વ નહિ પણ બ છે જ્યાં; સાથે ક્રિયાપદ વાપરવું હોય ત્યારે 'ઝાબસોઇ ઊઠવી' એમ રૂઢિપ્રયોગ છે.

'અધ્યાપક'નું જન્મવર્ષ ( જૂ. ન. શબ્દો : ૬ )

૧૬મી જુલાઇ : ગયા વખતવાળી સાતમી એપ્રિલની નોંધ પ્રમાણે, ઉપલો શબ્દ સને ૧૯૦૪માં આપણે ત્યાં પહેલો વપરાયલો દરાવ્યો હતો. પણ એ માન વીસમી સદીને પોતાની કેટલીક વાર દુશ્મન લાગે છે તેવી ઓગણીસમીને ભાગે જવાનું એમ નવલગ્રન્થાવલિના ભાગો બીજા ને ચોથામાંના ગયે અઠવાડિયે નજરે ચઢેલા ઉલ્લેખો પરથી લાગે છે. એમાંનો પહેલો ઉલ્લેખ ૧૮૭૮નો છે, શ્રોદ્ધાવૃત્તિના ભા. રજાના પૃ. ૯૮મા ઉપરઃ "મહેતાજીઓને "ટ્રેન" કરવાને સારુ બાળગંગાધર શાસ્ત્રીના અધ્યાપકપણા નીચે શાળા સ્થાપી"; અને બીજો સને ૧૮૮૬નો છે, મૂલાવૃત્તિના. ભા. ૪થાના પૃ. ૧૩૪ આનોઃ "એ [નાલન્દાના] પ્રસિદ્ધ વિદ્યા-મન્દિરના પ્રધાનઅધ્યાપકનું નામ શીલભદ્ર હતું"...પહેલો ઉલ્લેખ ટ્રેનિંગ સ્કૂલના શીખવનાર માટે તથા બીજો યુનિવર્સિટીના શીખવનાર માટે છે. આજની પરિભાષામાં એ પ્રત્યેકને અનુક્રમે શિક્ષક તથા પ્રાધ્યાપક કહીએ; અને પ્રત્યેક અધ્યાપન કરતો હોવાથી અધ્યાપક પણ કહેવાય. આ શબ્દ

નવલરામ એક બૌદ્ધકાલીન વિદ્યાપીઠના મહાન ગુરુ માટે વાપરે છે તે એ કાલના વાઙ્મયને આધારે; એ વાઙ્મયમાંથી જ, મારી જાણ પ્રમાણે, સ્વ. કેશવલાલ ધ્રુવે એ ગુજરાત વિદ્યાપીઠના સ્થાપકોને શોધી આપ્યો ને તેમણે એ પ્રચલિત કર્યો; આપણે એને અપ્રચલિત નથી કરવો, પણ એનો વિશાલતર વિનિયોગ 'ટીચર'ને 'પ્રોફેસર' બંને માટે કરી, માત્ર પ્રોફેસર હોય તેને (જગતમાંના)—એટલે ગુર્જરે જગતમાંનાસ્તો—બધા ખબરદારોનાં, સહજીવી નવલરામોનાં, વિશ્વનાથોનાં કટાક્ષબાણો છતાં) કહેવો છે — પ્રાધ્યાપક. ...એ શબ્દ હવે મરાઠીમાં તો સુપ્રચલિત કહેવા જેવો છે; ઉપરાંત, ત્યાંના કૉલેજ-પ્રિન્સિપલો પ્રાચાર્ય કહેવાવા માંડ્યા છે. (હવાલો: ગઈ તા. ૧૩મી જુનના કેસરીનું પાનું પમું: 'કરાચીચ્યા ઇન્જિનિઅરિંગ કૉલેજચે પૂર્વીચે પ્રાચાર્ય...શ્રી. ગં. ની. ગોખલે') 'આચાર્ય' નહિ ને 'પ્રાચાર્ય' શા માટે? એટલા માટે કે હાઈસ્કૂલોના ઉપરી કે વડા કે મુખ્યાધ્યાપક કે પ્રધાનાધ્યાપક, જે કૈં કહીએ તેમને માટેનો યુનિવર્સિટી-હસ્તક વપરાતો શબ્દ તો હજી 'હેડમાસ્તર'જ હોવા છતાં અને એ વર્ગની સમજુ વ્યક્તિઓ પણ એ જ શબ્દને લઘુતાવાચક નહિ પણ ઉચિત સમજતી હોવા છતાં, એમનામાંના કેટલાક સાહેબોને 'પ્રિન્સિપલ' કે 'આચાર્ય' કહેવડાવરાવવું ગમે છે; (યથા: આચાર્ય અત્રે); ને તેથી, નિશાળનેતાથી કૉલેજનેતાનો ભેદ દર્શાવવા આ બીજા માટે મરાઠીમાં પ્રાચાર્ય યોજાયો છે. ગુજરાતી માટે મને પૂછતા હો તો કહું છું કે હું 'અધ્યાપક'નો જેટલો પક્ષપાતી છું તેટલો જ 'પ્રાચાર્ય'નો અપક્ષપાતી છું.

## જતી-આવતી જયંતીઓ

**૧૨મી જુલાઇ:** (૧) પૂર્વોક્ત બે લેખોમાંના પહેલામાં (તેમ જ 'સુધારાના ઇતિહાસરૂપ વિવેચન'માં) નવલરામે નોંધ્યા પ્રમાણે અર્વાચીન ગુજરાતના સાંસ્કારિક વિકાસનો આરંભ કરનાર બોર્ડ ઑફ એજ્યુકેશનનું સ્થાપનાવર્ષ ૧૮૪૦ હતું ને તેથી ગયે વર્ષે એ બનાવને ૧૦૦ વર્ષ થયાં; પણ આપણા જૂનાનવા કેળવણીકારોમાંથી કોઇને

એ સાંભર્યો નહિ ને તેથી એ વર્ષે એક સૈકાની ગુજરાતી શિક્ષણ-પ્રવૃત્તિનો પ્રમાણભૂત વિસ્તૃત ઇતિહાસ કોઇએ લખ્યો-લખાવ્યો નહિ. (૨) મનઃસુખરામ ત્રિપાઠીનો જન્મ ૧૮૪૦ના મેમાં; એની પૈ, એ વીસા બાદ આશરે ૧।–૧।। વર્ષે, આજે જાહેર યાદ અહીં અપાય છે તે પહેલી જ; તેમની ભેગી કરવામાં આવેલ ચરિત્રસામગ્રી પણ લુપ્ત થયાનું જાણવામાં આવ્યું છે; એમની શૈલી સામેનો–અમુક અંશે વાજબી–પૂર્વગ્રહ હવે એટલો પ્રબળ છે (જો કે 'ગુજરાત ઍંડ ઇટ્સ લિટરેચર'માં (પૃ. ૨૪૦) એ શૈલીનાં સારાં તત્ત્વોનું ને તેણે કરેલા લાભનું પણ, બીજી અનિવાર્ય ટીકા સાથે, ગુણદર્શી સૂચન છે.)–પ્રબળ છે કે હજી કેટલાંક વર્ષ કોઈ એમનો લેખસંગ્રહ (સમાલોચકમાંના તથા બીજા) તૈયાર કરી છપાવે કે એમના મહત્ત્વવાન ગ્રન્થોને ધ્યાનથી વાંચી–ફરી એમની સ્મરણીય વાઙ્મયસેવાનું લેખ કે લેખમાળા દ્વારા અક્ષરતર્પણ કરે કે એમના એક-બે વધારે સારા ગ્રન્થ બી. એ. અથવા એમ. એ.ની પરીક્ષાઓમાં (એમણે જ લખ્યું હોત તેમ) નિયમાય, એવો કોઈ સંભવ દેખાતો નથી. (૩) ને (૪): મહર્ષિ રાનડે તથા કેખશરૂ કાબરાજીની જન્મશતાબ્દીઓ. ૧૯૪૨માં આવે છે. ઉપરકહ્યા બંને દાખલાઓવાળી પ્રણાલિકાને અનુસરી આ બે પણ ભૂલશું કે કેમ, તે તો જેવું નીવડશે તેવું નોંધાશે. ... આવી બાબતો ખરી રીતે સારાં સાપ્તાહિકો કે માસિકોએ પોતાની નિયમસરની ફરજ તરીકે પ્રજાની દૃષ્ટિ સમક્ષ આણતા રહેવું જોઇએ. પણ એ કોઇ—અભ્યાસ તો ઘેર ગયો–આ વિષયોની વાચનલભ્ય માહિતી પણ નથી મેળવતાં. ... આ પ્રકારના વધારે મોટા પ્રસંગો વખતે એ પત્રો તેમની આ જમાનામાં હોઈ શકે તેવી ગુંજાશ મુજબ કૈંક કરતાં હોય છે; પરંતુ જેને મોટા કે મધ્યમ (છતાં ઉપેક્ષાપાત્ર નહિ એવા) બનાવો કહેવાય એમાં તેમને રસ નથી કેમ કે પ્રજાના સંસ્કારજીવનના રસપાત્ર વિષયો એ છે એવું તેમને લાગતું હોતું નથી; કે પછી એવી લાગણી હશે ત્યાં પણ એ સક્રિય બનવા જેટલી તીવ્ર ને કર્તવ્યરત હોતી નથી. ... આ છેલ્લા

કથનના અપવાદ અમુક અંશે એ છે (બીજા પણ હોય; નોંધું છું આ ઘડીએ સાંભરે છે તે.): પ્રસંગોપાત્ત અરદેશર કોટવાલ, ગણપતરામ ત્રવાડી વગેરેની યાદ તાજી રાખવાની શુભ કોશિશ કરતું હાંડીઓ; ને માસિકોમાં, કુમારનું ઐતિહાસિક પ્રતિભાપાનું કે વિભૂતિપૃષ્ઠ.

(૫) આવતા નવેમ્બરની તા. ૬ઠ્ઠીએ કવિ શ્રી ખબરદારની ષષ્ઠ્યબ્દપૂર્તિ થતી હોઇ, એ હીરકપર્વના પ્રસંગે એમના જીવનકવનને યોગ્ય રીતે, વધારે પ્રમાણમાં, પરિપક્વ ઉત્સાહથી ને વિવેકબુદ્ધિપૂર્વક પ્રજામાં પરિચિતતર પત્રકારોએ ને વિવેચકોએ કરવાં જોઇએ. ...માનસી તરફથી આ સુપ્રસંગે એમને અભિનન્દતાં, સાત્ત્વિકતાભર્યું દીર્ઘાયુષ્ય ઇચ્છતાં અને ઉચ્ચતર કાવ્યસેવા તેઓ કરે એમ ચાહતાં મને ઘણો આનન્દ થાય છે.

## સૌને શાબાસ્પદ

**૨૦મી જુલાઈ**: અન્તે, આખરે, છેવટે, ગુજ. સા. સભાએ પોતાના ઉચ્ચતર સ્વરૂપ સાથે ચાલુ ચિત્તસ્વરૂપનું અનુસન્ધાન કરીને, એને પરિણામે તે પ્રેરણા પામી છે: રા. ભાઈ ધનસુખલાલ મહેતાને તેણે રણજિતચન્દ્રકના ભાગ્યશાળી અધિકારી ઠરાવ્યા છે. આ શુભ નિર્ણયથી સ્વર્ગમાં રણજિતરામનો આત્મા સંતોષાયો હશે, પૃથ્વી પર એ સંસ્થા કૃતાર્થતા અનુભવતી હશે અને ઘણાને મન સાહિત્ય–પાતાળના નિવાસી તો ખરા પણ ત્યાં જ સદા ય ઠર્યા રહેવાને પાત્ર જે ધનુભાઇ તેમને પણ ગુજરાતી સાહિત્યસૃષ્ટિની હવા હવે ટાઢાશભરી ને ગૂંગળામણી પહેલાં કરતાં ઓછી લાગતી હશે ... મારી અમુક પ્રકારની ચીકાશ જાણીતી છે, એટલે આજે ફરી એક વાર તેને આ પૃષ્ઠે પથરાવા દઇને, અગાઉ બે–ત્રણ વાર કહેલી વાત એક વિશેષ વાર કહીને જ આપણા સૌના હિતાર્થે આ પ્રસંગમાંથી લાભ ચૂસવો–એને 'એક્સપ્લોઇટ' કરવો–મને ગમે છે: આત્મકથા ક્યારે મળશે, ધનુભાઇની આત્મકથા? આજથી ત્રણ મહિને તો એમને 'એકાવનમું'

પણ પૂરું થશે; એને બીજે દિવસ આપણું બેસતું વર્ષ. આવો સુન્દર વિરલ સુયોગ સુકૃતિના આરંભ માટે બીજો કયો હોય?

## अस्तंगतः सो रवीन्द्रः

**૭મી ઑગસ્ટ :** રવીન્દ્રનાથ ગયા અને તેમના વિનાના આપણે હવે આપણે રહ્યા નથી. પૃથ્વી પરથી કોઇ એવી જ્યોત વિલાઈ ગઈ છે જેનો વિલય આજે સંસ્કારી મનુષ્યમાત્રને અંધારગ્રસ્ત ને સૂનું કરી મૂકે છે, તેના જીવને ગળે શોષ પાડી દે છે. ... એ લાગણી વીસ-બાવીસથી પાંત્રીસેકની ઉમરના રવીન્દ્રપ્રેમીઓને કદાચ પૂરેપૂરી નહિ સમજાય; પણ ચાળીસ–પિસ્તાળીસના અમે એ ક્રાન્તદર્શી કવિ અને રાષ્ટ્રભક્તને એમનાથી જુદી રીતે જાણતા હતા એટલે અમારી ખોટ જીવનને વિશેષ ખાલી કરી મૂકનાર છે ... અમારો રવીન્દ્રનાથ એટલે ગીતાંજલિ, સાધના વગેરે દ્વારા ઉચ્ચ કે વાર્તાદિ દ્વારા મનગમતું વાચન આપનાર જ નહિ પણ હૃદયમનનાં મુકુલનો પ્રફુલ્લાવનાર. નમેલી પ્રાણકળીઓ એના તેજકરના સ્પર્શે ઊંચું જોતી, એમ 'ઉત્કંઠી, ઉન્મુખી' બની ઊઘડતી, અન્તરંગનાં ઊંડાણે એનો સુખદ તેજભાર ભરતી, એના દૈવી રસાયણે જીવનને રસી દેતી. એ કવિપ્રતિભાને એમની માતૃભાષા દ્વારા પિછાનવાનું સુભાગ્ય અમારું હોત તો તો અમારી કમાઈ ખરે જ લાખેણી નીવડી હોત. ... ધર્મસંસ્કારો તો બધાં સારાં કુટુંબોમાં હોય છે તેમ બાળપણમાં ને પછી હતા જ, પણ એ સંસ્કારોમાં અન્તર્ભૂત એવું અધ્યાત્મ જેવું કૈંક હોય છે તેની પ્રારંભિક પણ સ્પષ્ટ ઓળખ મને ૧૯૧૭ કે '૧૮ માં એકવીસેકની વયે પહેલી કરાવી તે 'સાધના'એ; (ને એના સાથમાં હતી મારી હૉરેલીકૃત ધ લાઇફ એવર્લાસ્ટિંગ). સાધના અખૂટ રસથી બે વાર વાંચી હતી અને અંગ્રેજીમાં જ તેનો સારાંશ પ્રકરણવાર ઉત્સાહપૂર્વક ને ચીવટથી કાઢતાં એ વખતે શક્ય તેટલું એમાંનું અધ્યાત્મદર્શન આત્મસાત્ કરવાનો પ્રયાસ કરેલો. ... પછી તો–અથવા ઉપલા પ્રસંગની પહેલાં હશે, પણ એ અરસા-

માં-અમુક જ્ઞાતિત્રૈમાસિકમાંના રવિબાબુ પરના લેખમાં પહેલવહેલી વાર "વ્હેર ધ માઇન્ડ ઇઝ વિધાઉટ ફીઅર" એ ગીત વાંચ્યું. ત્યાર પહેલાંથી જ સાધનાના પાંચમા પ્રકરણના અન્તભાગમાંનું "ઍન્ડ જોય ઇઝ એવરીવ્હેર; ઇટ ઇઝ ... ... ઇન ફાઇટિંગ ઈવિલ્સ" આ તો મનમાં રમી જ રહેલું ને પછી ય વારંવાર હૈયે ચઢી આવતું. એ બંનેના પ્રભાવ હેઠળ સ્થાયી અને નગદ લાભ ઘણો થયો, બેશક; અલાભ પણ કેટલોક થયો—જો કે આ માટે એમાંની ઉન્નત ભાવના કે ભાવનાદ્રષ્ટાને ઉત્તરદાયી ગણવાના હોય જ નહિ ને નહિ ગણીએ. "તો પછી અલાભ કેવી રીતે, શો ?". તે આ ને આવી રીતે: એમાંની પરમ તેજે લખલખતી સ્વાતંત્ર્ય અને સ્વમાનશીલતાની, રૂઢિવિરોધની, હૃદયગુહાએથી નીસરતી સત્યવાણીની, ઉચ્ચગ્રાહો સિદ્ધ કરવા સારુ વિકાસમાન વિચારઆચાર વડે, એક વ્યક્તિથી બને તેટલા પુરુષપ્રયત્ન વડે, (જાણે "એકલો જાને રે...ઓ રે ઓ રે અભાગી!...દીવો થઈ સળગી જાને રે!" રટતાં રટતાં) ચિત્તને અભિનિવેશપૂર્વક ઘડવા ને દોરવાની – આ પ્રકારની ભાવનાઓ વ્યક્તિજીવન, ગૃહજીવન, મૈત્રીજીવન, પત્રકાર ને લેખકનું જીવનઃ એ સર્વ જીવનપ્રકારોમાં વણવાનો પ્રયાસ (અને તે ગમે તેવી ઝીણી દેખાતી બાબતોમાં પણ, કેમ કે જીવન અને ચિત્તની અખંડતા ('ઇન્ટેગ્રિટી') જળવાય એ તો સૌથી પહેલું ધ્યેય.)—પ્રયાસ કર્યાને પરિણામે, વળી એ ટેવ ટળવી કે ઘટવી જોઇએ બાપડા વહેવારની નજરે તેને બદલે તે તો વધતી જ ગઈ હોવાથી, દુનિયા સાથે ને દુનિયાદારીવાળાં સાથે મારો પાટો છેક આજની ઘડી સુધી ખરેખર બેઠો નથી ને કદી બેસવાનો નહિ. "Misfit!" મિત્ર કોઈક પોકારે છે. કોણ જાણે. મારા જેવા માણસો સમાજને દુર્યોગ્ય છે કે સમાજ જ (પોતાની આવા વિષયમાં જે ઓછામાં ઓછી હોવી ઘટે તે) યોગ્યતા ગુમાવી બેઠો છે? આ પ્રશ્નના ઉત્તરરૂપે ન્યાયી નિર્ણય જગત વહેલામાં વહેલો પામી શકશે (પછી એ અપાય ગમે તેની તરફેણમાં, પણ) તે તો ૨૦૪૧ના ઓગસ્ટની સાતમી તારીખે જ ને? ... ... ...

તા. ૧૯મી ઑગસ્ટ : એમ આરંભાયલી રવીન્દ્રભક્તિ એની રીતે ને યથાલબ્ધ સાધને પ્રતિવર્ષ વધતી જાય એ સ્વાભાવિક હતું. તેણે મને એ સાહિત્યસ્વામીનું જેટલું મૉડર્ન રીવ્યુમાં છપાય તેટલું બધું જોતા રહેવા ને વાંચવાની ટેવ પાડી ને એ રીતે કોઈ વાર માતૃભાષાપ્રેમ પોષ્યો, કોઈ વાર શિક્ષણદૃષ્ટિ આપી, કોઈ વાર અન્યાયો સામે ઝૂઝવા શીખવ્યું, વારંવાર સુસર્જનનો રસ ચખાડ્યો; તેણે એક વાર કૉલેજની વાદસભામાં બીજાઓ ગોટાળે ચઢેલા તેમને સ્થિરબુદ્ધિ કરવાનો યત્ન પણ આવા ભાવાર્થનું કહીને કરેલો "ટાગોર કે કાન્ટ ને બર્ગસનની જેમ બુદ્ધિલક્ષી ગ્રન્થો લખીને બેસી રહેનાર નથી ને તેથી ફિલસૂફ નથી પણ દ્રષ્ટા છે કેમ કે તેમણે ઉપનિષદનાં સત્યો અન્તર્દૃષ્ટિ દ્વારા હૃદયમાં બરાબર ઓળખ્યાં છે અને કાવ્યમય વાણીમાં એ પુનરપિ મૂર્ત કર્યાં છે" અને આ વગેરે વિચારો રજૂ કરી ટાગોરની 'આર્ટિસ્ટ્રી' તરફ ધ્યાન ખેંચનાર મિસ્ટર વૈદ્યના એ 'કૉન્સ્પિક્યુઅસ રીમાર્ક્સ'ને પ્રમુખપદેથી ઉલ્લેખ કરવાને પાત્ર પણ અમારા માનવંતા પ્રાધ્યાપક ડૉ. પાર્કરે ગણ્યા હતા; એ જ એમની ભક્તિએ અમદાવાદમાં ૧૯૩૦–૩૧ કે એટલામાં એમનાં દર્શનશ્રવણાર્થ અર્ધજાહેર જેવા પ્રસંગે સરખીગરાની વાડીમાં (નવજીવન પ્રેસવાળી) જઈ પહોંચવાનો, એ ભવ્ય માનવમૂર્તિને ન્યાળવાનો તથા પ્રસન્નગંભીર સ્વરનું એમનું ઇંગ્લિશ અખંડ ધ્યાને સુણવાનો લહાવો લેવરાવ્યો હતો; વળી એ ભક્તિએ મને ગુજરાતી ચિત્રાંગદામાં રસલીન કર્યો હતો, એમના આન્તરરાષ્ટ્રવાદનો પ્રતિવાદ કરતું લખાણ 'ગુજરાત'માં છાપવું પડતાં કોચવ્યો હતો, ચેતન તે કૌમુદીમાં એમને વિશે લખાવવાં, એમનું 'અભિસારિકા' એક સાથે ત્રણ રૂપે છાપવા, તેમ જ એમાંના બીજા માસિકમાં, ૧૯૩૧માં, ગોલ્ડન બુકનો એકમાત્ર ઠીક વિસ્તારવાળો ગુજરાતી પરિચય આપવા પ્રેર્યો હતો; અને તેણે જ આજે પંદરેક મિનિટનું ભાષણ, એ સાહિત્યસ્વામીનાં સર્જનો વિશેનું, નાની શી નિવાપાંજલિરૂપે નર્મદસભામાં અપાવ્યું.

## માલાકારના લાભાર્થે

**તા. ૨૦મી ઑગસ્ટ :** મારા વિદ્વાન મિત્ર આપ્રાધ્યાપક (=પ્રાધ્યાપકી પર્યન્ત પહોંચેલા; પછી વળી કર્મધર્મસંજોગે 'ડહેલે હાથ દઈ આવી' ત્યાંથી તુર્ત પાછા ફરેલા.) વિશ્વનાથ મગનલાલ ભટ્ટે અમો સૌ ગુજરાતીના પ્રાધ્યાપકોને, તેમની નિબન્ધમાલાની બીજી આવૃત્તિની રોષપ્રધાન પ્રસ્તાવનામાં, નોતરું દીધું છે કે એ સંગ્રહનો ઉપોદ્ઘાત અમુક ટીકાકારને (એટલે '૩૯ના લલિતેતર ગ્રન્થોના સમીક્ષક પ્રા. વ્રજરાય દેસાઈને) 'નથી ગમ્યો' માટે એ અણગમાનાં કારણોની ખોજમાં હવે અમારે નીકળી પડવું ને તેનું પ્રકાશવન્ત પરિણામ પરિશ્રમશીલ એ સંગ્રહકારના 'અવશ્ય લાભ'ને ખાતર જાહેર કરવું. નોતરુંમંજૂર અમારો ઓછામાં ઓછાં વીશ ઘરની નાતને છે એટલે પ્રાધ્યાપકોના 'એ બહોળા વર્ગમાંથી' મારે તો એકવીશાંશ સેવા જ મારા પૂર્વોક્ત વિદ્વાન મિત્રની ઉઠાવવાની હોય; તેથી, એટલો જ ભાર માથે લઈ, આટલું એમના ધ્યાન પર લાવવા રજા લઉં છું: (૧) જે વિવેચનલેખમાં ઉપોદ્ઘાત વિશે વિવેચન છે તેમાં જ એની મૂલ્યવત્તા સ્વીકારાઈ હોવા છતાં, તમે સંગ્રહ વડે એક ભારે ખોટ પૂરી છે એવાં તમારાં વાજબી વખાણ ત્યાં કરવા ઉપરાંત એ ભાગનું ખાસ્સી નવ છાપેલી–દરેક આશરે ચાર ઇંચ લાંબી એવી–લીટીનું લગભગ ૯૦ શબ્દોનું લખાણ લખી સંગ્રહ જે પ્રશંસાને પાત્ર છે તે પ્રશંસા ઉષ્માવન્ત વચનોમાં ત્યાં થઈ હોવા છતાં, એ વિવેચક તમને, તેમણે જાણે એક પણ સારો શબ્દ તમારા એ આખા ય કાર્યને અંગે કહ્યો જ ન હોય તેમ, 'વક્રરુચિ' તથા વિવેચક નહિ ને માત્ર 'વિવેચકપદેચ્છુ' દેખાયા છે એ હકીકત તમારી સમગ્રદર્શી સમતોલ વિવેચક તરીકેની, તમે એ શબ્દો લખી છાપ્યા–પ્રગટાવ્યા ત્યાર પહેલાંની ઊજળી કીર્તિને ઝાંખી સારા પ્રમાણમાં પાડી નાંખે છે કે નહિ એનો ફુરસદે વિચાર, માત્ર તીણી બુદ્ધિધારે નહિ પણ જાગ્રત અન્તરાત્માએ પણ, જરા કરી જોશો; (૨) તમે જ છો જવાબદાર, ઉક્ત વિવેચકપદારૂઢ આપણા બન્ધુએ

ઉપોદ્ઘાતને અંગે જે વાંધો લેવાનો ( એમના 'ગમા–અણગમાનાં કારણો' ઠીક વિસ્તારથી આપીને, તમે કલ્પી લીધા મુજબ એ આપ્યા વિના નહિ જ. ) ચર્યો છે તેને માટે, કેમ કે, તમે જે એવી પ્રતિજ્ઞા કરીને સંગ્રહ કરવા ઉપડ્યા હતા કે તે 'સાહિત્યરસિક સામાન્ય વાચકોને અર્થે યોજાએલો' છે તે તમે ઉપોદ્ઘાતીય વિવેચનલખાણ અંગે પાળી નથી. એટલાપૂરતું જ તમને એમ કહેવાયું છે ( અને તે, ટીકાસંદર્ભ જોતાં, વાજબી રીતે ) કે ઉપોદ્ઘાતમાંનાં તમારાં ઇતિહાસલક્ષી ધ્યાન–તુલના ત્યાં અસ્થાને છે તેમ જ તમારી યુગયોજના સુરેખ નથી, ઉપરકહ્યા વાચકવર્ગને માટે. ( ૩ ) નિબન્ધમાલા ભણવા નીમતાં યુનિવર્સિટીએ ઉપોદ્ઘાતને સાવ બાજુ પર રાખ્યો છે. મારે મતે એ યોગ્ય થયું છે કેમ કે સંગ્રહમાં વિણાયલા નિબન્ધો ઉપોદ્ઘાતમાં વિવેચાયા નથી; ઉદાહરણોરૂપે કે અછડતી રીતે એ સંભારાયા છે—જે વિવેચન કહેવાય નહિ.

આટલું તો એ મિત્રને–મૈત્રી ગૌણ ને સિદ્ધાંતદૃષ્ટિ તથા સત્યકથન પ્રધાન આવે વખતે રાખવાં જોઈએ એ રાખીને જ, અલબત્ત–તેમણે જે દુર્ગ્રહદૂષિત નિરર્થક પ્રહારો ઉક્ત પ્રસ્તાવનામાં કર્યો છે તેના પૂરતું કહ્યું. પણ સંગ્રહ પહેલી વાર પ્રગટ્યો ત્યારની એક વાત કહેવી બાકી રહે છે. એ માલામાં સ્થાન પામેલ એક માનનીય નિબન્ધીએ એવામાં મારું ધ્યાન ખેંચેલું જ કે પોતાના એ સંગ્રહમાંના નિબન્ધો અને પોતાની નિબન્ધશૈલી વિશેનું ઉપોદ્ઘાતમાંનું વિવેચન એ બે વચ્ચે મેળ કેવોક બેસે છે તે ફુરસદે તપાસી જોશો; ( મતલબ કે નથી બેસતો. ) ઉપોદ્ઘાતની એવી તપાસ વર્તમાનપત્રોની કતારોમાં એ ( સંગ્રાહકબંધુ કહે છે તેમ ) 'એકે અવાજે વખણાયલો' નીવડ્યો ત્યાં શક્ય નહિ ને ઇતર સામયિકોએ ચોપડીની જે નોંધ પહેલી નજરે તાત્કાલિક ધ્યાન એની ભણી ખેંચવા લીધી હોય તેમાં આવશ્યક નહિ. પરંતુ આ વસ્તુસ્થિતિનો શું એવો અર્થ કરવાનો છે કે ( પૂર્વોક્ત વર્ષ–સમીક્ષકે ઠેરવી છે તેવી ) સ્થિર સ્વતંત્ર ને નિવૃત્તિપૂર્વકની દૃષ્ટિ, સંયોજકશ્રીની ઉપરકહી પ્રતિજ્ઞાને બરાબર લક્ષમાં લઈ ઠેરવાયલી સહાનુભૂતિવાળી

પણ ટીકાદૃષ્ટિ, એ ઉપોદ્‌ઘાત પર કદી કોઈએ ઠેરવવાની જ નથી? એવી ટીકા કરવાનો હક જાણે કોઇ ટીકાકારને હોઈ શકે નહિ એવી જાતનું માલાકારનું વલણ અજુગતું ને ગેરવાજબી નથી? કેટલું બેહૂદું પણ છે એ?

### બળદનો આંટો પૂરો

**૧લી સપ્ટે:** The wheel of fortune has at last turned full circle. જુદી ને દેશી રીતે કહીએ તો, જે અમુક બળદ ૧૯૨૪માં જીવનના તલ સાહિત્યપ્રીત્યર્થ પીલીપીલી એમાંથી સોનજ્જું તેલ કાઢવા ઊપડેલો માસિક રૂા. ૧૩૦)ની નોકરી છોડીને, તેને આજને દહાડે પગારના રૂા. ૧૩૦) મળવા માંડવા સાથે તેની પૈસાભુખાળવી એ પરિક્રમ્માનો એક આંટો પૂરો ફરાઈ રહ્યો ગણાય. તેને પૈસાભુખાળવો તો તેના ગેરસમજુ ઇષ્ટ મિત્રો ને બીજા કેટલાક માની બેઠા છે પણ તેણે તો (મળવાનો તો નથીજ પણ જાણે મળશે એવી મહેચ્છાથી) ઝટઝટ મોક્ષ પામી લેવાની લાલસામાં ધનનો અપરિગ્રહ જ (શા માટે? કોઈ કહેશે યુયુત્સાને કારણે; કોઈ કહેશે મિથ્યાભિમાનનો માર્યો; તે કહે છે કે નિરંતર ભાવનાવશ, સ્વમાની ને સાહિત્યધૂની એવા મને પૈસા કે કુટુંબપોષણ જીવનમાં પહેલા સ્થાનનાં હકદાર કદી યે દેખાયાં નથી ને હજી દેખાતાં નથી તેથી.)–અપરિગ્રહ જ કર્યા કર્યો છે. આના ટેકામાં એની નોકરીઓનો ઇતિહાસ, ઑકટો. ૧૯૨૦થી આરંભાતો, જુઓ: પહેલી નોકરીમાં પોણોસો મળતા ને એ છોડી બીજી લીધી તે એટલા જ પગારની; આ નોકરી નં. ૨ અગિયારેક મહિને તેને સવાસો લગી લઈ ગઈ એટલે છોડી એને પણ નં. ૩માં દાખલ થવા, સો જ રૂપિયામાં; ને એમાં જ્યારે થયા એકસો ને ત્રીસ ત્યારે ઉપર મુજબ ચોવીસની સાલમાં પોતે જેટલી નિયમિત આવકને રૂખસદ આપેલ, તેટલી આવક આજે સત્તરે વર્ષે ફરીથી તેની થાય છે....પોણા ભાગથી ય વધુ, જિંદગી ગઈ પછી પણ આખરે પાછી નિયમિત આવકરૂપે એટલા બધા પૈસા પામનારને હવે તો સ્વર્ગોના વૈભવ પણ તુચ્છાતિતુચ્છતમ ન લાગવા જોઈએ?

## માલાકાર અને પુરસ્કાર

**૧૭મી સપ્ટે:** આ નોંધ ગમતા વિષય પર અણગમતા સંજોગમાં લખું છું. વિષય પુરસ્કારનો અને સંજોગ એવો કેકરો રા. ભાઈ વિશ્વનાથ મ. ભટ્ટના, આજ લગી તો ( બલકે દસમી ઑકટોબરે પ્રૂફ જોવાતાં સુધી પણ ) અયોગ્ય જ ઠરે છે તેવા, એક કૃત્યની વિરુદ્ધ કર્તવ્યને અંગે લખવું પડે છે. તેમની નિબન્ધમાલા એ સુમનમાલાની હવે તો આવૃત્તિઓ થઈ બે. એ અનેક રીતે ઉપયોગી તથા ઘણી રીતે માનનીય સંગ્રહમાં તેમણે જે જે નિબન્ધીના નિબન્ધો છાપ્યા છે તે સર્વની, એક આવશ્યક, અપરિહાર્ય ઉપચારવિધિ તરીકે તેમણે દરેક આવૃત્તિ માટે જુદી જુદી માગવી જોઇએ તે પરવાનગી નથી માગી; પુરસ્કાર નિમિત્તે ( ખરા રીતે તો આવૃત્તિદીઠ જુદેજુદી ) ફૂલપાંખડી પ્રત્યેક નિબંધીને ધરવી જોઈએ તે ધરી નથી; અને આ સંબંધી પરોક્ષ રીતે છતાં સ્પષ્ટ સમજાય તેવી ટીકા સાપ્તાહિક 'ગુજરાતી'માં દોઢેક માસ પર થઈ હોવા છતાં તેમણે આ બાબતનો ન્યાયપૂર્વક વિચાર ને તેનો અમલ કર્યો નથી. તેમણે હાલે જ આવેલા સપ્ટે.ના ઊર્મિમાં ( પૃ. ૨૯૭મું ) લખતાં અર્વાચીન ગુજરાતી પ્રજામાં સ્વાતંત્ર્ય, સ્વમાન, ટેક, વટ ઇત્યાદિના અભાવ વિશે આવેશપૂર્વક લખ્યું છે. એ લખાણ તેમના ઉપરકહ્યા વર્તન સાથે સરખાવાઈ જાય છે ને પૂછવાની ઇચ્છા થાય છે કે જીવનનું એ હુંફાળા ચારખૂણાળું ' રીઝર્વ્ડ કમ્પાર્ટમેન્ટ ' શું તેઓ તેમને પોતાને એકલા ને જ માટે ઇચ્છતા હશે ? એમ ન હોય ને ઉપર્યુક્ત નિબન્ધીઓ માટે પણ સ્વમાન, હક્સંરક્ષણ વગેરેની છૂટ તેઓ સાહિત્યજીવન–રેલવેમાં રાખવા ઇચ્છતા હોય તો એમતી સૌની મહેનતને પરિણામે પોતે સંપાદક તરીકે ( બે આવૃત્તિના મળી ) રૂપિયા એક હજાર પામ્યા પછી શું તેઓ નૈતિક બન્ધન પણ એ સર્વને પુરસ્કાર આપવાનું સ્વીકારવાના નથી ? કાયદાકાનૂન પણ તેમને કયું કેવું રક્ષણ આપશે તે કોણ જાણે. કદાચ, એની છટકબારી શોધવામાં રોકાયા હશે ને તેથી જ અગમ્ય એવું મૌન આજ સુધી તો ધાર્યું હશે.

## ઋ. જી. સં.નું અર્પણ

**૧૫મી સપ્ટે.** દસ-અગિયાર દિવસ પર એક શુભેચ્છકનો પત્ર આવ્યો હતો. ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિની પહોંચના એ પત્રમાં તેમણે લખ્યું છે. "એનું અર્પણ તથા 'ગુરુ' તરીકે મુનશીનો નિર્દેશ વાંચી ઘણો આનન્દ થયો." પછી ઉમેર્યું છે કે પોતે મારા એક બીજા શુભેચ્છક સાથેના આ વિષયની વાત કરતાં 'વળી ફરી આનન્દ લીધો." આ જ છે સાચી દૃષ્ટિ, એ અર્પણ તથા એના મૂળમાંની ભાવના સમજવાની; અને મારી પ્રવૃત્તિમાં સ્નેહભાવે રસ લેનાર એ બે સંજ્જનો જેવા બીજા પણ કેટલાક છે એ ગ્નાનની ઉષ્માને લીધે, આ બાબતમાં મને રીત આણવાનો પ્રયાસ કરનારા થોડાનું બોલ્યું-લખ્યું ફોક જાય છે એ પણ નોંધી લઉં અહીં જ. ... ગ્રન્થની ઋણસ્વીકારનોંધમાં મેં મુરબ્બીશ્રી કનુભાઇ માટે અવતરણચિન્હોમાં 'મિત્ર, ગુરુ અને માર્ગદર્શક' એવા જે શબ્દો વાપર્યા છે તે પણ, (પોપની પંક્તિ 'ફ્રેંડ ફિલોસોફર ઍંડ ગાઇડ' પરથી ગોઠવેલા), એમના જ કોઇક લેખમાં સૌથી પહેલાં વાંચેલા, ગમી જવાથી યાદ રહી ગએલા ને તેથી ઉક્ત સ્થળે વાપર્યા છે.... આ આખો ય અર્પણપ્રસંગ બીજા સૌને દૃષ્ટિસૃષ્ટિન્યાયે જેવો લાગે તેવો ખરો, મારા મનમાં એને અંગે આટલું છે: સર્વસામાન્યભાવે તેમ જ આર્યસંસ્કૃતિવિષયક પ્રેરકતાના વિષયમાં આપણા એ એક અગ્રિમ સંસ્કારસેવકનું મારી પરનું મારા ઘડતરકાળ દરમ્યાનનું પ્રત્યક્ષપરોક્ષ ઋણ મોટું ને અનેકવિધ છે તેથી, અને, વિશેષ કરીને તો ૧૯૨૨-૨૪ના અમો બંનેના અમરોની પણ ઇર્ષ્યાને પાત્ર સહચારનું ગ્રન્થાર્પણરૂપે સ્થાયી સંભારણું રહે તેવી મારી હૃદયેચ્છા લાંબા વખતથી હતી તે ઔચિત્યપૂર્વક બર આણવાનો આ પ્રસંગ યથાયોગ્ય લાગ્યો તેથી, મેં એ ઉત્પન્ન થવા દીધો ને એ મુરબ્બીની માયાળુ સંમતિથી સિદ્ધ પણ કર્યો છે. પ્રસંગનો અવળો અર્થ કરી એનો દુર્લાભ તો બે છ ને સેરો જ સમજશે, ગેરસમજ ને બદસમજના ધંધાદારીઓ; મને તો અર્પણપ્રસંગથી આનન્દ જ છે-મારા જીવનના થોડા જ ખરા આનન્દોમાંનો એક.

# વિ નો દ કા ન્ત

## વિદ્યાર્થીઓની દૃષ્ટિએ

[ નાજુક સવારીના કર્તાના વ્યક્તિત્વ તથા માનસ વિશે લખવાનું એક પ્રસંગે વિદ્યાર્થીઓને કહેવામાં આવ્યું હતું. એ વિષય પર એ રીતે મળેલા ગુણજ્ઞ, નિખાલસ, ટીકારૂપ કે મજાકભર્યા અભિપ્રાયોમાંથી થોડા અહીં, એ ગ્રન્થકાર પાસે જ સંપાદિત કરાવી, છાપ્યા છે. આશા છે કે વાચકોને એ એક કરતાં વધારે દૃષ્ટિએ રસપ્રદ લાગશે.-ગ્રન્થ જેમણે વાંચ્યો હશે તેમને તો સવિશેષ.-સંચાલક, માનસી ]

૧. નાજુક સવારી નામ જોતાં જ કોઈને કેટલી ઇંતેજારી થાય? કોઈને એમ પણ લાગતું હશે કે નાજુક સવારીમાં કદાચ ચાલુ જમાનાની સ્ત્રીઓની ચાલ અને ચાલની નાજુકાઇના પ્રકાર તો નહિ હોય?

૨. તેઓ જ્ઞાન મેળવવા ઉત્સુક છે. જગતની હાંસી પ્રત્યે ઉદાસીનતા દાખવે છે. ગુજરાતી સાહિત્યમાં એક અગ્રપદ મળ્યું હોવાથી "આપઘાત" કરવા નથી માગતા. (હરખ હવે તું ઓ ગુજરાત!)

૩. લેખકનું માનસ એવું છે કે એ જેને ધારે છે તેને ઊભો ને ઊભો સળગાવી મૂકે છે અને જીવતો મૂએલો બનાવી મૂકે છે.

૪. એક નાના બાળકને માતા રમાડી રમાડી દૂધ પીવડાવે તેમ નાજુક સવારીમાં પોતાના જ્ઞાનભંડાર મારફત શ્રી આચાર્ય

વીજરાય* કે જેઓએ સાહિત્યને માટે યોગ ગ્રહણ કર્યો છે તે આપણ-ને સાહિત્યનું અમૃતપાન કરાવે છે. ...વાડીમાંના કેવડા કે પારિજાતનાં પુષ્પોની સુગંધ માફક નાજુક સવારીની કળા દીપી ઊઠે છે.

૫. મેં જ્યારે એમનું પુસ્તક પહેલવહેલું વાંચ્યું ત્યારે મને લાગ્યું કે રા. વૈદ્ય, સાડાપાંચથી છ ફૂટ ઊંચા, શરીરે ભરાવદાર અને વ્યક્તિ-મત્તાવાળા કોઇ વ્યક્તિ હશે. એટલે એમને માટેના માનનો પારો મારા મનમાં ખૂબ ઊંચે ચઢ્યો. પણ-પણ શું ? મેં જ્યારે એમને પહેલવહેલા જોયા ત્યારે લાગ્યું કે શું આ રા. વૈદ્ય ? તેમને જોયા પછી પારો જરા નીચે ઊતર્યો પણ જ્યારે સાંભળ્યા ત્યારે પારો પાછો અસલ-*ઉચ્ચ-સ્થિતિ પર પહોંચી ગયો ...તેમના લખાણમાં, તેમના વિસ્તૃત* વાચન તથા મનનથી ફળદ્રૂપ બનેલા ભેજામાંથી, ઝાડ પરથી પડતાં પાકેલાં ફળોની માફક અવતરણો તથા અનુલક્ષણો ટપકી પડેલાં આપણને જ્યાં ત્યાં દેખાઇ આવે છે. ...એમના લખાણમાં મંદ મંદ સ્મિત કરાવવાનો પ્રયાસ છે અને તેમાં તેમને સફળતા મળી છે; જો કે, તેમની નજર ચૂકવી, પાપડી ભેગી ઇયળ ભૂલમાં બફાઇ જાય તેમ, છાનીમાની ગંભીરતા કોઈ કોઈ જગ્યાએ ઘુસી ગયેલી આપણને માલૂમ પડે છે.

૬. લેખક સૌંદર્યપ્રેમી લાગે છે કારણ કે સ્વર્ગમાં જઈ મેનકા, ઉર્વશી વગેરેની લટકાળી ચાલ જોવાનું તેને મન થાય છે. "ચઢ જા બેટા સૂળી પર" એવી જાતની સલાહ આપનારા લાગે છે કારણ કે ભાઈ અધાને આપઘાત કરી કીર્તિદેવીને વરવાની સલાહ આપે છે પણ ભાઈ પોતે ખોટાં કારણ આપી છટકી જાય છે નફ્ફટોના સખત ભોગ થઇ પડેલા લાગે છે કારણ કે નફ્ફટને બરાબર લઈ નાંખે છે.

* આ, તેનું પાઠાન્તર 'વિજયરાય' ને 'શ્રી. વૈદ્ય' (બંને આગળ આવે છે તે) મારાં આડનામો કે ઉપનામો હશે એમ જ તરંગવું રહ્યું. બાકી લેખકે આપેલા આચાર્યત્વે તો મને એટલો મૂંઝવ્યો છે કે મેં શિશે કંઈ મેં તર્કના કે તરંગવાની કલ્પના, પ્રતિભા કે પ્રજ્ઞા મારામાં રહી નથી.—વિનોદકાન્ત

૭. તેઓ લખવા ધારે છે ત્યારે ઘણું જ કઠણ લખી શકે છે અને જ્યારે તેઓ હળવો લેખ લખવા માગે છે ત્યારે તેમાં પણ સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરે છે.

૮. તેઓએ જન્મથી જ સાહિત્યમાં ઝુકાવેલું છે.

૯. એમનું લખાણ કોઈ કોઈ વાર લિમ્કા જેવું, કોઇ વાર રાસબરી જેવું, કોઈ વાર જિંજર જેવું વગેરે વગેરે જુદી જુદી જાતનું હોય છે....એઓ રમૂજી પણ છે. ક્યાં રમૂજી છે? એમની ચોપડીમાં. ક્લાસમાં ભાષણ આપે ત્યારે તો રમૂજી બહુ જણાતા નથી, કારણ કે ક્લાસમાં છોકરાઓનો જ વાંક છે. આપણે એમની રમૂજનો લાભ લઇ શકતા નથી. એઓશ્રી રમૂજી ટૂચકો મૂકવા જાય એટલે આપણે આપણા મૂળ સ્વભાવ પર જઇએ છીએ. મૂળ સ્વભાવ પણ શાનો? વાનરસેનાનો. ખરી વાત છે. ... એઓ ઉત્તમ પત્રકાર છે. એમને સ્થાયી રહેવાનું ગમતું નથી તેથી તેઓ વારે વારે સ્થલાન્તર કર્યા કરે છે. એઓશ્રી નિઃસ્પૃહ છે. એક વસ્તુ કહી દઉં—ન કહેવી જોઇએ છતાં કહી દઉં છું કે તેઓ જરા મીંઢા છે, હોય. આટલા બધા ગુણોમાં એ દુર્ગુણ ઢંકાઈ ગયેલો છે.

૧૦. અલંકારો ઘણા છે. તે અલંકારો તેમણે ઘણાખરા તો સ્ત્રી સાથે જ સરખાવ્યા છે. ઘણી જ આબેહૂબ રીતે સરખાવ્યા છે.

૧૧. 'ગમતું' અને અણગમતું' એ નિબન્ધિકા પરથી માલૂમ પડે છે કે લેખક બહુ જ લહેરી છે.... જેમ 'તાક્યું તીર મારનાર પ્રેમાનંદ' તેમ તાક્યો કટાક્ષ કરનાર રા. વિજયરાયઃ એ વિશે બે મત ન હોઇ શકે.... લેખક વિશે આપણે એટલું તો જરૂર કહી શકીએ કે when he will touch any subject, then nothing will be untouched.

૧૨. એનો શાન્ત પ્રભાવ સર્વને ચકિત કરે છે. એના કરતાં પણ એના વાંચને સર્વેને ભયમાં મૂકી દીધા છે. એઓશ્રી કલાકનાં ૭૫થી

૮૦ પાનાં ચોપડીનાં વાંચે છે. ઘેર આગળ વાંચતા હોય એ એક સાધારણ વાત છે, પણ એઓશ્રી રસ્તે પણ વાંચતા જ ચાલે છે.[1]

૧. એમ જ હોત તો તો ક્યારની કોઇકની મોટર મારો કોળિયો કરી ગઈ હોત ને હું પૂગ્યો હોત સુખવતીમાં. બાકી રસ્તે ગાડીમાં વાંચું છું એ ખરી વાત છે; તે ઉપરાંત, પ્રત્યક્ષપણે મારા ને પરોક્ષપણે તમો સૌના જ્ઞાનમાં વૃદ્ધિ કરનારી પણ એ વાત છે. —વિનોદકાન્ત

## ગંગાજીને પુણ્યપગલે અશુદ્ધ-શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૪ | ૨૩,૨૫ | સુખ | મૂળ |
| ૨૦૬ | ૩ | તેલંગ | નેલંગ |
| ,, | છેલ્લેથી ૪ | आम | आमि |
| ૨૧૩ | ૩ | વહેમો | વહેળા |
| ,, | છેલ્લેથી ૫ | ખાતરા | ખાતરી |
| ૨૧૪ | ૧ | હૈ | હંમ |
| ૨૧૫ | ૧ | પેર | પેર |
| ,, | છેલ્લેથી ૨ | ધણ | ઇધણ |
| ૨૨૧ | ૨ | 'બાજી'એ | 'બાજી'ઓ |

## પ્રભાતનમંદા

"બુદ્ધિ રસાસ્વાદને પ્રતિકૂળ છે, કે રસાસ્વાદ સાથે સંબંધ ધરાવતી નથી, એ મત હું ખોટો માનું છું. વિશાળ ગ્રહણશક્તિને માટે વિશાળ બુદ્ધિની પણ જરૂર હોય છે, અને મહાકાવ્યો માટે એવી વિશાળ ગ્રહણશક્તિ જોઇએ છે,–જેમ કાવ્યમાં તેમ ભાવકમાં પણ."–[1]આ અભિપ્રાય બરાબર છે, પણ તેથી આગળ વધી આધુનિક કાવ્યવિવેચક ક્વચિત્ કહે કે બુદ્ધિ પણ એક ભાવ છે અને તે માટે હેમચન્દ્રનો આધાર છે ત્યારે અદ્યતન કવિતાનો એક દોષ, બુદ્ધિવ્યાપારની પ્રધાનતા ઊભો થાય છે. એક પક્ષે બુદ્ધિને ભાવમાં ખપાવનાર આજનો જમાનો બીજે પક્ષે નરસિંહરાવના વિધાનનો લાભ લઈ એમ ના કહી શકે કે "મસ્તી અને કવિતા એ બેનો સંબંધ જોડવામાં વિચારસરણીનો દોષ જ આવે છે." સંયમના પૂજારી કેટલાક વિવેચકોમાં આ વિધાન સ્વીકારવાનું વલણ જણાય છે. ખરું જોતાં, મસ્તી એ ચિત્તની હૃદયગત, ભાવગત સ્થિતિ જ છે; અને બુદ્ધિ કરતાં તો જરૂર વધારે ભાવમૂલક છે. નરસિંહરાવને કદાચ આ અર્થની મસ્તીનો વિરોધ નહિ હોય ગુજરાતી કવિતામાં નર્મદાશંકર બાલાશંકર આદિ કવિઓએ કૃત્રિમ જોસ્સાની જે પ્રતિષ્ઠા કરી હતી તેનો તેમણે કુદરતી ને યોગ્ય વિરોધ કર્યો હતો. મસ્તી એ વિગલિતવેદ્યાન્તરમ્ જેવી હૃદયસ્થિતિ છે. તે ભાવનો માત્રાવિશેષ અને સાતત્ય સૂચવે છે. સાચી મસ્તીમાં બુદ્ધિવ્યાપાર

1. રામનારાયણ: "અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો." પૃ. ૪૦.

બંધ નથી હોતો, મંદ પણ હોતો નથી, પણ યન્ત્રના ચક્ર પેઠે એટલો ત્વરિતગતિ હોય છે કે સ્થગિત હોય એમ લાગે છે. મસ્તી એ પ્રતિભા નથી. મસ્તી બરોબર પ્રતિભા, કવિત્વની પ્રેરણા, એ સમીકરણનો વિરોધ જ નરસિંહરાવને ઇષ્ટ હતો એમ માનું છું.

કવિપ્રતિભા સ્વૈરજાત છે એ જાણે સાબિત કરવા આ બુદ્ધિવ્યાપારની કવિતામાં પ્રતિષ્ઠા કરનાર પેઢીમાં આપણને મણિલાલ, બાલાશંકર, કલાપીનો વારસો લઇને આવનાર, ભુલાયેલા પ્રસ્થાનને ચાલુ રાખનાર મસ્તીપ્રિય કવિ મળે છે. અને આશ્ચર્ય એ છે કે તેમના પર પ્રો. ઠાકોરના આશીર્વાદ અને પ્રો. રામનારાયણના સદ્ભાવ ઊતર્યા છે. શ્રી. પતીલે "તૂટેલી ચંપલ" કે "સુંદરી રંગનાર" કે "રધા પટેલ" પર કવિતા લખી છે તે નહિ, તેમણે પદ્યાકારમાં અનેક પ્રયોગો કર્યા છે તે આ સમભાવનું કારણ હશે. અથવા, આ બેઉ વિવેચકો પડઘા-સૂરનો વિવેક કરી શકે છે, તેથી પોતાને અલ્પપ્રિય સંપ્રદાયની છતાં મૌલિક કવિતાને તેમણે સત્કારી. "આપણી કવિતાસમૃદ્ધિ'ની બીજી આવૃત્તિમાં 'પતીલ'નાં ત્રણ કાવ્ય છે પણ તેમાં મસ્તીવાળું એક જ છે એ પણ આ વાતનું સમર્થન કરે છે.

## વિશિષ્ટ રંગ : મસ્તી

'પ્રભાતનર્મદા'ની ભોંય મસ્તી છે. તેનો વ્યાપક અને વિશિષ્ટ રંગ મસ્તી છે. તેનો વિષય સ્ત્રીસૌન્દર્ય, નિસર્ગસૌન્દર્ય, પ્રેમ, વિષાદ કે જીવનગરણચિન્તન હોય તોપણ તેની અસરમાં ઘેન અને માદકતા છે. એમાં પ્રલીઝાબેથી કવિઓની તાઝગી અને સાહસ છે, એમાં ચાર્લ્સ પહેલાના સમયની કવિતાની ધૃષ્ટતા છે, અને ઉમર કે બાયરન જેવી સાચી કે સત્યાભાસી ફના થવાની વિષાદયુક્ત વૃત્તિ દેખાય છે.

સદય સર્વ આવો લેવા અપૂર્વ લ્હાવો;
સંઘ મહીં આપણે સિધાવીએ હો ! રાજઃ
પાછાં ન આવીએ.

× × ×

ન કદર કાંઈ દીઠી કે આંખ મ્હેર મીઠી
ત્યાંથી જો મુકામ ના ઉઠાવીએ હો ! રાજ;
તો ક્યાંથી ફાવીએ ?
મહા અસહ્ય સેવા પતાવી પીડ દેવા
મોત મહીં જાતને ઝુકાવીએ હો ! રાજ;
કયા સુધી નિભાવીએ ?

(મૃત્યુ પછીના દુનિયા તરફ)

ઊડ, ઊડ ગહન ઊંડાણુમા આકાશતણા,
જ્યા ચ ન આવે તીર ત્યાં ચ બાજ છે કઠોરમતિ
ઊડ નહી બચી જવા, ઊડ ભલે ખપી જવા,
અભિનવ રીતે લ્હાવ મરણનો લૂંટવા.

(પક્ષીના વ્યોમવિહાર ઉપર)

મૃત્યુનો આ કોડ કોઇ મહાપુરુષાર્થ માટે નથી; વૈયક્તિક દુઃખ અને વિષાદમાં જન્મેલો, મેઘાણીની કવિતાની મુમૂર્ષાથી તે જુદો પડે છે; અને તત્ત્વતઃ બાયરન કે કલાપીના જેવો છે. કુદરતમાંથી કવિ પ્રતીકો શોધે છે તે પણ કવિને હૃદયે જડેલા વિષાદને અનુરૂપ છે, અથવા તેવાં તેમને બનાવે છે. પ્રો. ઠાકોરે 'આપણી કવિતાસમૃદ્ધિ'માં પસંદ કરેલા વિષાદના કાવ્ય કરતાં વધુ વિષાદમય અને રમણીય 'કેસૂડાં' કાવ્યમાં કવિ તેમને મરણના કોડીલા કહી પૂછે છેઃ "શા રીતે પ્રિયજન કેરી ભેટ લેશો પોતાના રુધિર મહીં જ હા ! નહાઇ ?" ગુલમોરને તે લાલ આંસુ લોહીનાં ખંખેરનાર તરીકે સંબોધે છે. તેમનો પ્રેમ સંયમનો ખાસ પૂજારી નથીઃ

જે દિવસથી
હું જોઈ ચક્યો મગજના છૂપાં સવેદન
તાદૃશાં, પહેલી જ વાર, મૃગાક્ષી મીઠી,
ચલવતી રાજ તન ઉપર તંગ પોતાના,
સત્તાથી સહજ, અનુસાર મરજી પોતાની,
આવતી યુવાને આવકારતી સુસ્મિત !
તે દિવસથી જ મુજ મરી સુલેહ મગજની.

(બીજની સંધ્યા)

અયિ; પરમ ગર્વિણી ! પથ પ્રમાદનો વાણતી,
મૃદુલને રખે મારતી !.
પ્રકોપ યશ કારમા પ્રલયયામિનીના સમી,
સહુયને રહી જે દમી !

કવિ પ્રતિભાની એને વિલક્ષણતા કહો, પણ નાના નાના, અણીદાર, અને વાક્યોમાં પરસ્પર સમતોલ ઘાટ ઘડવાનું એમનું વલણ એટલું બળવાન છે કે પ્રલંબ કે સંકુલ અર્થતારનો એમને ઉપયોગ નથી; પ્રવાહી પૃથ્વી કે પ્રવાહી અનુષ્ટુપની તેમને ગરજ નથી. ઉપરના બીજા અવતરણમાં પૃથ્વીને તેમણે નિશ્ચિત લયનો અને પ્રાસબદ્ધ બનાવી દીધો છે.

ફારસું જેવું સૌન્દર્ય, નયનનર્તન જેનાં સબળને વિવશ બનાવે અને પ્રિયજનને પાદશાહ બનાવે, એવી સુન્દરી આગળ કવિના પ્રણયીને સાન્નિધ્યની નોકરી જોઇએ છે. એ નોકરી મળે તો ય વિષાદરૂપ પુરસ્કાર છે; ન મળે તો ય વિષાદ પરિણામ છે. તે પ્રણયમાં દુનિયાદારીનો તેને ખપ નથી, વાસ્તવિકતાનું તેને ભાન નથી. એ સ્વપ્નમાં એ ફના થાય તો તે મુક્તિ છે. આવી મસ્તી શ્રી. પતીલે પોતાનાં કાવ્યોના પ્રણયીમાં મૂકી છે. આ કવિતા એટલી આત્મલક્ષી છે કે 'કાવ્યોનો પ્રણયી'ના કલ્પત. પણ શ્રી. પતીલમાં સ્વકીય લાગણી સાથે બાયરની મુદ્રા છે, ને શુદ્ધ આત્મલક્ષી કવિ પણ પોતાની કવિતામાં પોતાથી જુદું પાત્ર જ ઉપસાવી આપે છે. આ ફેંટાદાર વૃતિને ફારસીઉર્દૂ પદાવલિ અને ફારસીઉર્દૂ પદરચનાઓ સચોટ રીતે વ્યક્ત કરી શકે છે.

## 'અભિજાત અભિસારિકા'

પોતાની હરરોજની પરિચિત પત્ની કે દીકરી ગુજરાતી પોષાક છોડી મહારાષ્ટ્રી પોશાક પહેરે કે મહારાષ્ટ્રી છોડી ગુજરાતી પહેરે તો તેની આકૃતિ સહસા છબીલી બની જાય છે. ઘરમાંનું જ ચિરપરિચિત

પ્રિય સ્વજન પરદેશી લેબાશમાં ફાંકડું અને મનોહર દેખાય છે. સ્ત્રીઓમાં ફૅશનો વર્ષોવર્ષે બદલાય છે, અથવા વારતહેવારે કે સમારંભમાં કોઇ સુન્દરી રબારણનો તો કોઇ મારવાડી ઠાઠ કરે છે તેના મૂળમાં આ નવતા, તાઝગી, આકર્ષણ ઉપજાવવાની વૃત્તિ જ છે.

"પ્રભાતનર્મદા"ની આ અભિજાત અભિસારિકા વિદેશી વેશભૂષામાં મનોહર લાગે છે. 'દિરમ સદ હજાર આપે' એ ગઝલમાં ફારસી શબ્દો અને ગઝલના લયનું ઔચિત્ય પરખાશે:

છે ન જિગર જેને તે અખ્તિયાર રોના?
હોય તે શરાબ! જે નહીં ખુમાર આપે?
જઉં બચી બળતો અંગારથી ગમીના
વ્હાલી દિલોજાન જે બોસો કનાર આપે!

×

છે ઝુકાવી ગર્દન જે આરાનાની પાસે,
દાર અગર આપે, તલ્વાર ધાર આપે!
આપું જિંદગાની હું તેમને મ્હારી
જિંદગીતણો જે મને ઈખ્તિયાર આપે.

મૌમિતિક આકૃતિઓ જેવી આ સફાઈદાર પેશીઓમાં સરળ પણ મત્તભાવની ચોટ અને ટકોર આવી શકી છે. ઇશ્કની જાણે ધૂમ મચી છે: સ્વસ્થ કપોતીનું સંવનન કરતો નરકપોત આમથી તેમ અને તેમથી આમ કૂદી રહ્યો છે. ...

### બે મુખ્ય દોષ

ગઝલોના અનેક પ્રકાર શ્રી. પતીલે અજમાવ્યા છે અને એ ક્ષેત્રમાં બાલાશંકર તથા કલાપી કરતાં તેમણે વિશેષ સિદ્ધિ મેળવી છે. વધુપડતા અપરિચિત ફારસી શબ્દોથી આ ગઝલો દુર્બોધ બની છે. એક સ્થાને તો આખી પંક્તિ ફારસીમાં છે અને બર્ગ, દરખ્ત, સદા, તનહાઈ નાફ, ઝાગ, હિલાલ, જલાલ, બિસિયાર જેવા શબ્દો

અવદશા, ગાંધીજી જેવા મહાપુરુષોનું માહાત્મ્ય કે તેમણે ઉપાડેલી પ્રવૃત્તિઓની સારાસારતા આ કવિને નથી સ્પર્શતાં એમ કદાચ ન કહેવાય; તેમની કવિતામાં એ પ્રેરકબળ નથી એટલું તો કહી શકાય. તેમના આન્તરજીવનમાં તેમનું સ્થાન નજીવું લાગે છે. 'પ્રભાત નર્મદા'માં ઠાકોરનો બિનઅંગત દૃષ્ટિકોણ નથી, તેમનું સ્થિરદૃષ્ટિ ચિન્તન નથી; તેમાં સુન્દરમની સમાજવાદી મશાલ નથી, કે આખા દેશના નિઃશેષ સત્ત્વ સાથે એકાકાર થઇ જવાની ઉમાશંકરની મહદ્‌ભાવના નથી. તેમાં શેષની પ્રસન્નતા કે મનસુખલાલની પુરાણપ્રીત નથી. 'પ્રભાત-નર્મદા' આત્મલક્ષી કવિતા છે, પણ નરસિંહરાવ, કલાપી જેવા આત્મ-લક્ષી કવિની ચિત્ર ઉપજાવવાની શક્તિ તેમાં પ્રતીત નથી. થતી. ગઝલો-માં ઠેરઠેર બાયરની મુદ્રા આવે છે, પરંતુ સામાન્ય રીતે આ કવિતાનો રણકાર સાચા શિક્કાનો છે. કવિના અનુભવક્ષેત્રની મર્યાદા એ આત્મ-લક્ષી કવિતાની ભારે મર્યાદા છે, પણ તે સ્વકીય સંવેદન-માંથી જન્મી હોય તો હૃદયંગમ પણ વિશેષ થાય. તેથી જ એમ બને છે કે સમથલ, સ્વસ્થ, આધિઉપાધિ વગરનું જીવન જીવનાર કવિ વૈવિધ્યમાં નિષ્ફળ રહે અને અસરકારક કાવ્યો સંખ્યામાં ઓછાં લખી શકે. શ્રી મગનલાલ ભૂધરભાઈ પટેલને જીવનસંગ્રામ મોટો ખેડવો પડ્યો છે, અને ધ્યેયપરાયણતા માટે આવશ્યક સ્વસ્થતાના દિવસો તેમને મળ્યા નથી. જિંદગીના ધક્કાઓ તેમની કવિતામાં સંભ-ળાય છે, છતાં આપણે અપેક્ષા રાખીએ તેટલું વૈવિધ્ય તેમાં આવ્યું નથી. બાહ્યાકાર અને વિષયપસંદગીના દેખાતા વૈવિધ્યની નીચે એકવિધ અભિમાન, ઘેન, ભ્રાન્તિભ્રંશ, નિર્વેદ, સ્વજન પર તિર-સ્કાર, જીવનનિષ્ફળતાથી આવતી આત્મજડતાની અનુભૂતિ દેખાય છે. કવિને પોતા હીરનું ભાન છે અને અભિમાન છે. તે હીર પ્રગટ થાય એવી પ્રવૃત્તિ જ તેને ઇષ્ટ છે.

"મારું પોતાપણું નવ કદી વેડફું કે વહેંચું*"

---

* "કપો"

પણ એ પ્રવૃત્તિની સ્વજનને કિંમત નથી, કેમ કે તેમાં 'પ્રાપ્તિ' નથી, સત્તા નથી. સ્વજન કાચાં વાસણ જેમ ફૂટી જાય છે, અથવા અણગમતી શિખામણનો ત્રાસ આપે છે:

ઉ ઓઢી જે ઉપર મમતા આગ્રહે તેહ આપી
ઝીણા ઝીણા હૃદયપલિતા પાડતા કાપ કાપી;
છીણી ફેરા સર પર ફરે ટોપરું રંક જેમ,
નિર્દેશેલા તમ પથ પરે હું જતો આજ તેમ. ૩

આ સ્થિતિમાંથી પગથિયે પગથિયે કવિ ભ્રાન્તિભંશ, ઘેરો વિષાદ, આત્મશૈથિલ્ય અનુભવે છે:

કરી શકું ઉમંગેથી એવો મળે શ્રમ કોઇ ના,
ફરજ લઉં સ્વીકારી જેને હું ચા હસતે મુખે;
મુજ અધમતામાંહેથી આ શકું શી રીતે ખસી?
વિદય જડતા જેનો છું હું શિકાર થઇ પડ્યો
કરતી મુજને તે ના છૂટો, કરી બહુ પ્રાર્થના
યદપિ: ("વિષાદ")

• • •

યામે યામે થાઉં છું નિત્ય જીર્ણ,
પાદે પાદે જાઉં છું મૃત્યુ પાસે,
શબ્દે શબ્દે ખોઉં છું શ્વાસ ક્ષીણ
ને જીવું છું જીવવાની જ આશે—
સમૃદ્ધિની અરે એ સરણી, તુજ થયું મારું તેવું ન થાશે.
("નર્મદાને")

અને છેલ્લે મૃત્યુની ભેટ પ્રાર્થે છે:

અવજ્ઞાનો લાગ્યો અવનતિભરી વારસ થવા;
મળ્યા ભીતાનાઓ, મળી બદનસીબી, બદમઝા;
ગઇ સત્તા ચાલી, સહન કરવાની રહી સઝા;
કહે, છે તું ક્યાં ! કદમ તુજ ચૂમું અય કઝા !
("મૂકવું હૈયું વહેતું")

## વિષાદ-પટમાં પ્રસન્નતા

મરણોત્સુ વિષાદના આ વિપુલ પટમાં લલિતોલ્લાસ અને પ્રસન્નતા

નું નાનું ઝરણું છે ખરું. "હો લાલ"નો રાસ, "યુવતી અને અરીસો"નું સૉનેટ, "જરાક"નું ગીત, "તુરેલી ચંપલને"ની ગઝલ, અને એવાં થોડાંક બીજાં કાવ્યો સરસ વિનોદ કરાવે છે. વિનોદના તત્ત્વ વગરનું પણ ઉલ્લાસતત્ત્વથી બહુ આહ્‌લાદક 'સૌન્દર્ય જય ગાન' પતીલની એક ઉત્તમ કૃતિ ગણાય. બીજી ઉત્તમ કૃતિ 'નર્મદાને' ઉલ્લાસના તત્ત્વ વગરની પણ ધીરગંભીર રમણીય ને મનોહર છે. શૈલીના 'શ્લોકશ્લોક' કાવ્યનો લય તેમાં સારો ઊતર્યો છે તે તો ખરું, ગૌરવવંતા નર્મદાવહન માટે શાલિની-સ્રગ્ધરાનો લય ઉચિત અને સૂક્ત જેવા ઉદાત્ત સંબોધન માટે અદ્વિતીય છે. લાંબાં વસ્ત્રોવાળી નર્મદા લોકમાતા–

> પોષે છે તે સર્વને એક પ્યારે
> જેઓનું છે જ્ઞાન ચિંતાવિહોણું–
> પ્યારી માટી તજીને નહિ પર દરિયે શોધતા રૂઢ સોનું !

કવિ પ્રાર્થે છે કે, પૂર્વજોને ઉદ્ધારનારી રેવા, પરમ કર્તવ્યપરાયણ રેવા સીધા રાહનું જીવન જીવવા કવિને સામર્થ્ય આપે, અને વિશ્વની નવાઈ બને એવા કવનની પ્રેરણા આપે. આપણે કહીશું, તથાસ્તુ !

૨૭-૬-૧૯૪૧ વિષ્ણુપ્રસાદ ૨. ત્રિવેદી

## તુલસીક્યારો

એક મિત્રે પૂછ્યું: "મેઘાણીનું તુલસીક્યારો વાંચ્યું ?" મારો નકારમાં ઉત્તર સાંભળી એમણે કહ્યું: "જરૂર વાંચી જા–સરસ છે." વાંચવાનું ઘણું અને હાથ પર સમય ઓછો. રાત થોડી અને વેશ ઝાઝા. તેમાં ય, જ્યારથી અંગ્રેજી સાહિત્યની લગની લાગી ત્યારથી ગુજરાતી વાંચન ઓછું થતું ગયું એને પરિણામે ગુજરાતી વાંચનની ગતિ પણ મંદ પડી ગઈ છે. એક વખતની કલાકનાં સવાસો-દોઢસો પાનાંની સરેરાશ આજે ત્રીસ-પાંતરીસ ઉપર આવીને અટકી છે. આ હકીકતમાં હું ગમરુથી બહુ છું એમ તો તમે ન જ માનો. અત્યારે વધુ મારા

જેવા લેખકો અને વાંચકોને પૂછશો અને જો તેઓ પ્રામાણિકપણે જવાબ આપશે તો હકીકતમાં ફેર નહિ પડે એવી મારી ખાતરી છે. પણ આ વસ્તુસ્થિતિ શરમભરેલી છે એમ માનવા હું તૈયાર નથી કારણ કે સાહિત્ય અને કલામાં સ્વદેશાભિમાનને ઘસડવાની જરૂર નથી. હશે.

મેં પુસ્તકનું વાંચન શરૂ કર્યું 'સૌરાષ્ટ્રની રસધાર' અને 'સોરઠી બહારવટિયા' એ બે ગ્રંથમાળાં પ્રત્યેનો મારો પક્ષપાત મેં જાહેરમાં પણ એકચો વધારે વાર જણાવી દીધો છે. કેટલાં ય વર્ષો ઉપર, સાંતાક્રુઝમાં, આનન્દીલાલ પોદ્દાર સ્કૂલમાં એક રાતે મેં મેઘાણીને એમનાં એ વખતનાં લોકપ્રિય ગીતો—'ભેટે ઝૂલે છે તરવાર, બાપુજી'કેરી ભેટ' વગેરે ગાતાં પહેલી વાર સાંભળ્યા. ધાર્યા કરતાં પણ જ્યારે કોઇ વસ્તુ સુંદરતર નીકળી પડે ત્યારે આપણા હૃદયમાં કંઇક વિચિત્ર અસર થાય છે—આનંદ તો થાય છે પણ સાથે સાથે આનંદજન્યો આઘાત પણ થાય છે અને તેની અસર અમુક કાળ પર્યંત ટકી રહે છે. તે રાતે સાંભળેલ મેઘાણીનો ઊર્મિભર્યો પ્રચંડ છતાં કોમળ મોટો અવાજ દિવસો સુધી કાનમાં ગુંજી રહ્યો. અને જન્મભૂમ કાઠિયાવાડનાં કંઇ કોમાં જૂનાં સંસ્મરણોને પુનઃ જગાવતો રહ્યો. આ પુસ્તકના આરંભ વખતે મને લાગ્યું કે એ ન વીસરાય એવાં પુસ્તકોનાં પાનાં પોતાના બુલંદ અવાજે શ્રોતાજનો આગળ ખડાં કરનાર મેઘાણીની કલમ 'તુલસીક્યારો' ની નવલકથામાં પણ એ જ સ્વરૂપે વહેતી હશે પણ પહેલાં બે પાનાં વાંચતાં જ મારો એ ભ્રમ—કદાચ મારી એ દહેશત—દૂર થયો.

કેટલીક નવલકથાઓ આપણે પચાસ–પોણોસો પાનાં વાંચીએ ત્યાર કેડે જ આપણને પોતાનામાં રહેલ રસનું પાન કરાવવાનો આરંભ કરે છે ત્યારે કેટલીક નવલો પહેલે પાનેથી જ વાંચકોનાં હૈયાં આકર્ષી લે છે. ચિત્રફલક વિશાળ હોય, વસ્તુ અમુક પશ્ચાદભૂની તૈયારી અને સહાયતા માગી લેતું હોય તે વેળા ગમે તેવા સમર્થ સાહિત્યસ્વામીને પણ પહેલાં પચાસ-પોણોસો પાન તે વસ્તુને વિકસાવવા અને યોગ્ય પશ્ચાદભૂ આગળ મૂકવા રોકવાં પડે છે.

## શાન્ત સરોવરનાં સલિલ

પાત્રો જેમ વધારે સંસ્કારી અને કેળવણી પામેલાં હોય તેમ તેમનું નિરૂપણ વધુ મુશ્કિલ હોય છે અને વધુ લંબાણ માગી લે છે; કારણ કે સંસ્કારી અને શિક્ષિત પાત્રોના હૃદયમાં ઊઠતી ઊર્મિઓ વધુ અટપટી અને પૃથક્કરણ માટે વધુ દુસ્તર બને છે. 'તુલસીક્યારો'માં એવી કથા નથી, એવાં પાત્રો નથી. નથી એમાં રણઘેલા, અરધા ગાંડા શૂરવીર રજપૂતોની શૌર્યકથા, નથી એમાં બહારવટે ચડેલા નરકેસરીઓની મર્દકથા, નથી એમાં અતિસંસ્કારી, અતિશિક્ષિત શહેરીઓનાં હૃદયની અટપટી ઊર્મિકથા. મહાસાગરના હૈયાનાં પ્રચંડ તોફાનો, પૂર આવેલ નદીનાં ભીષણ ગર્જન કરતાં વહેતાં પાણી, જ્વાલામુખના જીગરમાંથી ભભૂકતો ભયંકર દાવાનળ વગેરેનાં દર્શન એમાં નથી. એમાં તો છે માત્ર શાંત સરોવરનાં શાંત, સ્થિર સલિલ. સહસા કોઇ પથ્થર એમાં પડે છે, પાણી નાનીનાની ઘૂમરીએ ચઢે છે. ધીમે ધીમે એ ઘૂમરીઓ મોટી થતી થતી પાછી સમાઈ જાય છે અને એ શાંત જળ પુનઃ શાંતિ પ્રાપ્ત કરી લે છે. જાણે કોઇ તાંડવનૃત્ય કરનાર નૃત્યકાર એ તાંડવનો ત્યાગ કરીને લાસ્યનૃત્યની કોમળતા પ્રેક્ષકો સમક્ષ રજૂ કરતો હોય તેમ મેઘાણી એ તીક્ષ્ણ તરવારોના ખખડાટ, વીજળીવેગે જતી ઘોડીઓના દાબડાઓના ખડાક-ખડાક, પ્રાણની આહુતિ આપવામાં એક એકની સાથે સ્પર્ધા કરનાર એ મહામાનવીઓની કથાને બદલે શાંત, દીન, હાવકાં મનુષ્યોના એક નાના વર્તુલને પોતાના કલમના નાજુક સ્પર્શથી ઘડીભર આપણી સમક્ષ ખડાં કરી દઈ પાછાં કાળના પડ નીચે દબાવી દે છે.

વાર્તા વાસ્તવદર્શી છે એ તો સ્પષ્ટ છે. એ નરી વાસ્તવિકતા આલેખવામાં પણ જે સામર્થ્ય, જે કલાવિધાન અને જે માનવસ્વભાવનો ઊંડો અભ્યાસ લેખકમાં જરૂર હોવો જોઈએ તે વિશે ઘણા વિવેચકો બેદરકાર હોય છે. વાસ્તવદર્શી આલેખન કર્યું એટલે જ

જુદા પ્રસંગે જુદા જુદા સંજોગોમાં એ વિધવાની આકૃતિ તેમ જ આત્માનું લાવણ્ય એણે પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરીને વાંચક આગળ ખડું કરી દીધું છે. એ વિધવાના ભૂતકાલના પ્રેમ-પ્રસંગો—એવા દીન જીવનમાં મહત્ત્વના ગણાતા પણ ખરું જોતાં નાના-આપીને પણ લેખકનો એ પાત્ર પ્રત્યેનો પક્ષપાત એણે સ્પષ્ટ કરી દીધો છે. આટલી કાળજી અને આટલી મમતાપૂર્વક દોરાયેલ આકૃતિમાં માત્ર કોઈક કોઈક સ્થળે બહુ ઊંચા વિચાર અને તે પણ સંસ્કારી ભાષામાં ગૂંથાયેલ આપણને ખૂંચે છે. જે વર્ગનું પાત્ર હોય તે વર્ગને સહજ એની ભાષા અને એના આચારવિચાર જોઈએ તે કલ્પવું અને સમજવું સહેલ છે પણ પાત્રોને વધારે ને વધારે સુરેખ અને સ્પષ્ટ બનાવવાના ઉત્સાહમાં એ બાબતમાં કં મોટા મોટા સાહિત્ય-સ્વામીઓ સુદ્ધાં ભૂલ કરી બેસે છે એટલે સામાન્ય કોઈ કૃતિમાં આવા દોષ ન કાઢત પણ આ તો એક ખરી કલાકૃતિ છે એટલે આવા નાના દોષ પણ મારી આંખે ચઢી આવે છે.

કંચનનું પરિવર્તન નવલકથાને છાજે તેવું, સહજ લાગે તેવું ધીમું ધીમું વિકાસ પામતું દર્શાવાયું છે. માત્ર એને ગર્ભ કોનાથી રહ્યો એ વિશે સહેજ વધારે સ્પષ્ટતા કરવામાં આવી હોત તો સારું કારણ કે આ કં ડીટેક્ટિવ નવલ નથી કે બિચારા ભાસ્કરને માથે એનો દોષ વાંચક ક્ષણભર પણ મૂકે.

કેટલાક મારી સાથે સંમત નહિ થાય પણ મને લાગે છે કે વીરસુતનું અને ભાસ્કરનું એમ બંને પાત્રો બીજાં જ્વલંત પાત્રોની તુલનામાં ઝાંખાં લાગે છે. એ બેમાં પણ વીરસુત તો હજી પણ ઠીક છે, પણ ભાસ્કરના આલેખનમાં રહેલ શિથિલતા તો ખરેખર ખૂંચે છે. લેખકે એને એક 'બોહીમિયન' ચીતરવાનો યત્ન કર્યો છે પણ કોણ જાણે શાથી એનું 'બોહીમિયાનિઝમ' એટલું સારું ચીતરી શકાયું નથી. પાછળથી એનામાં થયેલ ભાવોનો પલટો પણ કંચનના માનસપરિવર્તનને મુકાબલે ઝડપથી અને કારણ વગર થયેલો લાગે છે. એના

પૂર્વજીવનનો જે થોડોઘણો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનાથી તેના માનસની ચાવી બરાબર મળી નથી રહેતી.

પણ બસ ! કયો કલાકાર પોતાની કલ્પનામાં ઘડેલ મૂર્તિ એવી ને એવી કાગળ ઉપર કે ફલક ઉપર કે આરસપહાણમાં ઉતારી શક્યો છે? પાંતરીસપાંતરીસ વર્ષનાં સતત પરિશ્રમ, રિયાઝ[1] અને તપ પછી રોડિનને લાગ્યું હતું કે પોતાની કલ્પનામાં રચાતી આકૃતિઓ હવે ઝાંખીઝાંખી પણ પોતે પથ્થરમાં હવે ઘડી શકતો થયેલો છે! સમરસેટ મૉમ, સર હ્યુ વૉલપોલ વગેરે આધુનિક સાહિત્યસ્વામીઓ પણ બળતરા કર્યો કરે છે કે 'જ્યારે આપણે નવી નવલકથા લખવાની શરૂઆત કરીએ છીએ ત્યારે તે નવલકથા કેવી અદ્‌ભુત, કેવી અપ્રતિમ થશે એમ આપણને લાગે છે કારણ કે આપણા હૃદયમાં એક અમૂલ્ય અને અમર કૃતિ તૈયાર થઈ હોય છે પણ કાગળ ઉપર ઉતારતાં એની અનેક ખૂબીઓ આછી થઇ જાય છે!' આપણે ત્યાં રા. મુનશીનો જ દાખલો લ્યો: 'પૃથિવીવલ્લભ'નું પાત્ર એમણે પોતાના દિમાગમાં કેવું ભવ્ય, કેટલું આદર્શમય કલ્પ્યું હશે? અને કાગળ ઉપર ઉતારતાં (રા. બટુ ઉમરવાડિયાનો આ પાત્રને અને આ પુસ્તકને સાતમે આસમાને ચઢાવનાર લેખ મેં વાંચેલો છે પણ એ વાંચ્યાથી અને એ લેખની પ્રશંસા કરવાની ઇચ્છા થાય છે—એ પાત્રની કે એ પુસ્તકની નહિ) તે પાત્ર કેટલું ક્ષુલ્લક, કેટલું અભિમાની અને કેટલું સામાન્ય વર્ગનું, વ્યભિચારમાં આનંદ માનનાર થઈ ગયું છે!

રંગ છે આ કલાકારને!

વાર્તાની ગતિ પહેલે પાનેથી જ અદ્‌ભુત ઝડપ પકડે છે. વચમાં ભાસ્કર-પુરાણ એને સહેજ મંદ બનાવે છે. પણ થોડી વાર જ. મહાપ્રજાના અને મહાપુરુષોના જીવનમાં પણ જેમ યોગ્ય સમયે ભયંકર પ્રલયનાં તાંડવ રચાય છે તેમ નાનામાં નાના માનવજીવનમાં પણ અમુક

૧. આ અરબી શબ્દનો અર્થ પણ, (શબ્દભાષાના ગુજરાતી કોષ મુજબ) 'પરિશ્રમ, મહેનત, તપ' એવો છે.—સં. માનસી

ક્ષણે તાંડવ ખેલાય છે. એ તાંડવનાં દર્શન કરાવનાર જોઈએ છીએ માત્ર કોઇ કલાકાર. એ સોમેશ્વર માસ્તરના દીન તુલસીક્યારામાં એ તાંડવનાં દર્શન લેખક પોતાની બલવાન લેખનીથી કંચનની સુવાવડની છેલ્લી ઘડીઓ દ્વારા આપણને કરાવે છે.

"બાપુજી ! ઓ મારા બાપુજી ... ઇઇઇ !" કંચનનો આત્મા રક્ષણ માટે કરગરતો, કંપતો સાદ મારે છે. આપણાં હૈયાં થરથરી ઊઠે છે. સોમેશ્વર એ સાદ નહિ ઝીલે તો ? એનો ઉત્તર નહિ આપે તો ? એ શંકા-એ ભીતિની એક ક્ષણ આપણને એક યુગ જેવી લાગે છે. પણ તે પછી સોમેશ્વર માસ્તરનો અવાજ ગાજી ઊઠે છે–કંચનના તેમ જ આપણા આત્માને શાંતિ અર્પતો–"બડકમદાર, બચ્ચા ! બડકમદાર!"

રંગ મેઘાણી, રંગ ! રણનાં મેદાનોમાં આત્મામાં ઊઠતી શૌર્ય–વીરત્વથી ઉભરાતી પ્રચંડ દાવાનળ સમી સળગતી ઊર્મિઓના ગાયક ! જીર્ણ થતાં જતાં રાંક ઘરની પરશાળમાં વસતા આત્માઓની દીન, ઠંડી આગ સમી ઊર્મિઓનાં ગાન પણ તું એટલી જ સફળતાથી ગાઈ રહ્યો છે.

× × ×

ખરી climax[૧] ઉપર પરદો પડાવનાર નાટ્યકાર બહુ ઓછા હોય છે, તેવી જ climax ઉપર અટકનાર નવલકથાકારો પણ ઓછા જ હોય ને ! એમાં એમની શક્તિઓનો દોષ નથી. દોષ છે એ નાટ્યકારો અને એ નવલકથાકારોનાં હૈયાંનો. એમને એમણે ખડી કરેલી સૃષ્ટિમાં રમી રહેલાં પાત્રો પ્રત્યે એવી તીવ્ર વાત્સલ્યભરી લાગણી હોય છે કે એમનાથી એ climax વખતે અટકી શકાતું નથી. બાકી 'બડકમદાર' પછી 'તુલસીક્યારો' બંધ થવું જ જોઇએ. એને વળી બીજા એક પ્રકરણની જરૂર જ શાની ? પણ ઉપર જણાવેલ

૧. આ શબ્દના પર્યાયો 'પરાકાષ્ઠા' તથા 'પરાકોટિ' આપ્ટે-કોષમાં અને 'અવધિ' ગુજરાતી પારિભાષિક કોષમાં છે.—સં. માનસી

લાગણીને વશ થઇને મેઘાણીએ એ પ્રકરણ લખ્યું હશે એમ માની લઇ, આપણે વાંચતી વખતે છેલ્લું પ્રકરણ ભૂલી જઇને જ એ 'બડકમદાર, બચ્ચા, બડકમદાર !' શબ્દોથી જ આ પ્રાણવાન, મૂલ્યવાન, કૃતિને વાંચીને અટકી જઈએ.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

## હાસ્યકાર જ્યોતીન્દ્ર[1]

શ્રી જ્યોતીન્દ્ર દવેના રચેલા હાસ્યપ્રધાન લેખો અને નિબન્ધો 'રંગતરંગ' નામથી સંગ્રહરૂપે નવ વરસ ઉપર બહાર પડેલા; તેના બીજા ત્રણ ભાગ સુરત ગાંડીવ સાહિત્યમંદિરે આ વરસે પ્રસિદ્ધ કરી આપણા હાસ્યરસિક સાહિત્યમાં બહુ મૂલ્યવાન ઉમેરો કર્યો છે, તેને અનુલક્ષીને હું બોલું છું. પણ સુરતી મિઠાઇ કે ફરસાણની વાત સાંભળી મોમાં પાણી છૂટે; પેટ ભરાય કે રસનો સ્વાદ સમજાય એ આશા ફોગટ.

ફ્રેંચ વીર નેપોલિયન તિરસ્કારમાં ઇગ્લંડને દુકાનદારોનું રાષ્ટ્ર કહેતો; પણ તેની પૂર્વે પચાસ વર્ષ પહેલાં ગોલ્ડસ્મિથ નામે વિખ્યાત અંગ્રેજ લેખકે પોતાના એક પાત્ર મિ. હ્યુબોન (સફી હઠી)ને ઓળખાવતાં કહેલું કે એ તો હાસ્યકાર પ્રજાનો હાસ્યકાર છે. એક જ અંગ્રેજ પ્રજા દુકાનદાર તેમ જ હાસ્યકાર—એ સંયોગ લાગે છે તો વિચિત્ર, પણ અસત્ય નથી. ઉપર બોમ્બના ગોળા વરસે ને નીચે ભોંયરામાં કે રસ્તામાં હસાહસ ચાલતી રહે, એના અહેવાલ હવે રોજના થઈ ગયા છે; તેમ બહાર હિંદમાં ગુજરાતી ને વાણિયો પર્યાય શબ્દો છે, છતાં ગાંધીજી જેવા સાધુ વણિક વાતવાતમાં પણ ખૂબ નર્મવચન કે મર્મવચન બોલી હસાવે છે, એ કોણ નથી જાણતું ? ગાંધીજીના

1. તા. ૨૯-૯-૪૧ને રોજ મુંબાઇ મથકેથી આપેલું રેડિયો સંભાષણ, ઓલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી.

અનુયાયી થઈ જેલમાં જનાર કનૈયાલાલ મુનશી આઠ દસ વરસ ઉપર ત્યાંથી 'બ્રહ્મચર્યાશ્રમ' નામે ટીખળી નાટક લખી લાવેલા તે કોઈ ભૂલ્યું નહિ હોય. અર્થાત્ શુદ્ધ હાસ્યવૃત્તિ સર્વથા કર્તવ્યવિમુખ અગર વિલાસ-રત હોય જ એ ખ્યાલને સ્થાન નથી. છતાં કોઈના મનમાં એ ખોટો ખ્યાલ હોય તો 'રંગતરંગ'ના એ ત્રણ લેખ વાંચતાં જ ટળતો રહેશે.

'રંગતરંગ ભા. ૨'માં કાદવ વિશેની નિબંધિકામાં જ્યોતીન્દ્રે ક્ષણ-ભર ગંભીર થઈ આપણી સંસ્કૃતિમાં વાગ્વિહાર અને સાહિત્યસર્જન-માં ઊડતી રજે કરેલી ગંદકીના ઉલ્લેખ બહુ બંધબેસતો શ્લેષ વાપરી કર્યો છે. એના સંદર્ભ બહાર વાંચતાં સંસ્કારિતાના પ્રેમીનું એ વચન કોઈ ધુવડમુખા ચોખલિયા સુધારકનું લખેલું લાગે; પણ 'ગર્દભ' વિશે લખતાં, ૧૯૩૦માં એક સરઘસને મોખરે ગધેડાને પરદેશી વસ્ત્રોમાં સજ્જ કરી તેને ગળે પાટિયું લગાવ્યું હતું, તેની કલ્પિત અસ્વ-સ્થતાનું ધ્યાન કરી લેખક કહે છે તે જુઓ:

> બાલ્યકાળમાં મે વસ્ત્ર વડે શરીરને પહેલવહેલું ઢાંકવા માંડ્યું-અથવા ઢાંકવાની મને ફરજ પાડવામાં આવી—ત્યારે મને કેટલું દુઃખ થતું, કેટલી ગભરામણ થતી તેનું મને સ્મરણ થાય છે ને એ ગરીબ ગધેડા પ્રત્યે અનુ-કંપાથી મારું હૃદય ઊભરાઇ જાય છે. જેના શરીરને સૂર્યના તેજના ને અનિલ-ની લહરીના અપરોક્ષ સ્પર્શ જ રાચવાની ટેવ પડી ગઈ છે તેને વસ્ત્રાદિના ઉપાધિ વળગાડવાથી કેટલું દુઃખ થાય છે એ વાત નાનપણમાં વસ્ત્રોને શરીર-થી દૂર રાખવાના સત્યાગ્રહી અવા આપણે, મોટપણે વસ્ત્રાદિકને જ જીવનની મુખ્ય વસ્તુ માનનારા બની, ભૂલી જતા છીએ. ... ... ગધેડાને દુઃખ દેવાની કે તેની લાગણી દુભવવાની ઇચ્છા કોઈ પણ અહિંસાપરાયણ વ્યક્તિને થાય એ અસંભવિત છે.
>
> —પૃ. ૮૪-૪

આવી સુધારકને પણ સુધારવાની ટીખળી વૃત્તિ સૂક્ષ્મપણે 'રંગ-તરંગ'ના ચારે ભાગમાં સૂક્ષ્મપણે જડાઈ ગયેલી છે, ને સ્પષ્ટપણે તો ક્વચિત્ જ વ્યક્ત થાય છે.

મુખ્યત્વે તો 'કલા ખાતર કલા' તેમ અંશે 'હાસ્ય ખાતર

હાસ્ય' એ સિદ્ધાંતને અનુસરી જ્યોતીન્દ્રે જીવનની આખી ભાવનાને રંગી છે, ને જીવનસંગ્રામમાં તેમ જ જીવનના અંગભૂત સાહિત્યના રણમાં એક હાસ્યનું અસ્ત્ર લઈ એ ઝઝૂમે છે. અંતરમાં પ્રગટેલો હાસ્યનો જ્યોતિ એ જ તેમનો ને ઘણું કરીને આપણો જીવનપંથ ઉજાળનાર પ્રેમળ જ્યોતિ. 'આરસી'ના લેખમાં કહે છે તેમઃ

> કેટલીક વાર આરસી ...સળી જેવા માણસને મોટા થાંભલા જેવો જાડો ને તાડ સમા લાંબા પુરુષને વામનજી જેવો ઠીંગણો પણ બનાવે છે. ... દુનિયા પણ કેટલીક વાર આપણું આવું પરિહાસચિત્ર દોરે છે. તે વેળા દુનિયા સાથે ખીજાવાને બદલે આપણે 'આ તો માત્ર મજાક છે' એમ સમજી લઈ આનંદથી હસી પડીએ તો આપણાં કેટલાં ય દુઃખો વિના પ્રયત્ને ઓગળી જાય.
>
> —પૃ. ૭૮

એમ એ દુઃખ ઓગાળવાનું જ્ઞાન તો ઘણાને હોય છે પણ આચરવું મુશ્કેલ છે. તેથી આખો દિવસ બીડ્યે મોએ વૈતરું કરી સાંજ પડ્યે કસરત દાખલ કે દવા દાખલ ઘડીક રમતગમત કરીએ, અથવા તો આખો દિવસ વેપારધંધો કરી સવારસાંજ સેવાપૂજા કરીએ, તેવી ઘણાની હાસ્યપ્રવૃત્તિ હોય છે. પણ નાનપણમાં અનેક રીતે વેઠી-વેઠીને મોટા થએલા જ્યોતીન્દ્રની તો સૌ કાર્યની નૈસર્ગિક રીત એક જ છે. હસ્તગત, બરાબર કહીએ તો, મનોગત વસ્તુને એમની વ્યક્તિમત્તાનો સંસ્પર્શ થતાં મેધાના ચમકાર થાય, કલ્પનાના તરંગ ઊડે, રંગની છોળ ઊડે, સાહિત્યવાચનનાં કે જીવનઅનુભવનાં સંસ્મરણો જામત થાય પણ તે સૌ એક ઇષ્ટદેવ હાસ્યને પરિતોષવાને જ. ને જ્યાં વાગ્ધારા શરૂ થઈ ત્યાં ક્વચિત્ લક્ષણાથી, ક્વચિત્ વ્યંજનાથી, ક્વચિત્ શબ્દશ્લેષથી કે અર્થશ્લેષથી અથવા માત્ર શબ્દ-કરામતથી, ઉપમારૂપકથી કે રમૂજી ટૂચકાથી, કોઈ વાર સુજ્ઞ પંડિત-ની મુદ્રા ધરીને તો કોઈ વાર અજ્ઞ ભોટની કે ડોળઘાલુ ભોમિયાની મુદ્રા ધરીને, એક યા બીજી રીતે ને ઘણી વાર સઘળી રીતે એ લીધેલા વિષય અંગે હાસ્યધારા જન્માવે એમાં શંકા નહિ. ઘણી વેળા તો

એ સીફતભરી બનાવટ કરે છે, જેમ કે 'અશોક પારસી હતો' ને 'પ્રેમાનંદનાં નાટકો મેં લખ્યાં છે.' અથવા તો મુંબઇવિષયક ચોથા ભાગમાં આવતી મુંબઇની ઉત્પત્તિ તથા ઉત્ક્રાન્તિની બનાવટ જુઓ. એમાં લેખકની તર્કશક્તિએ ડાર્વિનાદિના વૈજ્ઞાનિક સિદ્ધાંતોના પાયા ઉપર કેવો રમૂજી ઇતિહાસ રચ્યો છે, તથા આગળ ઉપર વિક્ટોરિયા ગાર્ડન, લાલબાગ, મોરારબાગ, માધવબાગ એમ રમૂજી પણ વેધક વિકાસ બતાવ્યો છે! જગવિખ્યાત તાજમહાલ તે મુંબઇમાં છે તે-ગેટ વે ઑફ ઇન્ડિયાની સામે, ને ત્યાંનું જોવાલાયક સ્થળ નં. ૧. તેના દર્શન ને અનુભવ ઉપરથી શાહજહાન ને મુમતાઝનો ઇતિહાસ કેવો કપોલકલ્પિત છે તે દલીલ સહ એમણે પુરવાર કર્યું છે. 'રાજા-બાઇ ટાવર' અથવા 'મ્યુઝીઅમ એટલે અજાયબઘર' ચોર બજાર, શેર બજાર એવા શબ્દ શ્રવણ પરથી જ એમનો તર્ક ક્યાંનો ક્યાં દોડે છે! મુંબઇની ચાલીઓ વિષે કહે છે:

આ ચાલીઓ બહુ પ્રાચીન કાળની છે... એની રચના પણ મહાભારતની સ્થાપત્યકળાને અનુસરીને થએલી હોય છે. કુન્તાની કથા સર્વવિદિત છે. સૂર્યે એના મુગ્ધત્વનો લાભ લઈ એ નિર્દોષ કન્યાને છેતરી હતી... એ પછી કુલવતી ક્ષત્રિય કન્યકાઓએ સૂર્યનો બહિષ્કાર પોકાર્યો. સૂર્યદેવ પોતાનું મોઢું ન જોઇ શકે એવી જગા બાંધી તેમણે રહેવા માંડયું. એ જગા તે આ ભૂલેશ્વર...પૃ. ૧૪૩

કેટલીક વેળા તો એ સાફ્ફંસીધું સત્ય ગંભીરપણે કે અલ્પગંભીરપણે વચમાં મૂકી દે છે. એમાં દેખીતી રીતે અવળવાણી જેવું કશું હોતું નથી. એક સ્થળે કહે છે:

વિશ્વરચનાનો એ સર્વસાધારણ સિદ્ધાન્ત છે કે જ્યાં જ્યાં દરિયો ત્યાં ત્યાં દરિયાકિનારો પણ હોય છે, પણ ચોપાટી ને બહુ તો મુંબાઇનાં જ. મુંબાઇની ઔરંગ લલનાઓ કે સ્થાપત્યોની દારૂણ ભારતી કેરાન ... ...

થોડા વખતથી 'હસું? ન હસું?' કરી રહેલા આપણે 'સ્યામા' શબ્દ વાંચતાં હસી પડીએ છીએ. આપણી આસપાસ કલ્પનાનાં

કે રિવાજનાં જૂઠાણાંનું જાળું બાંધી રહેતા હોઇએ, અથવા તો લેખકે આપણી આસપાસ હાસ્યોચિત વાતાવરણ રચી દીધું હોય ત્યારે સ્રીઓ શ્યામ પણ હોય છે એ સરળ સત્યનો વક્તા જાણે આપણને હસાવતો હોય એમ લાગે; પણ વસ્તુતઃ તો એ આપણને–ઊંધા ચશ્માંવાળી દુનિયાને હસતો હોય છે.

એક વસ્તુનાં અનેક પાસાં જોઇ શકનાર જ્યોતીન્દ્ર દવેની દૃષ્ટિ વસ્તુનું હસનીય પાસું તરત પકડી પાડે છે અગર તો યોજી કાઢે છે; ને પછી પોતાની સર્જક કલ્પના કે તર્કની લીલાનો વિસ્તાર ખૂબ સરળતાથી કરે છે. પણ ખરે, એ એમની વ્યક્તિમત્તાની લીલા માત્ર જ છે. હાસ, ઉપહાસ, પરિહાસ, અટ્ટહાસ, વ્યંગ્યોક્તિ, કટાક્ષોક્તિ, ગમે તે હોય; પણ ક્યાં ય કોઈ પ્રત્યે ક્રોધ, કડવાશ કે ડંખનો અંશ સરખો એમની વાણીમાં હોતો નથી. હોય છે માત્ર નિર્મળ માનવ્ય– એમનું ને વાચકનું, ભૂલનું ને દુઃખનું ભરેલું પણ મોજસુખાદિની અદમ્ય ઝંખનાવાળું, નિર્બળ પણ આત્મગૌરવના ભાનવાળું. વાચકનો સમભાવ કે વિશ્વાસ જીતી લેવાની એમની કળા સામાન્યતઃ એવી હોય છે કે પોતાના જીવનમાં બન્યા હોય વા ન બન્યા હોય, પણ રમૂજી ટકોરવાળા ટૂચકા બનતાં લગી પોતાને જ નામે ઓઢી લેવા, અથવા તો વર્ણવાતા પ્રસંગનું એક પાત્ર બની જવું. પરિણામે એમનું હાસ્ય ખોટી ખુમારી કે અસંસ્કારી ક્રૂરતા રહિત અને રોચક તથા મધુર હોય છે. આ હાસ્યશક્તિનું પ્રેરક તેમ જ નિયામક બળ–પહેલું, એમની સમતાની ઉપાસક અને કોઈ વાતના અતિરેકની વિરોધક strong common sense; ને બીજું, સંસારવ્યવહારનાં ને સાહિત્યરચનાનાં ધોરણોમાં ન્યાયસર પ્રમાણસર સંવાદ સ્થાપવાની ઉદાર ભાવના. પણ કદાચ એ સમતા કે સંવાદ સ્થપાય તો પછી હું હસીશ કોને ?-એ પ્રશ્ન એમને તરત જ થતો હોવો જોઇએ, ને તેથી સુધારક ભાવના હોવા છતાં સૂરત ડક્કા ઓવારાની કે સાબરમતીના બેટની (ઉગ્ર ઉત્સાહી ભાષણિયા) છાપ એમની વાણી પર નથી પડી.

ને તેથી એ કવિ પણ નથી થયા. હું જાણું છું કે એમનાં કાવ્યો થોડા વખતમાં જ પ્રસિદ્ધ થવાનાં છે છતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'વિવેચના'માં અન્યવિષયક ચર્ચા પ્રસંગે સૂચવેલો પ્રશ્ન હું અહીં ફરી પૂછું છું: આટઆટલી કલ્પનાશક્તિ અને તર્કશક્તિ છે, ચપળ મેધા અને સમૃદ્ધ સ્મૃતિભંડાર છે, તો પછી જ્યોતીન્દ્ર કવિ કેમ નથી? શું હાસ્ય-વૃત્તિ કાવ્યની વિઘાતક છે? ખરી વાત તો એમ છે કે આજન્મ કવિ જ્યોતીન્દ્ર જીવન વિષે ચિંતન કરતાં કરતાં જ હાસ્યકાર થયા છે; અને ઉચ્ચ કવિત્વને આવશ્યક અપતરંગી આકાશરંગી કલ્પનાગુણને લીધે જ એ ઉચ્ચ કોટિના હાસ્યકાર થઇ શક્યા છે. કોઇ વિષય વિષે અન્યની આસક્તિ હોય તો તે પ્રત્યે હસી શકાતું નથી. જીવન પ્રત્યે હાસ્યક વૃત્તિ કેળવવી, કે દુઃખનો મર્મ બુદ્ધિથી ગ્રહી લઈ તેને ભૂલવાની ટેવ પાડવી, એ સ્થિતપ્રજ્ઞ થવા જેવું છે. તેથી જ (એક પ્રકારના) કવિને અનિવાર્ય વિષયાસક્તિથી જ્યોતીન્દ્ર ધીરે ધીરે અળગા થયા છે ને કવિ થવાનું જાણે એમણે માંડી વાળ્યું છે. શબ્દના મેઘાડંબર કે ઘટાટોપ રચી ગાજવાને બદલે કે સુખદુઃખના ભાવ વાગોળવાગોળ કરવાને બદલે તેમણે તેનાથી પર થવા હાસ્યની છત્રી ઓઢી પ્રસન્ન બુદ્ધિ કેળવી જાતનું કલ્યાણ કરવાનું પસંદ કર્યું છે. પણ કવિસહજ કાલ્પનિક સમભાવ વિના, કવિસુલભ શબ્દપ્રભુત્વ વિના, એમનું હાસ્ય શ્રી વિષ્ણુપ્રસાદ જેવા શિષ્ટ વિવેચકને હાથે 'ઊંચું હાસ્ય' નામ પામ્યું છે તે ન પામત. પોતે કવિ ન જ હોત–પોતામાં કવિત્વપૂર્ણ કલારસિક વ્યક્તિમત્તા ન હોત તો ભાગ્યે જ જ્યોતીન્દ્ર ઉચ્ચ હાસ્યકાર પણ હોત.

રખે કોઇ માને કે 'રંગતરંગ'નું હાસ્ય માત્ર પંડિતોને કે સુ-શિક્ષિતોને ગમ્ય બુદ્ધિલક્ષી જ છે. જ્યોતીન્દ્ર એક પંડિત છે, વિવિધ કલાઓના સુજ્ઞ વેત્તા છે; ને તે છતાં તો શું, તેથી જ એ મહાન હાસ્યકાર છે, એ વાત ખરી; ને એ વાત પણ ખરી કે જો વાચકમાં જ્ઞાન અને સંસ્કારિતાનો અમુક અંશ હોય તો જ એમની હાસ્યકલાને

પૂરેપૂરી માણી શકે. પરન્તુ તેમનું હાસ્ય જેવું જ્ઞાની માટે તેવું જ અજ્ઞાની કે અલ્પજ્ઞાની માટે રસદાયક અને તેથી ચિરંજીવ છે. હાસ્યસિદ્ધિ માટે જ એમણે પાંડિત્ય કામમાં લીધું છે. એ પાંડિત્ય એમના હાસ્યનો આધાર નથી, પણ અલંકાર છે. વસ્તુતઃ તો લોકમાન્ય ઐહિક ભૌતિક આનંદ, ઇન્દ્રિય સમસ્ત દ્વારા થતો બુદ્ધિપ્રમાણિત આનંદાનુભાવ એમને મન પ્રાણીમાત્રનો ને પોતાનો પ્રાથમિક હક્ક છે; તેથી કવિઓ અને શાસ્ત્રકારોની તેમ જ સામાન્ય માણસોની ટેવોનું-લખવા બોલવાની શૈલીનું અનુકરણપૂર્વક વિડમ્બન, નરી મજાક ને ઠઠ્ઠામશ્કરીના ટુચકા, રમતગમતનો ને ખાનપાનનો નિર્દોષ આનંદ પણ પાંડિત્ય અને તત્ત્વચર્ચા સાથે ખુલ્લા દિલથી, પૂરી છૂટથી સૌ લેખોમાં એ વ્યક્ત થવા દે છે. આમાં નાટકકારની કે અભિનયકારની વિધવિધ પાત્રો સાથે તાદાત્મ્ય સાધતી પ્રતિભા એમને ખૂબ કામ આવે છે, કારણ કે જ્યોતીન્દ્ર જાણે છે કે વાતમાં યા વર્ણનમાં શૃંગાર, વીર, અદ્ભુત, હરકોઈ રસનો આભાસ ઉત્પન્ન કરી ખરા રસથી એનું અન્તર બતાવવું કે સૂચવવું એ હાસ્યનિષ્પત્તિનો સચોટ ઉપાય છે. તેથી મનુષ્યના ગુણઅવગુણના બેડાળપણાના-તેના મનુષ્યત્વની હસનીય વિચિત્રતા કે વિકૃતિના દર્શન ઉપર જ આધાર રાખતું એમનું હાસ્ય સર્વગમ્ય થાય છે. ને એમના વિષય પણ કેવા સર્વસુલભ છે. શામાટે? જીભ, કાન, છત્રી, છક્કોપંજો, માસિકોમાં આવતાં ઊખાણાં, વર્ષફળ, મફત, નમઃ કોણ કહેશે કે મનુષ્યપ્રકૃતિના હસનીય પાસાને ચીતરવા લીધેલા આવા વિષયોમાં અમને હસવાનું નહિ મળે?

ઇશ્વરને આપણા જેવો ભૂલકણો ને જરા બિનઅનુભવી કલ્પી મનુષ્યજીવનની કરુણતા બતાવતા 'જીભ' વિષેના નિબંધમાં કહે છેઃ

મને લાગે છે કે ઇશ્વરે આ માનવયંત્ર ઘડ્યું, પણ કર્યાં તો એણે બહુ ઉતાવળ કરી હશે કે ક્યાં તો યંત્ર ઘડવાનો એને ઝાઝો અનુભવ નહિ હોય... રક્ષ મૂકવાને બદલે કેટલીક વસ્તુ એણે એમની એમ જડી દીધી છે. જીભને

ધારીએ ત્યારે મોંમાંથી છૂટી કરી શકાય એવી રચના એણે કરી હોત તો કેટલી બધી સગવડ થાત! ... કદાચ કોઈ વાર જીભની અદલાબદલી પણ થઈ જાત, પણ તેમાં કાંઈ નુકસાન ન થતાં ઊલટો ફાયદો જ થાત ... પૃ. ૧૦

'પરીક્ષા' વિષે લખતાં યુનિવર્સિટીથી એ છોડાતી નથી તેના બનાવટી સમર્થનમાં ભગવાન પણ ભક્તોની કેવી કસોટી કરે છે તે વર્ણવી શકે છે:

એ આખ્યાનોમાં...ઉપલી ચાર લીટીમાં તેઓ વરદાન માગે છે ને લગભગ દરેક જણ કઠણ સ્વરે કરુણાનિધાનને પ્રાર્થે છે. "પ્રભુ! અમારી કસોટી કરી તેની અવગણી ન કરશો!" ઉપલી અર્ધી લીટીમાં 'તથાસ્તુ' કહી પ્રભુ હસતે મુખડે વિદાય લે છે. પરન્તુ...ઇશ્વર હંમેશાં પેર જઈ હવે પછી કોની ને શી રીતની કસોટી કરવી તેનો કાર્યક્રમ લક્ષ્મી સાથે નક્કી કરવા બેસી જાય છે.

—પૃ. ૧૧૭

ચાલો, મારી પણ કસોટી પૂરી થઈ. સાહેબજી!

પ્ર. મુ. દે.

ભાઇ કા. પટેલ (શ્રી સયાજી સા. માળા, પુ. ૨૭૩મું. રૂ. ૧-૨-૦).-ત્રિવેણી: સૌ. પુષ્પા ર. વકીલ (એન. એમ. ત્રિપાઠી એંડ કં, મુંબાઇ; રૂ. ૧).-અજંપાની માધુરી: 'સ્વપ્નસ્થ' (ભનુભાઈ ર. વ્યાસ, મુંબાઇ; રૂ. ૧).-જીભો દાંડ; પન્નાલાલ પટેલ (ગતિ અને રેખા, અમદાવાદ; રૂ. ૦ાા).-શ્વે. જૈન કૉન્ફરન્સની ચડતીપડતીનો ઈતિહાસ; ત્રિભુવન વી. હેમાણી (જીવણલાલ છ. સંઘવી, અમદાવાદ. રૂ. ૦-૬-૦).- અમ છીએં સાત, ત્રિવેણી, વર્ડસ્વર્થ ને ગોલ્ડસ્મિથકૃત: કુ. કુલસુમ એ. સુરૈયા ને ડૉ. એમ. એ. સુરૈયા, મુંબાઇ (રૂ. ૧ ને રૂ. ૧ાા) - ભવાની--કાવ્યસમુચ્ચય: ભવાનીશંકર ન. દ્વિવેદી (જ. ભ. દવે, ધ્રાંગધ્રા, રૂ. ૨.).-એને ચરણે: શ્રી. કપિલા ઠાકોર (આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૦-૧૦-૦).—સ્વાધ્યાય, ખં. ૧, ૨; પ્રા. કેશવલાલ હિં. કામદાર (આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૨ તથા રૂ. ૩)-ક્ષિતિજ, ઉત્તરાર્ધ: રમણલાલ વ. દેસાઇ(આર. આર. શેઠની કં. મુંબાઇ; રૂા. ૨ાા).-આત્મવિનોદ: પ્રા. અતિસુખશંકર ક. ત્રિવેદી, વડોદરા (રૂ. ૨).—વેણુનાદ: ગોવિંદભાઇ રા. અમીન (આર. આર. શેઠની કંપની મુંબાઇ; ચૌદ આના).-STOMOLOPATHIC OUTLOOK. Sept. & oct. 1941—કવિતા: અં. ૧, ૨, ૩.

# ધ્વનિ

## સાહિત્યપરિષદનું ચૌદમું સંમેલન

૧

સાહિત્યપરિષદ્‌-સંમેલનના ચૌદમા અધિવેશનમાં હું ગયો અને શાની સ્મૃતિ લઈ આવ્યો ? અંધેરી શાળાનાં આલીશાન મકાનો, જરા દૂર ભારતીય વિદ્યાભવનનો મહાલય, સામે પશ્ચિમે વિસ્તરતું અને સમુદ્રમાં સરી જતું મેદાન અને પૂર્વે એક પર્વત જેનાં પાસળાંમાંથી વિજ્ઞાન લોઢી પથ્થરો ખેંચી કાઢતું હતું. શાન્ત અને રમણીય પ્રકૃતિમાં પથ્થરફોડા સંચા અશાન્તિ, કર્કશતા અને વિરૂપતા ભરતાં હતાં. આજના જગજીવનના પ્રતીક જેવા આ સ્થળમાં સાહિત્યકારો અને સાહિત્યરસિકો એકમેકને મળવા, યોજનાઓ ઘડવા, ભાષણો સાંભળવા અને આનંદ પ્રાપ્ત કરવા ખૂબ હોંશથી ભેગા થયા હતા અને તેમના મુખ ઉપર અને તેમની દરેક હિલચાલમાં ઉલ્લાસ તરવરતો હતો.

સંમેલન સંમેલન તરીકે, સાહિત્યરસિકોના મેળા તરીકે, સફળ અને વિદ્વાનોની પરિષદ્‌ તરીકે નિષ્ફળ નીવડ્યું તેનો દોષ કોઈ વ્યક્તિ કે વર્ગ ઉપર ખાસ ઢોળાય એમ નથી. ગુજરાતીમાં ગંભીર ને શ્રમસાધ્ય કામ લાંબો વખત કરવાની શક્તિ નથી. તેની વિલાસપ્રિયતા ઓછી નથી થઈ. થોડું કામ થાય અને તેને ચાહનો પ્યાલો જોઈએ, જરા લટાર મારવા બહાર જઈ આવવું જોઈએ. ધીરજવાળો અને કર્તવ્યપરાયણ પુરુષ પણ કોઈ વ્યક્તિનું વ્યાખ્યાન એક કલાક-

થી વધારે વખત એકાગ્રતાથી સાંભળી શકતો નથી. જુદા જુદા વક્તાઓ હોય તો એક બેઠકે બેઅઢી કલાક સુધી ભાષણો સાંભળી શકાય. વ્યાખ્યાનો વાંચવાના હોય તો તેથી પણ ઓછો સમય ધીરજ રહે. શ્રી ખબરદારનું લાંબું વ્યાખ્યાન પોણો કલાક તો ઓછીવધતી શાન્તિથી લોકોએ સાંભળ્યું. પછી તો જેમને સાંભળવાની ઇચ્છા હતી તે પણ સાંભળી શકતા નહિ. વ્યાસપીઠ ઉપર બેઠેલા 'સાક્ષરો' વિવેક રાખી શક્યા નહોતા. કોઈ છાપું વાંચતું, કોઇ ઠરાવ ઘડતું, ધીમી ધીમી વાતચીતમાંથી ચારચાર પાંચપાંચ જણના ડાયરા ચવા માંડ્યા અને રેડિયોની ભૂમિકા રાખી જેમ આપણે આગવો વ્યવહાર ચલાવ્યે રાખીએ છીએ તેમ ખબરદારના વ્યાખ્યાનની ભૂમિકા પર સાક્ષરોનો પરસ્પર વ્યવહાર શરૂ થઈ ગયો. સભાના બીજા શ્રોતાઓ આ 'સાક્ષરો 'ને અનુસરે તો તેમનો શો દોષ? વિષયમાં અને શૈલીમાં પૃથગ્જનને રુચે એવું ખબરદારનું વ્યાખ્યાન હોવા છતાં, પ્રમુખ તરફ સભાનો સ્વવિશેષ આદર અને તેમને સાંભળવાની સામાન્ય રીતે વૃત્તિ છતાં, વ્યાખ્યાનની આ દશા થઈ તો પરિષદમાં કંઇ વિચિત્ર સ્થાન ભોગવતા વિભાગી પ્રમુખોનાં શાસ્ત્રીય કહી શકાય એવાં વ્યાખ્યાનોની કા કથા?

પરિષદનો નહિ પણ સમારંભનો સૌથી સફળ અંશ તે આચાર્ય રાધાકૃષ્ણનનું ભાષણ. એ ભાષણશ્રવણમાં મુંબઇ ગયાની સાર્થકતા સમજું છું. મેં શ્રીનિવાસ શાસ્ત્રી કે જયકરને સાંભળ્યા નથી. સરોજિની નાયડુને સાંભળ્યાં છે પણ તેમનું ભાષણ એ વાગ્મિતાનો જુદો પ્રકાર છે. એટલે મારે માટે તો (અને હું સમજું છું કે સભામા ઘણાં માટે) આ ભાષણ અપૂર્વ અનુભવ હતો. ભાષણ પૂરું થયે એક પ્રાધ્યાપક ઉચ્ચર્યાઃ "*શી વાણીની ગતિ! જાણે એરોપ્લેન ઊડયું!*" એક પારસી ભાઈએ વિશેષ રસજ્ઞતાથી સુધાર્યું "નહિ સાહેબ, 'અ'રોપ્લેન' બરાબર નથી. ભાષણ તો જાણે ગંગાપ્રવાહ!" ખરે જ ભાષણનો પ્રવાહ અજબ તેમ જ વિચારરિદ્ધિમાં ગંગા જેવો પાવનકારી

હતો. શ્રી કરુણાશંકર માસ્તરને કહ્યું: 'ભાષણ તો જાણે ગંગાપ્રવાહ'; ત્યારે એ સહૃદય સજ્જનનાં રૂવાં ઊભાં થઈ ગયાં. ભાષણના સમયની સર સર્વપલ્લીની દૃઢ મુદ્રા, તેમનો પ્રતીતિઅંકિત પ્રત્યેક બોલ, વાક્ય સાંભળી તેનો અર્થ ઝીલી રહીએ તે પહેલાં આગળ વહી જતી વાણીનો વેગ સ્મૃતિમાં ભરી લાવી શકાય તો લઈ આવ્યો છું. નવમી ઑક્ટોબરના "સોસ્યલ વેલફેર"માં છપાયેલા તેમના ભાષણમાંથી કેળવણી વિશે નીચેના વચનો ઉતારું છું:

Education is therefore uplifting us into a higher life. Different people have defined it in different ways. Some look upon education as the means of adjusting the individual to the environment or fitting the individual into the economic system or training the individual to be a good citizen. All these are important, but the most important aim of education is to help us to see the other world to which we also belong, the world invisible and intangible, a world beyond space and time. Our citizenship is in Heaven. We have been born into the physical world of space and time. We must be fitted into a feeling of sonship in the Kingdom of Heaven. Education is to give us a second birth! द्वितीयं जन्म. This is not to impose on us an element which is foreign to our nature. It is to help us to realise what we have already in us. We are not trying to squeeze blood out of stone. The Mahābhārata says:'

अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम् ।
मृत्युरापद्यते मोहात् सत्येनापद्यतेऽमृतम् ॥

Both immortality and death are located in the heart of man. By the pursuit of world's glitter and infatuation, we pass into death and ashes. By the

pursuit of truth we gain life eternal. To help us to pursue truth is the aim of all true education.

૨

વ્યાખ્યાનો પૂરાં ન વંચાયાં, ન સંભળાયાં તો પણ પરિષદની સિદ્ધિનું માપ છાપેલાં વ્યાખ્યાનો અને સ્વીકારેલા નિબંધોના તત્ત્વ ઉપરથી નીકળી શકે. પ્રો. મંજુલાલ મજમુદારે "ચમત્કારયુક્ત કવિતા" પર, પ્રો. કાન્તિલાલ વ્યાસે "અખાના સમકાલીન સમાજનું રેખાદર્શન" પર, શ્રી કનૈયાલાલ દવેએ "નવા પાટણની સ્થાપનાનો કાલનિર્ણય" પર, પ્રો. ચતુરભાઈ પટેલે "લગ્નગીતોમાં હાસ્ય"પર, શ્રી ભાઈલાલ કોઠારીએ "વલભી સમય" પર, નિબંધો–નિબંધોમાંથી મહત્ત્વના ભાગો– વાંચ્યા હતા. બીજા પણ કેટલાક નિબંધોના સારભાગો વંચાયા હતા. આ નિબંધો વિશે તેમની પ્રસિદ્ધિ પહેલાં અભિપ્રાય ઉચ્ચારી ના જ શકાય, તેથી જે વ્યાખ્યાનો પત્રિકારૂપે પ્રસિદ્ધ છે તેમાંથી કેટલાક વિશે વાત કરું.

કવિ ખબરદારનું વ્યાખ્યાન ભાષાશૈલીમાં સરળ અને સહેલું પણ અતિવિસ્તૃત હતું. તેમનું અને રમણલાલનું વ્યાખ્યાન એક રીતે એક જ વિષય ઉપર કહી શકાય. સાહિત્ય માટે જુદો વિભાગ હોય તો પરિષદસંમેલનનો પ્રમુખ કયા વિષય પર બોલે? સાહિત્યનું સર્વાંગી નિરૂપણ પ્રમુખ જ કરે અને સાહિત્યનો પેટાવિભાગ ન રહે એ જ ઉચિત છે. ખબરદારનું વ્યાખ્યાન સર્વગ્રાહી છે અને તેમાં તેમણે પોતાના અભિપ્રાયો આડંબર વગર પણ અભિનિવેશથી રજૂ કર્યા છે. શરૂઆતમાં સાહિત્યકીય બનાવોનું વિહંગાવલોકન વિચારીને, તો છેવટે આપેલું માર્ગદર્શન સંસ્કારસેવકને ઉપયોગી સામગ્રી આપે છે. એ બે પડ વચ્ચે આવેલા પૂરણ સંબંધી ઘણો જ મતભેદ હોવાનો. કવિનો ગુજરાતી વિવેચનનો સંક્ષિપ્ત ઇતિહાસ એકપક્ષી અને અપૂર્ણ જ ગણાય. એ વિષયમાં રમણભાઈ, નરસિંહરાવ, બળવન્તરાય જેવા જૂનાંને તથા વિજયરાય, વિશ્વનાથ, રામનારાયણ જેવા નવીનોને તેમણે

અન્યાય કર્યો છે અને અંદર અપહરણનો, કવિ અને વિવેચકના તારતમ્યનો પ્રશ્ન આણી અકારણ કટુતા અને તીખાશ આણ્યાં છે. આ બંને પ્રશ્નો અંગે કરેલાં તેમનાં કેટલાંક વિધાનો ખરેખર ભ્રામક છે.

સાહિત્યના વિવરણમાં કવિ સાહિત્યને માનવજીવનના ભાવોની, વિચારોની, અનુભવોની અને ભાવનાઓની શિષ્ટ નોંધ લેખે વર્ણવે છે, અને "સાહિત્ય અને કલાના મધ્યબિંદુરૂપ રહેલો ધર્મ" ઊડી ન જાય કે સડો ન પામે તેની ચેતવણી આપે છે. હલકા લૈંગિક સાહિત્યનો તે વિરોધ કરે છે, ફૂળ અને બજાર, દલાલ અને ખરીદનાર અને અનુભવી સલાહકારના લાંબા રૂપકથી આજની કવિતાની નિરાશાજનક દશા બતાવવા ખબરદારે પ્રયત્ન કર્યો છે. આજની કવિતાના તેમણે ચીંધેલા દોષો સ્વીકારીએ તો પણ સમગ્રપણે તેની સિદ્ધિ ઊંચી છે એમ, અનેક રસજ્ઞો સાથે, હું માનું છું. કવિતાના મૂલ્યાંકન વિશે ખબરદારની વિચારણા મહત્ત્વની છે. પોતાનું દૃષ્ટિબિન્દુ અનુભવથી ઘડાયેલું, દૃઢતાથી તે રજૂ કરે છેઃ

> કવિમાં ગમે તેવી પ્રતિભા હશે, પણ જો તે સચોટ પદ્યવાણીમાં... તેને ઉતારી નહિ શકે તો તે તેના કવિતારચનાની શક્તિનો વાંક છે. એ શક્તિ જેટલી અધૂરી હોય તેટલી કવિની પ્રતિભામાં જ ખામી છે એમ દેખાઇ આવે છે, કેમ કે આગળ ઉપર "કવિત્વ"ના અર્થમાં એ "કવિતારચનાની શક્તિ"નો અર્થ પણ સમાયેલો જ છે. તેથી જ હું ભાર મૂકીને કહેતો આવ્યો છું કે "જે કવન કરી જાણે તે કવિ."

શ્રી રમણલાલે પણ, ખબરદારની જેમ, અમુક સાહિત્યકારો અને સાક્ષરો પર ગૂઢ કટાક્ષો કર્યા છે, પણ એમાં એમની સુટેવ મુજબ મીઠાશ વિશેષ છે. જનતા સાહિત્યમાં વિશેષ રસ લઈ શકે, જનતા માટે સાહિત્યકાર કંઈક વિશેષ કરી શકે, એવું કંઈક બધા તરફથી થવું જોઈએ, એ એમના ભાષણની પ્રધાન સૂચના હતી અને સાહિત્યની તેમની તાત્ત્વિક ચર્ચા પણ એ સૂચનાને સમર્થન આપે એવી જ છે. દાખલા તરીકે સાહિત્યસર્જનમાં વ્યક્તિ પાછળ સમષ્ટિને વકતા જુએ છેઃ

એક વ્યક્તિના મંથનમાં સમષ્ટિ વલોવાય છે, એક વ્યક્તિની વિચારણામાં માનવજાતની વિચારણા ભાગ લે છે, એક વ્યક્તિના ઊર્મિતપમાં અનેકના અભિસડકા પ્રગટે છે. સાહિત્ય અમ પ્રજાકીય સામુદાયિક સંસ્કૃતિઆવેગ છે. વ્યક્તિની વિશિષ્ટતા એ કે તે ઉચ્ચારસિદ્ધિ મેળવે છે.

આ અર્ધસત્ય છે; સાહિત્ય અને સાહિત્યકારનો અંશતઃ જ એમાં ખુલાસો છે. જમાને જમાને ઊર્મિ–વિચાર–વાહનની પ્રણાલિકા તોડનાર સાહિત્યકારનો એમાં ખુલાસો જડતો નથી, તથાપિ જનસમૂહની અવગણના કરનાર (એવા કેટલા ગુજરાતી સાક્ષરો હશે ?) સાક્ષરને ચીમટી તરીકે આ એકાંગી દર્શન ઉપયોગી ગણીશું.

શ્રી. ભાઈલાલ પટેલનું વિજ્ઞાનવિભાગનું, શ્રી. ચંદુલાલ વકીલનું ગુજરાતના અર્થતંત્ર ઉપર, શ્રી. વ્યાસનું કલાવિભાગનું, શ્રી. ચુનીલાલ શાહનું પત્રકારત્વ ઉપર, શ્રી. કામદારનું ઇતિહાસવિભાગનું વ્યાખ્યાન માહિતીપૂર્ણ, વિચારપ્રેરક અને માર્ગદર્શક છે.

૩

તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ શ્રી. રસિકલાલ પરીખનું વ્યાખ્યાન વિશિષ્ટ નોંધને પાત્ર છે. એ અલ્પખેડાતા–સ્વતંત્ર રીતે અલ્પખેડાતા–વિષયનો ઊંડો અભ્યાસ અને શુદ્ધ વિચારકને શોભે એવું તાટસ્થ્ય તેમાં વ્યકત થાય છે. તત્ત્વજ્ઞાનનું અસ્તિત્વપ્રયોજન જણાવતાં શ્રી. રસિકલાલ તેને 'સામસ્ત્યેન' વિચાર કરતી કે 'સકલાદેશ'થી પ્રવર્તતી વિદ્યા કહે છે. આ વિદ્યા "પશ્ચિમની પરંપરા પ્રમાણે તત્ત્વજ્ઞાન અને આપણી પરંપરા પ્રમાણે તત્ત્વજ્ઞાનનો એક અંશ, જેનો બીજો અંશ તત્ત્વદર્શન. આ સકલાદેશથી સંગતિ શોધતી જિજ્ઞાસા તે તત્ત્વજિજ્ઞાસા."

વ્યાખ્યાનના બીજા ખંડમાં ભારતીય તત્ત્વચિન્તનના મનોમંથનનો દર્શનનો અને દર્શનશાસ્ત્રનો એમ ત્રણ યુગવિભાગ જોઈ પ્રત્યેકની ચિન્તનવિષયક પદાર્થોમાં વિશિષ્ટતાઓ બતાવી છે. વેદકાળમાં વિશ્વક્રિયાના નિયમ અને માનવક્રિયાના નિયમ વચ્ચે ઐકય જોવા–ઋત અને વ્રત જોવા–પ્રયત્ન થયો હતો. કેટલાકને અનુભવમાં આવતા બહુત્વ

પાછળ એકત્વની સ્પષ્ટ પ્રતીતિ થઇ હતી. યજુર્વેદમાં વ્યક્તિચિત્ત અને સમષ્ટિચિત્તના એકત્વની પ્રતીતિ છે. અથર્વવેદમાં 'બ્રહ્મ' પદાર્થ (concept) જ્ઞેય અને ઉપાસ્ય તત્ત્વ તરીકે સ્થપાય છે, ને કાલનો મહિમા ગવાય છે. એ કાળે તત્ત્વચિંતનનાં છસાત પ્રસ્થાન હશે, જેમણે મૂળ કારણ તરીકે કાલ, સ્વભાવ, નિયતિ, યદચ્છા, ભૂતાનિ, યોનિ કે પુરુષ (અથવા ઉત્પત્તિકારણ પુરુષ) ગણ્યો હશે.

ઉપનિષદોમાં આ બધા પૂર્વપક્ષોને ધ્યાનમાં લઈ આગળ જવાનો પ્રયત્ન છે, જો કે તેમાં પણ અનેક પ્રસ્થાન જોઈ શકાશે. બધામાં, એક જાણવાથી સર્વ જણાય એ તત્ત્વતૃષ્ણા બલિષ્ઠ છે, અને તત્ત્વને બુદ્ધિથી સમજ્યા પછી પ્રત્યક્ષ કરવું જોઇએ એ વિશે પણ ઐકમત્ય છે. તત્ત્વજ્ઞાન તત્ત્વાનુભવ થવું જોઇએઃ "રિલિજ્યન", "એથિક્સ" અને ફિલસૂફીનો સુયોગ આવશ્યક સમજાયો છે.

દર્શન પછી દર્શનશાસ્ત્ર અને શ્રમણસંપ્રદાયનું અવલોકન કરી, શ્રી. રસિકલાલ 'પુરુષાર્થ'–વ્યવસ્થા જોઈ જાય છે. છેવટે ગાંધીવાદને સ્પર્શી વર્તમાન જીવનના મહાપ્રશ્નોને સમજવા વિચારકોને નિમંત્રે છે.

પરિષદની સભામાં વિશેષ ગૌરવબુદ્ધિ હોત, વિશેષ ગાંભીર્ય હોત તો આ બધાં ભાષણો તેણે એકાગ્રતાથી સાંભળ્યાં હોત; તો શાન્ત ચર્ચાની ભૂમિકા પણ તૈયાર થાત. એમ ના થયું. પણ પેલું ગંભીર પ્રકૃતિદસ્ય, પેલી ગંભીર પુરુષાકૃતિ અને રુદરમ્ય તે રાત્રિના રાસ સ્મરણમાં લાવી કૃતાર્થતા અનુભવું છું.

કારતક સુદ પડવો
૧૯૯૮

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## નાટક અને રંગભૂમિ

નૃત્ય-નાટિકા 'જય સોમનાથ'

ગુજરાતી સાહિત્યપરિષદના ચૌદમા ઉપવેશન પ્રસંગે તા. ૬-૧૦-૪૧ને દિને મુંબઈમાં રોયલ ઓપેરા હાઉસમાં સાંજના ૭ વાગે

"જય સોમનાથ" નામની રા. કનૈયાલાલ મુનશીની પ્રસિદ્ધ નવલકથા ઉપરથી એ જ નામની 'નૃત્ય–નાટિકા' ભજવાઈ.

તા. ૧૧ અને ૧૨મી જાન્યુઆરી, ૧૯૩૫ને દિવસે સાહિત્ય–સંસદના દ્વાદશવાર્ષિક સારસ્વતસત્ર પ્રસંગે રા. મુનશીના "નરસૈયો–ભક્ત હરિનો" એ પુસ્તક ઉપરથી ઉપજાવી કાઢેલ 'નાટ્યરાસક' ભજવવામાં આવેલ. યુરોપીય 'બેલે'ના રૂપરંગ પ્રમાણે યોજાયેલ એ 'નરસૈંયો' એમનો પહેલો પ્રયોગ અને 'જય સોમનાથ' એ બીજો પ્રયોગ. ધંધાર્થી નૃત્યકારોને અલગ રાખીએ તો અવેતન રંગભૂમિ ઉપર નૃત્ય–નાટિકાના, મુંબઈમાં, પાંચ–૭ વર્ષના ગાળામાં ગુજરાતીઓએ આ બે પ્રયોગ રજૂ કર્યા.

પાંચ–૭ વર્ષનો ગાળો એ બહુ કહેવાય અને વચમાં બીજા કોઈ સંચાલકોએ આવી નૃત્ય–નાટિકાઓના પ્રયોગ શા માટે ન કર્યા એ પ્રશ્ન વણપૂછાયો રહેવા દઈએ તો માત્ર બે પ્રયોગો થયા એ ઉપરથી આપણે એમની સમાલોચના કાંઈક સમભાવિદૃષ્ટિથી કરવી જોઈએ. આરંભદશાના પ્રયોગો કડક સમીક્ષા ઝીલી શકતા નથી. એવા પ્રયોગો તો એમની અનેક ક્ષતિઓ છતાં પણ આવકારપાત્ર જ ગણાય અને એના સંચાલકો જરૂર અભિનન્દનને પાત્ર ઠરે.

માનવહૃદયમાં રહેલ ઊર્મિઓને નૃત્ય દ્વારા મૂર્ત સ્વરૂપ આપવું હોય તો તે ભાવનામય અને પ્રતીકાત્મક ('સિમ્બોલિક') રીતે જ અપાય એ નૃત્યની વ્યાખ્યા સર્વસ્વીકાર્ય છે અને એટલા માટે જ કથકલિ–નૃત્યવિધાનને એના નિષ્ણાત પ્રશંસકો પણ 'પેન્ટોમાઇમ' (અવાક્ અભિનયવિધાન) તરીકે ઓળખાવે છે. 'બેલે' રજૂ કરતાં આ રીતે મોટામાં મોટી મુશ્કેલી નાટિકાની વસ્તુ પ્રેક્ષકો સમજી શકે તેવી રીતે છતાં ભાવના અને પ્રતીકની ભૂમિકાથી નીચે ન ઊતરે એ પ્રમાણેના નૃત્યયોજનમાં રહેલી છે. જે ક્ષણે નૃત્યકાર ભાવનામય અને પ્રતીકાત્મક અભિનયનો ત્યાગ કરીને વાસ્તવદર્શી અભિનય રજૂ કરે તે ક્ષણે તે નૃત્યની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે જ.

નૃત્યની આવી ચોક્કસ મર્યાદા ધ્યાનમાં રાખીને વિવેચન કરતાં કહેવું પડે છે કે 'નરસૈંયો' એ નૃત્ય-નાટિકામાં નૃત્યનું પ્રમાણ ભજનો અને રંગભૂમિયોગ્ય અભિનયના પ્રમાણમાં બહુ ઓછું હતું. તે સમયે નટરાજ વશી હજી વિદ્યાર્થી-અવસ્થામાં હતા છતાં એ નાટિકામાં નટરાજ વશી, શીલાવતી દરૂ, ઉષા મુનશી, સત્યવતી ખન્ના, નંદિની દત્ત, સરોજ દેસાઈ વગેરે વ્યક્તિઓ નૃત્યકલાથી પરિચિત હતી. બાકીની વ્યક્તિઓ એટલે કે ભાગ લેનારાઓમાંથી મોટો ભાગ નૃત્યકલાથી કેવળ અપરિચિત હતો. આને પરિણામે ભજનો, અભિનય વગેરેના આવરણના ભારથી રજૂ થયેલી એ નૃત્ય-નાટિકા બહુધા નાટિકા.થઈ ગઈ હતી. લલિતકલાઓથી અપરિચિત પ્રેક્ષકોનાં મન એમાં રહેલ ઝડઝમક, ભપકા અને ભજનોની ધૂનથી રંજિત થાય એટલા માટે એ નૃત્ય-નાટિકા ભલે પ્રેક્ષકોની દષ્ટિએ સફળ થઈ કહેવાય પણ કલાની કસોટીએ તો એ માત્ર પ્રયોગદશાના પહેલા પગથિયા તરીકે જ ગણાવી શકાય.

'જય સોમનાથ'ને એ જ રીતે કસોટીએ ચઢાવતાં પ્રયોગદશાના બીજા પગથિયા તરીકે એટલે કે 'નરસૈંયો'થી સહેજ વધારે વિકાસ પામેલ કૃતિ તરીકે જરૂર ગણાવાય. એમાં ભાગ લેનાર લગભગ દરેકે દરેક યુવક-યુવતી નૃત્યકલાથી થોડેઘણે અંશે પરિચિત હતાં ર્. ગુજરાતીઓને કમભાગ્યે, આવાં બધાં જ કાર્યોને અતિત્વરાથી, સમયની સામે યુદ્ધ કરતાં કરતાં, પરસ્પર ઈર્ષ્યા, તેજોદ્વેષ, જુદાં જુદાં જૂથ અને અને જુદી જુદી વ્યક્તિઓની અન્ય વ્યક્તિઓનાં કાર્યોમાં વિઘ્ન નાખવાની નિત્યક્રમત મલિન વૃત્તિ વગેરે અનેક કચરી નાખવા મથતાં બળોની સામે સામનો કરવો પડે છે. આવા ગંભીર આરોપો આપણા પોતાના ઉપર મૂકવામાં રહેલ જવાબદારી હું સમજું છું, છતાં જ્યારે જ્યારે આવી પ્રવૃત્તિઓના ઇતિહાસનાં પાનાં પડદા પાછળ રહીને ઉકેલું છું ત્યારે આ બધા આરોપો કેટલા સાચા છે એ મને સમજાય છે, હૃદય ખિન્ન થઈ જાય છે, ભવિષ્ય ભયંકર નિરાશાજનક ભાસે

છે. આવી પ્રવૃત્તિઓમાં અમદાવાદ મુંબઇને જરૂર હઠાવશે, એ પણ મેં ઉપર કાંઇક નમ્ર સખ્તાઇથી વર્ણવેલા આરોપોના મુંબઇમાં રહેલ અસ્તિત્વને લીધે જ. પરંતુ ખેર; ખેલદિલી, સુજનતા, પ્રતિસ્પર્ધી પ્રત્યે સમભાવ એ બધા ગુણ આપણામાં પ્રગટો-સત્વર પ્રગટો એ પ્રાર્થના સિવાય અન્ય માર્ગ—અન્ય ઉપાય આપણી પાસે નથી.

ઉપર જણાવેલ વિરોધી અને અસહકારી તત્ત્વોના અસ્તિત્વને લઇને મુંબઇમાં આવી પ્રવૃત્તિઓ સંપૂર્ણતા પ્રાપ્ત કરતી નથી અને તેમાં અનેક ક્ષતિઓ રહી જાય છે. આવી પ્રવૃત્તિઓના સંચાલકોમાં પરસ્પર સહકારવૃત્તિ અને સંયોજનવૃત્તિ પૂરેપૂરી વિકસે નહિ ત્યાં સુધી આ ક્ષેત્રમાં સાધનો છે, કાર્ય કરનારાં છે છતાં તેનો પૂરો લાભ કોઇથી લઇ શકાતો નથી, અને પરિણામે આવા પ્રયોગોની સિદ્ધિ અધૂરી રહે છે, વિકાસ મંદ ગતિએ થાય છે અને યોગ્ય કલાકારોને પ્રસિદ્ધિમાં આવવાના માર્ગમાં અનેક વિઘ્નો ઊભાં થાય છે.

'જય સોમનાથ'ના પ્રયોગમાં છેક છેલ્લી ઘડીએ બે રૂપધરો ખસી જવાથી નટરાજ વશી અને નરેન્દ્રકુમાર સિંહને એમાં વગરતૈયારીએ ઉતરવું પડયું. પ્રયોગના સુભાગ્યે એ બંને કલાકારો પોતાની કલામાં નિષ્ણાત છે એટલે બહુ વાંધો આવ્યો નહિ પણ આવા વાતાવરણમાં કાર્ય કરનાર કળાકારોની મનોદશા વ્યગ્ર, નિરુત્સાહી હોય એટલે એઓ પોતાની ઉત્તમ શક્તિઓ રજૂ ન કરી શકે એ સમજી શકાય તેવી વસ્તુ છે. બાકી તો ગમે તેવો મહાવરા ('પ્રેક્ટિસ') વગરનો ક્રિકેટર મેદાને પડે ત્યારે ખોરું ઘી દિવેલમાંથી ન જાય એ પ્રમાણે નટરાજ અને નરેન્દ્ર એ બે ઉસ્તાદોએ પોતાની કલા યથાશક્તિ રજૂ કરી હતી. એમની સહાયતામાં યોગેન દેસાઇ અને નવીન દેસાઇ હતા તેમણે, જો કે એમની ભૂમિકામાં ખાસ મહત્ત્વ ન હતું છતાં, સંતોષકારક કામ કર્યું હતું. ચોલા તરીકે પ્રવીણા મહેતાએ કામ કર્યું હતું. નૃત્યકલામાં એમનું પ્રાવીણ્ય સારું છે અને એમનાં અમુક નૃત્યો સુંદર થયાં પણ એમની સુકુમાર અને નાજુક દેહલતાને

લઇને શ્રી. મુનશીએ કલ્પેલ મદમત્ત ચૌલાની ભૂમિકામાં એ આશાસ્પદ નૃત્યકાર બરાબર બંધબેસતી નહોતી લાગતી.

કુમારી ઉષા મુનશી જેવી નૃત્યકલામાં પાવરધી યુવતીને ગંગા જેવી શુષ્ક અને વૃદ્ધાની ભૂમિકા શા માટે આપવામાં આવી હશે અને વૃદ્ધા દેખાડવાના પ્રયાસમાં તેને બદસૂરત સજાવટ ('મેક-અપ') શા માટે કરવામાં આવી હશે તે સમજાતું નથી. અમદાવાદમાં વસંતસેનાની માની ભૂમિકા ભજવનાર યુવતીને પણ એવી જ કૃત્રિમ અને બદસૂરત સજાવટ કરવામાં આવી હતી. વૃદ્ધાઓ ભયંકર, કદરૂપી અને બેડોળ જ હોય એવી કલ્પના એ સંચાલકોના મનમાં શા માટે ઊઠતી હશે? સાઠ–સાઠ વર્ષની ખૂબસૂરત સ્ત્રીઓ એમણે જોઈ જ નહિ હોય?

દાસી તરીકે અંજલિ હોરાએ અત્યંત સુંદર નૃત્ય કરી પ્રેક્ષકોની વાજબી રીતે વાહવાહ મેળવી હતી. આ ઊગતી કલાકારની નૃત્યકલા વિશેની નૈસર્ગિક શક્તિ હવે મુંબઇની નૃત્યપ્રેમી જનતાથી અજાણી રહી નથી. એનો કથક-વિધાનનો અભ્યાસ એને અનેક રીતે મદદરૂપ નીવડ્યો છે. એ બાલિકા જ્યારે નૃત્ય કરે છે ત્યારે જાણે સ્વયંભૂ પ્રેરણાથી નૃત્ય કરતી કરતી નવીન આયોજનો કરતી હોય તેવું પ્રેક્ષકોને લાગે છે. નૃત્ય કરતી વેળાની એની બેદરકારી, તાલ પ્રત્યેની એની સ્વભાવસિદ્ધ અભિરુચિ ('ઇન્સ્ટિંક્ટિવ લાઇકિંગ') અને અંગેઅંગનું સ્વચ્છંદી, રુચિકર ડોલન એ એના ઉજ્જ્વલ ભવિષ્યની આગાહીરૂપ છે.

આ નૃત્યનાટિકામાં આવતાં વૃન્દ-નૃત્ય સરસ થયેલાં ખાસ-કરીને છેલ્લું વૃન્દ-નૃત્ય.

સમગ્ર રંગમંચરચના ('સેટિંગ્ઝ') ઠીક હતી પણ તેમાં જરા પૂર્વાપર પ્રમાણની[1] ('પરસ્પેક્ટિવ'ની) યોજના કરી હોત

1. સ્વ. નરસિંહરાવ-યોજિત આ તથા નીચે આવતો 'વાદ્યમંડળ' એ બંને પર્યાયો ગુજ. પારિ. કોશમાંથી લીધા છે. જુદા સંદર્ભમાં, ત્યાં આપેલ 'યથાદર્શન' તથા 'દૃષ્ટિફલક' (કે એનું રૂપાન્તર 'દૃષ્ટિક્ષેત્ર')–આ છેલ્લા બંને પ્રા. ઠાકોરયોજિત–પણ વાપરી શકાય.– સં. માનસી

તો વધારે સુંદર લાગત. સંગીતમાં ખાસ નૈપુણ્ય નહોતું. નૃત્યના વસ્તુને વધુ આગળ પાડી શકે એવું વાતાવરણ જમાવવાની તાકાત વાદ્યમંડળમાં ('ઓરકેસ્ટ્રા'માં) હોવી જોઇએ અને તે શક્ય છે એમ ઉદયશંકરના વાદ્યમંડળે પુરવાર કરી આપેલ છે. તે પ્રમાણે આ સંગીતમાં તેના રાગોની ગોઠવણીમાં એ અંશ દષ્ટિગોચર થતો ન હતો. વસ્ત્રાભૂષણો પ્રેક્ષકોને ગમે તેવાં હતાં પણ કયા સમયનાં, કયા યુગનાં? આશરે ૯૦૦ વર્ષ પરની કથાનાં વસ્ત્રાભૂષણો આવાં હોઇ શકે?

ભીમદેવના પાત્રે રેશમી ધોતિયું, અંગરખું અને માથે હાલમાં વરરાજાઓ પહેરે છે તેવો, અવ્યવસ્થિત બંધાયેલ, શેલાંનો સાફો-એમ વસ્ત્રો પહેર્યાં હતાં. સ્ત્રીઓએ પહેરેલ ઉપલું વસ્ત્ર નહોતું ઉત્તરીય, નહોતો પછેડો અને નહોતી ઓઢણી. તેના ઉપર કમ્મરે, બંગાળી કલાના આશકોને પ્રિય થઇ પડેલ ભેટ જેવું કાંઇક. ચોળીની બાંય કોણી સુધીની. આ પ્રકારની ચોળીઓ માત્ર ચાલીસ વર્ષ ઉપર આપણે ત્યાં સામાન્ય હતી. ઘાઘરો ઘેરવાળો હતો-હમણાં ગરબા ગાનારીઓમાં માનીતો થઇ પડ્યો છે તેવો.

વસ્ત્રો વિશેનું વધુ પડતો ચોખલિયો નથી પણ આ તો જેઓ છે તેઓ માટે અને જેઓ પોતાની કૃતિઓમાં ગમે તેમ ચલાવી લે છે પણ પારકી કૃતિઓમાં ચલાવી લેવા તૈયાર નથી એમને માટે લખું છું. આપણે ત્યાં, અમુક યુગમાં અમુક વસ્ત્રો જ હતાં એ જાણવાનાં સાધનો, જેટલાં યુરોપમાં છે તેટલાં તો શું પણ ખાસ કરીને નહિ જેવાં જ છે એ હું જાણું છું. વળી અમુક યુગમાં પુરુષો ઉઘાડા જ ફરતા હોય અને સ્ત્રીઓ પણ માત્ર બે વસ્ત્રો પહેરતી હોય તેના યુગનાં નાટકો રંગભૂમિ ઉપર રજૂ કરતી વેળા એ વસ્ત્રો આપણાં અ-વેતન નટ-નટીઓ પહેરવા તૈયાર નથી-અને એટલું સારું છે-એ પણ મારી જાણ બહાર નથી. આ બધી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઇને જ મારું હમેશનું કહેવું છે કે આવી બાબતમાં ફાવે તેટલું એ યુગનું રાખવું અને બાકીનું ગમે તે યુગનું લઇ લેવું અને ૧૯૪૦-૧૯૪૧ની

સાલનો પણ બાધ ન ગણવો એ પ્રથા મને ઇષ્ટ નથી લાગતી. ધારો કે એક પ્રાચીન કાલનું નાટક આપણે ભજવવા ધાર્યું તો જો તે કાલનાં વસ્ત્રો અમુક સંયોગોને લઇને નટ–નટીઓને પહેરાવી શકાતાં નહિ હોય તો અમુક એક યુગ કે સમયવિભાગ નક્કી કરીને તેને વફાદાર રહેવું અને તે પ્રમાણેનો ઉલ્લેખ કાર્યક્રમમાં કરી દેવો એ મને સારી અને સ્વીકારવા જેવી પ્રથા લાગે છે. આથી ધીમે ધીમે જુદા જુદા કાળનાં વસ્ત્રોના સાહિત્ય ઉપર પણ પંડિતોની સહાયતાથી પ્રકાશ પડતો જશે અને વસ્ત્રાભૂષણ વિશે પ્રવર્તતી અરાજકતા દૂર થતી જશે.

અંતમાં, કંઇક ચોખલિયા વૃત્તિથી લખેલ આ વિવેચન પૂરું કરું તે પહેલાં આ નૃત્ય–નાટિકાના સંચાલકોને અભિનંદન આપું છું– પ્રયોગદશાના પ્રયોગો તેમની ક્ષતિઓ છતાં આવકારને પાત્ર જ છે અને આશા રાખું છું કે આવા પ્રયોગો ભવિષ્યમાં વધુ થાઓ અને દિનપ્રતિદિન વધુ સફળતા પ્રાપ્ત કરો.

"મ."

## ભૌતિકશાસ્ત્ર

[ 'સાયન્સ' માટેના આ પર્યાયની કેટલીક ચર્ચા આવતા અંકની એક વાસરિકા–નોંધમાં છપાશે. અહીં નીચે પેટામથાળામાં એંશીમા વર્ષના પ્રસંગ માટે વાપરેલ શબ્દ 'ચન્દ્રમહોત્સવ' માટે જુઓ ગતાંકમાંની નોંધ નામે 'સંશોધકોને પ્રશ્ન' (પૃ. ૨૬૬)—સં. માનસી ]

સર પ્રફુલ્લચન્દ્રનો ચન્દ્રમહોત્સવ

"જગતના ઇતિહાસમાં અનેક સંસ્કૃતિઓ ઊગી અને આથમી, પણ પાંચ હજાર વર્ષો પૂર્વે ગંગાના તટ ઉપરનો બ્રાહ્મણ જે શાસ્ત્રોક્ત વિધિએ તર્પણ કરતો હતો, તેનો જ વંશજ, આજે એ જ વિધિપૂર્વક અને એ જ પતિતપાવનીને તીરે પોતાનો ગૌરવવન્ત વારસો સંભાળી બ્રહ્મોપાસના કર્યે જાય છે." બંગાળીશાઇ ટૂંકું ધોતિયું, હાથમાં

લાકડી, પગમાં સાદા સ્લિપર, બંધ કૉલરનો જાડો હાફકોટ, તેની ઉપર ખેસ, ટૂંકી સફેદ દાઢી ને માથા પર થોડા વિખરાયલા વાળઃ આવાં પરિધાનમાં, પોષમાસની એક સવારે, કાશી વિદ્યાપીઠમાં મળેલી વિજ્ઞાનપરિષદ[1] સમક્ષ, ચોસઠ વર્ષની વયે પણ આવેશથી અને કાંઈક ગ્લાનિમય વદને વૈજ્ઞાનિક સાધુ સર પ્રફુલ્લચંદ્ર રાય ભારતવર્ષની અમર સંસ્કૃતિમાં વિજ્ઞાનના સ્થાન વિષે પ્રવચન કરતા હતા.

બંગાળના આ આજીવન બ્રહ્મચર્યવ્રતધારી અને કલકત્તા વિદ્યાપીઠના રસાયનવિજ્ઞાના પ્રાધ્યાપક, ખાદીપ્રચારક દેશભક્ત તરીકે જનતાને વધુ જાણીતા છે. તેમની એ દેશદાઝ વિજ્ઞાનના અભ્યાસમાંથી જ જાગી છે. વિજ્ઞાનની અનેક શાખાઓમાં હિંદુઓએ પ્રાચીન કાળમાં મેળવેલું પ્રભુત્વ, તેમણે વિકસાવેલી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વગેરે વિષયોનાં સંસ્કૃત સાહિત્યમાંનાં સંશોધનોએ તેમના મન ઉપર ઊંડી અસર કરી અને 'હિંદુ રસાયનનો ઇતિહાસ' એ નામનું પુસ્તક તેમણે અંગ્રેજીમાં લખ્યું. પૂર્વકાળનું એ વિજ્ઞાન અને પ્રવૃત્તિઓ પરદેશી રાજ્યમાં અલોપ થયાં અને તેઓ કહે છે તેમ "આમાર દેશ" નિર્ધન થયો. નિર્જીવ થઈ ગએલા એ દેશમાં ફરી જ્ઞાનપ્રદીપ પ્રકટાવી પ્રાણસંચાર કરવો ને સમૃદ્ધ ઇતરદેશોના સુવિખ્યાત સંશોધનકારો જેવા હિંદમાં પણ ઉત્પન્ન કરવા એ કાર્યને તેમણે ધ્યેય ગણ્યું. ગયા ઑગસ્ટ માસમાં પૂરાં થએલાં એમની જીવનયાત્રાનાં એંશી વર્ષો દરમ્યાન એ સ્વપ્નને સિદ્ધ કરવા તેમણે અનેક પ્રયાસો કર્યા.

બંગાળના રાસલી ગામે ઇ. સ. ૧૮૬૧ના ઑગસ્ટની બીજી તારીખે એક સંસ્કારવાન બંગાળી ગૃહસ્થ હરીશચંદ્ર રાયને ત્યાં પ્રફુલ્લચંદ્રનો જન્મ થયો. બાલ્યકાળ પિતાની જાગીરમાં જ વીત્યા બાદ, ૧૮૭૦માં કુટુંબને કલકત્તે જવાનું થતાં, ત્યાંની જાણીતી હેર-સ્કૂલમાં પ્રફુલ્લચંદ્રની કેળવણીનો પ્રારંભ થયો. હેર-સ્કૂલમાંથી ઇશ્વરચંદ્ર વિદ્યા-

૧. અમે કરેલા મથાળાની વાત જુદી, પણ લેખકોના લખાણભાગમાં તો હાલ 'સાયન્સ'='વિજ્ઞાન' જ રાખશું-સં. મા.

સાગરસ્થાપિત મેટ્રોપોલિટન કૉલેજમાં ગયા અને ત્યાં ગીલક્રિસ્ટ શિષ્યવૃત્તિ માટેની પરીક્ષામાં પ્રથમ પદ મળતાં, ૧૮૮૨માં, એડિનબરો વિદ્યાપીઠના તે વખતના રસાયનવિદ્યાના જાણીતા પ્રોફેસર ક્રમ બ્રાઉનના શિષ્ય તરીકે તેમણે બી. એસસી. અને ડી. એસસી.ની પદવીઓ લેવા યુરોપ તરફ પ્રયાણ કર્યું. તેમની બુદ્ધિ અને અભ્યાસનો પ્રભાવ એડિનબરો વિદ્યાપીઠમાં તુર્ત જ જણાયો અને તેમને પદવીદાનની સાથે હોપ પારિતોષિક તથા શિષ્યવૃત્તિ મળ્યાં. વિદ્યાપીઠના રસાયનમંડળના તેઓ ઉપ-પ્રમુખ ચુંટાયા અને રસાયનવિભાગમાં શિક્ષક તરીકે થોડો વખત તેમની નિમણુક પણ થઈ.

એડિનબરોના અભ્યાસકાળ દરમ્યાન યુવાન પ્રફુલ્લચંદ્રને સ્વદેશના રાજકીય વાતાવરણના ખ્યાલો વારંવાર આવતા. હિંદ ઉપર તેમણે એક નિબંધ લખ્યો અને તેની પ્રસિદ્ધિ ગ્રેટ બ્રિટનમાં સારી પેઠે થઈ. એ નિબંધ વાંચી ઇંગ્લંડના તે વખતના નામાંકિત રાજદ્વારી પુરુષ અને વક્તા જૉન બ્રાઈટ પ્રફુલ્લચંદ્રને લખ્યું: "અંગ્રેજપ્રજાના હિંદમાંના ખરા હિત વિશે અહીંના લોકોમાં કેવળ અજ્ઞાન અને સ્વાર્થ પ્રસરેલાં છે. નીતિ અને મુત્સદ્દીગીરીનાં સાચાં પ્રમાણોથી તેઓ અધોગતિ પામ્યે જાય છે, તે કોઈક કાળે આફત અને વિનાશની પરંપરા તેમની ઉપર લાવી મૂકશે, જે અમારા વંશજો અનુભવશે અને તેમને પશ્ચાત્તાપ કરાવશે".

હિંદ આવ્યા પછી પ્રફુલ્લચંદ્રે કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં ૧૮૮૯માં મદદનીશ અધ્યાપક તરીકેની જગ્યા સ્વીકારી. રસાયનવિદ્યા પ્રત્યેનો જે નિઃસીમ પ્રેમ અને ઉત્સાહ તેમને હતો તે હવે પોતાના શિષ્યોમાં જગવવાની તેમને તક મળી. તે કાળના અને ત્યાર પછીના તેમના કેટલાક શિષ્યો જેઓ સંગીન સંશોધનકાર કે હિંદની મહત્ત્વની વૈજ્ઞાનિક સંસ્થાઓમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવનાર નીવડ્યા તેમાં, મેઘનાદ સાહ, જ્ઞાનેન્દ્રચંદ્ર ઘોષ, હેમેન્દ્રકુમાર સેન, જ્ઞાનેન્દ્રનાથ મુખરજી અને ગણેશચંદ્ર મિત્રની ગણના થાય.

ઇ. સ. ૧૯૧૨ના સમયની આસપાસ કલકત્તાવિદ્યાપીઠના સુવિખ્યાત કુલનાયક ('વાઇસ ચાન્સેલર') સર આશુતોષ મુખરજીએ વિદ્યાપીઠના જ તંત્ર નીચે કલકત્તામાં વિજ્ઞાનની એક મહાશાળા સ્થાપવાનો નિશ્ચય કર્યો અને સર તારકનાથ પલિત તથા સર રાસવિહારી ઘોષ સરખા ધનના સ્વામીઓની મદદથી ૧૯૧૬માં ત્યાં યુનિવર્સિટી કૉલેજ ઑફ સાયન્સ ઍન્ડ ટેકનોલૉજીની શરૂઆત થઈ. વિજ્ઞાનના હિતને ખાતર આ મહાશાળામાં ઇતરપ્રાન્તીય નિષ્ણાત અધ્યાપકો લાવવામાં સર આશુતોષે જરા પણ સંકોચ રાખ્યો ન હતો અને તેથી જ પદાર્થવિજ્ઞાનના (અથવા, 'વાસ્તવશાસ્ત્ર' એટલે 'ફિઝિક્સ'ના) પલિત-અધ્યાપક તરીકેનું સ્થાન લેવા ચંદ્રશેખર રામનને મદ્રાસ નિમંત્રણ મોકલ્યું. રસાયનના નિષ્ણાત પ્રફુલ્લચંદ્ર તો કલકત્તામાં જ હતા અને તેમને હવે પંચાવન વર્ષ થયાં હોવાથી, પ્રેસિડન્સી કૉલેજની સરકારી અધ્યાપક તરીકેની જગ્યા છોડી, વિદ્યાપીઠની નવી શાળામાં રસાયનશાસ્ત્રના પલિત-અધ્યાપકનું સ્થાન તેમણે લીધું. ગુજરાતના જાણીતા વૈજ્ઞાનિક અને વડોદરા કૉલેજના પ્રિન્સિપલ ડૉ. કુંવરજી નાયક, જેમની શક્તિઓથી આકર્ષાઇ સર આશુતોષે યુનિવર્સિટી-લેક્ચરર તરીકે તેમની નિમણૂક બરહાનપુરથી કલકત્તામાં કરી હતી, તેઓને પણ ૧૯૧૬-૧૭ના વર્ષ દરમ્યાન પ્રફુલ્લચંદ્ર રાયના સહકાર્યકર તરીકે રહેવાનો પ્રસંગ મળ્યો હતો.

વિદ્યાપીઠની શાળામાં ૭ વર્ષ કાર્ય કર્યા બાદ, ૧૯૨૨માં, હવે નાઇટહૂડ પામેલા સર પ્રફુલ્લચંદ્રને પોતાના સાદા જીવનના નિભાવ અર્થે પલિત-પ્રોફેસર તરીકેની માસિક રૂ. ૧૦૦૦) ની આવક બિનજરૂરી જણાતાં, રસાયનવિદ્યાના વિકાસને અર્થે તેમણે એ રકમ વિદ્યાપીઠને પાછી સુપરત કરવા માંડી. છતાં પોતાની વિદ્યા પ્રત્યેનો તેમનો ભાવ જેવો ને તેવો જ રહ્યો. પ્રયોગશાળામાં જ તેઓ ઝાઝે ભાગે રહેતા અને સૂતા તેમ જ ત્યાં થયે જતાં અનેક સંશોધનોમાં

રસપૂર્વક શિષ્યોને ઉત્સાહ અને પ્રેરણા આપતા. છેવટે, લગભગ પંચોતર વર્ષની ઉમરે, આંખોએ તેમને નિઃસહાય બનાવતાં, તેમણે નિવૃત્તિમય જીવન ગાળવાનું પસંદ કર્યું.

ઇ. સ. ૧૯૨૪માં સર પ્રફુલ્લચંદ્રે હિંદી વૈજ્ઞાનિક મંડળ સ્થાપ્યું. અત્યાર સુધીના સોળ–સત્તર વર્ષના જીવનમાં આ સંસ્થાએ મુખ્યત્વે કરી તેના મુખપત્ર દ્વારા જગતના રાસાયણિક સાહિત્યમાં સંગીન ફાળો આપ્યો છે. સર પ્રફુલ્લચંદ્રની અનેક સિદ્ધિઓમાંની આ એક મહત્ત્વની ગણાય. પ્રાચીન હિંદનું રસાયનશાસ્ત્ર જેવી રીતે તેમણે દુનિયા સમક્ષ ધર્યું; તેવી જ રીતે અર્વાચીન હિંદનાં એ વિષયનાં સંશોધનોનો સંદેશ તેમણે સ્થાપેલ એ ઇંડિયન કેમિકલ સોસાયટી, પ્રગતિમાન અન્ય દેશોની તેવી જ સંસ્થાઓની માફક, આજે જગતને સંભળાવ્યે જાય છે.

સર પ્રફુલ્લચંદ્રના સમગ્ર જીવનમાં સ્વદેશપ્રેમ અને દેશભક્તિ સહેજે તરી આવે છે. એ બન્ને તેમને હંમેશ, હિંદને અર્વાચીન સંસ્કૃતિયુક્ત, વૈજ્ઞાનિક માનસવાળું અને ઉદ્યોગપ્રવૃત્ત બનાવવા સાદ કરતાં હોય છે. એ સાદને પ્રભાવે તેઓએ, કહેવાય છે તે પ્રમાણે, માત્ર રૂ. ૫૦૦)ની મૂડીથી, હિંદનું પહેલું ઉદ્યોગમંદિર, જે આજે બેંગાળ કેમિકલ ઍન્ડ ફાર્માસ્યુટિકલ વર્કર્સને નામે પ્રસિદ્ધ છે, તેની સ્થાપના કરી. આ મહત્ત્વના ઉદ્યોગને ખિલવવામાં તેમણે ઘણો શ્રમ લીધો છતાં તેની કમાણીમાં ભાગ લેવાની ઇચ્છા તેમણે કરી નથી.

ઉત્તરબંગાળની રેલ વખતે પીડિતોને મદદ પહોંચાડવાના તેમના અથાક પ્રયાસો, ખાદી અને સ્વદેશી બનાવટોના પ્રચાર અર્થે તેમની ગામેગામ યાત્રાઓ, અને સમાજ–ઉદ્ધારક સંસ્થાઓ તેમ જ નિઃસહાય વિદ્યાર્થીઓને આર્થિક મદદ આપવામાં તેમણે છૂટથી કરેલો દ્રવ્યવ્યયઃ આ સર્વ તેમની જનસેવાઓ સુવિદિત છે. સર પ્રફુલ્લચંદ્રના જીવન ઉપર દષ્ટિપાત કરતાં સહેજે જણાય કે આવો નિઃસ્વાર્થભાવ,

વિજ્ઞાન અને અન્ય વિદ્યાઓની વિવિધ શાખા પ્રત્યેની આવી ભક્તિ અને ઉત્સાહ, સ્વદેશ અને દલિતવર્ગ તરફના પ્રેમનો આવો અખંડ હુતાશન અને અંધારગ્રસ્ત તેમ જ અજ્ઞાનના કીચડમાં ખૂંચેલા કીચડ-ગ્રસ્ત "આમાર દેશ"નું પુનરુત્થાન કરી તેને વિજ્ઞાન અને ઉદ્યોગને પંથે પળવા પગભર કરવાના આવા પ્રેરણાત્મક યત્નો, અન્ય કોઈ વ્યક્તિમાં એકત્રિત થએલા ભાગ્યે જ સાંપડે.

એંસી વર્ષની વયે સર પ્રફુલ્લચંદ્રની માનસિક શક્તિઓ હજી આજે પણ તેમની યુવાનીની યાદ આપે તેવી તાઝગીભરેલ અને સતેજ છે. જર્મની અને હિટલર જેમ "ડોઈટ્શલાન્ટ ચુબેર આલેસ" ગાય છે તેમ તેઓ પણ "બેંગાલ એબવ ઑલ" એવો સાહજિક આગ્રહ રાખે છે. દેશ અને વિજ્ઞાન માટે સ્વાર્પણ કરનાર આ મહાન વ્યક્તિનું જીવન નવીન હિંદના દેશભક્ત વૈજ્ઞાનિકોને હરહંમેશ રાહ દાખવતું રહેશે.

ભ. ક. વૈ.

## મન્દિરનો ઘંટનાદ

**૧. વિશેષ મદદ:** તેની રકમો ગતાંક પછી જે મળી તે નીચે મુજબ:

| | |
|---|---|
| 'એક સહાનુભાવક' … … … … … … … … | રૂ. ૨૫–૦–૦ |
| શેઠ દેવકરણ નેણશી તન્ના, મુંબાઈ … … … … | ,, ૧૦–૦–૦ |
| | રૂ. ૩૫–૦–૦ |

**૨. કમતી મદદ:** અટળ સંજોગોને (પગાર ટૂંકો, બીજી આવક ઓછી ને અનિયમિત, અણધાર્યા તેમ જ વધતા ઘરસંસારી ખર્ચો, દિ' ઊગ્યે ફૂલતી-ફાલતી મોંઘવારી વગેરે સંજોગોને) વશ થઇને એવું ઠરાવવું પડ્યું છે કે સંચાલક રા. વિજયરાય તરફથી 'માનસી'ને અપાતી મદદ હવેથી પ્રતિમાસ ને પ્રતિવર્ષ કમતી કરતા જવી. આશા છે કે એ રીતે પડવાનો ખાડો પૂરવા સર્વ માનસીભક્તો તથા 'માનસી' પ્રેમીઓ સર્વદા તત્પર રહેશે.

**૩. એના અપવાદ:** ઉપલી કલમમાંના વિધાનના અપવાદ આ

# માનસી

સર્જન અને ચિન્તનની ગ્રંથશ્રેણી

વર્ષ ૬ : ગ્રંથાંક ૪

ડિસેમ્બર ૧૯૪૧



પૂર્ણસંખ્યા



પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વર્ષ ૬, ગ્રન્થાંક ૪

ડિસે. '૪૧ : (પ્રકટ, માર્ચ '૪૨)

## સર્જન અને નિબંધો

## નિકષ



## ધ્વનિ




માનસી ગ્રંથશ્રેણી: સંચાલક વિજયરાય ક. વૈદ્ય, દરજી મહોલ્લો, નાનપરા; સૂરત. લવાજમ: રૂ. ૫); દેશાવર, રૂ. ૬); છૂટક, રૂ. ૧॥. શાખાઓ: (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઍંડ કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સૂરત, પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) વડોદરા, સાધના પ્રેસ, રાવપુરા. (૪) અમદાવાદ, કુમાર કાર્યાલય, રાયપુર. (૫) પોરબંદર, રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી

# માનસી

વર્ષ ૬, અં. ૪ ——— ડિસે.'૪૧

## સરસ્વતીકંઠાભરણ

### સત્યમૂલક ધર્મસૃષ્ટિ

मया ध्रियन्ते भुवनान्यमूनि ।
सत्यं च मां तत्सहितं बिभर्ति ॥

આ સર્વ ભુવનોને હું ધર્મ ધારું છું અને હું ધર્મ અને એ ભુવનો–એ ઉભયને સાથે લઈને ધારનાર તો સત્ય છે.

—ચંડકૌશિક

એ સત્ય શુદ્ધ દૃષ્ટિમાં જ સ્ફુરે છે. ધર્મની સૃષ્ટિ કંઈ નવી જ છે અને એ સૃષ્ટિની ઉત્પત્તિ સત્યદૃષ્ટિથી જ થાય છે. તે ચંડકૌશિકના* કર્તાની પેઠે ટ્યૂફેલ્સડ્રૉખ[1] બીજી ભાષામાં કહે છે,

પણ બ્રહ્માંડે તેમ જ પિંડે–સૃજનકાર્યનો આરંભ પ્રકાશથી છે. આંખને દૃષ્ટિ મળે નહીં ત્યાં સુધી આખો અવયવસંધ બેડીઓમાં

---

* આ વિશ્વામિત્રવિષયક નાટક ઇસવી દસમા શતકના કવિ ક્ષેમીશ્વરે ( તે કાન્યકુબ્જના પ્રતિહાર રાજા મહીપાલના દરબારમાં હતો) રચ્યું છે.

૧. કાર્લાઇલકૃત સાર્ટર રેસર્ટસમાંનો કલ્પિત ફિલસૂફ; અવતરણ એ ગ્રન્થમાંથી જ છે.

દેહ છે. ખરે જ તે પલ દેવદત્ત છે, જેમાં ઝંઝાક્ષુબ્ધ આત્મોદધિ ઉપર શબ્દ થાય છે, જેવો સૃષ્ટિની ઉત્પત્તિક્ષણમાં અન્-રૂપ અવર્ણ્ય અભાવોદધિ ('કેઑસ') ઉપર થયો હતો કે—ભલે પ્રકાશ પ્રકટો[2]! ઉત્તમોત્તમ માણસને પણ એવી પલનો અનુભવ ઇશ્વરની અસ્તિ કથનારો અને ચમત્કૃતિમય નથી શું? સામાન્યમાં સામાન્ય માણસને પણ એવો અનુભવ એની મગદૂરના પ્રમાણમાં પણ તત્ત્વતાએ એ જ પ્રકારનો નથી શું? મૂલ પ્રકૃતિની મસ્ત અવર્ણ્ય અરૂપતા ('ડિસ્કોર્ડ') [ઈશ્વર જ જાણે શી રીતે-પણ] શમે છે; અન્યોન્ય ઘર્ષણમાં મચેલાં અંધ મહાભૂત વ્યવસ્થાંતર પામતાં જુદાં જુદાં વ્યોમમંડલ બંધાય છે; મહાગર્તના તલમાં ઊંડા વિશાલ ખડક-પાયા નખાય છે; ઉપર ગોળ વ્યોમઘુમટ તેના સનાતન જ્યોતિઓ સમેત વિલસે છે; અને વ્યર્થ અંધ અભાવની ('કેઑસ'ની) જગાએ ખીલતી, ફલદ્રૂપ, ગગનવેષ્ટિત પૃથ્વી ઉપસે છે. હું પણ હવે મ્હારી જાતને કહી શકું:—હે પિંડ, લોહી મટ, પોત વિકસાવ! આ તેજોમય સુવ્યવસ્થિત બ્રહ્માંડમાં તું પણ ભલેને છેક જ લઘુ પરિમાણનું તથાપિ એક બ્રહ્માંડ [ब्रह्मणः अण्डं अर्थात् ब्रह्मगाधिष्ठितमण्डम् ।] થા[3]

---

૨. "લેટ ધેર બી લાઈટ"—ઓલ્ડ ટેસ્ટમેંટ, જેનેસીસ-ગ્રન્થના પહેલા જ શ્લોકો.

૩. આ આખું ય લખાણ ગોવર્ધનરામકૃત સાક્ષરજીવનમાંથી (પૃ. ૫૨મું તથા ૨૫૪મું) લીધું છે; કાર્લાઈલવાળી કંડિકા—એટલે છેલ્લી, લખાણનો મુખ્ય ભાગ-કર્તાએ અન્યભાગમાં મૂળ રૂપે આપી છે ને તેનું ગ્રન્થના પરિશિષ્ટમાંનું પ્રા. બળવન્તરાય ક. ઠાકોરનું ભાષાન્તર અહીં ઉતાર્યું છે. જોડણી બધી જેમ ને તેમ રાખી છે; ચંડકૌશિક, સાઉંર તથા 'લેટ......લાઈટ' વિશેની ટીપ નવી ઉમેરી છે.—સં. માનસી

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

# સૌંદર્યદર્શન

**તા.** ૯મી માર્ચ, ૧૯૪૧ને દિને સવારે, મુઝફ્ફરાબાદ હોલમાં, કાશીવાળાબિસ્મિલા અને તેના સાથીદારો શરણાઈનો જલસો રાખવાના છે એવી મતલબના સમાચાર મને મળ્યા. એક વખત એવો હતો જ્યારે ગમે તે સ્થળે, ગમે તે સમયે, ગમે તે માણસો સંગીતની ધૂન મચાવવાના હોય ત્યારે મારાથી હાજરી આપી શકાતી હોય તો હું અવશ્ય હાજર રહેતો પણ સંજોગવશાત્ ચાલુ નબળી પ્રકૃતિને લઈને મેં એ પ્રવૃત્તિ બંધ કરી હતી અને મારાં મિત્રો તે જાણતાં હતાં એથી આ પ્રસંગ ચૂકવા જેવો નથી એમ મને એક પછી એક શ્રી. ગંજુ પારેખ, જ્યોતીન્દ્ર દવે અને રમણિક સુખડિયાએ આગ્રહપૂર્વક કહ્યું. એ ત્રણે સંગીતની સાચી કદર કરે તેવાં એટલે મેં ત્યાં જવા નિશ્ચય કર્યો અને હું ગયો.

શંકરરાવ ગાયકવાડથી માંડીને મેં ઠીક ઠીક શરણાઈવાળાઓને સાંભળ્યા હતા એટલે હું ત્યાં ગયો તો ખરો પણ પેલાં ત્રણ સ્નેહીઓ શા માટે આ મંડળીની શરણાઈ માટે આટલો આગ્રહ રાખે છે તે મને સમજાયેલું નહિ. હું મારી ટેવ પ્રમાણે બહુ વહેલો ગયો. પેલાં ત્રણ એમની ટેવ પ્રમાણે મોડાં આવ્યાં. શરણાઈની શરૂઆત થઈ ચૂકી હતી પણ હજી જામી ન હતી. સંગીતના જલસામાં જેટલી છૂટથી વાત થઈ શકે તેટલી છૂટથી અમે વાત કરી લીધી અને પછી શરણાઈ સાંભળવા ધ્યાનસ્થ થયાં.

સદ્‌ભાગ્યે તે દિવસે અલ્લાદિયાખાં, કેશર, વિલાયતખાં કંચન-, લાલ ગાગાવાળા વગેરે મશહૂર સંગીતકારો અને સંગીતનિષ્ણાતો આવેલા એટલે શરણાઇવાળાઓએ પોતાની કલામાં પોતાનાં દિલ ઠાલવ્યાં. એ શરણાઇનો પ્રકાર જ કાંઇ જુદો. સંપૂર્ણ શાસ્ત્રીય સંગીત ઉપરાંત એ શરણાઇ ઉપર એ કલાકારોએ જુદી જુદી રીતે કામ કરી બતાવ્યું. ઘડીમાં તમને દિલરૂબા જેવું લાગે, ઘડીમાં તમને સારંગી જેવું જણાય તો ઘડીમાં તમે જલતરંગ સાંભળતા હો તેવો ભ્રમ થાય. બિસ્મિલા ને તેનો મોટો ભાઈ એમ મળીને થોડીવાર તમને ખરજમાં કામ કરીને તમારાં હૃદયમાં તાંડવભર્યા આવેશો ઉત્પન્ન કરાવે તો થોડીવાર ટીપમાં ઉતરીને તમને લાસ્યનાં દર્શન કરાવે.

ધીમે ધીમે એ સંગીતની અસર મારા ઉપર જામવા માંડી. જેમ જેમ એ કલાકારો પોતાની કલાની ઊંચી ઊંચી કક્ષાએ પહોંચતા ગયા તેમ તેમ મારાં હૃદયચક્ષુ પોતાની આસપાસના દૃશ્યને ભૂલતાં ગયાં અને કાંઇક દિવ્ય, અદ્‌ભુત, જેનું વર્ણન પણ કરવું અશક્ય એવા સૌંદર્યને નિહાળવા લાગ્યાં. સાચી કલાને સીમા નથી એ વાક્યનું સત્ય આવે સમયે આપણને સમજાય છે. ગમે તેવી ઊંચામાં ઊંચી કલા સમજવાને પણ શાસ્ત્રીય જ્ઞાનની જરૂર નથી; માત્ર હૃદય -ધબકતા હૃદયની જરૂર છે. સંગીતમાં સાધારણ જ્ઞાન ધરાવનાર ઘણી વાર શાસ્ત્રીય સંગીત સાંભળતાં ઉદાસીન વૃત્તિ સેવે છે અને એમને એ ઘડીએ એ સંગીત શુષ્ક લાગે છે. પણ તે જ મનુષ્યો કોઇ અમુક સંજોગોમાં, અમુક ક્ષણે એ જ શાસ્ત્રીય સંગીતે ઉત્પન્ન કરેલ વાતાવરણમાં ડૂબી જઇને પોતાનું અસ્તિત્વ ભૂલી જાય છે એવું અનેક વેળા બને છે.

મારો જ અનુભવ કહું. મારું જ્ઞાન સંગીતમાં વિશાળ નથી. તાલઆડથી મને આનંદ નથી આવતો. મુશ્કિલ રાગોનાં નામ

પણ હું નથી જાણતો. છતાં એક દિવસ રાતે દસ વાગ્યે હું એકલો હતો. મેં રેડિયો ખોલ્યો અને પંડિત ઓમકારનાથનું સંગીત કોઇ ખાનગી સ્થળેથી 'રીલે' થતું મેં સાંભળ્યું. એકચિત્તે મેં તે સંગીત અગીઆર વાગ્યા સુધી સાંભળ્યું. તે મને અદ્દભુત લાગ્યું. તેની શાસ્ત્રીય આંટીઘૂંટી સમજ્યા વગર પણ મને તેમાંથી કોઇ નિરાળા સૌંદર્યનાં દર્શન થયાં. મેં પંડિતજીને ઘણી વાર સાંભળ્યા છે પણ તે રાતે મને તેના સંગીતથી જે ઊર્મિઓ થઇ આવી તે દરેક વખત નથી જ થતી અને તેમાં કશું આશ્ચર્ય પણ નથી.

બિસ્મિલ્લાની શરણાઇ સાડાનવથી સાડાબાર સુધી મેં સાંભળી. રફતે રફતે મારા હૈયાના એકેએક તાર એના અપૂર્વ સંગીતના સૂર સાથે મળી રહ્યા. એ સ્થિતિ પ્રાપ્ત થતાં એ મુઝફ્ફરાબાદ હોલ, એમાં હાજર રહેલાં મનુષ્યો, એ સર્વને-બદલે 'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં' નિર્મળ સૌંદર્ય હું જોઇ રહ્યો.

સંગીત પૂરું થયું. સ્વપ્નનો અંત આવ્યો. સૌંદર્યનું દર્શન અદૃશ્ય થયું, માત્ર રહી ગઇ તેની મીઠી ફોરમ-હૈયામાં આશા, ઉત્સાહ, દુઃખ, ઉદાસીનતા, શાંતિ વગેરેના સંમિશ્રણથી ઉત્પન્ન થતી કોઇ દિવ્યોર્મિ જગવતી ફોરમ.

આ ઉપરથી મને વિચાર સ્ફુરે છે કે સૌંદર્ય એ શું હશે. એની કોઇ વ્યાખ્યા આપી શકાય ખરી? સંસ્કૃત તેમ જ પાશ્ચાત્ય સાહિત્યશાસ્ત્રીઓએ સૌંદર્યને વર્ણવતાં વાક્યો લખ્યાં છે પણ એથી એ સુંદરતાની વ્યાખ્યા બાંધી શકાતી નથી. પૂરેપૂરી સંસ્કૃતિ પામેલા, સુંદરતાને પિછાણનારામાંથી કેટલાકને તાજમહાલમાં સૌંદર્ય નથી જણાયું. શુષ્કમાં શુષ્ક વાતાવરણમાં પણ કેટલાકોએ અદ્દભુત સૌંદર્યનાં દર્શન કર્યાં છે, ત્યારે તે જ મનુષ્યોએ અતિ કલામય વાતાવરણમાં, સર્વ રીતે અનુકૂળ સંયોગોમાં પણ સુંદરતા દીઠી નથી. ત્યારે એ સૌંદર્ય શું હશે?

એની અસર કેટલી ઊંડી અને બળવાન હશે એ સમજી શકાય એમ છે. કેટલાં ય વર્ષો પછી રિચર્ડ લ'ગેલિયનની 'પ્રિન્સેસ ઍંડ ધ મિરર' નામની નવલિકા વાંચી ત્યારે ક્ષણભર મને એમ લાગ્યું કે મારે એ નવલિકા લખવી જોઇતી હતી; કારણ કે લ'ગેલિયને માત્ર કલ્પનામાંથી રાજકન્યાને ઉત્પન્ન કરી હતી, મેં તો નજરે જોઇ હતી. આ પ્રસંગને લઇને મને એ નવલિકા પ્રત્યે સહજ પક્ષપાત થયેલો અને મેં તેનું ભાષાંતર કરીને મારા 'વાર્તાવિહાર' નામના સંગ્રહમાં 'રાજકન્યા અને ભરથરી' નામે વાર્તા પ્રસિદ્ધ કરેલી. અને એ મારું ભાષાંતર વાંચીને સ્વ. શ્રી સુમતિ લલ્લુભાઇએ એક મોટું કાવ્ય પણ લખેલું.

આપણામાંના ઘણા કવિહૃદયી હોઇએ છીએ પણ બધાંથી થોડું કાંઇ કવિ થવાય છે? લગભગ દરેક મનુષ્ય કોઇ ધન્ય ક્ષણે સૌંદર્યદર્શન કરી શકે છે પણ દરેક મનુષ્ય કાંઇ થોડું એને મૂર્ત સ્વરૂપ આપીને અમર ચિત્ર કે શિલ્પ કે નવલકથા, નવલિકા કે કાવ્ય રચી શકે છે!

× × ×

વીસેક વર્ષનો હોઇશ. તે સમયે તબિયત બહુ સતાવતી હતી. કોઇ સ્નેહી માથેરાન રહેતું હતું. એણે આગ્રહ કર્યો અને હું માથેરાન ગયો. માથેરાન જતી વખતે નેરળ નામના સ્ટેશને ઊતરવું પડે છે એટલી પણ મને કે મારી સાથે આવનાર મારા એક મિત્રને ખબર ન હતી. નેરળથી ટ્રેન ઊપડી ગઇ તે પહેલાં સદ્‌ભાગ્યે અમને એ વાતની ખબર પડી અને અમે ઉતાવળથી નેરળ ઊતર્યા. ત્યાં ઊતર્યા પછી અમે ચાહપાણી પીવામાં રોકાયા એટલામાં માથેરાન જતી નાની ટ્રામ-રેલ્વે ઊપડી ગઈ. પરિણામે, અમને ઘોડા ઉપર બેસતાં જરા પણ નહોતું આવડતું છતાં ઘોડા ઉપર બેસીને અમારે માથેરાન જવું પડ્યું.

ત્યાં ગયા પછી બે ત્રણ દિવસ સુધી તો હું મિત્રો સાથે ફરવા ગયો પણ પછી મારી એકાંત પ્રિયતાને હું દબાવી શક્યો નહિ અને બધાથી છૂટો એકલો ફરવા ગયો. એક લગભગ નિર્જન ખૂણો શોધી હું ત્યાં બેઠો. હું જ્યાં બેઠો હતો ત્યાંથી સહેજે છેટે ઊંડી ખીણ હતી. બીજી બાજુ નાનો ડુંગર હતો. જ્યાં નજર ફરે ત્યાં ગીચ વૃક્ષઘટા. મને ગિરિશૃંગો કરતાં સમુદ્ર અને નદી વધુ પ્રિય છે. સમુદ્ર અને નદી એ ઉભયનાં જુદાં જુદાં સ્થળોએ જુદે જુદે સમયે જુદાં જુદાં સ્વરૂપ જોવાની અને તેમાં રહેલ સુંદરતા પિછાનવાની નજર મને છે. એટલા પ્રમાણમાં હું ગિરિશૃંગોને માણી નથી શકતો–કદાચ મેં એ એટલા પ્રમાણમાં જોયાં નહિ હોય એથી પણ એમ હોય. છતાં તે દિવસનું એ સ્થળનું સ્વરૂપ મને ઘણું સુંદર અને આહ્લાદકારક લાગ્યું. વચમાં તડકો અને છાંયો એ ગીચ વૃક્ષોમાં સંતાકૂકડી રમતા ક્ષણે ક્ષણે એ સ્થળનું સ્વરૂપ બદલતા જતા હતા. જાણે પેલા સંસ્કૃત કવિએ કહ્યું છે તે પ્રમાણે " ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ–"ના વાક્યની યથાર્થતા મને સમજાવતા હોયને!

કોઇ પણ જાતના પગરવ વિનાની નીરવ શાંતિ અને આસપાસ આવું મીઠું, આહ્લાદકારક દૃશ્ય. હું શાંત આનંદ અનુભવતો બેઠો હતો એવામાં મારી નજર મારી સામેની નાની કેડી ઉપર પડી. એ કેડી પેલી ઊંડી ખીણમાંથી ઉપર આવતી હતી. એક અંગ્રેજ યુવાન બાળા ઉપર આવતી હતી. મેં પ્રથમ એના વાળ જોયા, પછી એનું મુખ જોયું અને એમ કરતાં કરતાં આખી આકૃતિ મારી નજર સમક્ષ ખડી થઇ.

સામાન્ય સંજોગોમાં કદાચ એ યુવતી પણ સામાન્ય જ લાગી હોત; પણ આવા અસાધારણ શાંત વાતાવરણમાં, સુંદર સ્થળે એ યુવતીની આકૃતિએ મને અજબ રીતે આકર્ષ્યો. વૃક્ષોથી ઊભરાતી એ ખીણમાંથી નીકળતી એ યુવતી વનની કોઇ દેવી હશે એવો ભ્રમ

મને થયો. હાથમાં ડુંગર ચઢતી વખતે વાપરે તેવી મોટી લાકડી તેણે ઝાલી હતી. શરીર સુદૃઢ અને સપ્રમાણ હતું. ઉપલો 'ગાઉન' એવી રીતનો હતો જેથી એના શરીરના તમામ અવયવ સુંદરતર દેખાઇ આવે. એકસરખા લયથી ચાલતી એ યુવતીના દરેક પગમાંએ તેનાં જોબનભર્યાં રક્તનોનું હલનચલન સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થતું હતું. તંદુરસ્તીની પ્રતિમારૂપ એ યુવતી કોઇ પરીઓની કથામાંની વન-પ્રદેશની રાણી હોય એવું મારા હૃદયને થઇ ગયું. છેક બાલ્યાવસ્થામાં મેં પેલી રાજકુમારીને નીરખવાથી જે સૌંદર્યદર્શન કરેલું તેવા જ પ્રકારનું મેં પુનઃ સૌંદર્યદર્શન કર્યું. આ પ્રસંગે હું જાણી શક્યો કે ખરેખરું સૌંદર્ય નિહાળતી વખતે પવિત્રતાનાં જ દર્શન થાય છે. ક્ષણભર જગત મારે મન થંભી ગયું. ધીમે ધીમે એ યુવતી કેડી વાટે જતી જતી પાસેના વળાંકમાં અદૃશ્ય થઇ ગઇ-બીજી વારનાં સૌંદર્યદર્શન, પણ તે એ રીતે અદૃશ્ય થઈ ગયાં પણ મારા હૃદયના કોઇ નાના ખૂણામાં પોતાનાં પવિત્ર સંસ્મરણો મૂકતાં ગયાં.

× × ×

હવે ત્રીજો પ્રસંગ: માત્ર થોડાં વર્ષ પહેલાંની વાત. સામાન્ય રીતે મુંબઈ જેવા ભરચક વસ્તીવાળા શહેરમાં દૈનિક જીવનમાં આવું સૌંદર્યદર્શન થાય એવો સંભવ કેટલો અલ્પ? છતાં પણ મારી માન્યતા છે તે પ્રમાણે સૌંદર્ય વાતાવરણ અને સમયથી પર છે. નિરખનારની મનોદશા અને તે કેવી દૃષ્ટિથી આસપાસની વસ્તુઓનું પાન કરે છે તે ઉપર એ વસ્તુઓની સુંદરતાનો આધાર રહે છે.

એક સામાન્ય કૉન્સર્ટ. એક સામાન્ય થીએટર. કૉન્સર્ટમાં બધી સામાન્ય 'આઇટેમો' (બાબતો). એમાંની એક 'આઇટેમ' તે રાસ. એ સમયે મુંબઇમાં રાસ-ગરબાનું પ્રમાણ એટલું બધું વધી ગયેલું કે અમારા જેવા અવેતન રંગભૂમિના કાર્યકર્તાઓને એનું સ્મરણ થતાં સૂગ ચઢતી. એ રાસ પછીની 'આઇટેમ'માં મારે

અમુક કામ કરવાનું હતું એટલે એ રાસનો આરંભ થતાં હું નેપથ્યમાં આવીને ઊભો રહ્યો. રાસ અને ગરબા જોઇ જોઇ તૃપ્ત થયેલ હું કોઇ 'roue'ની પેઠે ઉદાસીન વૃત્તિ સેવતો ત્યાં ઊભો હતો. રાસ જોતો હતો છતાં એ તરફ મારું ધ્યાન ન હતું. એમાં કોણ કોણ યુવક-યુવતી હતાં તે હું જાણતો ન હતો. જાણવાની મને ઉત્કંઠા કે ઇચ્છા પણ ન હતી.

તે વખતે મારું હૃદય સૌંદર્યદર્શન માટે તરસ્યું હતું તેમ પણ ન કહી શકાય. તેવે વખતે સૌંદર્યનાં દર્શન થશે એવી આશા કે આગાહી પણ હૈયાને ન હતી. ધીમે ધીમે રાસની મીઠી તર્જ અને સ્વચ્છ તાલને લઇને મારા કાન સચેત થયા. એમણે સંગીત ઝીલવા માંડયું. એનો અસર હૈયાને થઇ હશે. હૃદયમાં કાંઇ ગૂઢ આનંદોર્મિનો જન્મ થયો. વર્તુલમાં ફરતાં યુવક-યુવતીઓને નીરખવા આંખ ઉત્સુક થઈ. રાસની ગતિ ધીમે ધીમે વધતી જતી હતી. ફરનાર યુવક-યુવતીઓના કંઠમાં, અંગમાં અને અભિનયમાં સંગીતનાં ઘેન ચઢતાં જતાં હતાં. પ્રેક્ષકોની સમક્ષ પોતે પોતાની કળાનું પ્રદર્શન કરે છે એ વાત ભુલાતી ગઇ. કલાની મસ્તીમાં એ યુવક-યુવતીઓનાં હૈયાં હેલે ચઢ્યાં.

મારી ઉદાસીનવૃત્તિ ધીરે ધીરે ઓછી થતી જતી હતી. રાસ રમનારાંઓમાંથી હું કોઇને ખાસ ઓળખતો ન હતો એટલે કોઇને માટે પક્ષપાત ઉત્પન્ન થાય એવો સંભવ ન હતો. હું જોઇ રહ્યો હતો, જોતો જોતો અમુક પ્રકારનો આનંદ અનુભવી રહ્યો હતો એટલામાં સહસા મારી દૃષ્ટિ એક યુવતી ઉપર પડી. તે જ ક્ષણે મારા ચક્ષુની નીરખવાની શક્તિમાં અજબ પરિવર્તન થઇ ગયું. તે રંગભૂમિ, બહારના પ્રેક્ષકો, રાસ રમનારાં અન્ય યુવક-યુવતીઓ અને બીજી 'આઇટમ'માં મારી સાથે ભાગ લેવા માટે મારી પાસે ઊભેલાં નરનારીઓ એ બધાં દેખાતાં બંધ થયાં. મારી નજર અનિમિષ નયને નિરખી રહી માત્ર પેલી યુવતીને; એ યુવતીની દેહ-

લતાને નીરખી રહી એમ કહું તે યથાર્થ નથી, કારણ કે એ યુવતી એ ધન્ય ક્ષણે માત્ર પોતાની દેહલતાથી સાદો રાસ રમી નહોતી રહી. તે ક્ષણે તેનો આત્મા તે દિવ્યપુંજના એક કિરણરૂપે માનવજીવનમાં રહેલ પણ માત્ર કો ધન્ય માનવીને જ પ્રાપ્ત થતો અવર્ણનીય, અદમનીય, દિવ્ય ઉલ્લાસ નૃત્યરૂપે મૂર્તિમંત કરતો હતો. એના અણુએ અણુમાં તે સમયે વ્યાપી રહ્યો હતો યૌવનનો થનગનાટ. તેનાઅંગેઅંગથી ઊડતા હતા દિવ્યોર્મિના અમર્યાદિત તરંગો.

સાથે નૃત્ય કરતાં અન્ય યુવક–યુવતીઓથી તદ્દન જુદી પડી આવતી તે યુવતી જીવન-નૃત્ય નાચી રહી હતી; સૃષ્ટિનો લય (Rhythm) રેલાવી રહી હતી. આપણા માનવહૈયાની ઊંડી ગુહામાં ઉત્પન્ન થયેલ અનેક દિવ્ય પણ અશક્ય સપનાં જગાડતી, આસપાસની પાર્થિવ દુનિયાને જાણે ભૂલી જ ગઇ હોય તેમ એકલી-પણ એ એકલતામાં પણ મનુષ્યમાત્રને સમાવી દેતી તે યુવતી સર્વદેશીય પ્રેમને નૃત્યનું સ્વરૂપ આપી તેના બલ વડે જાણે સર્વ પ્રકારની પાપોર્મિનો આ જગતમાંથી નાશ કરવા મથતી હતી. તેની ઊંડી-અગાધ આંખોથી માંડી નૃત્યઘેલી બનેલી તેની પગની પાની સુધીનાં અંગાંગ નૃત્યદ્વારા કોઇ ગેબી વિરલ સૌંદર્ય વેરી રહ્યાં હતાં.

એ અપરિચિત યુવતી જ્યારે આ અકથ્ય, અકલ્પ નૃત્ય નાચતી હતી ત્યારે તેના હૃદયમાં શી ઊર્મિઓ હશે? ઊર્મિઓ હશે ખરી? તેની દેહલતાએ પ્રયોજેલ અને આરંભેલ આ અ-લૌકિક નૃત્ય સાથે, મારાં હૃદયચક્ષુ માને છે તેમ તેના આત્માએ એકતાનતા સાધી હશે ખરી? એનો ઉત્તર હું આપી શકું એમ નથી–આપવાનું પ્રયોજન પણ મને જણાતું નથી. મેં ઘણાં નૃત્યો જોયાં છે-પાવલોવા, લા મારી, રોશનઆરા, રૂથ ડેનીસ, સિમ્કિ, મેનકા વગેરેનાં નૃત્યકલાને શૃંગે પહોંચેલ નૃત્ય મેં નિરખ્યાં છે પણ –પણ તે દિવસના એક સામાન્ય કોન્સર્ટમાંના એક સામાન્ય રાસમાં

આ યુવતીના નૃત્યે મારાં હૃદયચક્ષુને અલૌકિક, અદ્વિતીય સૌંદર્યદર્શન કરાવ્યું તેવું સૌંદર્યદર્શન મને અન્ય નૃત્ય કરાવી શક્યું નથી.

× × ×

વર્ષો વહી જાય છે. તેમાં આપણને આવી ધન્ય ક્ષણ બે ચાર વાર સાંપડે છે અને તે વેળા થયેલ સૌંદર્યદર્શન આપણા સારાય જીવનની કેડીને સતત અજવાળ્યા કરે છે.

**સમયચોર લેખક**

લેખ્ય વિષયનો સારો અભ્યાસ કર્યા વિના જે લેખકો લખનારની પંક્તિમાં બેસવાની લાલસાથી લખે છે તેઓ અજાણ્યે એક જાતિનું પાપ કરે છે. ધનાદિ પદાર્થો કરતાં સમય છે એ અધિક અમૂલ્ય છે એ સર્વમાન્ય છે. સમય–,વૃદ્ધિ (વાજ [=વ્યાજ]), ભાડું આદિ આકારમાં—ધન આપી શકે છે, પરંતુ ધન—કોટયા[ટ્ય]વધિ ધન અપિ–સમય આપી શકતું છે નહિ. ધનાદિ ગયું આવે છે પરન્તુ સમય ગયો તે આવી શકતો છે નહિ. એથી જેઓ પોતાની યોગ્યતા વિના લેખો લખે છે અને વાચકના સમયને હરે છે તેઓ ધન હર ચૌ[ચો]રાદિઓ કરતાં પણ વાચકોના સમયહરરૂપે અધિક દોષને પાત્ર થાય છે. ('સમાલોચક' પુ. ૧૧, ૧૯૦૬; પૃ. ૪૮)

—મનઃસુખરામ

# પરિભાષાને

## મોટે નામે પણ[1]

આવા શબ્દો તો નછૂટકે જ ઉપજાવવાના હોય. અને આ વિષયમાં જે મુશીબત છે તે નવા શબ્દોને ઉપજાવવાની છે જ નહીં. આપણા દેશમાં સંસ્કૃત પંડિતો નવા શબ્દો તો સુરથી છડાં મૂકે એટલી કે એના જેવી જ કુદરતી રીતે ઉપજાવી શકે. ખરી મુશીબત છે એ નવા સિક્કાઓને બજાર એટલે કે સુશિક્ષિતોનાં લખાણો અને ભાષણોમાં ચલણી બનાવવાની. એમ ચલણી બને તે જ સાચા સિક્કા ગણાય; બાકીના વિશુદ્ધ સરલ સુંદર ઉપયોગી લાઘવયુક્ત આદિ ગમે તેટલા, તથાપિ કાંકરા જ છે. શબ્દ વધારે વધારે વાપરમાં આવતો જાય તેમ તેમ જ સટ લઇને અર્થજ્ઞાપકતા મેળવતો થાય; ન અન્યથા.

સિક્કાઓ અતિવાપરથી લીસા પડી જાય છે, તેમને સ્વીકારતા–વાપરતા લોક ઘટી જાય છે, તે ચલણી મટી જઇને ખોટા પડી જાય છે, એ આ ઇતિહાસપરની અવળી બાજુ પણ ધ્યાનમાં રાખવાની છે, પરંતુ એ વિષે બીજે કોઇ પ્રસંગે.

૧. 'પ્રાધ્યાપક' શબ્દ જડબાંતોડ છે. વળી પ્ર+અધિ એમ બે આગમવાળા શબ્દ આપણી વીસમી સદીની ગુજરાતી ભાષા નછૂટકે જ સ્વીકારે; અને એ પ્રમાણે 'પ્રોફેસર' શબ્દનો અર્થ જણા-

1. આ લેખની જોડણી લેખકની છે.–સં. માનસી

વવા માટે, એ જ અર્થ પૂરેપૂરી ચોકસાઇથી જણાવવાને માટે, એની જરૂરે જણાતી નથી. જુવો-(અ) 'પ્રોફેસર'=આચાર્ય; (આ) 'લેકચરર', 'રીડર'=ઉપાચાર્ય, અધ્યાપક; (ઇ) 'ટીચર', 'ટયૂટર' =શિક્ષક, પાઠક, મ્હેતાજી; (ઈ) 'ટ્રેનર', 'કોચ' 'સ્પેશિયલિસ્ટ'= ઉસ્તાદ, નિષ્ણાત; (ઉ) 'ફેલો', 'સ્કોલર' (ફેલોશિપ, સ્કોલરશિપ-હોલ્ડર સાથે કંઇક શિક્ષણકાર્ય પણ કરતો હોય)=શિષ્યશિક્ષક, છાત્રપાઠક, છાત્રશિક્ષક (દ્વંદ્વસમાસ):-

એમ આખો વ્યવહાર નભી જતો હોવાથી, 'પ્રાધ્યાપક' જેવા નવા બાહુકજીની જરૂરે નથી.

પિંગળ, તર્ક, ફિલસૂફી, માનસશાસ્ત્ર, કાવ્યમીમાંસા, કલાવિવેચના, અવલોકનો, રાજ્યપ્રકરણી અને સામાજિક ચર્ચા, વ્યાકરણ, અલંકાર, શૈલીપૃથક્કરણ અને વિવિધ વિજ્ઞાનો યાંત્રિક ધંધા અને કારીગરીના અનેકાનેક વિષયોમાં વક્તવ્યને ચોકસાઇ અને સ્પષ્ટતાના ગુણો, શાસ્ત્રીયતાના નિશ્ચિત લંબાઇપહોળાઇ ઊંડાઇવાળા માપી શકાય એવા ઘાટઘૂટ આવશ્યક હોય ત્યાં ત્યાં ડગલે ડગલે પરિભાષાની જરૂર પડે છે જ. સામાન્ય અને ઉપલકિયા વાચકશ્રોતા આવે પ્રસંગે ય પરિભાષાથી ભડકે છે તે એમનું અજ્ઞાન જ છે, દૂણાય છે તે એમનો અનધિકાર જ છે. શાસ્ત્રનિષ્ઠ લેખકો અને વ્યાખ્યાતાઓ આ ભડક અને દૂણાટને અવગણે તે જ યોગ્ય છે. પરંતુ એ· દરેકેદરેક વિષયમાં જૂની પરિભાષાઓનો તોટો પણ ક્યાં છે? વળી નવી વસ્તૂ જ ઉત્પન્ન થતાં અને વાપરમાં આવતાં તેનો ખાસ શબ્દ–એન્જિન, મોટર, બસ, એયરોપ્લેન, કે નવો પ્રસંગ જ વર્ણવવા માટેના નવા શબ્દ–આઉટ, નો ટ્રમ્પસ, સ્ટ્રાઇક, બોયકોટ–આમ વર્ગ પણ રસ્તે ચાલતાં–ચાલતાં ય સટ લઇને સીકારી લે છે અને ચલણી બનાવી આપે છે; પંડિતો માતૃભાષામાંથી નવા બંધબેસતા વળી ફાવે એવા શબ્દનું ઉત્પાદન કરી આપે, તેની રાહ જોવા પણ આમવર્ગ રહેતો નથી. એ નવો શબ્દ સંસ્કૃત

ફારસી અરબી ઇંગ્રેજી કઇ ભાષાનો છે, શિષ્ટ છે કે સ્લેંગ, એવી કશી ભાંજગડ આમવર્ગને નડતી જ નથી. વિદેશી શબ્દના મૂલ ઉચ્ચારણને સ્વદેશી કરતાં ય ઇન્જિન, ઇન્જિનેર, ડાક્તર, ગવંડર–તેને આંખના પલકારા જેટલી પણ વાર લાગતી નથી; કર્ણ-વ્યાપાર અને મુખવ્યાપારના સહકારે તે પોતાને ફાવતો શબ્દ મેળવી લે છે, અને પોતાનો રોજિંદો વ્યવહાર રેડવ્યા કરે છે.

અને હકીકત આ પ્રકારની પ્રવર્તે છે તથાપિ શિષ્ટ લખાણુ-માં ડગલે ડગલે નવા શબ્દો પણુ યોજવા પડે જ છે. ત્યારે પણુ અનુભવી વિદ્વાનો તો પોતાની નવા શબ્દોને ઉપજાવવાની હાથોટીને અત્યંત કરકસરથી જ વાપરે છે. નવો શબ્દ જોઇએ જ એવી ખાતરી છતાં પણુ નવાં ઉત્પાદનો ચલણી થવાના બનાવ કેટલા તો વિરલ જોવામાં આવે છે, તે અનુભવી વિદ્વાનો કદાપિ ભૂલતા નથી. નવા જોડવાની શક્તિને તેઓ લેશ પણુ વજન આપતા નથી; નવા શબ્દ ચલણી બનવાની અનિશ્ચિતતાને જ તેઓ માંડેલી મીટે જોયા કરે છે. 'સાહિત્યિક' કે 'સાહિત્તિક' જેવા જોતાંસાંભળતાં જ અણુગમો ઉપજે એવા શબ્દોને તેઓ અપનાવતા જ નથી. રા. બાઇશ્રી વિજયરાય વૈદ્યને પણુ આ શબ્દોનો તો અણુગમો છે. તો એવા જ 'અધ્યાપક' શબ્દને ચલણી બનાવવાને એઓ શા સારુ મથ્યા કરતા હશે વારુ? 'પ્રોફેસર' શબ્દથી બોલતાં મોં સાંભળતાં કાન ભરાઇ જાય છે, ઉચ્ચ પદવીનો ધ્વનિ આપોઆપ જાણે થઇ જાય છે, તેવું ભરાઉપણું અને તેવો ધ્વનિ એમને 'પ્રાધ્યાપક' શબ્દમાં લાગતો હોય, એવો કંઇક એમના પક્ષપાતનો ખુલાસો હશે?[1]

૨. 'પરિભાષાના પ્રદેશમાં' એ વિષય પણુ 'માનસી'ના તાજા

---

૧. ના; ખુલાસો છે આ: ગામઠી મહેતાજીથી માંડી યુનિવર્સિટી-પ્રોફેસર સુધીના બધા શિખવનાર અધ્યાપનકાર્ય કરતા હોય છે પણ એ કાર્ય પ્રકૃષ્ટપણે કરનાર એવા પ્રોફેસરની વિશિષ્ટતા દર્શાવવા જ પ્રચલિત કરેલો છે 'પ્રાધ્યાપક.'—વિ. ક. વૈ.

અંકમાં જોવામાં આવે છે. એ દાખલા એ આગળ ચાલ્યા કરવાના ચર્ચાત્મક નિબંધ ઉપરથી અહીં ઉમેરી શકાય એવા જડે છે.

બૃહત્+ગુજરાત=બૃહદ્ગુજરાત, બૃહત્+ભારત=બૃહદ્ભારત. બૃહત્+હિંદ=બૃહદ્હિંદ. આ છેલ્લો દ્વવાળો શબ્દ ગુજરાતીમાં ના જ ચાલે; એ અર્થમાં આપણે બીજો બૃહદ્ભારત શબ્દ વાપરવો જ રહ્યો. અને આ ઉપરથી હાલ ચાલતી રાજપ્રકરણી ગર્જનાઓમાંની એકને પણ જરા સ્પર્શી લેવાનું મન થાય છે.

હિંદુસ્તાન=(શબ્દશુદ્ધિને વળગિયે તો) માત્ર ઉત્તર હિંદ. હિંદુસ્તાન+દક્ષિણ (દ્રાવિડસ્થાન, પુરાણો શબ્દ તામિલકી, મધ્યકાલીન શબ્દ દક્ષિણાપથ) એ બે મળીને જ હિંદ અથવા ભારત* કોમી દુરાગ્રહના અતિશયથી પ્રેરાઇને એક પક્ષ નવો ઊભો થયો છે તે હિંદુસ્તાન(ઉત્તર હિંદ)માં એક નવી રાજકીય મર્યાદા દોરવા તલપાપડ થઈ રહ્યો છે. તે હિંદુસ્તાનના બે ભાગ પાડી નાખવા ઇચ્છે છે પાકિસ્તાન અને હિંદુસ્તાન. આ માગણી પ્રમાણે પાકીસ્તાન+(હિંદુઓની બહુમતિનો પ્રદેશ=) હિંદુસ્તાન+દક્ષિણ=હિંદ અથવા ભારત. અને આ નવા પક્ષની સામે ગુજરાતના જ એક અગ્રણી બંધુએ નવી ગર્જના ઉપાડી છે, તેને તેઓ 'અખંડ હિંદુસ્તાન' ને નામે ઓળખાવે છે પણ આ આખી ચર્ચામાં આવતા તમામ શબ્દો વિષે ઉપર ટૂંકામાં કરેલી ચર્ચા ઉપરથી સ્પષ્ટ છે કે આપણા બંધુએ પોતાની ગર્જનાનું નામકરણ કરતાં ભાષાશુદ્ધિને જરા વધારે લક્ષમાં લેવી જોઇતી હતી. એમણે પોતાની વિશિષ્ટ લડતને 'અખંડ હિંદુસ્તાન'ને બદલે 'અખંડ ભારત'નું નામ

* દક્ષિણાપથ અને તામિલકી ભિન્નભિન્ન ગણાતા તે સૈકાઓ દરમિયાન ઉત્તર હિંદ (આર્યાવર્ત્ત)+દક્ષિણાપથ+તામિલકી=ભારત. (તામિલકીમાં લંકાનો સમાવેશ પણ થતો. જેમ ગુજરાતમાં ખાનદેશનો તેમ ભારતમાં લંકાનો સમાવેશ ગણવામાં માત્ર અદ્યતન રાજપ્રકરણી મર્યાદાઓનો જ બાધ નડે, બીજો એક નહીં.)

આપ્યું હોત, તો તે એ નામ ઉપરથી સ્વયમેવ વધારે પ્રતીતિજનક થઇ પડત એમ લાગે છે. હિંદુસ્તાન પાકિસ્તાન દક્ષિણ એમ બે-ત્રણ કટકે વિભક્ત ભારત નહીં, ભારત એક અને અવિભાજ્ય જ, એ એમનો આશય ' અખંડ ભારત' નામ આપોઆપ અને આકર્ષક રીતે જણાવી દે છે, તેટલી શક્તિ એમણે યોજેલા 'અખંડ હિંદુસ્તાન'માં જણાતી નથી, એમ મ્હને તો લાગે છે. ભાષાશુદ્ધિની ઝીણવટમાં આમવર્ગ ના જ ઊતરે એ સાચું છે, તથાપિ મ્હારી બુદ્ધિ આટલી છે કે રાજપ્રકરણી આગેવાનો પણ ભાષાશુદ્ધિને પૂરતું ધ્યાન આપે તો તેમને પોતાની વ્યવહારુ લડતમાં ય કેટલીક વાર મોટા અણધાર્યો લાભ થઇ જવા સંભવે છે. આમવર્ગ આપોઆપ જે નામથી વિશેષ આકર્ષાય, જે નામ આમવર્ગની લાગણીઓમાં સહેજે ઓતપ્રોત થઇ જાય, તે નામની પાછળ તેઓ ઉભરાતે ઉમળકે ધસી આવે. ' અખંડ હિંદુસ્તાન ' જેવા નામમાં વધારે મહત્વનો અંશ વિશેષણ ' અખંડ ' જ લાગે; ' અખંડ ભારત ' એ નામમાં વિશેષણ અને નામ બંને શબ્દ મળીને આકર્ષણનું બળ બેવડું નહીં પણ બે એકડે અગિયારગણું બનાવી આપે. બેશક, નામ તો એક વાર જે પડી જાય તે પડી જ ગયું ગણવું પડે. વ્યવહારુ લડતમાં ગર્જનાનાં નામ ફેરવ ફેરવ કરવાનું પાલવે જ નહીં.

૩ ' મૉરલ કરેજ '—સામાન્ય ' કરેજ' તે 'ફિઝિકલ'–શારીરિક, પશુપંખી માનવી પ્રાણીમાત્રને સામાન્ય છે એવી 'કરેજ'. એથી ભિન્ન, એથી ઉચ્ચતર, માનવીના શરીર સ્નાયુ છાતી આદિ કરતાં ઊંચા અંશમાંથી જન્મતી ' કરેજ' તે ' મૉરલ કરેજ '. એટલે કે અહીં એ વિશેષણ યોજવાનો આશય આવો ઉચ્ચતર અર્થ સૂચવવાનો છે. ' મૉરલ કરેજ=' સ્પિરિચ્યુઅલ કરેજ ', તાત્પર્ય કે અહીં 'મૉરલ' કે 'સ્પિરિચ્યુઅલ' માટે આધ્યાત્મિક વિશેષણ સર્વાંશે બંધબેસતું છે; નવી યોજના શોધવા ફેલાવવાની જરૂર જ

કર્યાં છે ? અથવા આધ્યાત્મિક બળ, પ્રાણ, શૂરાતન, વીરતા જેવા શબ્દયુગલને નવું જણાવો તો ય ભલે.

'મૉરલ યુદ્ધ', 'મૉરલ સર્ટન–ટી' જેવા પ્રયોગોમાં આ આધ્યાત્મિક શબ્દ નહીં ચાલે. એ પ્રયોગોમાં 'મૉરલ' વિશેષણનો અર્થ સામાન્ય 'યુદ્ધ' કે 'સર્ટન–ટી'થી ઉચ્ચતર એવો છે જ નહીં. સત્તર આની પુરાવા કે ખાતરીથી તો ઊણપવાળો પુરાવો કે નિઃસંદેહ, એવો અર્થ જણાવવાને અહીં એ વિશેષણ આવે છે. ઉપરાંત વિશેષ પણ એ વિશેષણ સૂચવી દે છે કે ઊણપ તો ખરી પરંતુ વ્યવહારુ માણસે ધ્યાનમાં લેવી પડે એવી એ ઊણપ નહીં જ. વ્યવહારુ માણસ પૂરેપૂરા પુરાવા કે નિઃસંદેહની રાહ જોયા વિના આ ઊણપ પુરાવા કે નિઃસંદેહને આધારે પણ આગળ ડગલું ભરી શકે એવી એ ઊણપ (જો કે છે ખરી તથાપિ) નજીવી જ છે એવું વિશેષ સૂચન પણ આ વિશેષણનો ઉપયોગ કરે છે. અને અંબાલાલ સાકરલાલ પોતાના આ પ્રયોગને 'મૉરલી (moral-ly)' શબ્દના પેટામાં સ્થાન આપી તેનું ગુજરાતી 'વ્યવહારુ' શબ્દ વડે કરે છે, તે બંધબેસતું છે. વ્યવહારુ, પુરાવો, વ્યવહારુ ખાતરી, જો કે શાસ્ત્રીય માગણી પ્રમાણે તો સંપૂર્ણ નહીં, તથાપિ તેને આધારે ડગલું ભરી શકાય એવી જાતનો પુરાવો કે ખાતરી તે 'મૉરલ' વ્યવહારુ. આ પ્રમાણે આના અન્વયમાં પણ 'મૉરલ' માટે નવો શબ્દ જોડવા યોજવાની જરૂર જણાતી નથી.

મુંબઈ, તા. ૨૯–૧૧–૪૧.

prā. hīrālāl rasikdās kāpaḍiyā

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# સીકોત્તરી તે કોણ ?

"**તરી**"અંતવાળા કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ" એ નામનો લઘુ લેખ[1] મેં ગુજરાતીમાં છાપવા મોકલ્યો છે અને તેમાં ગંગોત્રીની તેમ જ ડાકોતરીની વ્યુત્પત્તિ[2] વિષે પ્રશ્ન પૂછયો છે એ પ્રમાણેની હકીકત હું પ્રા. **વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીને** કહેતો હતો તેવામાં તેમણે શિકોતરી દેવીના નામનો નિર્દેશ કર્યો અને એ નિર્દેશે મને આ સંબંધમાં વિચાર કરવા પ્રેર્યો એટલે આ દેવી તે કોણ એ પ્રશ્નનો ઉત્તર મેળવવાનું મને મન થયું. ઉપાધ્યાય શ્રીવિનય-વિજયગણિએ રચેલ **શ્રીપાલરાજાનો રાસ** નામક કૃતિમાં 'શીકોતર' દેવીનો ઉલ્લેખ છે એ મને સ્ફુર્યું. એ કૃતિ જોતાં એના બીજા ખંડની બીજી ઢાલ પછીના દોહામાં અંતિમ બે કડીઓમાં આ નામ જણાયું. પ્રસ્તુત કડીઓ નીચે મુજબ છે—

" ધવલશેઠ ઝાંખો થયો, ચિંતા ચિત્ત ન માય;  
**શીકોતર** પૂછણ ગયો, હવે કિમ કરવું ભાય.—૧૬  
**શીકોતર** કહે શેઠ સુણ, વહાણ થંભ્યાં દેવ;  
છોડે બત્રીશ લક્ષણા, પુરુષ તણો બલિ લેવ.—૧૭ "

૧. આ લેખ ગુજરાતી(સાપ્તાહિક)ના તા. ૨૧-૧૨-૪૧ના અંકમાં છપાયો છે —હી. ર.

૨. શું 'શીકોતરી' જેવા શબ્દના ખોટા અનુકરણરૂપે 'ડાકણ' ઉપરથી 'ડાકોતરી' શબ્દ યોજાયો હશે?—હી. ર.

/



ઉપર્યુક્ત રાસ ઉપરથી એટલું જાણી શકાય છે કે કોસંબી (કોશાંબી) નગરીના નિવાસી ધવલ શેઠ ભરૂઅચ્ચ(ભરૂચ)માં કરિયાણાં વેચી અન્યત્ર જવા નીકળ્યા. તે વેળા તેમનાં વહાણ અટકી પડયાં. ત્યારે તેઓ **શીકોતર** માતાને પૂછવા ગયા અને તેણે કહ્યું કે કોઇ દેવે આ વહાણ અટકાવ્યાં છે, અને એને બત્રીસ લક્ષણવાળા પુરુષનું બલિદાન આપવાથી તારાં વહાણ છૂટશે. આથી એમ સમજાય છે કે ભરૂચમાં **શીકોતર** માતાનું કોઇ મંદિર, આ રાસના રચનારાના સમયમાં કે એમણે જે ગ્રંથને આધારે આ કૃતિ રચી છે તેમના કે તેમની પૂર્વેના સમયમાં હશે.

ઉપર્યુક્ત રચના બાદ અને તેનો આધાર લઇને **શ્રીજ્ઞાનવિમલસૂરિએ શ્રીપાલચરિત્ર** સંસ્કૃતમાં રચ્યું છે અને તેનો પ્રથમ આદર્શ વિક્રમ સંવત્ ૧૭૪૫માં લખાયો છે. આથી ૧૧મા પત્રમાં ઉપર્યુક્ત હકીકત સિવાય વિશેષ કંઇ નથી. એમાં **શીકોતર**ને બદલે **સીકોત્તરી** એવો ઉલ્લેખ છે.

શ્રી રત્નશેખરસૂરિએ શ્રીપાલનું ચરિત્ર પાઇય ભાષામાં વિક્રમ સંવત્ ૧૪૨૮માં રચેલું છે અને એ **સિરિસિરિવાલકહા** તરીકે સુપ્રસિદ્ધ છે. એના ૩૯૦મા પદ્યમાં પણ **સીકોત્તરી** એ જ નામ છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

" उत्तरिण गओ नयरिं पुच्छइ सीकोत्तरिं वेगं "

આ પંક્તિ ઉપરની એક નોંધમાં સીકોત્તરીથી 'વ્યંતરી દેવી' સૂચવાયેલી છે. **પાઇયસદ્દમહણ્ણવ** પ્રમાણે એનો અર્થ ' મહિલા ' થાય છે અને આ માટે ત્યાં **દેશીનામમાલા**નો આધાર સૂચવાયો છે. પણ આ બાબત તપાસ કરતાં મને **દેશીનામમાલા**માં આ શબ્દ મળ્યો નથી.

**સાર્થ ગુજરાતી જોડણીકોશ**માં નીચે મુજબ ઉલ્લેખ છે:

"શિકોતર-(રી) સ્ત્રી. શિકોતરા જેવી ભૂતડી.-રું ન. વળગેલું છૂટે નહિ તેવું ભૂત."

ભાનુસુખરામ અને ભરતરામ દ્વારા રચાયેલ The Modern Gujarati English Dictionaryમાં શિકોતરીને બદલે 'શીકોતરી' શબ્દ નોંધાયેલો છે. આથી સીકોત્તરી, શિકોતરી અને શીકોતરી પૈકી કયો શબ્દ ગુજરાતી ભાષાની દૃષ્ટિએ વાસ્તવિક ગણી શકાય એવો પ્રશ્ન ઊઠે છે. સાથે સાથે આ નામની કોઇ દેવીનું મંદિર ભરૂચમાં કે અન્યત્ર છે કે કેમ તે જાણવું બાકી રહે છે, તો કોઇ સજ્જન આ દિશામાં પ્રકાશ પાડવા કૃપા કરશે?

## પ્રાપ્તિ-સ્વીકાર

### નવજીવન પ્રકાશનમન્દિર

દેશી રાજ્યોનો પ્રશ્ન: ગાંધીજી (રૂ. ૧ા).-લોકમાતા, આ. રજુનું પુનર્મુદ્રણ: દ. બા. કાલેલકર (૭ આના).-ટૉલ્સ્ટૉય અને શિક્ષણ, અ. કોરખીકૃત; આ. ૧લીનું પુ. સુ. પા. વિ. વળામે (રૂ. ૦ાા).-મારું ગામડું (આ. ૧લીનું પુ. મુ.) બ. પ્રા. મહેતા (દસ આના).-રચનાત્મક કાર્યક્રમ, તેનું રહસ્ય અને સ્થાન; ગાંધીજીકૃત; ચ. પ્રા. શુકલ (બે આના).-સદ્બોધશતકમ્-વૈરાગી રાજાનો વારસો, ભર્તૃહરિકૃતઃ દ. બા. કાલેલકર (રૂ. ૦ાા).-જોડણી માટે ખિસ્સાકોશ. આ. ૨જી. (રૂા. ૦ાા).-गांधीजी: जु. दवे; एक महायुद्ध, महादेवभाई; सयानी कम्यांसे: म. परीख, म. देसाई (आना ६, ८, ८).

# વાસરિકા

## વિભાગ પહેલો

[ આ પહેલો વિભાગ એટલે ગયા અંકમાંથી મુલતવેલાં પાના. એની તારીખો જૂની તેથી લખાણ પણ ('વાસી'ના અર્થમાં) જૂનું .થતું નથી એ અમારા સર્વ વાસરિકાપ્રેમીઓના અનુભવની વાત છે, એટલે ક્ષમાપ્રાર્થનની જરૂર ભાગ્યે હોય. બીજો વિભાગ ગતાંકવાળાં પૃષ્ઠો પ્રેસમાં ગય પછીનો છે. —સં. માનસી ]

### 'ઊંચી' કેળવણી : થોડી હિસાબગણતરી

તા. ૧૪મી જુલાઈ: પરમદિનના જ્યોતિર્ધરમાંના ત્રણ વિષયો વાંચ્યા પછી:

(૧) હરિજનવર્ગમાંથી બે યુવકો તેના પહેલા ગ્રેજ્યુએટ થયા એ નોંધતા જે આનંદ દર્શાવ્યો છે ને જે એવી વાજબી આશા રાખી છે કે તેઓ પોતાની કેળવણીને માત્ર ગુજરાનસાધન નહિ ગણે, સ્વવર્ગના બાળકોને વિદ્યાભ્યાસ કરાવશે તથા સામાજિક ઉન્નતિમાં પોતાના શિક્ષણને ઉપયોજશે, તે વાંચીને મને થયું કે ૧૮૬૪-૬૮ના ગાળામાં સૌથી પહેલા ગુજરાતી ગ્રૅજ્યુએટો નગીનદાસ તુળસીદાસ મારફતિયા તથા ગિરધરલાલ દયાળદાસ કોઠારી ( નર્મદના ડાંડિયા-પ્રવૃત્તિમાં સહચારીઓ ) બી. એ. થઈ બહાર પડ્યા તે દિવસથી માંડી ૧૯૪૧ના નવા બી. એ.ઓ સુધીના, આશરે પોણી સદીના ગાળામાં સેંકડોબંધ પાકેલા, ઉજળિયાત ગ્રૅજ્યુએટોમાંથી કોણે કેટલાએ,

પોતાની ઊંચી કેળવણીને ગુજરાતસાધનથી ખરેખર વિશેષ ગણી હશે, સમાજેજ્ઞતિના પોતપોતાના સ્વાભાવિક ક્ષેત્રમાં એને અભિજાત અભિનિવેશ ને ધર્મબુદ્ધિથી પૂરતા પ્રમાણમાં ઉપયોગી હશે? જેમનાથી જાતે એ ફરજ ન બજાવાય તેમણે બજાવનારને પણ કેટલું અધૂરું (આર્થિક ને બીજું) ઉત્તેજન કટાણે મોઢે ને ટુકડા જ કેંકતા હોય તેવી રીતે આપ્યું? ત્રીજો હિસાબ એ પણ કાઢવા જેવો છે કે દેશી-વિદેશી ઊંચી કેળવણી પામેલાઓમાંથી સિંગલ ડબલ કે ક્વોડ્રુપલ (અહીં વાપરવા પહેલો સૂઝેલ તે તો 'ક્વોડ્રૂપેડ.) ગ્રેજ્યુએટો બન્યા છે તેઓ ગુજરાતી સંસ્કારજીવનના હરકોઇ ક્ષેત્રમાં પ્રભુકૃપાએ નાના મધ્યમ કે મોટા સત્તાસ્થાને શોભતા થાય ત્યારે તેમનામાંના કેટલા સુપાત્ર સંસ્કારનેતાઓ તરીકે વર્ત્યા છે; અને તેમનામાંના કેટલાએ સ્વાર્થપરાયણતાપૂર્વક કિતવો અથવા કાપુરુષો તરીકે વર્તવાનું યોગ્ય ગણ્યું છે, ને એ વર્તનપ્રકાર વડે પોતાની ઉચ્ચ-ઉચ્ચતર-ઉચ્ચતમ, દેશમાં લીધેલી કે વિદેશમાં, (જેની જે હોય તે) કેળવણીને કેવીક દીપાવી છે. ... જગતમાં તરેહતરેહની અધમતા બધે ને બધે કાળે હોય છે એ તો છેરતો, પણ આ જમાનાના શિક્ષિતો, બીજે તેમ અહીં, એને છડેચોક શાસ્ત્રીયતાથી ખીલવે છે એ કેવું? ને એવું થાય એ શું નિરંતર મૂંગે મોઢે નિભાવવાનું જ આપણે?

## એક વિરલ બ્રાઉનિંગપ્રેમી

(૨) મોટાં અંગ્રેજી છાપાંએ પણ વિસારેલું સ્વ. બરજોરજી પાદશાહના જીવનમાંનું એમની અભ્યાસશીલતા તથા સાહિત્યપ્રીતિનું પાસું જ્યોતિર્ધરે યાદ કર્યું છે એ જોઇ આનન્દ થાય છે. મને તો એમનાં એ ગુણલક્ષણોની જ ખબર હતી ને તેઓ ઉદ્યોગ-યોજનાકાર હોવાનું તો અંગ્રેજી અવસાનનોંધોમાંથી જાણ્યું- જેમ, એથી ઊલટું ઘણાને એ આપણા માનનીય પાક્ષિકમાંની

અવસાનનોંધ વાંચીને થયું હશે. મોટાં માણસોનાં જીવનનાં એકથી વધારે અંગો સુવિકસિત હોય ત્યારે કોઈવાર આવું બને જ છે. બે-ત્રણ દિવસ પર 'પ્લેટો ધ નૉવેલિસ્ટ' એ વિડા ડી. સ્કડરનો નિબન્ધ અર્નેસ્ટ ર્‌હીઝસંપાદિત જાણીતી નિબન્ધમાલાના પાંચમા ભાગમાંથી વાંચતો હતો ત્યારે વાંચેલું " The soldier Laches knows him (Socrates) only as a man of action, and has sincere regard for him." એ બંને પોટિડીઆના રણક્ષેત્રમાં સાથે હતા ત્યારે બંનેએ કૈં કૈં વિપત્તિઓ એ દિવસોમાં વેઠેલી પણ સુજ્ઞ મહર્ષિ સૉક્રેટીસે બાપડા ખડતલ સૈનિક લેચીઝ સમક્ષ પોતાનું મહર્ષિપણું જાણીજોઇને જરા ય નહિ પ્રકાશ્યું હોય તેનું એ પરિણામ. સ્વ. પાદશાહને પણ લોકો લેખક કે સાહિત્યક્ષેત્રના કીર્તિ-શિકારી તરીકે નહોતા ઓળખતા કેમ કે સાહિત્યનો જે પડેલો અને ઉત્તમ ઉપયોગ-એનાથી પમાતા સંસ્કાર વડે પોતાનું જીવન સંસ્કારી કરવું ને એની સુવાસ જેઓ સ્વાભાવિક ક્રમે પોતાના જીવનમાર્ગે આવી મળે તેમનામાં પ્રસારવી તે-કરવા પર જ તેઓ એકાગ્ર થયા. તમણે એવી સુવાસ હમણાં પાંચેક વર્ષ પર સ્વર્ગવાસી થયા તે સર લલ્લુભાઇ શામળદાસના (જેમણે એક વ્યાખ્યાનમાં પોતાના જીવન પર સૌથી ગાઢ અસર કરનાર વ્યક્તિઓ તરીકે ગો. કૃ. ગોખલે તથા પહેલાં ભાવનગરની કૉલેજમાં ગણિતના પ્રાધ્યાપક ને પછી યુનિવર્સિટીમાં રજિસ્ટ્રાર ઘણાં વર્ષ લગી હતા તે પ્રો. ફરદુનજી દસ્તુરની સાથે સ્વ. પાદશાહને પણ ગણાવ્યા હતા, તેમના) જીવનમાં અન્યથા તેમ એમનો બ્રાઉનિંગ-પ્રેમ પોષીને અને એમનાં પુત્રી સ્વ. સૌ. સુમતિબહેનને (અવસાન, સને ૧૯૧૧માં) એ જ કવિનું 'સૉલ' 'દિવ્ય મેષપાલ બાલ' રૂપે ગુજરાતીમાં ઉતારવા ઉત્તેજીને પ્રસારી હતી. અહીં એ પણ નોંધવું જોઇએ કે એ રૂપાન્તરની વસ્તુસ્થિતિગત મર્યાદાઓ સ્વીકારી સ્વ. નરસિંહરાવે એ

પ્રયાસ માટે કહ્યું છે કે એ "બહુ અંશે વિજયી નીવડ્યો જણાય છે" ( મનોમુકુર ગ્રન્થ બીજો, પૃ. ૭૩મું )

### ઇ. ડંકનનું આત્મચરિત્ર

(૩) " તેણે એમાં પોતાનો પહેલો પુરુષપ્રસંગ આપ્યો છે, પહેલો સગર્ભાવસ્થાનો પ્રસંગ પણ આલેખ્યો છે ને બીજું પણ ઘણું સરસ એમાં વાંચશો." આ શબ્દો નર્તકી ને ૩૦ વર્ષ પરના જમાનાની કુમારી માતા ઇસાડોરા ડંકનની 'માઇ લાઇફ' વિશે એક શુભેચ્છકે મને એકત્રીસની સાલમાં કરાચીમાં કહ્યા પછી વળતે જ વર્ષે એ વડોદરામાં વાંચવાની તક મળી. અભિનેતા ( કે નાટ્યસંયોજક ? બરાબર યાદ નથી. ) ગોર્ડન ક્રેગ સાથેનો સંયોગશૃંગારનો પ્રસંગ વિગતે વિગત આપીને છતાં કોઇ અપાર્થિવ વાતાવરણ સરજીને ઇસાડોરાએ તેમાં અમર કર્યો છે; મશહૂર શિલ્પી રોડિન એવે પ્રસંગે કેવી રીતે પોતાની હજૂરમાંથી ગચ્છંતિ કરી ગએલ એ વર્ણવ્યું છે; પ્રસૂતિ પહેલાંનાં પોતાનાં સર્વ સંવેદનો પણ સૂક્ષ્મ, યથાર્થદર્શી કલાથી વ્યક્ત કર્યાં છે. આ છેલ્લી બાબતનાં એવી સરસ રીતે લખાયલાં પૃષ્ઠો તો ભરી ઇંગ્લિષ ભાષામાં પણ બીજે હશે તો થોડાં જ હશે. તેનાં મૃત બાળકો વિશેના વેદનામય ઉદ્ગાર જેવું લખાણ પણ મેં વારંવાર વાંચવામાં આવતું નથી. ... એવા સુન્દર ગ્રન્થનું જેવુંતેવું ભાષાન્તર થાય એ ચલાવી લેવું જોઇએ નહિ ને જ્યોતિર્ધરના માત્ર 'મ' સંજ્ઞાધારી ( તેમણે પોતાને ન ણ મ કે ક.કહ્યા હોત તો પણ એ વિષયનું આવું જ્ઞાન ને સમજણભર્યું વિવેચન લખનાર તો આખા ગુજરાતમાં એક જ છે એમ જાણનાર–મારા જેવા–તેમને પકડી જ પાડત ) વિવેચકે ભાષાન્તરકારને ઠીક રીતે ઉધડા લીધા છે તે જોઈ સંતોષ થાય છે. એવો વિરોધ 'મ' જેવા જુદા જુદા અધિકારી વિવેચકોને હાથે હાલનાં નાદાં 'સર્જનો' ને નબળાં ભાષાન્તરોનો વારંવાર અને નિયમસર થઇ શકે તો કેવું સારું.

## એ સિદ્ધાંત હશે?

**તા. ૧૬મી જુલાઈઃ** ડૉ. જૉન્સનની સહીવાળો આજનો અહોવિચાર ('થૉટ ફૉર ધ ડે') આવા ભાવાર્થનો છેઃ

> દારિદ્ર એટલે સ્વાતંત્ર્યનાશ તેમ જ સુખનાશ; દરિદ્ર હોય તે માણુસ ઘણા સદ્ગુણો તો આચરણમાં ઉતારી જ શકતો નથી અને કેટલાક આચરવા એ તેને માટે અત્યન્ત કઠણ કામ થઈ પડે છે.

એ સંમાન્ય વૃદ્ધ વિદ્વાનની આ અનુભવવાણી છે એ તો આપણે જાણીએ છીએ પણ એ જ વિચાર આપણા સહજીવી વાઙ્મયસેવકોમાંના ત્રણ-ચાર વૃદ્ધ કે પ્રૌઢને લાગુ પાડીએ ત્યારે એમ લાગ્યા વિના રહેતું નથી કે જે દારિદ્ર એમને કર્મ-ધર્મ-સંજોગે આવી મળ્યું છે, જે પામ્યા બદલ અમુક રીતે જોતાં તેમાંની કોઇ વ્યક્તિની સાચી કે સ્વયંમન્ય સિદ્ધાન્તભક્તિ પણ જવાબદાર ગણાય, તેણે જ એમની સાત્ત્વિકતા કમી કરી નાંખી કે હરી લીધી છે અને વાતચીતથી ગાંડી મુદ્રિત લખાણો સુધીના એમના બધા (આમાં વાર્તાલાપ તેમ પત્રાલાપ પણ આવી ગયો) વાણીવ્યવહારમાં તેમને કલહપ્રિય, સૌજન્યવિહીન ને નિરર્થકપણે જ સામા માણસ પ્રત્યે વહેમાળ બનાવી મૂક્યા છે. મોટું દુઃખ એ છે કે પેલું આપનોતયું દારિદ્ર તેઓ યથાવિધિ જીરવી શકતા નથી તેથી એ માણસોની સાહિત્યરચનાની શક્તિ પણ પાણી-નાંખ્યાં દૂધ-છાશ જેવી બને છે; ને સૌથી મોટું દુઃખ એ છે કે એમની માનેલી સિદ્ધાન્તભક્તિ ઘણી ય વાર અહંભક્તિ હોય છે—જો કે, તેમનો બચાવ તો એ હોય છે કે અમારો અહં અમારા સિદ્ધાંતમાં લય પામ્યો હોય છે. એ સાચું હશે?

## રાજપુરુષ અને વિદ્વાન

**તા. ૧૭મી જુલાઈઃ** આજે 'ક્રૉનિકલ'માં જોવામાં આવેલી એક છબી પરથી જાણ્યું કે આ વખતનું ઝાલા-વેદાન્ત-

પ્રાઇઝ એમ. એ. થએલી એક કબડિંગ વિદ્યાર્થિનીને મળ્યું છે. એ જાણતાં થોડા દિવસ પર જ એ ઇનામની મૂળભૂત પ્રવૃત્તિ વિશે મનઃસુખરામરચિત સુજ્ઞ ગોકુળજી ઝાલાના ચરિત્રમાં જે વાંચેલું તે યાદ આવ્યું ને આજે એ ફરીથી વાંચ્યું કે અર્વાચીન સૌરાષ્ટ્રના એ સમર્થ વેદાન્તી–રાજ્યપુરુષનું અવસાન સને ૧૮૭૮માં થયા પછીના દસકામાં એમનું જે રૂ. પંદર હજારનું સ્મારક–ફંડ મણિભાઇ જશભાઇ, ઉક્ત ચરિત્રકાર વગેરેના પરિશ્રમે થયું હતું તેના વ્યાજમાંથી રૂ. ૫૦૦)નું એ ઇનામ અપાય છે. ... એ ઇનામ ગુજરાતી વિદ્યાર્થીને પણ કોઇ વાર મળ્યું હોય છે; એ કેટલીક રીતે સ્મરણીય ચરિત્ર તથા ચરિત્રવિષયને આજના ઘણાખરા ગુજરાતી વિદ્વાનો છેક વિસ્મરી પણ ગયા છે. કેમ વારુ? ...પણ તેઓમાંના ઓછામાં ઓછા એક વિદ્વાને તો (બીજી કોઇ બાબતનો તો કોણ જાણે પણ) વાસરિકા લખ્યા–છાપ્યા કરવાનો ભેખ છે ધર્યો, તેથી તે તો એવો ઠર્યો, કે હું એ ગ્રન્થ નથી વિસ્મર્યો, એવો પુરાવો દેવો નર્યો. (બીક લાગે છે કે આ પ્રાસચાતુર્યથી મુગ્ધ થઇ કોઇ નાટકમંડળીવાળો મને મોટા પગારની નોકરી આપવા તૈયાર થશે અને એ હીરામૂલી તક ઝડપી લઇશ, તો મારા બિચારા હજારેક વિદ્યાર્થીઓને પાછો આવો સમર્થ અનુભવવૃદ્ધ સાક્ષર–પ્રાધ્યાપક ક્યાંથી મળશે?) ... સિંહપુરનું સિહોર થયુ છે માટે મનઃસુખરામની એ સાનુસ્વાર જોડણી રાખી કહીએ તો, એ ગામથી ભાવનગર ગોકુલજીભાઇ જતા હતા ત્યાં જે રણછોડજી શાસ્ત્રીએ આગલી જ સાંજે તેમને 'યેવૃસ્તુતિ ઉપરિ ચક્રવર્તિ નામિકા ટીકા' વાંચવા ધીરી હતી તે એ જ દિશામાં પગપાળા ચાલી જતા હતા અને એમને મળ્યા. એ વેળા એ ખાનદાન જુનાગઢદિવાન ગોકુળજી ઝાલાએ

રણછોડજી શાસ્ત્રીને પોતાની ગન્નીમાં—શીઘ્રામ ગાડીમાં–બેસવા કહેતાં શાસ્ત્રીજી સંકોચાયા, ત્યાં સુજ્ઞ ગોકુલજીભાઈએ આવા આશયનું કહ્યું કે 'વિદ્વાનોને હું શ્રેષ્ઠ ગણું છું. અને વિદ્વાનોથી રાજપુરુષોને

શોભા મળે છે એમ હું માનું છું. એથી આપ સુખેથી મારી સાથે ભાવનગર પધારશે.' (આ. ર૭; પૃ. ૭૦૩).

રાજપુરુષોને મુખે આવા સત્કારના અપરિચિત શાસ્ત્રીજી એ નિમન્ત્રણથી સાનન્દાશ્ચર્ય પામી, ગન્ત્યારૂઢ થઇ ગયા ભાવનગર .... વેદાન્તી રાજપુરુષો વિદ્વાનોને શ્રેષ્ઠ ગણે, પોતાને એમનાથી શોભા મળતી માને એવો એ જમાનો ગયો તે ગયો જ કે એવા શુદ્ધ, સુવિદ્વાનોને હિતકર, રૂપે ફરી કદી અવતરશે ખરો ?

આનન્દવું ( જૂ. ન. શબ્દો : ૧ )

૩જી સપ્ટે. 'આનન્દવું' ક્રિયાપદ કવિ ન્હાનાલાલે યોજ્યું છે એવી સમજ પહેલાં હતી; પછી એક વાર એ વાંચવામાં આવેલું સુદર્શનગદ્યાવલિમાં, પણ એવામાં જ જ્યારે એની નોંધ લેવા એ શોધ્યું ત્યારે એ ક્ષીરસાગરનું મન્થન પરિશ્રમપૂર્વક કર્યો છતાં પ્રયાસ નિષ્ફળ ગયો હતો. આજે એકમાં ચાર ગ્રન્થ સમાવનાર એ બૃહદ્‌ગ્રંથ કામપ્રસંગે વાંચતો હતો ત્યાં પૃ. ૧૭૦મે "કરણે પોતાને પ્રાપ્ત થતું કર્તવ્ય કર્યું તેમ કર્તવ્યમાત્રમાં આનંદવું" એમ વાંચ્યું અને આનન્દ્યો હું. (આ પ્રયોગ એટલા માટે કે કાવ્યકારની જેમ વાસરિકાકાર પણ કેટલીક વાર નિરંકુશ બની શકે છે. બાકી તો વપરાયલા રૂપનું કઢંગાપણું બતાવીજ દે છેને કે એવા શબ્દપ્રયોગો વધુઓછા શોભે તે કવિઓના કાવ્યમાં કે અપદ્યાગદ્યમાં ("ગુલછડી સમોવડી એક બાલિકા હતી. × × × તે ગાતી ગાતી અને આનન્દતી") અથવા મણિલાલ જેવાના અમુક અંશે ભાવવય ગદ્યમાં, તે પ્રસંગોચિત હોય ત્યારે જ.)...માત્ર સાલ જોઇએ તો મ. ન. દ્વિ.નો ઉપર્યુક્ત પ્રયોગ ડિસેમ્બર ૧૮૯૭નો ( એ માસના સુદર્શનમાં લેખ હતો તેથી) અને કવિનો વસન્તોત્સવગત પ્રયોગ ૧૮૯૮ની વર્ષાઋતુનો, એટલે કવિ ચિન્તકના ઋણી હોય તો હોય; વખતે ન યે હોય ને એમને આનન્દ પરથી 'આનન્દવું'

સ્વતંત્રપણે સૂઝયું હોય. આ બીજો વિકલ્પ જ સ્વીકારીશું; કારણ, હવેના ન્હા. દ. ક. ને શું શું નથી સૂઝયું ? બધું ઘણું યે સૂઝે છે–સૂઝવાલાયક, સૂઝવા–નાલાયક પણ. આ બીજા સૂઝ–પ્રકારની કથાઓ કહી જાય તેવી નથી, સાંભળી જાય તેવી નથી અને તેથી લખી જાય તેવી પણ નથી–સિવાય કે કવિરાજ પોતે કદિક હિંમત કરવાના હોય ને સત્યનિષ્ઠ એવી ઉમદા એક આત્મકથા આપણને આપી જાય કે જે સને ૨૯૪૧ની જગત્ સાહિત્યપરિષદમાં, ત્યારે મરી પરવારેલ ગુજરાતી ભાષાની એકમાત્ર અમ્મર થવાલાયક અણમોલ કૃતિ તરીકે પધરાવાશે; ને જગત એને જોઈજોઈને આનન્દશે.

' પ્રોગ્રેસ '=? (જૂ. ન. શબ્દો : ૨)

સુ. ગદ્ય.ને પૃ. ૧૭૨મે ' સંવૃદ્ધિ (progress) ' એમ છે, એ પરથી લાગ્યું કે આપણે ત્યાં ' પ્રગતિ 'ને બદલે એ જ શબ્દ પ્રચલિત થયો હોત તો બિચારા પ્રગતિવાદીઓનું શું થાત ? હમેશના અધીરા ઉતાવળિયા એ ભાઈઓનાં નાજુક–નાજુક બાલ–જડબાં વારેવારે સંવૃદ્ધિવાદ, સંવૃદ્ધિવાદીઓ વગેરે બોલતાં કેટલાં દુખી આવત ? એટલે તરજુમિયો તો તરજુમિયો (ને છતાં કીમતી) ' Pro–gress=પ્ર ગતિ ' પ્રચલિત થયો એ સારું જ થયું....અને એ શબ્દનાં માન તમે કે જેવાતેવાં સમજશો નહિ. જ્યારે એક પણ પ્રગતિવાદી આ બ્રહ્માની સૃષ્ટિમાં અને પ્રગતિવાદ સાહિત્ય–બ્રહ્માઓની સૃષ્ટિમાં જન્મ્યો નહોતો, ત્યારનો–ઠેઠ ત્યારનો, સને ૧૯૩૬–૩૭ પહેલાંનો–એ શબ્દ ગુર્જરગિરાના પણ સારા સેવક એવા આપણા એક સંસ્કૃત પંડિતને પ્રિય જ નહિ, પરમ-પ્રિય હતો. એક કથનની સાબિતીરૂપે વાંચો આ:

> પ્રગતિ શબ્દ ઉપર સ્વ. કમલાશંકર ત્રિવેદી ફિદા હતા, અને તેનો યોજનાર એમના હાથમાં આવ્યો હત તો બીચારાને શરદી થઈ જાય એટલા કુલના હાર પ્હેરાવત. (પ્રા. ઠાકોરકૃત લિરિક, પૃ. ૧૬૮; પ્રગટ્યું સને ૧૯૨૮માં; જોડણી જેવી અસલમાં તેવી જ આ નકલમાં.)

સુખદ અવસાન ( જૂ. ન. શબ્દોઃ ૩ )

૩૭ સપ્ટેઃ હવે જેમને 'હરિજન' કહીએ છીએ તે હમણાં ૧૯૩૩ સુધી 'અન્ત્યજ' કહેવાતા. આ શબ્દને મેં નર્મદ પછીના પેલા ' પંડિતયુગ'નો, ગોવર્ધનયુગનો, માનેલો; આજે ધર્મવિચાર ઉથલાવતાં શોધાઇ ગયું ( પૃ. ૧૧૬; આ. ૩૭) કે નર્મદે જ એ શબ્દ આર્યપુત્ર (એટલે હિન્દુસમાજમાંની દરેક વહુના દરેક વરે જ એમ નહિ, પણ કુમારો-વિધુરો સહિત આર્યજનમાત્ર ) જે ' તત્ત્વ સત્ય જ માનવાં ' તેની ગણતરી કરાવતાં વાપર્યો છે. એ લેખની સાલ છે ૧૮૮૪ એટલે (અને ત્યાર પહેલાં કોઇએ 'અન્ત્યજ' વાપર્યો હોય નહિ તો) એમ કહેવાય કે ૧૯૩૩ લગી જીવેલા એ હીણુપતવાચક શબ્દનું ૪૯ની બાલવયે સુખદ અવસાન નીપજ્યું છે. ( 'બાલ' એટલા માટે કે શબ્દોનું આયુષ્ય સેંકડો વર્ષનું હોઇ શકે ને આ તો પૂરો અર્ધો સૈકડોય જીવી શકયો નહિ. )

## વિભાગ બીજો

**૨૫મી સપ્ટેઃ** સવારમાં અપભ્રંશપાઠાવલી જોતો હતો; પછી સ્મરણયાત્રા વાંચી. બંને ધંધાર્થી દૃષ્ટિએ સેવાતાં હતાં, પણ તેમાંથી આ પ્રેમાર્થી પૃષ્ઠો માટે થોડું મળ્યું તે તારવું છું:

૧. Syntax=વાક્યસંકલના
૨. Dash=વિગ્રહચિહ્ન
૩. Inductive Method=તારણપદ્ધતિ
૪. Cycle=પાયગાડી

આમાંનાં નં. ૧થી ૩ અ. પા.નાં પ્રાસ્તાવિક પૃષ્ઠો ૬૩ ને ૬૪મા ઉપર છે, નં. ૪ સ્મ. યા.ના ( આ. ૨૭) પાને ૨૪૩મે; અને આ છેલ્લાને બદલે એક પરિચિત ગૃહસ્થે એક વાર (ખૂણાળા 'દ્વિચક્રી'ને ગુર્જરસુલભ રીતે ગોળાવી નાંખી ) 'દુચાકી' સૂચવેલું તે પણ ટપકાવી તો રાખું છું-એવી જરાય આશા વિના

કે (સામાન્યતઃ ગુર્જર યુવકયુવતીઓનો પણ અંગ્રેજીમોહ ભારે હોવાથી ) એમાંથી એકે–શું 'પાયગાડી', શું 'દુચાકી'–'સાઇકલ' કે 'બાઇક' ને બદલે આ કે આવતી પેઢીમાં માન્ય થશે કે હમેશ માટે વ્યાપકપણે પ્રચલિત થશે.

'સાયન્સ' એટલે ભૌતિકશાસ્ત્ર ( જૂ. ન. શબ્દો : ૪ )

તા. ૩૭ ઑક્ટોઃ આ પર્યાય ગયે વર્ષે પહેલી વાર ( સપ્ટે.-ડિસે. '૪૦નું માનસી, પૃ. ૫૦૪ ) વાપર્યો ત્યારથી મનમાં 'એ શબ્દની ચર્ચા કરવાનું હતું'. એ આજે કરી શકું છું તે, આજે જ અનાયાસે–શોધવી પડશે એમ ધારતો'તો પણ તેને બદલે બીજી ચોપડી માટે શોધ ચલાવતો'તો ત્યાં એની મેળે જ–હાથ ચડેલી પથિકનાં પુષ્પોના ત્રીજા ગુચ્છને લીધે. ઉપલો પર્યાય ગયે વર્ષે તેમાં જ પહેલી વાર વાંચેલો, એના શરૂઆતના પૃષ્ઠની ટીપમાં. એ ટીપનાં મુખ્ય બિન્દુ આ પ્રમાણેઃ (૧) 'સાયન્સ' માટે 'વિજ્ઞાન' વાપરીએ છીએ પણ એ તો છે પ્રાચીન આર્ય ફિલસૂફીનો તથા ત્યાં નિશ્ચિત અર્થ પામેલો પારિભાષિક શબ્દ ને એ 'સાયન્સ' માટે વાપરવાથી ગોટાળો થાય છે; (૨) એ વપરાશ ગુજરાતીમાં અગાઉ 'ફિઝિક્સ'નું 'પદાર્થવિજ્ઞાન' કરાતું એના ટૂંકા રૂપે સર્વસામાન્ય ઉપયોગનો–'સાયન્સ'ના પર્યાય તરીકેનો–થઇ ગયો લાગે છે; (૩) ' મૅટર '=દ્રવ્ય=પદાર્થ'=ભૂતઃ ને તેથી, ' ભૂત ઉપરથી " ભૌતિક-શાસ્ત્ર એટલે કે પદાર્થના સ્થૂલ સ્વરૂપનો અભ્યાસ કરનાર શાસ્ત્ર " એ શબ્દ બનાવી વાપરી શકાય.'

એ વિચારણા છે ૧૯૩૫ની સાલના રા. અંબુભાઈ પુરાણીના એક લેખમાંની ને દેખાઇ આવે છે તેમ સ્વતંત્રપણે થઇ છે. પણ વચ્ચે કેટલાક વખત પર મારે કાવ્યતત્ત્વવિચાર તથા આપણો ધર્મ પ્રસંગોપાત્ત જોવાનાં થયાં ત્યારે ધ્યાન પર આવ્યું કે આ બેમાંના પહેલા ગ્રન્થમાં ( પૃ. ૯૭મું; લેખ સં. ૧૯૮૨

એટલે સને ૧૯૨૬નો.) 'સાયંટિસ્ટ' માટે 'વૈજ્ઞાનિક'–એને ત્યાં જ ભૌતિકપદાર્થસ્વરૂપચિંતક' તરીકે ઓળખાવીને–વાપર્યો છે ખરો, પણ, એ જ ગ્રન્થમાંના કવિતા વિશેના સમર્થ ને સુપ્રસિદ્ધ લેખમાં (એ ૧૯૦૨નો છે, પૃ. ૯૩મું.) આમ છે: ' વર્તમાન ભૌતિકશાસ્ત્ર–(science)ના જાણનારાઓને...'

આગળ ચાલીએ. આપણો ધર્મમાં ( આ. બીજી, ૧૯૨૦ની )ના સને ૧૯૦૦–૧૯૦૨ના ગાળાના બે જુદા જુદા લેખોમાંના એકમાં ( પૃ. ૨૧૩મું ) ' સાયન્સ્ ' એ અંગ્રેજી શબ્દથી જ કામ રોડવ્યું છે, તો, બીજામાં ( પૃ. ૨૯૩મું ) આમ છેઃ 'સાયન્સ્' ( ભૌતિકપદાર્થવિષયક–શાસ્ત્ર ) માં..."...આ ઉલ્લેખોનો નિષ્કર્ષ એટલો કે આર્ય તત્ત્વજ્ઞાનની પરિભાષાથી સુપરિચિત તેમ જ એને એના સ્વાભાવિક રૂપે યથાસ્થાન વાપરવી ઘટે એવું સમજનાર આચાર્ય આનન્દશંકરે પોતાની કારકિર્દીને આરંભે 'સાયન્સ' માટે 'વિજ્ઞાન' નહોતો સ્વીકાર્યો, પોતે મૂળ અંગ્રેજી શબ્દને એમ ને એમ વાપરતા કે એને એમણે ' ભૌતિકશાસ્ત્ર ' આજથી આશરે ૪૦ વર્ષ પર કહેલું; બીજું, પોતે ૧૯૨૬માં આ અર્થમાં 'વિજ્ઞાન' સ્વીકારતા જણાય છે ત્યારે પણ એ પ્રવૃત્તિ ભૌતિક પદાર્થોના સ્વરૂપનું ચિન્તન કરનારી છે એમ સ્પષ્ટ કરવું ભૂલતા નથી.

વારુ. ત્યારે, ઉક્ત ટીપમાં રા. અંશુભાઇએ જેને પરિભાષા-ક્ષેત્રની અરાજકતા કહી છે તે આપણે જો ( એકદમ નિવારવી તો શું, પણ–) અટકાવવી હોય તો 'સાયન્સ=ભૌતિકશાસ્ત્ર' એ સમીકરણને, તત્ત્વતઃ, આ. આનન્દશંકરનું ચારેક દસકા પરનું સમર્થન પણ મળતું હોવાથી, એ વિષયમાં સમજુ માણસોએ તો હવે પ્રમાદ ન સેવવો જોઇએ. હા, નવું પ્રસ્થાન કરવામાં મુશ્કેલીઓ તો ભારે નડવાનીઃ ' સાયન્સ 'નાં ઓછામાં ઓછા ત્રણ

જાણીતાં પુસ્તકોના નામમાં જ 'વિજ્ઞાન' સ્થપાઈને બેઠું છે અને 'ફિઝિક્સ'ની એક નાની શાલેય ચોપડી પણ કહેવાય છે 'ભૌતિકશાસ્ત્રપ્રવેશિકા.' નવી પરિભાષાનુસાર, એ સમજાય આપણને સમસ્ત સાયન્સમાં પ્રવિષ્ટ કરાવનારી ને હકીકતે ડગલાં દેવરાવે છે માત્ર વાસ્તવશાસ્ત્રના યાને 'ફિઝિક્સ'ના પ્રદેશમાં.

એ એક વિટંબના તો તત્કાલપૂરતી પણ વટાવી, પણ 'વિજ્ઞાન'ને તથા 'વૈજ્ઞાનિક' વગેરે તેના વંશવિસ્તારને પદભ્રષ્ટ કરવાનું કામ સહેલું નથી, આકરું છે; અને ન કેમ હોય? આપણો મહામૂલો પારિભાષિક શબ્દકોશ ઉથલાવીએ એટલે તુર્ત જણાય છે કે (પૃ. ૧૮૪) એ શબ્દે 'સૃષ્ટિવિજ્ઞાન' કે 'વિજ્ઞાન-શાસ્ત્ર' એવે રૂપે સ્વ. રમણભાઈને હાથે ચાલુ થઈ છેક ૧૮૮૮થી આપણી ભાષામાં અર્ધા શતકથી ય વધુ વખતથી–ને કદાચ એથી ય પહેલાંથી–અડ્ડો જમાવ્યો છે. ... પણ હમણાં આપણે કહેવા તો મંડી જઈએ 'સાયન્સ'ને 'ભૌતિકશાસ્ત્ર'; આગળ જતાં એ દેવાસુર વળી કોઈક દાહક બોમ ફેંકીને એને પ્રજાળી નાંખશે ત્યારની વાત ત્યારે.

## અપ્રગટ ન. ભો. દી. ને ગો. મા. ત્રિ.

તા. ૬ઠ્ઠી ઑકટો: ૧૪મા સાહિત્યસંમેલનના ભાષાશાસ્ત્ર-વિભાગના અધ્યક્ષ પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના વિદ્વત્તાની શુષ્કતા વિનાના અને તેથી પકવ વિદ્વત્તાએ સ્થિરદ્યુતિમાન વ્યાખ્યાનના ('ભાષણ' એમ એકો પાનાને મથાળે છે તેને બદલે–પ્રા.ઠાકોરકૃત અંબાલાલભાઈના આરંભપૃષ્ઠને અનુસરી–'વ્યાખ્યાન' રાખ્યું હોત તો વધારે સારું હતું.) સાતમા પાના પર, સ્વ. નરસિંહરાવની ભાષાશાસ્ત્રવિષયક કેટલીક નોંધો હજી અપ્રગટ હોવાનો સંભવ હવે સત્વર ઉપયોગ થવાની અગત્ય સંબન્ધી ઇશારો છે તેની અને તેની તરફ નોંધોની કબજેદાર વ્યક્તિઓનું ધ્યાન સક્રિયપણે ઠરે એ ઇષ્ટ છે. એવી જ બીજી બે જરૂર છે, સ્વર્ગ-

રચની ચાળીશેક વર્ષની અપ્રસિદ્ધ વાસરિકાનું (આ શબ્દ એમણે જ-રા. ભાઇ રમણલાલ વકીલ દ્વારા મેં જાણેલું :તેમ-શાસ્ત્રપૂત બનાવ્યો છે, એ વિષયની ઊણી પુનિતતાવાળા શ. કાલેલકરના 'વાસરી'ના મેં કરવા માંડેલ ઉપયોગ પછી; બાકી એમનો જમાનો તો 'ડાયરી 'ને જ' ગુજરાતીતા ' અર્પી બેઠેલો. )-વાસરિકાનું યોગ્ય રીતે સંપાદન થઇ તેમાંથી શક્ય તેટલા ભાગો પ્રસિદ્ધ કરવાની (જો કે, મારી જાણ પ્રમાણે એવા થોડા ભાગ તો આપણને લગભગ લખાઇ ચૂકેલા એક નરસિંહરાવચરિત્રમાં વરસ બે વરસમાં મળનાર છે એ જાણી વાચકોને આનંદ થશે); તથા, ગોવર્ધનરામની 'શ્રીયુત ગોવર્ધનરામ'ના પૃ. ૭૪મા પર ઉલ્લેખાયલી-પણ "એમના આન્તરજીવનના પ્રામાણિક પ્રતિબિમ્બરૂપ હોવાથી અતિ બોધદાયી તથા ઉપયોગી" બાવીસેક વરસની વાસરિકાને (એ હજી ઠેકાણાસર હશે ખરી? કુટુંબ બહારના માણસ કે માણસો પાસે વરસોથી રહી હોય, આખરે હતી ન હતી તો નહિ થાય ને? જેમની ફરજ છે તેમણે આ વાતનો ઇષ્ટ ને પાકો બંદોબસ્ત વગરવખતખોયે કરવો જ જોઇએ.)-વાસરિકાને પણ સારી રીતે સંપાદિત કરાવીને પ્રગટાવવાની.

### યુગાયુગીની ચર્ચાચર્ચી

**દૃષ્ટી ઓકટો:** એ જ ગોવર્ધનચરિત્રના પૃ. ૭૬-૭૭માં ઉપર નોંધ્યું છે કે સરસ્વતીચન્દ્રનો પહેલો ભાગ ૧૮૮૭માં પ્રગટતાં શેઠો કેટલા બધા "સાનન્દાશ્ચર્યથી મુગ્ધ થયેલા" ઇત્યાદિ. એ નવસાહિત્યાવતારથી સફાળા જાગેલા ગુજરાતને એની નવીનતા તથા સચોટતા કેવી રીતે એક નવો યુગ આંકનાર લાગી તેનો ખ્યાલ યથાસ્થિત આપવા ત્યાં લખ્યું છે:

> સ્થિર દૃષ્ટિથી પરીક્ષા કરનારને તો એટલે સુધી જણાયું કે નર્મદાશંકરરૂપી ઉગ્ર તેજવાળા તારાના અસ્ત થયા પછી આ કોઇક નવો જ તારો ગુર્જર સાહિત્યરૂપી આકાશમાં ઉદય પામ્યો છે, ... (પૃ. ૭૭).

૧૮૮૭ની વસ્તુસ્થિતિનું એ ચિત્ર ૧૯૧૦માં દોરાયેલું. તેનો ભાવાર્થ જે વચગાળામાં નીકળ્યો અને આજને તેમ જ ભવિષ્યને માટે પણ સાચો તે આ કે ૧૮૮૭ની આસપાસ નર્મદયુગ પૂરો થયો ને ગોવર્ધનયુગ શરૂ થયો. ... આમાંના પહેલાને કેટલાક નર્મદ-દલપત-યુગ કહે છે. દીર્ઘસૂત્રીપણા ઉપરાંત એ પદ સામે બીજો વાંધો એ છે કે આપણા 'પ્રાણવન્ત પૂર્વજ' નર્મદાશંકરમાં યુગપુરુષ બનવાની જે તાકાત હતી ને જે તેણે યુગ પરના પોતાના અચૂક પ્રભાવ વડે અનેક રીતે સિદ્ધ કરી તેનાથી દલપતરામ વંચિત હતા. એ એવું જે વંચિતપણું છે તેનું સંચિતપણું કરી શકાય તેમ નથી કદી કોઈથી. એટલું સ્થાપી આગળ ચાલીએ.

ગુજરાતના અર્વાચીન સાહિત્યના પહેલા જમાનાને પોતાના ગ્રન્થોમાં નર્મદયુગના નામથી ઓળખનાર (ને બીજા જમાના માટેના નામ ગોવર્ધનયુગનો પણ તેમણે હજી સુધી ક્યાંય વિરોધ કર્યો જાણ્યો નથી તે) રા. ભાઈ વિશ્વનાથ ભટ્ટ હવે કોઈ નવી યુગ-યોજના સ્વીકારતા લાગે છે. તેમણે નિબન્ધમાલાના ઉપોદ્ઘાતમાં આખા અર્વાચીન કાલને સુધારકયુગ, સંરક્ષકયુગ, પંડિતયુગ ને પ્રવર્તમાનયુગ એમ નવાં નામે વહેંચ્યો છે. જૂનાં નામો તેમને હજી અમુક સંદર્ભમાં સ્વીકાર્ય છે કે નહિ, નવાં માટેનાં કારણો શાં છે, નવનામધારી યુગોની વર્ણગણના ક્યાંથી ક્યાં સુધીની પોતે ગ્રાહ્ય ગણે છે: આ બધી બાબતો વિશેનો તેમનો ખુલાસો મળે ત્યાં સુધી એટલું જ નોંધીને અટકવું પ્રાપ્ત થાય છે કે તેમને પોતે પાડેલ નવાં નામ માટે અધિક પક્ષપાત તો હશે જ કેમ કે ગયા જ અઠવાડિયાના પોતાના સરસ્વતીચન્દ્રવિષયક વ્યાખ્યાનના નામમાં જ પોતે 'પંડિતયુગ' શબ્દ વાપરે છે.

એટલું એમને વિશે. મારી દૃષ્ટિએ એમની ચતુર્નામી યુગયોજના વિચારતાં લાગે છે કે યુગનામ વ્યક્તિને બદલે વિશિષ્ટ લક્ષણને આધારે પાડ્યાં તેમાં એક પદ્ધતિ તરીકે વાંધો નથી, પણ એ લક્ષણ વ્યાવ-

તંક હોવું જોઇએ, એક યુગને બીજાથી બરાબર નોખો પાડી બતાવે તેવું હોવું જોઇએ. આ ગુણ રા. રામચન્દ્ર શુકલકૃત હિંદી સાહિત્યકા ઇતિહાસમાંના જૂના હિંદી સાહિત્ય વિશેના કાલખંડો વીરગાથા-કાલ, ભક્તિકાલ ને રીતિકાલમાં છે પણ આપણા ઉપર્યુક્ત સુધારકયુગ વગેરેમાં નથી; કારણ, અભિજ્ઞાનવાળા સંરક્ષકયુગમાં જ એ વિચારક સામે જુદેજુદી રીતે પ્રહાર કરનાર રમણભાઇ કે 'કાન્ત'માં સુધારકયુગ જીવે છે એટલું જ નહિ પણ વધારે ઊંડો ને પાકટ બનીને જીવે છે. વારુ. બીજી વાત એ કે સને ૧૮૮૭-૮૮નાં દસ-બાર વર્ષોને-કદાચ, સરસ્વતીચન્દ્ર-પૂર્ણાહુતિવાળા ૧૯૦૧ સુધીનાં પંદરેક વર્ષોને–મ. ન. દ્વિ. તેમ જ બીજા સમર્થ સંરક્ષક ગો. મા. ત્રિ.ના આધિપત્યનો કાળ ગણીને તેને સંરક્ષકયુગ કહો તો પૂછવું થાય છે કે એ બંને પણ શું આપણા આરૂઢ પંડિતો નહોતા? ને જો હતા તો શું તમે એવાં નામો પાડવા નીકળશો કે જે સંરક્ષક-યુગ કહેવાય તે જ પંડિતયુગ પણ કહેવાય? ને પછી પાછા ૧૯૦૧ પછીના સમયને પણ શું પંડિતયુગ જ કહેવાના? વળી, આ છેલ્લા નામવાળાને ૧૯૧૫ કે ૧૯૨૦માં પત્યો ગણતા હો તો એ વર્ષોથી આપણે ત્યાં અવનવો અનેકવિધ સંસારસુધારો પણ-અપૂર્વ સ્ત્રી-જાગૃતિ ને એવી જ અસ્પૃશ્યતાનિવારણપ્રવૃત્તિવાળો–શો ઓછો થયો છે કે તમારા 'પ્રવર્તમાન યુગ'ને અમે 'સુધારક યુગ' ઠેર-વવા આગ્રહ ન ધરીએ? કે પછી, આપણી પ્રિય ને પ્રસ્તારવતી દીર્ઘસૂત્રતાને અવલંબી એમ રહિયો દેવો ધાર્યો છે કે આને તો કહેવો છે 'અભિનવ-સુધારક-યુગ'? પણ મને તો એટલું દીર્ઘત્વ હ્રસ્વ પડે છે એટલે 'નવનવોન્મેષશાલી સુધારક-યુગ' નામે જ હું તો તમારા પ્રવર્તમાન યુગને ઓળખવા ચહું; કારણ, આ યુગમાં સંસારસુધારાપ્રકરણમાં પણ લગ્નના તો દૈ' જાણે કેટલાય ને કેવા કેવા ય નવા ને નવા ને નવા ઉન્મેષ જાણે કે દિ' ઊગ્યે થયા જ કરતા હોય છે કે લાખેક-શબ્દાળી કહેવાય

છે તે ગુજરાતી ભાષામાં પણ આ યુગનું યથાયોગ્ય એવું બીજું કોઈ-કોઈ જ-નામ મળી શકે તેમ છે જ નહિ ... ...બાકી તો મને તમારા નામમાંના 'પ્રવર્તમાન'ની ભારે દયા ઊપજે છે. એ બિચારાનું ભાવિ કેટલું કાળુંસિહા દીસે છે? એનાથી આવરાયલાં ૧૯૨૦-૧૯૪૧નાં વર્ષોને ૧૯૫૧,'૬૧ ઇત્યાદિક વર્ષોમાં સાહિત્યના યુગો વિવેચતો વિવેચક પણ 'પ્રવર્તમાનયુગ' જ કહેવાનો? એમ કરવા જશે તો કેવું ખરાબ ગોથું ખાવાનો એ?

એ હતભાગી જે વર્ષમાં જીવતો હશે (સને ૧૯૫૦) ને જે વર્ષમાં મરી જશે (સને ૧૯૭૦) તે બેની વચ્ચેની વીશીમાં, ધારો કે, ગુજરાતી વાઙ્મયપ્રદેશમાં બધે પાંડિત્ય જ પાંડિત્ય ભરચક ભરાઇ ગયું; ને એમ થતાં, સને ૧૯૭૦-૮૦-૯૦માં લખતા વિવેચકો ૧૯૫૦-૭૦ના કાલાવધિને પંડિતયુગ કહેવા કાં નહિ લલચાય? ને તેઓ જે એ લાલચને વશ થશે તેવું જ શું ધબ્બ લઇને અથડાશે નહિ તેમનું માથું ૧૮૮૭-૧૯૦૧-૧૯૧૫ (કે ૨૦) વચ્ચે લહેરાયા કરતા પંડિતયુગ સાથે? એનો રસ્તો જેને કઢંગાઈથી કાઢવો હોય તે ભલે કાઢે એમ કહીને કે પહેલો તે પ્રથમ પંડિતયુગ ને બીજો તે દ્વિતીય પંડિતયુગ. હું તો મારો ઢંગ ને ધડો બંને સાબૂતસલામત રાખવા હોંશીલો છું તેથી તેમાં નહિ ભળું.

હું જે કરીશ તે આટલું: ૧૮૫૦-૧૮૮૭ને નર્મદયુગ તથા ૧૮૮૭-૧૯૧૪ને ગોવર્ધનયુગ કહીશ; અને ૧૯૧૪થી આરંભાયલા નવયુગને કહીશ, ગાંધીજીનું વિશેષ નામ વાપરી, ગોહનયુગ. આ નવું નામકરણ હું સરખા મુનશી-સંપ્રદાયના મનાયલા સર્વ સાંપ્રદાયિકોને પણ ગમવું જોઇએ એટલા માટે કે કનૈયો પણ નામાન્તરે મોહન જ છે; અને તેથી, અમારા આચાર્યશ્રી મુનશીજી જેમ ગાંધીજીના રાજકારણમાં સમાઈ ગયા હોવા છતાં સમાયા દેખાતા નથી તેમ તેઓ 'મોહનયુગ' રૂપી સાહિત્યકારણમાં પણ સમાયા છે

ને સમાયા દેખાતા નથી. આ રીતે એ નામાભિધાન પેલા-કોણ? -અવર્તમાનયુગને બંધબેસતું એટલા માટે આવે છે કે તે જેમ ૧૯૧૪ પછીના આપણા સમસ્ત જીવનને, જેમ સર્વસામાન્ય રૂપે સંસ્કૃતિ, સંસ્કારિતા તથા સાહિત્યને, તેમ વિશિષ્ટપણે સર્જનશીલ એવા સાહિત્યક્ષેત્રને-ક્ષેત્રપાલ જેના કનૈયાલાલ મુનશી છે અને રહેવાના તેને-પણ ઔચિત્યથી ને રસિકતાપૂર્વક અનુલક્ષે છે નર્મદાશંકર, ગોવર્ધનરામ, મોહનદાસ: એ વ્યક્તિનામનો મોહ ઉપલી ચર્ચામાં કોઈને દેખાય તો દોષ દેવો ચોસરથી ટેનિસન સુધીની સંમાન્ય યુગયોજનાના વિધાયકોને. બીજી રીતે કહેતાં, ઉપર હિંદીનો દાખલો ટાંક્યો તેવી સગવડ ન હોય ત્યારે યુગનામ માટે વ્યક્તિનામ વિના તમારો છૂટકો જ નહિ થવાનો, જો સુબુદ્ધિમાન મનુષ્ય તરીકે જગતમાં તમારે વિચરવું હોય તો.

'પ્રાધ્યાપક'નો દિગ્વિજય થશે? (જૂ. ન. શબ્દોઃ ૫)

**તા. ૫મી નવે. થશે**, એવી દહેશત તેના દુશ્મનોએ રાખવી જ રહી; કારણ, હવે તો એ બીજા કોઈ નહિ ને મુંબાઈગરાં દૈનિકમાંના એકમાં પણ દેખા દેવા લાગ્યો છે. એ રૂડા પ્રતાપ સાહિત્ય-સંમેલનના કેમ કે તેના એક વિભાગી અધ્યક્ષના વ્યાખ્યાનઅંગે તેની પત્રિકાના પૂંઠા પરથી જાણીતા કલમકિતાબી પાને સરકી આવ્યો છે; એવી જ 'ભાષાશાસ્ત્ર' પત્રિકા પર પણ 'પ્રા.' વંચાય છે; વિશેષમાં, સ્વાગતપ્રમુખના વ્યાખ્યાનમાં પણ એ શબ્દ વંચાય છે. (તેમણે 'અધ્યાપક' પણ વાપર્યો છે ને તેમાં કંઈ 'ઓહ' નથી.) ... આ બધી અસર કોઈ એક જ વ્યક્તિની ન હોય ને નથી કેમ કે કોંકણસ્થ મુંબાઈ 'પ્રાધ્યાપક'ના જન્મસ્થાન તથા પ્રચારક્ષેત્ર મહારાષ્ટ્રની વધુ નજીક છે, સૂરત ને ભાવનગર બંનેના કરતાં; ને તેથી આ બાબતમાં જન્મે ભાવનગરી પણ કર્મે સૂરતી એવી વ્યક્તિનો જે મોટામાં મોટો સંતોષ છે તે એ જ કે થવા માંડેલો દિગ્વિજય કોઈ વ્યક્તિનો નહિ પણ અક્કલનો છે, સમજદારી

કે સાદી સમજ એટલે ' કૉમન સેન્સ 'નો છે. એ સમજદારી , આવી કે અત્યારના ગુજરાતી પ્રોફેસરોમાં પ્રથમ પંક્તિની વિદ્વત્તાવાળા ભલે બહુ થોડા હોય, ચારિત્રની માનનીય વિશિષ્ટતાવાળા પણ ભલે ગણતર જ હોય, છતાં પ્રોફેસરપણું એક એવી સંમાન્ય વસ્તુ છે કે તેનો ગુણવિશેષ દર્શાવવા આપણી ભાષામાં વિશેષતાવાળો શબ્દ હોવો જ જોઇએ અને તે છે ( બે ન્હાનાલાલી સમાસ થઇ જવા દઇએ તો ) મહારાષ્ટ્ર–શોધ્યો ને ગુજરાત–અપનાવ્યો પ્રાધ્યાપક. એ શબ્દના પ્રચારમાં તેમ સાથેસાથે એ વસ્તુની સિદ્ધિમાં પણ આપણે સતત પ્રયાસે મંડ્યા રહીશું તો એ પ્રયાસ આખરે સર્વથા સર્વ માટે શુભપરિણામી જ નીવડશે.

## 'ડેમોક્રસી'ના નવા જ અર્થો ( જૂ. ન. શબ્દો : ૬ )

તા. ૭મી નવે. એ હું હમણાં જ શીખ્યો; ગયા આઠદસ દિવસમાં; શીખવાનું નિમિત્ત, પ્રે. રુઝવેલ્ટના એક ભાષણમાંની કંડિકાનું ભાષાન્તર; શીખવનાર મારા ઇન્ટરમીજિયેટના વિદ્યાર્થીઓ, આર્ટિસ્ટિક તેમજ સાયંટિફિક એમ બંને મારકાની બનાવટના. એવણુ–સર્જ્યા એ અર્થોમાંનાં કલાતત્ત્વ ને શાસ્ત્રીયતા એટલાં સ્વયંપ્રકાશ છે કે વિનાવિવેચનેજ એ અર્થાવલિ અહીં ગૂંથવી ઉચિત છેઃ

| | |
|---|---|
| ૧. સરમુખત્યારી | ૬. સાર્વભૌમ સત્તા |
| ૨. હુકમતપણું | ૭. સ્વતંત્રતા, આઝાદી |
| ૩. સત્તાધીશો | ૮. વ્યક્તિસ્વાતંત્ર્ય |
| ૪. આપખુદ સત્તા | ૯. દ્વિરાજકતંત્ર |
| ૫. શાહીવાદ | ૧૦. સર્વોદ્ધાર જનસમાજવાદ |

( એમ નહિ કે બધા વિદ્યાર્થીઓએ આ જ વાપર્યા હતા; ઘણાએ 'લોકશાહી' ને 'લોકશાસન'થી ભાષાન્તર કરેલું. આ છેલ્લો ને સંદર્ભાનુસાર 'લોકશાસનતંત્ર' કે ' લોકશાસનવાદ ' ઉત્તમ છે. )

'સાહિત્ય'ના અર્થો (જૂ. ન. શબ્દોઃ ૭)

**૧૯મી ડિસે.** આ માસના ધી ઇન્ડિયન પી. ઇ. એન.માં (પૃ. ૨૨૫) એક બંગાળી વિદ્વાન પ્રા. વિમલચન્દ્ર સિંહે આપેલ આ 'ધ પ્રાઇમરી મીનિંગ ઑફ્ લિટરેચર (સાહિત્ય)' વાંચ્યોઃ

> ...Which [meaning of literature] may unfold the spiritual relationship between word and meaning or may contribute to the welfare of...society or establish the deep sympathy and understanding between the reader and the writer, so that the writer does not lose hold of the ideals, aspirations and social demands of the reader, nor does the reader fall apart from the creative urge of the artist.

આ વાંચી 'સાહિત્ય' શબ્દ વિશેની આપણી એક પ્રમાણભૂત ચર્ચા યાદ આવ્યા વિના રહે તેમ નહોતું એટલે એ વાંચી :

> सहितस्य भावः साहित्यम्। એ વ્યુત્પત્તિ સૂચવી તેઓ [વા. ગો. આપ્તે] કહે છે કે અનેક વ્યક્તિના વિચારનું સંમેલન ભાષા દ્વારા જ્યાં પ્રગટ થયું હોય તે સાહિત્ય. हितेन सह सहितं तस्य भावः साहित्यम् એવી પણ વ્યુત્પત્તિ કેટલાક કરે છે, તેમને મતે હિતકારક ઉક્તિઓનો સંગ્રહ તે સાહિત્ય છે. (કવિતા અને સાહિત્ય; વો. ૩, પૃ. ૫૭).

રા. આપ્તે એ બેમાંની પહેલી વ્યુત્પત્તિ વધારે પસંદ કરે છે એટલું ઉમેરી રમણભાઈ એ વ્યુત્પત્તિઓ સંબંધી પોતાની તરફથી કહે છેઃ

> "સાહિત્ય" શબ્દ વડે જે સમુદાય કહેવો ધારેલો છે તે લેખકોના વિચારો કે ઉક્તિઓનો સમુદાય નહિં, પણ લેખમાં [કૃતિમાં] ગુણસંપત્તિ આણનાર કલામય સામગ્રીઓનો સમુદાય છે.

આમ છતાં સાહિત્ય એ શબ્દમાં કૃતિ તથા કર્તાનો સમુદાય અમુક ઢબે રીતે વિવક્ષિત રહે છે એ બતાવ્યા પછી ચર્ચાના

ઉપાન્ત્ય ભાગમાં, ચર્ચાયલી વ્યાખ્યાઓથી સ્પષ્ટ થતી વાત આમ રજૂ કરે છેઃ

વિચાર દર્શાવવાની પદ્ધતિમાં જ્યાં ઉદાત્તતા અને ઉત્તમતા રહેલી હોય ત્યાં "સાહિત્ય" શબ્દ ઉપપન્ન [ યોગ્ય કે સુસંગત ] થાય.

આ સર્વ સંસ્કૃતના આધારવાળી ચર્ચાનો સારાંશ ઉપલી અંગ્રેજી કંડિકામાં પણ મળી રહે છે ને તેનો મુખ્ય ઝોક પણ પહેલી વ્યાખ્યા ભણી જ છે; નવું એમાં એટલું છે કે લેખકવાચકનું સૂક્ષ્મભાવે સાથે-હોવાપણું (=સાહિત્ય) પણ પ્રા. સિંહને ઇષ્ટ ને આવશ્યક લાગે છે.

## શબ્દચર્ચા કેમ કરવી ?

તા. ૨૭ ડિસે. એ પ્રશ્ન વિશે આજે એક સ્થળે નીચેનું વાંચવામાં આવ્યુંઃ

મતભેદો તો ઢગલાબંધ થયા કરવાના જ એવો એ વિષય છે. મારો સિક્કો ચલણી બને એવો અંગત આગ્રહ કોઈએ ન રાખવો. પોતાનાં કારણ બનતી સ્પષ્ટતાથી જણાવીને શાન્તિ રાખવી; જે ચલણી થાય તે મૂળ પોતાનો તથાપિ તે ઉપરનો આત્મીય ભાવ પાછો વાળી લેવો.

આ સલાહ આપણા એક સંમાન્ય વિચારકની હોઇ સ્વીકારવા જેવી છે-મારા પંડથી માંડી બધા જ શબ્દચર્ચકોએ. પણ આમ કહું છું એ તો એક ગરવા ને ગંભીર વિદ્વાન તરીકે; બાકી ૨૧-૨૧ વર્ષોથી પત્રો ઉગાડ્યા ને ઝુલાવ્યા કરનાર પત્રકાર તરીકે તો મારા જેવાની ફરજ એ જ રહેવાની કે જે મત સાહિત્યપ્રીત્યર્થ અને જે શબ્દ ભાષાહિતાર્થ પોતે સ્વીકાર્યો તે પ્રચારપાત્ર પણ હોઈ એનાં ચર્ચાપ્રચારાદિના બળે લેટલા પ્રસંગ ઝડપવા જ. એમ કર્યાનું પરિણામ હમેશ મારા લાભમાં ન આવે પણ ફરજ બજાવ્યાનો ઊંડો સંતોષ મને એવે વખતે થાય ને એ સિદ્ધિ આવી બાબતોમાં નાની નથી.

'રાસો' એટલે? ( જૂ. ન. શબ્દો : ૮ )

**૫મી ડિસે.** હિંદીના જાણીતા વિદ્વાન રા. રામચન્દ્ર શુક્લે હિંદી શબ્દસાગરની ભૂમિકારૂપે એ સાહિત્યનો જે ઇતિહાસ લખેલો તેની અન્યરૂપ આવૃત્તિના પૃ. ૨૦મે કાલે આ વાંચ્યું:

> કુછ લોગ ઇસ [ 'રાસો' ] શબ્દ કા સમ્બન્ધ "રહસ્ય"સે બતલાતે હૈં। પર "બીસલદેવ રાસો" મેં કાવ્ય કે અર્થ મેં 'રસાયણ' શબ્દ બાર બાર આયા હૈં। અતઃ હમારી સમઝ મેં ઇસી 'રસાયણ' શબ્દ સે હોતે હોતે 'રાસો' હો ગયા હૈ।

એ સમજ સાચી? કે, રાસ રમતાં ગવાતું ગીત જ રાસ કહેવાવા લાગ્યું તથા, કાળબળે એ સાહિત્યપ્રકાર ઇતિહાસ, દન્તકથા ને ધર્મબોધવાળો બનતાં 'રાસ,' 'રાસો' કે 'રાસા' કહેવાવા લાગ્યા એવા ભાવાર્થની ગુજરાતી વિદ્વાનોની સમજ સાચી? મને તો પહેલીને મુકાબલે આ બીજી સમજ જ યોગ્ય ને સ્વીકારપાત્ર લાગે છે.

કોમ્પ્રે.–એક્સ્પાન. વિવાદ ( જૂ. ન. શબ્દો : ૯ )

**તા. ૫મી ડિસે.** બપોરે ફોર્બ્સ–ત્રૈમાસિકનું બીજા વરસનું દફતર ('ફાઇલ') કામપ્રસંગે ઉથલાવતો હતો ત્યાં એમાંનો ભૌતિકશાસ્ત્રીય ('સાયંટિફિક') પરિભાષાસંગ્રહ નજરે પડ્યો–પડ્યો, ને તુર્ત સૂઝ્યું કે લાવને આમાં ય જોઈ લઉં કે પેલાં ચવાવા લાગેલ 'કોમ્પ્રેસિબલ' તથા 'એક્સ્પાન્સિબલ'નું ગુજરાતી શું શું આપ્યું છે. જોયું તો એમાંના પહેલા માટે છે 'સંકુચ્ય' ને બીજો એ રૂપે તો નથી પણ 'એક્સ્પાન્શન' માટે 'પ્રસરણ' સૂચવાયો છે. આ જોઇ સંતોષ થયો કેમ કે બંને સૂચનનું વલણ મેં આપ્ટેને આધારે સૂચવેલા (જોવું આ માસનું 'શિક્ષણ અને સાહિત્ય,' પૃ. ૧૧૯મું.) શબ્દો 'સંકોચનીય' તથા 'પ્રસરણીય'ને માન્ય રાખવા બણી છે. એમ જ હોય; અને એમ ન હોય કે આવે લખને ખુદ ગામડિયાને પણ નકામા (આ અભિપ્રાય માટે એક યુવાન કવિમિત્રનો આભારી છું.) એવા

ગામઠી શબ્દો 'દમનીય' ને 'કુલનીય' સૂચવીને ગણાતું જગતના પહેલા નંબરના xxxxમાં.

## સત્યાગ્રહીનું સ્ખલન

તા. ૬ઠ્ઠી ડિસે'. આ માસના 'શિક્ષણ અને સાહિત્ય'–માંનું પહેલું અવલોકન ત્રણચાર જણ ચર્ચતા હતા. એ નનામો અવલોકનકાર 'કુસુમાકર'પક્ષી હોવો જોઇએ એમ એક જણે કહ્યું; એ વાતની બીજાએ ના કહી ત્યારે ત્રીજો કહે કે લખનાર તેનો નહિ તો કોઇકનો પણ 'પક્ષી' તો લાગે જ છે; "અને પશુ પણ" એમ પહેલા ચર્ચકે ઉમેર્યું ...એ છેલ્લો અભિપ્રાય વાસ્તવિક છે એવો મારો અનમ્ર ને અધીન મત છે. ન કેમ હોય? જે કોઇ સંસ્કારી વાચક એ લખાણ વાંચશે તેને સમજાશે કે મરણોત્તર લૌકિકની પરિભાષા, ત્યાં વપરાઈ છે તેમ, શિષ્ટ માસિકમાં વિવેચન-ની પરિભાષા લેખે વપરાય ત્યારે વાપરનારને "મનુષ્યરૂપેણ મૃગા-શ્ચરન્તિ" એ વર્ગમાંનો જ, ભલે એ બાબતપૂરતો ને તેણે એ લખ્યું તેટલી ક્ષણપૂરતો, ઠરાવવો પડે. ...વારુ; લખનાર તો લખે પણ છાપનારનું શું? છાપનાર એટલે તંત્રી સત્યાગ્રહવિદ્યામાં પારંગત બનેલ ને એ વિશેષણવાળી પદવી પણ સત્યાગ્રહમીમાંસા વિદ્વત્તાપૂર્વક કર્યા બદલ વિધિપુરઃસર પામેલ સદ્‌ગૃહસ્થ છે. ઉપ-ર્યુક્ત વાંધાભર્યા પારિભાષિક શબ્દમાં જે ઘૃણાજનક પશુબળ છે, વાચિક હિંસા રહેલી છે, તે માટે એ ગૃહસ્થલિખિત 'સત્યાગ્રહની મીમાંસા'માં ટેકો મળતો નથી એટલે એ શબ્દ તખલ્લુસી લેખકને વાપરવા દેનાર એ તંત્રીની આ બાબતની મનોવૃત્તિને એક સારા સત્યાગ્રહીનું નઠારું સ્ખલન કહેવાય. એ ગુજરાત વિદ્યાપીઠના મુખપત્ર દ્વારા જ થયું હોવાથી સર્વાંશે અક્ષન્તવ્ય છે એટલું વિશેષમાં.

## પાણિનિવિજય (જૂ. ન. શબ્દો : ૧૦)

તા. ૬૨મી ડિસે'. આજે સાંજે છ વાગ્યે જાણ્યું; આપણા આદિકોશકારના સરસ્વતીમન્દિરના સાન્નિધ્યમાં જ જાણ્યું;

આપણા એક યુવાન સાહિત્યકાર તેના આધે કે પાસેના સગા થાય તેમની કનેથી જાણ્યું કે 'સાહિત્યિક' શબ્દ 'લિટરરી'ના અર્થમાં વાપરવાની રજા હું ભલેને ન આપતો, પાણિનિ તો આપે છે; એટલે એ હવે આપણે વિશેષણ તરીકે તો વાપરી જ શકીશું, પણ કેટલાંક વિશેષણ નામ પણ બનાવી લેવાય છે તેમ, કેટલાક લેખકો એ શબ્દ 'સાહિત્યકાર'ના અર્થમાં વાપરવાની છૂટ લે તો પણ બહુ વાંધો લેવા જેવું રહેશે નહિ—જો કે મને પોતાને તો આ બીજી બાબતમાં છૂટ લેવી કબૂલ નથી....મારી ભૂલ થતી તે એવી હતી કે 'સાહિત્ય'માંનો છેલ્લો 'અ' કાઢી નાંખીને પછી ઇક લગાડી શકાય—શબ્દમાં *ક્રિયાપદરૂપ ધાતુ ન હોય તો પણ, નિમિત્ત* ને દિન પરથી નૈમિત્તિક ને દૈનિક બને છે તેમ—એ નિયમ ધ્યાન બહાર હતો. 'સાહિત્યિક' આમ શાસ્ત્રસંમત તો બન્યો; હવે તેની કર્ણકટુતા કોઈ મટાડી આપશે અને? અને બિચારો 'સાહિત્યક' તો નાતબહારિયો જ રહેવાનોને, આખી ય સંમાન્ય શબ્દોની નાતમાંથી? હશે; આપણે શું કરીએ? જેવાં એનાં સંચિત.

## પેલો ઐતિહાસિક સંક્ષેપ

**તા. ૩૧મી ડિસે.** મુંબાઇ: આજે એક યુવાન (ને નવા જ) મિત્રના ટેબલ પર પહેલી જ વાર રા. ખબરદારનાં ઠક્કર-વ્યાખ્યાનો જોયાં; જોયાં, ને તુર્ત જરૂરી પાનાં ફેરવી જાણી લીધું કે તેમાં તેમણે 'માનસી'માંના એ વ્યાખ્યાનોના સંક્ષેપનો કે પોતાના એ વિષયના રા. સંજાના સાથેના વિવાદનો ઉલ્લેખ કર્યો લાગતો નથી. એ કવિરાજ અવિશદ ગદ્યના પણ સ્વામી હોવાથી, એ સ્વામીપણું એ અવિશદતા જેટલું જ તેમને પ્રિય પણ હોવાથી, એમનાં ગદ્યલખાણો તેઓ એ પૂંઠાંમાં સંઘરશે ત્યારે એ વિવાદી લેખમાળા કોઇ વખત આપણને મળશે—ક્યારે, એ તો કોણ જાણે; એટલે સંક્ષેપની કથાનો એક અધ્યાય ઊખેળીને એ અત્રે વાંચવાની તક આજે લેવામાં ખોટું નથી. ... ...

૧૯૩૯ના ઉત્તરાર્ધમાં તૈયારી ચાલતી હતી, એક છોટા પ્રકાશકના આશ્રયે મારા એક સાહિત્યસેવી મિત્રના તંત્રીપણા નીચે 'ભારતી' નામે માસિક કાઢવાની. એ છોટા સાથે એક મોટા પ્રકાશક ભળતાં, મોટાની મોટાઇના ભારને લીધે 'ભારતી'નાવ સાહિત્યસાગરને કાંઠે જ કાદવપગથારમાં ખૂંચી ગયું–સદાનું. એ મહાવિપત્તિની જાણ મને થતાં, હોનહાર ' ભારતી 'ધરને મેં સફળતાથી વિનવ્યા કે રા. ખબરદારની જ હાથપ્રતને આધારે કરાયલો તમારા માસિક માટેનો સંક્ષેપ આપણા ત્રૈમાસિકને આપો તો વાંચનારને લાભ થાય. આ રીતે ' માનસી 'માં એ લખાણ આનવાનું છે એની જાણ પેલા તંત્રીસાહેબે વ્યાખ્યાનકારને કરી કે નહિ તે તો એ જાણે; આપણે અહીં નિસ્બત એ બાબત સાથે એટલી જ છે કે, ઉપલી હકીકતોના પ્રકાશમાં, 'માનસી'એ વ્યાખ્યાનો સાંભળવા કોઇ પ્રતિનિધિ મોકલેલો ને પછી એણે તૈયાર કરેલ સંક્ષેપનું છપાયા પહેલાં માનસીમંદિરમાં કાતરચંદરની મદદથી પૂજનઅર્ચન થયું એવા ભાવાર્થનો વ્યાખ્યાનકારનો મારી પર જાહેરમાં થએલ આક્ષેપ છે જુઠ્ઠેજુઠ્ઠો ને સાવ જુઠ્ઠો એમ કહી દેવું. એવું જ બહોતાન તેમણે રા. સંજાના પાસે, જાણે રા. ખબરદારને અપમાનવા જ, લેખ લખાવ્યાનું 'માનસી' પર મૂક્યું છે તેનો પણ આ પ્રસંગે ઇનિકાર કરું છું; ને આ બાબતમાં બધો તત્કાલપૂરતો ખુલાસો એ વિવાદ 'ગુજરાતી'માં ચાલતો હતો તે દરમ્યાન જ એ સાપ્તાહિકમાં છપાયો હોવા છતાં, ત્યાર પછીના પોતાના હપતામાં વ્યાખ્યાનકારે મારે વિશે 'એલફેલ' કહેવા જેવું લખાણ કર્યું ન હોત તો આજે એ કડવી વાત અહીં સંભારવી ન પડત.... ખેર, વ્યાખ્યાનો હવે ગ્રંથાકાર ધરે છે એટલે આપણે ઇચ્છીએ કે એના કર્તાની એમાંની વિચારણા અધિકારી વિવેચકોના નિકષે સત્વર ચઢે,–ચઢે ને એના નસીબમાં હોય તો એ સો ટચનું સોનું પણ ભલે પુરવાર થાય.

## એ ક મ નાં
# અનોખાં રહસ્ય[1]

ટૂંકી વાર્તાની કલાનું ક્ષેત્ર એકીસાથે અત્યંત મર્યાદિત છે, અત્યંત વિશાલ છે. લાંબો વિસ્તરેલો જીવનપટ, સામાજિક કે રાજકીય ક્રાંતિએ ફેરવી નાંખેલાં દૃષ્ટિબિંદુઓને અંગે ફરી ગયેલો જીવનપ્રવાહ, એક જ વ્યક્તિનાં, જુદાં જુદાં બળોના આઘાત–પ્રત્યાઘાતોને અંગે થયેલાં કલ્પી પણ ન શકાય એવાં પરિવર્તનો, અનેક પાત્રો, આખો સમાજ જાણે નજર સામે રમતો હોય એવી મનોરમ કલ્પનાસૃષ્ટિ,–સર્જક કલ્પનાત્મક સાહિત્યનાં આ બધાં અમૂલ્ય ઉપાદાનો ટૂંકી વાર્તાના કલાકાર માટે જાણે નિષિદ્ધ ન હોય તેવાં બની જાય છે. એ કલાકાર પણ ઘણી યે વખત આ બધાં ઉપાદાનોનો સ્પર્શ કરે છે, કોઈ કોઈ વાર અત્યંત રહસ્યસૂચક મનોહર કૃતિ પણ ઉપજાવી કાઢે છે, પણ તે માત્ર સૂચન પૂરતું જ કરવું શક્ય બને છે, સમગ્રતામાં નહિ. એ તો જ્યારે કોઈ શક્તિશાળી નવલકથાકાર જાણે કે નવી જ સૃષ્ટિને રમાડતો, ઘડતો જતો અને તોડતો જતો, પોતાની પ્રતિભાથી પાત્રને કે પ્રસંગને અલંકૃત કરતો જતો સર્જન કરવા બેસે છે ત્યારે જ આ બધાં ઉપાદાનો સાર્થ બને છે, ધન્ય બને છે.

---

૧. શ્રી કિશનસિંહ ચાવડાના નવલિકાસંગ્રહ 'કુમકુમ'નો પ્રવેશક.

આખા જીવનને કે જીવનના અમુક અત્યંત મહત્ત્વના વિસ્તીર્ણ વિભાગને એકમ તરીકે સ્વીકારી અનેકાનેક પ્રસંગોથી, અનેકાનેક પાત્રોથી, કલ્પનાની અનેકાનેક રંગસૃષ્ટિથી એ જીવનને કે એ વિભાગને સ્ફુટ કરવા એ નવલકથાકારનું કામ છે, એ એની જ કલા છે અને એ ન કરી શકવામાં ટૂંકી વાર્તાની કલાની મર્યાદા સમાયેલી છે,

છતાં જીવનના આ આવડા મોટા એકમમાં પણ કંઈ જીવનની પર્યાપ્તિ નથી, સમાપ્તિ નથી. એકાદ વ્યક્તિના કે અમુક વ્યક્તિઓના જીવનસમગ્રને કે જીવનના મહત્ત્વપૂર્ણ વિસ્તીર્ણ વિભાગને બાદ કરીએ તો યે અનેકાનેક નાનીમોટી વસ્તુઓ જીવનમાં હરહંમેશ બને છે જેમાં કંઈ ને કંઈ જીવનનું રહસ્ય છુપાયેલું હોય છે. ખોટી બેઆની જેવી અલ્પ દેખાતી કે મુકુંદરાય જેવી મહત્ત્વની દેખાતી વાત જીવનનો કંઈ ને કંઈ મર્મ સાચવી પડી રહી હોય છે. એવી મર્મ-પૂર્ણ ઘટનાઓ કે એવાં પાત્રો કે પ્રસંગો જ ટૂંકી વાર્તાના એકમ બની રહે છે. અને આવાં નાનાં એકમો તો અસંખ્ય હોય છે, જ્યાં ને ત્યાં વેરાયેલાં પડ્યાં હોય છે; તેમને પકડી કલાસ્વરૂપે વણી લેનાર સારગ્રાહી દૃષ્ટિ અને સમર્થ કલમની જ વાટ જોતાં હોય છે. નવલકથાનું જે મોટું એકમ આપણે જોયું તે નહિ પણ આવાં નાનાં એકમોની દુનિયા ટૂંકી વાર્તાનું ઉપાદાનક્ષેત્ર છે અને ઘણી ઘણી એવી નાની વાતો જે જીવનના અનેક અને વિધવિધ પ્રદેશો ઉપર મર્મગ્રાહી પ્રકાશ નાખે છે એમને ટૂંકી વાર્તાની કલા સિવાય બીજી કલામાં ભાગ્યે જ સ્થાન મળી શકે. તે બધી ટૂંકી વાર્તાના કલાક્ષેત્રને અત્યંત વિસ્તૃત બનાવી દે છે, સર્જક પ્રતિભા પાસે આ નાનાં નાનાં એકમો જીવનના રહસ્યને જુદી જુદી રીતે સ્ફુટ કરવા માટે અત્યંત બલદાયક તત્ત્વો બની જાય છે. ટૂંકી વાર્તાની કલાનું ક્ષેત્ર વિશાલ છે તે આ અર્થમાં.

જીવનનો સાગર અનંત અવિરત વહ્યે જાય છે. તેમાંથી એકાદ બુદ્‌બુદ કે એકાદ લહરી કે એકાદ વીચિ પકડી, એના ઉપર

વધુમાં વધુ લેખક દૃષ્ટિકોણથી પ્રસંગોનો પાત્રોનો કે બનાવોનો વિદ્યુતપ્રકાશ એવી રીતે નાખવો કે જેથી એ બુદ્દબુદ કે લહરી કે વીચિ અનંત અવિરત વહેતા એ સાગરમાં પણ પોતાનું અમુક રહસ્ય લઇને વહેતું હતું, એ રહસ્ય જાણવા જેવું હતું, કશુંક ચમત્કારિક તત્ત્વ તેમાં હતું, તે ન જાણ્યું હોત તો એ હંમેશ માટે લુપ્ત થઇ જાત એમ વાંચનારને લાગે; એમાં ટૂંકી વાર્તાના કલાકારનો વિજય છે, એ જ એની સિદ્ધિ છે. જીવનના કોઇ ને કોઇ રહસ્યને સ્ફુટ કરવું, એ કલામાત્રનો ધર્મ છે, શબ્દની કલાનો તો ખરો જ. ટૂંકી વાર્તાનો લેખક આવા નાના એકમમાં રહેલા રહસ્યને ઓછામાં ઓછા શબ્દોમાં, ઓછામાં ઓછાં પાત્રોથી અને પ્રસંગોથી સ્ફુટ કરવાનો પ્રયત્ન કરે છે. તેમાં તે જેટલે અંશે સફળ થાય છે તેટલે અંશે તેની કલા ઊંચા પ્રકારની હોય છે; તે જો તે સ્ફુટ કરી શકતો નથી તો તે કલાપ્રદેશ આસપાસ ફાંફાં મારે છે પણ તેમાં તેને હજી પ્રવેશ મળ્યો નથી.

જે જે લોકો, પછી તે ચેખોવ હોય કે મોપાસાં, સ્ટીવન-સન હોય કે સારૉયાન, આ કરી શક્યા છે તેમને આપણે કલાસ્વામી-ઓ કહીએ છીએ, તેમને આપણે કલાજગતમાં ઊંચે સ્થાને બેસાડીએ છીએ.

શ્રી. કિશનસિંહ ચાવડાએ પણ આ પુસ્તકની વાર્તાઓમાં પોતાની આગવી, મૌલિક રીતે જીવનનાં આવાં નાનાં એકમોનાં અનેક રહસ્યો સ્ફુટ કરવા પ્રયત્ન કર્યો છે. તેમ કરવા માટે દરેક વાર્તાકાર અજમાવે છે તેમ તેમણે પણ ભાષા ભંગી અલંકાર શૈલી બધાંનો જરૂર પ્રમાણે આશ્રય લઇ પોતાને જે કૈં દેખાયું છે તે વાચકમાં સંક્રાન્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં તે જેટલે અંશે સફળ થયા હોય તેટલે અંશે એમની વાર્તાઓ ચિરંજીવ બને.

શ્રી. કિશનસિંહ ચાવડા આ વાર્તાઓમાં વાર્તાકાર તરીકે, કલા-

કાર તરીકે, કેટલા સફળ કે નિષ્ફળ થયા છે એ કહેવાનું કામ મારું નથી, એ કહેવા માટે આ સ્થળ પણ નથી. એ કામ તો વિવેચકોનું અને સૌથી મોટા વિવેચક વાચકવર્ગનું છે. મારે તો અહીં એમણે શાં શાં રહસ્યો જોયાં, તે રહસ્યો સ્ફુટ કરવા માટે કેવી કેવી કલાયુક્તિઓ વાપરી, તેમનું અવલોકન કયા કયા પ્રદેશોમાં વિસ્તર્યું, કેવાં કેવાં પાત્રો એમણે એ માટે સર્જ્યાં એ બધું જે જે રીતે મેં જોયું તે રીતે બતાવવાનો માત્ર પ્રયત્ન કરવો છે.

શ્રી. કિશનસિંહ આજે વર્ષો થયાં ગુજરાતને પરિચિત છે. એટલે એમનો પરિચય આપવાપણું મારે રહેતું નથી એ સદ્‌ભાગ્ય સમજું છું; છતાં એટલું કહેવાનું તો રહે જ છે કે એમને નામે ચડેલ અનેક અનુવાદગ્રંથોમાંનો આ એક નથી. આ ગ્રંથ તો તેમની મૌલિક વાર્તાઓનો જ બનેલો છે. અને મૌલિક વાર્તાઓનું આ તેમનું પહેલું જ પુસ્તક છે. તેથીસ્તો ભગવતી સરસ્વતીની પૂજાનો પ્રારંભ 'કુમકુમ'થી પોતે કરે છે તેમ તે મને લખતા હતા એ સાર્થ બને છે.

આ સંગ્રહમાં કુલ્લે સોળ વાર્તાઓ છે. પહેલી નજરે પુસ્તક જોનારને માત્ર પાના ફેરવી જતાં જ એમ લાગ્યા વિના રહે નહિ કે લેખકે સ્થળવૈવિધ્ય તો વાર્તાઓમાં પુષ્કળ ભર્યું છે. પહેલી જ વાર્તા 'જીવનકલા' મદુરામાં મુકાયેલી છે તો છઠ્ઠી 'સપનાનું સત્ય' છેક કંચનજંઘાને અને એથી પણ દૂરદૂર ગંધર્વદેશને સ્પર્શ કરે છે. અમુક વાર્તાઓ બંગાલની ભૂમિને સ્પર્શે છે તો અમુક વડોદરા અને તળગુજરાતનો આશ્રય લે છે. છેક નેપાળને પણ પોતામાં સમાવી લેવાનું એમની વાર્તા ચૂકી નથી.

શ્રી કિશનસિંહ હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની બહાર ખૂબ ભમ્યા છે. એમનાં એ ભ્રમણો દરમિયાન તેમણે અનુભવોનો થોકડો પોતા ખાતે જમે કર્યો છે અને એમાંથી જે નિચોડ નીકળ્યો તે વિવિધ વાર્તાઓ દ્વારા વિવિધ રહસ્યરૂપે આપણી પાસે મૂકવાનો

તેમણે યત્ન કર્યો છે. તેથીસ્તો જેમ સ્થળ પરત્વે તેમ વસ્તુ પરત્વે પણ તેમના આ પુસ્તકની સોળ વાર્તાઓમાં વૈવિધ્ય પુષ્કળ દેખાય છે. પાત્રો પરત્વે પણ એ જ વૈવિધ્ય આપણી નજરે પડે છે. તેમની એક વાર્તા હરિહર ટપાલીમાં તેમનું એક પાત્ર કહે છે,

"અરે નાના, શું, અહીં તો સૌ જાણે છે From Poet to Postman" પૃ. ૨૨૬.

તેમ તેમની વાર્તાની પાત્રસૃષ્ટિ છેક કવિથી માંડીને ટપાલી સુધી લંબાઇને આપણી નજરને એની વિવિધતાથી આકર્ષતી પડી છે. તેમાં દેવદાસીઓ છે અને શિલ્પીઓ છે, પ્રોફેસરો છે અને પ્રસવઘેલી સ્ત્રીઓ છે, વિદ્યાર્થીઓ છે અને વેશ્યાઓ છે, સાદાસીધા માણસો છે અને સ્વર્ગનાં દેવદેવીઓ છે, કલાકારો છે, ક્રાંતિકારો છે અને કલા કરનાર મોર પણ છે. હિંદુ છે, મુસ્લિમ છે, ચમાર છે, ચિત્રકાર છે. હજી સુધી આપણા સાહિત્યે જેનું નામ સુદ્ધાં નથી સાંભળ્યું તે વ્યંઢળો પણ એમાં ખૂબ જ સમભાવપૂર્વક આલેખાયા છે.

એ રીતે પાત્ર, સ્થળ અને પ્રસંગોનું વૈવિધ્ય તો પહેલી નજરે પુસ્તક જોનારની આંખે વળગે એમ છે. આપણા સાહિત્યમાં કદાચ શ્રી. ધૂમકેતુના અપવાદ સિવાય આ ત્રણે વસ્તુઓનું આટલું વૈવિધ્ય બીજા કોઇ પણ વાર્તાકારના એક પુસ્તકમાં ન મળે. એનો અર્થ એ નથી કે દરેક વાર્તાકારમાં એવું વૈવિધ્ય હોવું જોઇએ, પણ આ વૈવિધ્ય શ્રી. કિશનસિંહની વિશિષ્ટતા છે એ તો ચોક્કસ.

વાંચનારનું તરત જ લક્ષ દોરાય તેવી બીજી વસ્તુ તે શ્રી. કિશનસિંહની ભાષા અને શૈલી છે. વસ્તુ, પાત્ર કે સ્થળોમાં દેખાતું વૈવિધ્ય એમની ભાષા અને શૈલીમાં દેખાતું નથી પણ સરળ, એકસરખા વેગે વહી જતી, આકર્ષક અને રંગદર્શી ભાષાશૈલી મનોહર તો લાગે છે જ. કરુણ અને ગંગળ, હાસ્ય અને ગાંભીર્ય

બધામાં એકસરખા વહેને વહી જતી તેમની ભાષા જ્યારેજ્યારે કંઇક વર્ણવવામાં પડી જાય છે ત્યારે અચૂક સુંદર બની જાય છે. વાર્તાકાર કિશનસિંહમાં કવિહૃદય છુપાયેલું છે તેની સાબિતી તેમની જુદી જુદી વાર્તાઓમાં અનેક વાર આવતાં વર્ણનો પૂરી પાડે છે. અલંકારો પણ એ વર્ણનમાં આપોઆપ ગૂંથાઈ જાય છે. એવાં સુંદર વર્ણનોના દાખલા તો જોઇએ તેટલા જડે એમ છે; આપણે ત્રણચાર જોઇએ—

સંધ્યા આજે માનવીરૂપ ધરીને આવે તો એ પણ પ્રસન્ન થઈ જાય એવું આજનું પ્રફુલ્લ અને રંગદર્શી વાતાવરણ હતું. (પૃ. ૯)

ઘરમાં સંકોચાઈસંકોચાઈને શબ્દ બોલતી એ છોકરી અત્યારે વહેતા ઝરણાના કલરવ જેવી મુક્ત અને મસ્તીભરી લાગતી હતી. (પૃ. ૧૨૭)

શાલવૃક્ષોની હાર આખી જાણે સંપ કરીને હાસ્ય વેરતી હોય તેમ પાંદડાં વેરી નાખે. (પૃ. ૨૩૨)

એમનું છેલ્લું કિરણ પૃથ્વીને ચુંબન કરી ગયું અને એના આનંદમાં એમણે અનંતમાં ઊતરતાં પહેલાં છેલ્લું સ્મિત કરી લીધું. (પૃ. ૨૬૪)

બે કદ્દર ટેકરીઓની વચ્ચેની ફાટમાંથી પોતાની સુકુમારતાનો જન્મસિદ્ધ હક્ક પોકારતું ઝાડ પવનની લહરીઓથી ડોલીને પોતાનું ગુમાન વ્યક્ત કરતું હતું. (પૃ. ૬૪)

પાત્રસૃષ્ટિનું વૈવિધ્ય જોતાં જરૂર લાગશે કે વાર્તાઓમાં રહસ્યભૂત વસ્તુ પણ વિધવિધ પ્રકારની હશે. અને એમ જ છે. બે બે વાર્તા એક જ વિષયની–જો કે તેમાં પણ જુદુંજુદું રહસ્ય જુદીજુદી રીતે નિષ્પન્ન થયેલું જોવામાં આવે છતાં–મળી આવે, ત્રીજી તો નહિ જ. દાખલા તરીકે 'જીવનકલા' અને 'પ્રીતમ' કલાકારોની, તેમના વિચિત્ર સ્વભાવની અને જગતથી જુદી જ રીતે સૌંદર્ય પારખવાની કે સૌંદર્યોદ્બોધ કરવાની તેમની રીતની વાર્તાઓ છે.

શ્રી. ધૂમકેતુનાં કલાકારો માફક શ્રી. કિશનસિંહનાં કલાકારો પણ કોઇ જુદી જ આસમાની ('રોમેન્ટિક') દુનિયામાં જીવતાં પ્રાણીઓ

છે. જગત અને લેખક પણ જેને કદરૂપી કહે છે, જેનું શરીર ત્રાંસું છે એવી મલ્લિકા સર્વશ્રેષ્ઠ શિલ્પકાર સર્વપલ્લીને સૌન્દર્યની રેખાઓથી અન્વિત લાગે છે તેનું કુદરતી રીતે જ ત્રાંસું રહેતું શરીર સર્વપલ્લીને સુંદરમાં સુંદર ત્રિભંગના નમૂના જેવું લાગે છે. અને છેવટે તે બન્ને એક બીજાનાં 'જીવનની કલા' અને 'કલાનું જીવન' બની રહે છે.

આ પ્રકારનો વાક્યવિન્યાસ લેખકને અભીષ્ટ હોય તેવું લાગે છે. વારેવારે એવાં જોડકાં આપણને દેખાય છે.

'જેને પ્રેમની લાગણી હોય તે લાગણીનો પ્રેમ સમજી શકે છે.' (પૃ. ૧૮૭)

'હું તો પ્રેમનું સૌંદર્ય છું અને સૌંદર્યનો પ્રેમ છું.' (પૃ. ૧૬૮)

અને એમની સરસ વાર્તા 'પ્રીતમ'માંની નાયિકા પ્રીતમ પણ એટલી જ વિચિત્ર છે, ધૂની છે. હિંદની સર્વશ્રેષ્ઠ ચિત્રકાર પ્રીતમ પેરિસના પ્રદર્શનમાં ચિત્રકલામાં સૌથી પહેલું ઇનામ જીતી આવી છે. તેને એક જાતની ધૂન છે કે એનાં અધૂરાં ચિત્રો કોઇને પણ ન દેખાડવાં. પદ્મનાભ તેનો પ્રેમી અને જેને તે પરણવાની હતી તે સરસ યુવક તેની આ ધૂન નથી જાણતો. તે એવું એક અધૂરું ચિત્ર જોવા મથે છે, પ્રીતમની ના છતાં જોવા આગ્રહ રાખે છે, ત્યારે પ્રીતમ તેને સુંદર રીતે સમજાવે છે,

"પદ્મનાભ, તમે લોકો આટલું બધું ભણ્યા, જગત ભમ્યા પણ કોઈની નાજુક સૂક્ષ્મ લાગણીને સમજતાં કેમ ન શીખ્યા?" (પૃષ્ઠ ૧૮૭)

છતાં એ નથી જ સમજતો, તે તો પરદો ઊંચો કરી એ ચિત્ર જુએ જ છે.

અને પછી પ્રીતમ–નાજુક, કોમળ, મનોહર વિચિત્ર પ્રીતમ –તેને તો શું, કોઇને કદિ પણ ન પરણવાનો નિશ્ચય કરી નાખે છે.

અને મને લાગે છે કે એ ઠીક જ થાય છે. આવા સૂક્ષ્મ લાગણીતંત્રવાળી એ પ્રીતમ કોઈને પણ પરણી સુખી ન થાત.

વાર્તા આખી સરસ છે. સખીઓની વાતચિત દ્વારા જે રીતે લેખકે નાયિકાને વાચકો સમક્ષ રજૂ કરી છે એ રીત પણ સરસ છે. પણ કલાકારો કૈં ને કૈં વિચિત્રતાવાળા હોય એ એમની માન્યતા આ બન્ને વાર્તાઓમાં, સર્વપલ્લીના ઉદ્ગારોમાં અને પ્રીતમના ધૂની નિર્ણયમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. સામાન્ય રીતે જ્યારે એ પ્રેરણાન્વિત ન બન્યો હોય ત્યારે કલાકાર સામાન્ય મનુષ્યોથી જુદો નથી પડતો એવું માનનારા જગતના મોટા ભાગના કલાકારોથી આ રીતે એમની માન્યતા જુદી પડે છે.

કલાકાર સિવાયનાં પાત્રો આપણી આસપાસના જગતનાં અન્ય પાત્રો જેવાં જ છે. તેમનામાં મરતી છે, સંરસતા છે પણ આવી જગતસમગ્રથી તેમને જુદાં પાડી નાખતી વિલક્ષણતા નથી. આવું એક સુંદર પાત્ર સરસ વાર્તામાં ગોઠવાયલું, અને 'ભિખારણની દુવા' વાર્તાની નાયિકા વેસ્યા નાજુકજાન જે પાછળથી ખદીજા બની જાય છે તે લાગ્યું છે.

એક વેશ્યાની અંદર સુપ્ત ગુપ્ત પડી રહેલું માતૃત્વ કોઈ ભિખારણની દુવાથી કેટલું ઉછાળા મારી બહાર ધસી આવે છે અને અંતે વિજય પામે છે તેનું આ વાર્તામાં સરળ, સુરેખ આલેખન છે. અને આમાં શ્રી. કિશનસિંહનું હિંદુસ્તાની ભાષા ઉપરનું પ્રભુત્વ પણ સ્પષ્ટ દેખાઈ આવે છે. એ વેસ્યા, એ વાર્તાનો નાયક, ખંડેરાનું સ્ટેશન, વડોદરાનો એનો આવાસ બધું નજર સામે જાણે તરી રહે છે અને એવો મંગળ અંત વાંચી આત્મા પ્રસન્ન થાય છે.

એવા વિશિષ્ટ મનુષ્યોને પોતામાં વણી લેતી બે વાર્તા 'મૌનનો અવાજ' અને 'વંધ્યા' છે. મૌનના અવાજમાં તો વ્યંઢળોના જીવનની કરુણતા બતાવવાનો પ્રયત્ન છે. તે લોકો કેવું જીવના નરક

જેવું જીવન જીવી જાય છે, મરણ એ તો એમને માટે પરગામ જવાના આનંદ જેવું છે, એક ઉલ્લાસનો પ્રસંગ માત્ર છે, એ બધું બતાવવાનું એ વાર્તાનું પ્રયોજન છે.

જૈન શાસ્ત્રોમાં કહ્યું છે કે નપુંસકોના હૃદયમાં પડેલો કામ નગરદાહ જેટલો બલવાન હોય છે. આ વાર્તામાં એ કામ વિષે કશું કહેવાયું નથી. પણ તેમના જીવનનું કારુણ્ય તો ચર્ચાયું છે જ.

'વંધ્યા' વાંઝિયામેણું ટાળવા મથતી માતા પુત્રને બહુચરાજીને ધરી દેવાની માનતા લઇને માતા બને છે, અને પછી જે અદૃશ્ય દુઃખ અનુભવે છે તેની કરુણ કથા છે. લેખક એમાં કહે છે :

> 'વૈધવ્ય એ સ્ત્રીઓનું મોટામાં મોટું દુઃખ હશે પણ વંધ્યત્વ એ એમનું મોટું દુર્ભાગ્ય છે.' (પૃ. ૧૩૮.)

એ વાત સાચી છે અને એ દુર્ભાગ્ય ટાળવા માટે સ્ત્રીઓ કેટલા કેટલા ત્રાસ આનંદપૂર્વક સહન કરે છે એ સર્વવિદિત છે. પણ આ વાર્તામાં આવે છે એ ત્રાસ નવીન છે, અસહ્ય છે, ભયંકર છે.

આપણે ત્યાં fantasy(અપરૂપતા)વાળી વાતો બહુ ઓછી લખાઈ છે. આ લેખકે એવી પણ બે વાતો લખી છે 'સપનાનું સત્ય' અને 'આત્માનો વધ.' સપનાના સત્યમાં ગંધર્વો ચુંબનને સર્વશ્રેષ્ઠ સુંદર તત્ત્વ તરીકે સાબિત કરે છે, શું એ જ સત્ય હશે? કોણ જાણે?

'વંધ્યા'માં વંધ્યાની કરુણતા સ્પષ્ટ છે, 'ફૂટેલાં કરમ'માં આપણા સામાજિક સ્પૃશ્યાસ્પૃશ્યના નિયમોની કરુણતા સચોટતાથી આલેખાઈ છે.

બધી વાર્તાઓને છૂટક છૂટક જોઇ જવાનો કશો અર્થ નથી. 'હરિહર ટપાલી'ની વાર્તા વિશે કહેવાનું રહે છે. તે વાર્તાની રજૂઆત એટલી નવીન રીતે થઇ છે કે તે વિષે કંઈ કહેવું યોગ્ય લાગે છે. લેખક જાણે કે રેખાચિત્રો રજૂ કરતા હોય તેમ એક પછી

એક ચિત્ર રજૂ કરતા જાય છે અને એમાં વચ્ચે જ હરિહર ટપાલી-ને રજૂ કરી દે છે. આ રીત નવીન છે અને સરસ પણ છે. છેલ્લે જતાં વાર્તા ફિક્કી પડી જતી કોઇને લાગે પણ અયોજનની આ નવીન પદ્ધતિ એ વિષયમાં રસ લેતા લોકોને જરૂર આકર્ષશે.

પણ એમાં ભયસ્થાન એ કે વાર્તા કદાચ રેખાચિત્ર કે પ્રસંગચિત્ર બની જાય. 'પ્રતિધ્વનિ'માં કંઇક એવું જ થાય છે. ત્રણ ચિત્રો આવે છે તે અંતરંગ રીતે એકબીજા સાથે જોડાયેલાં હોવા છતાં તેમાંથી વાર્તા તો નથી બનતી. આપણા યુવાન કવિ શ્રી. પ્રહ્લાદ પારેખ પ્રત્યે લેખકની પ્રીતિ સ્પષ્ટ દેખાઈ આવે છે. અને ભાઈશ્રી પ્રહ્લાદ સાથે જરા પણ પરિચયમાં આવેલ વ્યક્તિએ એમને માટે એ પ્રીતિ અનુભવેલ હોય છે તેથી ફરી એવું દર્શન થતાં આનંદ થાય છે.

પુસ્તકને પોતાનું નામ આપનારી ' કુમકુમ ' તો રહી જ ગઈ. સુરંગા નામની આધુનિક છોકરી માતૃત્વને સ્ત્રીઓની નિર્બળતા ગણતી હોવા છતાં માતૃત્વ ઝંખે છે. છેલ્લા વિભાગમાં જ્યોત્સ્ના રાત્રિએ અગાસીમાં ફરતાં ફરતાં પોતે જ પ્રિયતમને કહે છે—

" મારે માતા થવું છે. " ( પૃ. ૩૫૧ )

એવું આ પરિવર્તન તેની સખીની પુત્રી નાની એવી કુમ-કુમ શક્ય બનાવે છે. મંગળાન્ત આ વાર્તાસંગ્રહ આપણા હાથમાંથી આપણે મૂકી દઇએ ત્યારે મંગળતાનું વાતાવરણ જમાવી જાય છે.

આ રીતે આપણી પાસે શ્રી. કિશનસિંહ ચાવડા વિધવિધ સામગ્રી લઇને હાજર થાય છે. તેમની સામગ્રીમાં કારુણ્ય છે અને હાસ્ય પણ છે. હાસ્યનો જ એક નમૂનો જોઇએ. પૃ. ૨૩૮મા ઉપર નાયક અને નાયિકા વાતચિત કરે છે. નાયિકા કહે છે:

" તપ સાધીને શું કરશો ?"

" વરદાન માગીશ "

"કોની પાસે?"

"શ્મશાનના સ્વામી શિવ પાસે."

"શું માગશો?"

"કે સ્ત્રીઓને અક્કલ તો આપો."

આ રીતે હાસ્ય અને કરુણ, ગંભીર અને નાજુક અનેકાનેક ભાવ અને ભાવનાઓનો થાળ લઈને સરસ્વતીદેવીની પૂજાનો પ્રારંભ શ્રી ચાવડા કુમકુમથી કરે છે. તેમની વાર્તાઓમાં જોમ છે અને નિર્બળતા પણ છે, કલાની ખૂબીઓ છે અને ખામીઓ પણ છે. ઘણી જગ્યાએ વાર્તા અત્યંત સબળ બની જાય છે, ક્યાંક ક્યાંક નિર્બળ પણ બને છે, કોઈક જગ્યાએ માત્ર પ્રસંગ-ચિત્ર કે રેખાચિત્ર જેવી લાગે એવી પણ બની જાય છે. છતાં ચિત્તરંજક તો તે હંમેશાં રહે છે જ. કોઈકોઈને તેમનામાં રહેલું વર્ણનનું, રંગદર્શન('રોમાન્સ')નું તત્ત્વ વધારે ગમે, કોઈકોઈને વિશેષ સચોટ વાર્તાતત્ત્વની અપેક્ષા રહે એવું બને છતાં તેમાં રહેલું રંજક તત્ત્વ સર્વને આકર્ષી શકે એટલું બળવાન જરૂર છે.

ટૂંકી વાર્તા વિષે કહેતાં મેં આગળ કહ્યું તેમ જીવનના વહી જતા સાગરમાંથી બુદ્બુદ કે લહરી કે વીચિ પકડીને પોતાને અનુકૂળ દૃષ્ટિકોણથી વેધક વિદ્યુત્પ્રકાશ નાખવાનો, એ બુદ્બુદ કે લહરી કે વીચિનું રહસ્ય બહાર આણવાનો શ્રી. કિશનસિંહે પોતાની આગવી મૌલિક રીતે પ્રયત્ન કર્યો છે.

ગુજરાતનો સાહિત્યરસિક વાચકવર્ગ અને વિવેચકવર્ગ શ્રી કિશનસિંહ ચાવડાના આ સંગ્રહને સમભાવપૂર્વક સત્કારશે એવી આશા રાખું છું.

# નિ ક ષ

## ગુજરાતનો અદ્યતન સંશોધનપૂર્વક રચેલો ઇતિહાસ[1]

૨

વાઘેલા વંશના ઇતિહાસ માટે કોઇ પ્રબન્ધ કે કાવ્યનું સાધન મળતું નથી, તેથી કરીને તેનો મુખ્ય આધાર ઉત્કીર્ણ લેખો ઉપર છે. આથી એ વંશના આલેખાએલા ઇતિહાસમાં મહત્ત્વની બાબતો વિશે મતભેદને અવકાશ બહુ ઓછો છે. આથી કેટલીક ગૌણ બાબતો વિષે મતભેદ નોંધવો પ્રાપ્ત થાય છે.

(૧) પ્રકરણ ૧૮માં સોલંકી વંશના છેલ્લા રાજા ત્રિભુવન-પાલનો સમય સં. ૧૨૯૮થી ૧૩૦૦ આપવામાં આવ્યો છે, અને તે પછીના પ્રકરણમાં વિસલદેવના રાજ્યારંભનો સમય સં. ૧૩૦૨થી ૧૩૧૮ આપવામાં આવ્યો છે; પણ વચલાં બે વર્ષમાં કોનું રાજ્ય હતું તેનો ખુલાસો કરવામાં આવ્યો નથી. અત્યારસુધી વિસલદેવ સં. ૧૩૦૦માં ગાદીએ આવ્યાનું મનાતું હતું, તો તેનો સમય બે વર્ષ પાછો હઠાવવાને શો પુરાવો મળ્યો છે? આચારાંગસૂત્રની પ્રત તેના રાજ્યકાળમાં સં. ૧૩૦૩માં લખાઈ હતી એ વાત ખરી પણ તે પ્રત લખાયાના આગલા વર્ષે જ તેને પાટણની ગાદી મળી હતી, એમ ચોક્કસ કેમ કહી શકાય?

---

૧. આ શીર્ષકથી પ્રગટેલી, શા. દુર્ગાશંકર શાસ્ત્રીકૃત ગુજરાતના ઇતિહાસની 'માનસી'માંની (વર્ષ ૬, અં. ૧;–માર્ચ ૧૯૪૧) સમાલોચનાનો બીજો ભાગ.

(૨) વિસલદેવના સં. ૧૩૧૭ના લેખમાં તેણે કર્ણાટકના રાજા ઉપર વિજય મેળવ્યાનું જણાવ્યું છે. આ કર્ણાટકનો રાજા તે કાં તો દ્વારસમુદ્રનો હોયસલા બલ્લાલ વીર સામેશ્વર, તેનો પુત્ર નરસિંહદેવ કે ઉત્તર કોંકણનો શીલાહાર રાજા સામેશ્વર એટલામાંથી કોણ હશે તે વિષે દુર્ગાશંકરભાઈ શંકાશીલ છે, પરન્તુ હું તેને કોંકણનો શીલાહાર ધારું છું કેમ કે તેની અને ગુજરાતના રાજાની સરહદો જોડાએલી હતી અને કુમારપાલના સમયથી એ રાજાઓ વચ્ચે વૈર ચાલ્યું આવતું નથી. દ્વારસમુદ્ર કર્ણાટકની હદમાં ગણાય પણ નહિ.

(૩) વિસલદેવના સમયમાં થએલો નાનાક પંડિત અત્યાર સુધી વિસનગરો નાગર બ્રાહ્મણ મનાતો હતો, કેમ કે પ્રબન્ધકોશના અમરચન્દ્રસૂરિપ્રબન્ધમાં તેને 'વિસલનગરીય' કહ્યો છે. જો હું ભૂલતો ન હોઉં તો સ્વ. તનસુખરામ ત્રિપાઠી, સ્વ. કેશવલાલ ધ્રુવ અને સ્વ. ડાહ્યાભાઈ દેરાસરીનું પણ તેવું મંતવ્ય હતું, પરન્તુ નાનાકના સરસ્વતીસદનની પ્રશસ્તિમાં તેનું ગોત્ર 'બૈજવાપ' જણાવેલું હોવાથી, રા. દુર્ગાશંકરભાઈ તેને વડનગરો નાગર ગણે છે, કેમ કે તેમના માનવા પ્રમાણે બૈજવાપ ગોત્ર વડનગરા નાગરોમાં છે અને વિસનગરા નાગરોમાં નથી. પરન્તુ આમ ગોત્રના નામ ઉપરથી જ્ઞાતિનો નિર્ણય થઈ શકે કે કેમ એ પ્રશ્ન છે. 'જ્યોતિર્ધર' પાક્ષિકના તા. ૧૯-૪-૪૧ના અંકમાં 'સગોત્રલગ્ન' નામનો એક લેખ છે. તેમાં લખ્યું છે કે "કાપિષ્ઠ કે બૈજવાપસ ગોત્ર નાગરોમાં, બ્રાહ્મણોમાં, બ્રહ્મક્ષત્રિયોમાં તેમ જ રજપૂતોમાં પણ જોવામાં આવે છે." વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી માત્ર બૈજવાપ ગોત્રના કારણે જ નાનાકને વડનગરો નાગર કેમ કહી શકાય! વિસનગરા નાગરોમાં એ ગોત્ર હોય છે કે નહિ તે સંબંધી તે જ્ઞાતિનો કોઈ માણસ પ્રકાશ પાડશે તો આ બાબત નિશ્ચિત થઈ શકશે.

(૪) વિસલદેવના સમયમાં ત્રણ વર્ષનો પનરોતરો દુકાળ પડ્યો હતો. આ ત્રણ વર્ષ સં. ૧૩૧૨થી ૧૩૧૫ સુધી ગણાય છે;

રા. દુર્ગાશંકરભાઈ તે સં. ૧૩૧૫થી ૧૩૧૮ સુધી ગણે છે; પરંતુ પોતાના મંતવ્યના સમર્થનમાં કોઇ કારણ તેમણે આપ્યું નથી. જગડૂચરિત્રમાં એ સમય સં. ૧૩૧૨થી ૧૩૧૫ જણાવેલો છે. જુઓ શ્લોક ૬૮:

> १२१३
> चन्द्रार्कान्द्रिमि वर्षेषु व्यतीतेष्वथ विक्रमात्।
> दुर्भिक्षं सर्वदेशेषु भावि वर्षत्रयावधि॥

અર્થાત્ વિક્રમની ૧૩૧૨ની સાલ વીત્યા પછી બધા દેશોમાં ત્રણ વર્ષ સુધી દુકાળ પડશે. આથી આ સમય સં. ૧૩૧૨થી ૧૩૧૫ સુધી ગણવો યોગ્ય છે.

(૫) વિસલદેવના મંત્રીઓમાં પદ્મનું નામ ઉમેરવાની જરૂર છે. પદ્માનંદકાવ્યની પ્રશસ્તિમાં તેનો ઉલ્લેખ છે. તેને પ્ર. કો. ના અમરચન્દ્રસૂરિપ્રબન્ધમાં કોઠાગારિક કહ્યો છે તેથી તે તેનો કોઠાગારિક મંત્રી હતો.

(૬) પૃ. ૪૦૮ ઉપર કુવલયાશ્વચરિત્રનો કર્તા રત્ન કહ્યો છે, પણ તેનું નામ કૃષ્ણ હતું અને રત્ન તો તેનો પુત્ર હતો. આ મુદ્રણદોષ છે, કારણ કે પૃ. ૪૧૫ ઉપર યથાસ્થિત લખ્યું છે. નવી આવૃત્તિમાં આ દોષ રહી ન જાય તે માટે અહીં નોંધ કરી છે.

(૭) સારંગદેવના સં. ૧૩૩૩ના આમરણના લેખમાં તે પોતાને 'સપ્તમચક્રવર્તી' કહે છે. આ સંબંધી પ્રો. ડિસ્કળકરનો મત ટાંકીને શ્રી. શાસ્ત્રીજીએ ચર્ચા કરી છે. એમાં સિદ્ધરાજથી સારંગદેવ સુધીના ગુજરાતના રાજા ગણતાં આઠ થાય અને તે સંબંધી ખુલાસો શ્રી દુર્ગાશંકરભાઈને સૂઝ્યો નથી. પણ હું ધારું છું કે તેમાં ગુજરાતના સોલંકી નરેશોની ગણના નથી, પણ ભારતવર્ષના ચક્રવર્તીઓની ગણના છે. ભારતના ચક્રવર્તીઓ ૭ ગણાય છેઃ— માંધાતા, ધુંધુમાર, હરિશ્ચન્દ્ર, પુરરવ, ભરત અને કાર્તવીર્ય (દ્વયાશ્રય ૧,૪૬ ઉપરની ટીકા). આથી આ ૭ ઉપરાંત પોતે

સાતમો ચક્રવર્તી છે એમ સારંગદેવ ગર્વ લે છે એમ હું સમજું છું.

(૮) યાદવ રામચંદ્રના (દેવગિરિના રાજાના) સં. ૧૩૨૯ના લેખમાં ગુજરાત ઉપર તેણે ચઢાઇ કર્યાનું કહ્યું છે. અને ત્રિપુરાન્તકેશ્વરની પ્રશસ્તિમાં સારંગદેવે યાદવ રાજા ઉપર વિજય મેળવ્યો હતો એમ જણાવ્યું છે. આ ઊલટાસૂલટી હકીકતથી રા. દુર્ગાશંકરભાઈ જરા મુંઝાયા છે. તેઓ લખે છે કે સં. ૧૩૨૯માં તો ગુજરાતનો રાજા અર્જુનદેવ હતો, પરન્તુ રામચંદ્રના લેખમાં સારંગદેવને હરાવ્યાનું ક્યાં લખ્યું છે? તેણે અર્જુનદેવને કેમ ન હરાવ્યો હોય? અને એ વેરનો બદલો સારંગદેવે લીધો હોય એમ કેમ ન બને?

(૯) સારંગદેવના લેખોમાં તેણે માલવાના રાજા ઉપર વિજય મેળવ્યાનું જણાવ્યું છે. એ સંબંધી **વિવિધતીર્થકલ્પના** સચ્ચઉર (સાચોર) કલ્પમાં પણ નોંધ છે. તે ઉપરથી જણાય છે કે પહેલાં તો માલવાના રાજાએ ગુજરાતનો કબજો લીધો હતો:

अन्नया बहुम्मिकालि वोलीणे मालविच नरिंदो गुज्जरधरं भंजिऊण सच्चउरसीमाए पहुत्तो ।

(ત્યાર પછી ઘણો સમય વ્યતીત થયા કેડે માળવાનો રાજા ગુજરાતની ભૂમિને ભાંગીને સાચોરની સીમાએ પહોંચ્યો.)

આમાં ગુજરાતના રાજાનું નામ નથી પણ તે સારંગદેવના સમયમાં બન્યું હોય તેમ લાગે છે.

(૧૦) સારંગદેવના સમયમાં ગુજરાત ઉપર મુસલમાનોએ પણ હુમલો કર્યો હતો, પરન્તુ એ હુમલો સારંગદેવે પાછો વાળ્યો હતો એમ એ જ કલ્પ ઉપરથી જણાય છે:

अह अन्नया तेरहसय-अडयाले (१३४८) विक्कमसंवच्छरे पबलेणं कप्फरदलेणं देसम्मि भज्जंते नयरगामेसु पलाणेसु जिणभवणदुवारेसु ढकिएसु, जोअणचउक्कमज्झे थंभसंति गाहप्पेणं अणाहयगहिरसरतं वक्कचक्कं वज्जंते सोऊण सिरिसारंगदेवमहारायसेणा आगमणं संकिऊण भग्गं मुग्गलबलं । सच्चउरसीमापि च न चंपिआ ।

આ ઉપરથી જણાય છે કે મુસલમાની લશ્કર સં. ૧૩૪૮માં સાચોરની સીમા સુધી આવ્યું હતું, પણ સારંગદેવ સામો આવે છે એમ સાંભળીને નાસી ગયું હતું. આમાં મુસલમાની લશ્કરના સરદારનું નામ કાફુર (કપૂર) લખ્યું છે, તે ગુલામ કાફુર ન હોય, કારણ કે કાફુરને તો સં. ૧૩૫૬ પછી ખંભાતમાંથી અલાઉદ્દીનના સરદારે મેળવ્યો હતો.

(૧૧) સં. ૧૩૪૩ની ત્રિપુરાન્તકેશ્વર-પ્રશસ્તિમાં એ મંદિરના દૈનિક વપરાશમાં બે માણાં ચોખા અને એક માણું મગની સાથે માત્ર ચાર તોલા ઘી આપ્યું છે, તે આશ્ચર્યજનક લાગે છે. એક માણું બરાબર દસ શેર થાય, તો પોણોમણ અનાજની સાથે પાશેર ઘી પણ ન હોય? આની તપાસ કરતાં શ્રી શાસ્ત્રીજીએ જણાવ્યું છે કે મૂળ લેખમાં જણાવ્યું હતું કે તોલાને બદલે કર્ષ શબ્દ છે અને કર્ષનો અર્થ આયુર્વેદની ભાષામાં તોલો બરાબર થાય છે. સોનું-રૂપું જોખવાના કામમાં વપરાતો કર્ષ એક તોલો બરાબર થાય છે. (દ્વયાશ્રય કાવ્યના ટીકાકાર પ્રમાણે કર્ષ=૧૬ ગદીઆણા) એ ખરું, પરન્તુ અનાજ કે ખાદ્ય પદાર્થ જોખવાના કર્ષનું માપ જુદું થતું હોવું જોઇએ.

(૧૨) સં. ૧૩૪૮માં પાલણપુરના મુદ્રાધિકારીનું નામ 'મહંત' પેથડ લખ્યું છે, પરન્તુ મહંતનો અર્થ બાવો થાય. મૂળમાં 'મહ' શબ્દ છે, તે 'મહત્તમ'નું ટૂંકું રૂપ છે. હાલનો 'મહેતા' શબ્દ એનું રૂપાંતર છે.

(૧૩) પૃ. ૪૨૪મા ઉપરના પહેલા પરિચ્છેદમાં સં. ૧૩૫૦ના વિમલવસહિકાના લેખ ઉપરથી ચન્દ્રાવતીના મહારાવ વિસલદેવનું નામ આપ્યું છે, પણ ત્યાર પછીના જ પરિચ્છેદમાં અર્જુનદેવનું નામ આપ્યું છે, તેમાં સરતચૂક થઇ છે; તે સુધારવાની જરૂર છે.

(૧૪) પૃ. ૪૨૯મા ઉપર ગુજરાત ઉપર હુમલો કરવાને મુસલમાનોને તેડી લાવનાર નાગર બ્રાહ્મણ માધવ મહેતો હતો એ સંબંધી

જે પુરાવા આપવામાં આવ્યા છે, તે ઇ. સ. ૧૯૩૩ના 'ગુજરાતી'ના દીપોત્સવી અંકના 'શું કર્ણદેવ દુષ્ટચરિત હતો ? એ લેખમાંથી લેવામાં આવ્યા છે, છતાં પણ ઋણસ્વીકારનું સૂચન નથી. તેમ જ એ લેખમાં મેં જણાવ્યું હતું કે તીર્થકલ્પ ઉપરથી જણાય છે કે મુસલમાની લશ્કર મેવાડ,[1] વાગડ અને મોડાસા થઇ આશાપલ્લી આવ્યું હતું અને ત્યાંથી કર્ણ ખંભાત તરફ નાઠો હતો, કેમ કે જો મુસલમાનનું લશ્કર આશાપલ્લી તરફથી પાટણ આવતું હોય તો કર્ણ ખંભાત તરફ નાશી શકે નહિ પણ કચ્છ તરફ જ નાશી શકે, કારણ કે ખંભાતના માર્ગમાં જ આશાપલ્લી આવે. આનો ખુલાસો શ્રી દુર્ગાશંકરભાઇએ કર્યો નથી. કર્ણને નાશી ગયા પછી મુસલમાની લશ્કર પાટણ ગએલું હોવું જોઇએ, એમ હું માનું છું. આશાપલ્લીથી પાટણ આવતું લશ્કર સાંભળીને કર્ણ ખંભાત તરફ નાઠો હોય તે માર્ગમાં મુસલમાની લશ્કર સાથે તેના ભેટા થયા વિના રહે નહિ.

ગ્રંથના આરંભે મૂકેલા 'દંતકથા અને ઇતિહાસ' નામક ઉપોદ્ઘાતમાં ઇતિહાસના ગ્રંથમાં લેવાની વિગતો સંબંધી જે સાત સિદ્ધાન્તો જણાવ્યા છે, તે સિદ્ધાન્ત તરીકે તો યોગ્ય છે, પરંતુ તે સિદ્ધાન્તોને વ્યવહારમાં કેવી રીતે યોજવા તે સંબંધી મતભેદને અવકાશ રહેવાનો. છઠ્ઠા સિદ્ધાન્ત પ્રમાણે તેમણે 'પ્રબન્ધચિંતામણી'-ની કેટલીક હકીકત 'દ્વયાશ્રય' કરતાં વધારે વિશ્વસનીય માની છે, તેનો આધાર તેમના વિચારમંતવ્ય ઉપર છે. એને કોઈ પ્રમાણુનો ટેકો નથી. હજી સુધી 'દ્વયાશ્રય'ની કોઇ હકીકત અસત્ય સાબિત થઇ નથી. સાતમા સિદ્ધાન્ત પ્રમાણે દંતકથાઓને તેઓ સ્વકલ્પનાનુસાર અગ્રાહ્ય ગણવા તરફ પ્રેરાયા છે, પરન્તુ ઘણી દંતકથાઓ પાછળથી ખરી પડતી આવે છે. આથી જ્યાં સુધી તે

१. तओ हम्मीरजयराओ वागडदेसं मुहडासयाइं नयराणिय भंजिअ आवल्लिए पत्तो । कण्णदेव राओ अ नट्ठो ।

સુપ્રમાણસ્થાપિત ઐતિહાસિક વિગતોથી વિરુદ્ધ ન હોય ત્યાં સુધી તેમને અગ્રાહ્ય ન ગણવી જોઇએ એમ મારું માનવું છે. ગાયા ઢેઢની કથા ઐતિહાસિક હકીકતથી વિપરીત છે તેથી અગ્રાહ્ય છે, પણ જસમા ઓડણની કથા માટે તેમ કહી શકાય નહિ.

રામલાલ ચુનીલાલ મોદી

## શુદ્ધિ–સ્વીકાર

મારા ગુ. મ. રા. ઇ. ના વિભાગ બીજાના અવલોકનના ઉપર છપાયેલા બીજા ને છેલ્લા હપતામાં જે મુદ્રણદોષો ઉપર શ્રી. રા. ચુ. મોદીએ ધ્યાન ખેંચ્યું છે તે, જો એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ થવાનું સદ્ભાગ્ય એને સાંપડશે તો સુધરશે. અને એમણે કેટલાક મતભેદો નોંધ્યા છે એ આપણી ઐતિહાસિક સાધનસામગ્રીની વર્તમાન સ્થિતિમાં સ્વાભાવિક છે પણ નીચેની ત્રણ બાબતોમાં તો મારી શરતચૂક થઈ છે એમ હું સ્વીકારું છું.

(૧) ગુ. મ. રા. ઇ. વિ. ૨ના પૃ. ૩૯૮માં વીશલદેવે વિ. સં. ૧૩૦૨થી ૧૩૧૮ સુધી મહારાજાધિરાજ તરીકે રાજ્ય કર્યું, એમ છપાયું છે. પણ એ જ ગ્રન્થમાં પૃ. ૩૯૬ ઉપર ત્રિભુવનપાલનો રાજ્યકાળ મેં ત્યાં નોંધેલા પુરાવાને આધારે સં. ૧૨૯૮ થી સં. ૧૩૦૦ માન્યો છે. એટલે તેના અનુગામી વીશલદેવનો રાજ્યકાળ સં. ૧૩૦૦થી ૧૩૧૮ માનવો એ જ શ્રી. રામલાલભાઈ કહે છે તેમ યોગ્ય છે. પૃ. ૩૯૮માં ૧૩૦૨ અને પૃ. ૩૯૯ (ઉપરથી પં. ૪)-માં ૧૨૦૩ છે ત્યાં ૧૩૦૦ જોઇએ.

(૨) પૃ. ૪૦૯માં સં. ૧૩૧૫થી ૧૩૧૮ સુધી ત્રણ વર્ષનો દુકાળ પડ્યો હતો એવું પૃ. ૪૧૦ ટિ. ૪માં આપેલા પુરાવાને આધારે 'બોમ્બે ગેઝેટિયર'ની (પૃ. ૨૦૩ ટિ. ૫) પેઠે મેં પણ નોંધ્યું છે; જગડૂચરિત્રમાં સં. ૧૩૧૨ થી ૧૩૧૫ સુધી દુકાળ પડ્યો

હોવાનું કહેલું છે, એ ઉપર પહેલાં મારું ધ્યાન કેમ ખેંચાયું નહિ એ તો નથી કહી શકતો પણ જગડુચરિત્રવાળી તારીખ સાચી હોવાનો સંભવ સ્વીકારું છું.

(૩) પૃ. ૪૨૯માં માધવ મુસલમાનોને ગુજરાત ઉપર હુમલો કરવા તેડી લાવ્યો એમ સાબિત કરવા અર્થે જે પુરાવા આપ્યા છે તે માટે શ્રી રા. ચુ. મોદીના ગુજરાતીના ૧૯૩૩ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલા, એમણે ઉપર ઉલ્લેખેલા લેખનો ઋણસ્વીકાર મેં નથી કર્યો એમ તેઓ કહે છે. વાત સાચી છે. કાંઇક પ્રમાદથી ઋણસ્વીકાર નોંધાવો રહી ગયો છે. એ જ પૃષ્ઠ ઉપર ટી. ૧માં એ લેખનો હવાલો આપ્યો જ છે એની નીચે ટીપ જોઇએ. વળી હું ઋણસ્વીકાર માટે આગ્રહી છું અને શ્રી. રામલાલભાઈનું તો ઘણું ઋણ એ ગ્રન્થ ઉપર છે.

દુ. કે. શાસ્ત્રી

## કનુનાં છાયાચિત્રો

**કનુદેસાઇનાં છાયાચિત્રો : ૧૦ છાયાચિત્રોનો ચિત્રસંપુટ : કિં. ૧-૪-૦**

આ ચિત્રસંપુટના આમુખમાં શ્રી. બચુભાઇ રાવત લખે છે કે "પ્રાચીન ભારતીય ચિત્રકલામાં આલેખનનું એ સ્વરૂપ ખાસ પ્રચલિત હોવાનું જણાતું નથી." આ મત એકદમ સ્વીકારી શકાતો નથી કારણ કે અસલ મીસર અને એથી પણ પ્રાચીન પ્રજાઓના અવશેષોનાં વર્ણન વાંચતાં અને એમનાં ચિત્રો જોતાં એટલી ખાતરી થાય છે કે એટલા જૂના કાળમાં માણસોને તડકામાં ભીંત પાસે ઊભાં રાખી એમની છાયા પડે તે ભીંત ઉપર કોતરી રાખવામાં આવતી. એટલે એમ માની શકાય કે આ પ્રકારનાં છાયાચિત્રો દરેક પ્રાચીન પ્રજામાં-હિંદુસ્તાનમાં પણ-હશે ખરાં. આવી રીતે છાયાચિત્ર દોરીને મહાજન અથવા પ્રિયજનની સ્મૃતિ ચિરંજીવ રાખવા-

ની કલાને એક સુંદર તૈલચિત્રમાં એક રોયલ એકેડેમિશિયને (ઘણું કરીને ચિત્રકારનું નામ ઈ. બ્લેર લેઇટન આર. એ. હતું) મૂર્ત સ્વરૂપ આપેલું છે. એક 'નાઇટ' ધર્મયુદ્ધ માટે, સંપૂર્ણ બખ્તર સજીને પોતાની પ્રિયતમાની વિદાય લેવા, પોતાના કિલ્લાના બૂરજ ઉપર ઊભેલો છે. સૂર્યપ્રકાશમાં હૂબહૂ છાયા દિવાલ ઉપર પડેલી છે. તેની પ્રિયતમા તે છાયાને દિવાલ ઉપર એમ ને એમ રેખાથી ઉતારી લેતી દૃષ્ટિગોચર થાય છે. છાયાચિત્રનું આ મૂળ સ્વરૂપ.

તે પછી જેને મૂળ ફ્રેંચમાં 'સિલહૂત' કહેવામાં આવે છે તે તો એક ફ્રેંચ ચિત્રકારે શરૂ કરેલ. તે કાળા કાગળો કાતરથી કાપીને તેમાંથી અદ્ભુત કારીગરી અને ઝીણવટભર્યાં ચિત્રો બનાવતો. અને તે ઉપરથી નામાંકિત વ્યક્તિઓની એકચશ્મી તસ્વીરો બનાવીને રાખવાની યોજના પ્રચારમાં આવી. અહીં એ જ રીતે કાતરથી કાપીને શ્રી. જગમોહન મીસ્ત્રી હિંદનાં નામાંકિત નરનારીઓની તસ્વીરો કોઈ કોઈ વેળા તૈયાર કરે છે અને તેમાંની ઘણીખરી દિવાળીના અંકોમાં આવી પણ ગઈ છે.

પણ શ્રી. કનુ દેસાઇનાં ચિત્રો આવા પ્રકારનાં નથી એટલું જ નહિ પણ તેમાં કાળી અને સફેદ જગ્યાની વહેંચણી નથી, એનાં અનેક ચિત્રોમાં અન્ય રંગો પણ હોય છે, એટલે આ કલાને 'સિલહૂત' પણ ન કહી શકાય. જો કે અપવાદરૂપે આ આલ્બમમાં પૂઠા ઉપર આપેલ અને આમુખ ઉપર આપેલ નાનું ચિત્ર એ બે માત્ર કાળા અને સફેદ રંગની સહાયતાથી જ દોરાયેલ ચિત્રો છે.

આ બધું તો અમુક રીતે 'છાયાચિત્ર'ની કલાનું શાસ્ત્રીય નિરૂપણ જેવું થયું. આપણને ચિત્રકાર કે કલાકાર ગમે તે વિધાન વડે પોતાની કલા વ્યક્ત કરતો હોય તેની સાથે બહુ કામ નથી. એનું પરિણામ કલાયુક્ત છે કે નહિ અને છે તો કેટલે દરજ્જે છે તે જોવાનું છે.

શ્રી. કનુ દેસાઈનાં સત્તર છાયાચિત્રોનું પહેલું આલ્બમ ૧૯૨૯માં પ્રસિદ્ધ થયેલું. આ 'દસ છાયાચિત્રોનું' બીજું આલ્બમ આજે પ્રસિદ્ધ થાય છે. આ મશહૂર ચિત્રકારે પોતાના કલાકાર તરીકેના જીવનના આરંભકાલમાં અનેક જુદી જુદી દિશામાં જુદાં જુદાં વિધાનો દ્વારા પોતાની કલાશક્તિના પ્રયોગ કરેલા. વાસ્તવિકતાથી માંડીને ઊંડી ભાવનાભર્યાં પ્રતીકત્વ સુધી એમણે પોતાની પીંછીનો ઉપયોગ કર્યો છે. સમય જતાં એની પીંછી—એની કલા વાસ્તવિક કરતાં પ્રતીકરૂપ અને સુશોભનના ક્ષેત્રમાં વધુ દીપી નીકળી છે અને એ ક્ષેત્રમાં જ સ્થિર થઈ છે એમ લાગે છે. એમનાં ઉપરણા–ચિત્રોથી ( 'કવર-જૅકેટ' ઉપરનાં ચિત્રોથી ) એ કલાનો આરંભ થયો અને આજે ફિલ્મોના વિશાળ સન્નિવેશમાં ('સેટિંગ્ઝ'-માં ) એ પૂર્ણ સ્વરૂપે ખીલી નીકળી છે. એમનાં 'એચિંગ્ઝ' જેવી ઝીણી સુંદર રેખાઓથી અલંકૃત મનોહર અને ગુજરાતને અતિપરિચિત જલચિત્રો પણ આ જ વર્ગનાં છે.

એમનાં આ દશ છાયાચિત્રોમાંથી એકે વાસ્તવિક કલાના વર્ગનું નથી—બધાં ય ભાવનામય કલાના નમૂના છે. બધાં ચિત્રોની કક્ષા એકસરખી નથી. છાયાચિત્રના સુંદર નમૂનારૂપ એમનું દસમું ચિત્ર "શકુંતલાની વિદાય" જણાય છે. ચાર યુવતી, ત્રણ પુરુષો અને બે હરણાં શકુંતલાના પાલક ઋષિપિતાના તપોવનની વૃક્ષમાળામાં ગૂંથાયેલાં દૃષ્ટિગોચર થાય છે. માત્ર કાળાં ધાબાંની આકૃતિઓમાં ચિત્રકારે પ્રસંગની કારુણી તાદૃશતાથી બતાવી દીધી છે એ એની કલાનું સાફલ્ય છે.

"બુદ્ધ–ગૃહાગમન"માં પશ્ચાદ્ભૂ અને આગળ તરી આવતા સ્થંભોની વિશાળતામાં એક પ્રકારની અદ્ભુત ભવ્યતા ખડી થઈ શકી છે, છતાં એ વિશાળતાને લઈને બુદ્ધનું નાયકત્વ ગૌણ નથી લાગતું એ ચિત્રકારની પીંછીની તાકાત બતાવી આપે છે. "પાંચાલી"

અને "ગૌરીનું તપ" એ બે ચિત્રોમાં પશ્ચાદ્ભૂની ભવ્ય વિશાળતા દોરતાં પાંચાલી અને ગૌરી પોતાનું નાયિકાપણું સાચવી શકતાં નથી અને ચિત્રો મુખ્યત્વે હૃદયંગમ સાગરચિત્ર ('સી-સ્કેપ) છે, તેમાં આ બે પાત્રો માત્ર આકસ્મિક છે એમ લાગે છે અને એટલા પ્રમાણમાં એ ચિત્રો કલાની દૃષ્ટિએ સફળ નથી થયાં.

"રૌદ્રનૃત્ય"માં સંહારતાંડવનું વાતાવરણ સારું જમાવાયું છે, જ્યારે "મીરાંબાઈ"માં શાંતભક્તિ નીતરતી દેખાય છે. "સુભદ્રા અને અર્જુન"માં અર્જુનની સજીવ ચેતનભરી આકૃતિની તુલનામાં સુભદ્રાની પ્રતિમા ઝાંખી પડે છે. "કર્ણ અને કુન્તી"માં બંને આકૃતિઓ પ્રસંગને યોગ્ય ભાવો બતાવી શકી છે. "મુરલી"ના ગુજરાતી હૈયાંને સતત અને સનાતન સ્પર્શતા પ્રસંગમાં ઉભય આકૃતિઓ ઉચ્ચ પ્રેમના સર્જનજૂના પ્રસંગો મૂર્ત કરે છે જ્યારે "વિશ્વામિત્ર અને દશરથ"ના ચિત્રમાં પશ્ચાદ્ભૂની ભવ્યતા એ બેઠેલી આકૃતિઓને વધુ ભવ્ય અને પ્રસંગને અનુસરતી તાકાત આપે છે.

માત્ર બે બે આને પડતાં આ દસ છાયાચિત્રો લેવામાં ગુજરાતીઓ ખંચાશે નહિ એવી માન્યતા સહજ રીતે રાખી શકાય. શ્રી. કનુ દેસાઈ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં આ કાંઈક નિરાળું પણ સામાન્ય વર્ગમાં સરળતાથી સમજી શકાય તેવું કલાવિધાન વિસારી નહિ દે પણ વારંવાર આવી-આથી પણ સુંદર-કૃતિઓ ગુજરાતની જનતા સમક્ષ ધર્યા કરશે એવી આશા આપણે સહેજે રાખીએ.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

## મિતાક્ષરી મતદર્શન

હૃદયવિભૂતિઃ રમણલાલ વ. દેસાઈ. ૧૯૪૧: આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂા. ૨ા ).—કર્તાની જ પ્રારંભકાલીન નવલ ઠગ બાદ કરીએ તો, ગુજરાતીમાં આ કદાચ પહેલી જ ગુનેગારજાતિ વિશેની સ્વતઃ-

કલ્પિત નવલ ગણાય. એ જાતિના ઠીકઠીક નિકટ પરિચયના જ પરિણામરૂપ હોઈ શકે તેવું તેવું તાદૃશ ને સમભાવપૂર્ણ જીવનચિત્ર પહેલા બે ખંડમાં છે ને ત્રીજામાં એના જાતિ તરીકેના જીવનનું નહિ પણ નાયક–નાયિકા માનસિંગ ને તેજલ તથા ઉપનાયક–નાયિકા હરિસિંગ ને મંગીનાં કેટલેક અંશે મધ્યમવર્ગીય સ્વરૂપનાં બની જતાં પ્રેમસાહસોનું આલેખન છે. (એ વર્ગના કે એવા ગણાય તેવા ધરમાશેઠ ને ચિમન નવાબનું ચિત્રણ જો એકંદરે સંતોષકર છે તો એ વર્ગના હાચા થરમાંના જયકૃષ્ણદાસને નવલમાં અધવચાળ આણીને ત્યાં જ સકુટુંબ લટકતા રાખ્યા છે એ ખટકે છે.) મુખ્ય પાત્રોમાં તેજલ છે એથી ઉઠાવદાર હોત તો સારું એમ લાગ્યા કરે છે પણ માનસિંગ ને મંગી તો માનવતાથી ભર્યાં-પૂર્યાં, હૃદયવિભૂતિમન્ત ને સ્મરણીય બન્યાં છે; ધેમરમુખી પણ વર્ગનમૂના તરીકે સરસ છે. તેમણે કૂરપીહૈયે ઉછળતાં દીકરી--જમાઈને વીંધવા તીર છોડ્યાં ત્યાર પછી તુર્ત ત્યાં જ વાર્તા પૂરી થવી નહોતી જોઈતી? એની પછીનું છેલ્લું પ્રકરણ મેળામાંની ગાયના પાંચમા પગ જેવું છે. પરિશિષ્ટલેખ 'આપણા ગુનેગારો'ની ખામી એ છે કે તેમાં લગ્ન, મિલકત વગેરે વિશેના અત્યારે વારંવાર હવામાં તરતા વિચારો લાગણીપ્રધાન (ને તેથી અતલસ્પર્શી, એકપક્ષી તેમ જ સાત્ત્વિક નહિ પણ રજોગુણનાંય મધ્યમ કે કનિષ્ઠ પાસાંને ચકચકિત બનાવતા) રૂપે વર્તમાનપત્રી શૈલીમાં રજૂ થયા છે; ને મુખ્ય ખૂબી એ છે કે ગુનેગારજાતિ ને તેનાં રીતરિવાજ વગેરે વિશે થોડીઘણી જાણવાલાયક માહિતી પહેલી જ વાર અન્યસ્થ રૂપમાં આપણી ભાષા પામી[1] છે.

રૂપમતી: ચુનીલાલ વ. શાહ (૧૯૪૧: પ્રજાબન્ધુ કાર્યા. અમદાવાદ; રૂા. ૨).—સને ૧૯૧૦-૧૧ અને ૧૯૪૦-૪૧ વચ્ચેનો ફેર તે આ વિષયની (મધ્યકાલીન ભારતના એક અજબ પ્રેમકિસ્સાની) પહેલી ને

૧. ગયે ઉનાળે આ નોંધ લખાયા પછી, પુસ્તકનું (એ વખતે છપાતા) જુન-અંકમાં છપાયલું પરિચયાત્મક અવલોકન મળેલું ને એ તુર્ત જ છાપ્યું; એ તેમ જ આ વાંચનાર જોઈ શકશે કે દરેક માટે, જુદી જુદી દૃષ્ટિએ, અવકાશ હતો ને છે જ.--સં. માનસી

પરાવલંબી સામાન્ય વાર્તા¹ તથા આ સ્વતંત્ર, રુચિર તથા સ્વસ્થ શૈલીની નવલકથા વચ્ચેનો ફેર. બંનેમાં ચઢિયાતી આ કૃતિ જ છે કેમ કે આમાં સંગીતવિશારદ-અને સાત્તિ્વક પ્રણયિની રૂપમતી તથા એના અસ્વીકૃત ઇસલામી પ્રીતમ, અંતઘડીએ પ્રેયસીની કબર ખડખેની જ કબરમાં સૂવા આવનાર નિરુપદ્રવ સાચા પ્રીતમ, બાઝબહાદુરનો સુપ્રચલિત લોકકથાનું રૂપ પામેલો કિસ્સો એક એવી સુગ્રથિત કલાત્મક રચના બને છે કે તેમાં એ યુગનાં નાનાંમોટાં જીવનચિત્રો પણ, મુખ્યત્વે ઐતિહાસિક પાત્રોવાળાં, આલેખાઇને તેને એક મનોગમ સર્જન બનાવે છે. ઉત્તમ પાત્રાલેખન રૂપમતી તથા વિરલસ્વામીનિષ્ઠ, બાઝ-સેવક, કિસ્સો તવારીખનવેશને કહેનાર સુલેમાનનું થયું છે. સમાપનની ત્રણ-ખરસ કરી છેલ્લી--કંડિકા ન હોત તો એ ભાગની રસ-નિષ્પત્તિ વધારે સંતર્પક થાત.

**વિન્ધ્યવનની કન્યકા કિંવા પ્રિયદર્શના**, આ. ૪થી (૧૯૩૯: સ્વ. કેશવલાલ હ. ધ્રુવ; વિ. કે. ધ્રુવ, અમદાવાદ, રૂા. ૦)--ઇસવી સાતમા શતકના ભારત ચક્રવર્તી તથા સુકવિ શ્રી હર્ષદેવરચિત, સંસ્કૃત ભાષાના આ નાટિકારત્નને રત્નશોધન રીતે આપણી ભાષામાં આણનાર સદ્ગત ભાષાન્તરકર્તાની રસજ્ઞતા તથા માનજનક પાંડિત્યનો લાભ અઢારે વર્ષે થએલી આ નવી આવૃત્તિને અમુક રૂપમાં જ મળી શકયો એ ખેદનો વિષય છે પણ હવે શકય એવે રૂપે ને એટલે અંશે એ લાભ વાચકવર્ગને આપીને કર્તવ્યનિષ્ઠ સંપાદકે તેમ જ એમના વિદ્વાન સહકારી રા. રસિકલાલ છો. પરીખે પ્રસ્તુત સાહિત્યપ્રકારના પ્રેમીઓને ઋણી કર્યા છે. એ રીતે શ્રી હર્ષવિષયક નિબન્ધની તથા ભાષાન્તરની વાચનામાં ભાષાંતરકર્તાએ કરેલા કે કરવા ધારેલા ઉમેરા ફેરફાર વગેરે અહીં પ્રગટ થયા હોવાથી અભ્યાસીઓ જૂનીનવી આવૃત્તિ સાથે વાંચતાં જોઈ શકે છે કે કયાંક (પૃ. ૭૨) સાલ સુધારી લેવા જેવી પ્રમાણમાં નાની બાબતથી માંડીને, વિષયને લગતી અદ્ય-યાવત્ માહિતી (પૃ. ૨૭ પર થયું છે તેમ) ઉપયોગમાં લેવા સુધી, નાટકભાગનો વિશેષ રસપરિપોષ એકાદ અવ્યય ('માટે': પૃ. ૧૫૨)

---

૧. સ્વ. શેઠ પુરુષોતમ વિ. માવજીએ મરાઠી પરથી લખેલી; એ સમાલોચક ત્રૈમાસિકનાં પુ. ૧૫ તથા ૧૬માં ચાર હપતે છપાયલી ને અધૂરી રહી હતી.

દૂર કરીને તેમ જ નાની લાગતી સ્થળનિર્દેશ કે અર્થની ભૂલો (અ. ૧૯નો આરંભ ને અન્ત) સુધારવાની પૂરેપૂરી કાળજી રાખવા સુધી: આમ સર્વ પ્રકારે નવું સંસ્કરણ નિરવદ્યતા પ્રતિ જ ગૌરવપૂર્વક સ્થિર ગતિ કરે જતું હતું. આ જ ધોરણે પરાક્રમની પ્રસાદીતથા ભાષાંતરકર્તાની સમુજ્જવલ યશઃકાયારૂપ સુકૃતિ અને રસસિદ્ધિ, [1]ગીતગોવિન્દનું નવું ભાષાંતર પણ પ્રકટશે એમ સંપાદકના નિવેદનમાં જાહેર થયું છે એ જાણી સર્વ સાહિત્યપ્રેમીઓ ખરા મનથી રાચશે; એ પ્રકાશનો જેટલાં વહેલાં પ્રાપ્ત થશે તેટલું એ રાચવું વધારે ઉમળકાભર્યું થશે એ કહેવાની જરૂર ભાગ્યે જ હોય.

વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ: એના ભિન્નભિન્ન મતોના મુખ્ય સિદ્ધાન્તો તથા ગુજરાતમાં પ્રચારના નિરૂપણ સાથે, આ. ૨જી. (૧૯૩૯): દુર્ગાશંકર કે. શાસ્ત્રી (ફૉર્બસ ગુજ. સભા, મુંબાઇ, રૂા. ૨). —૧૯૧૭માં જે મોટા બીબાંમાં છાપેલો ૧૯૩ પાનાંનો વિસ્તૃત નિબન્ધ હતો તે ૧૯૩૯મા નાનાં બીબામાં ૪૩૨ પાનાંનો ગ્રન્થ બન્યો છે. આ હકીકત દર્શાવી આપે છે કે આ નવી એટલે માત્ર પુનર્મુદ્રિત આવૃત્તિ નથી પણ મુખ્ય આધારરૂપ, ૧૯૧૩વાળા ડૉ. ભાંડારકરના નિબન્ધથી સારી રીતે આગળ વધેલું નવું સંસ્કરણ જ છે. પરિણામે ગ્રન્થના પ્રવેશક તથા પહેલા પ્રકરણ ('ભક્તિવૃત્તિનો વેદમાં અરુણોદય') જેવા કેટલાક ભાગો વડે જૂના નિબન્ધની સમૃદ્ધિ થઇ છે તથા આપણી ભાષાને પ્રકૃત વિષયનો એક માત્ર ઇતિહાસગ્રન્થ ને તે સાંપ્રદાયિક દોષગુણાવો નહિ, ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી નિરૂપાયેલો, મળ્યો છે. નોંધવા જેવું એ છે કે કર્તાએ આટલો પરિશ્રમ લઇ, શક્ય તેટલી ઝીણવટ ને કાળજીથી ગ્રન્થ તૈયાર કર્યો હોવા છતાં, તેમાં પોતે એ વિષયના સર્વસંગ્રહનો દાવો કરતા નથી એ સવિનય થએલા મર્યાદાસ્વીકારને જાણે ખરો ઠરાવવા, ગ્રન્થની ગુજરાતવિષયક પૂર્તિરૂપ ગણવા જેવો લેખ એના પ્રકાશન પછી થોડા સમયમાં 'ગુજરાતી' સાપ્તાહિકમાં છપાયો હતો. મતલબ, ગ્રન્થવિષયને

1. એનું વિક્રમી સોળમા શતકનું ગુજરાતી ગદ્યભાષાંતર પણ છે એ હકીકત (જુવો આની પછીની નોંધમાં પરિચાયિત વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૩૬૫) અમારી જેમ બીજા કેટલાક વિદ્વાનોને પણ નવા સમાચાર નીવડશે.

હજી પણ સંવર્ધમાન દશામાં ગણવામાં અડચણ નથી અને ઇશ્વરકૃપાએ સારાં દ્રવ્યસાધનવાળી સંસ્થા દ્વારા જ સંતોષજનક પારિતોષિકથી આવું કાર્ય આટલું પણ થયું હોવાથી, શાસ્ત્રીય વાચનના પ્રેમીઓ આ સસ્તા સંસ્કરણની (પહેલી આવૃત્તિ કરતાં ઉપર મુજબ વધારો ઘણો થયો ને ચિત્રો પણ આપ્યા હોવા છતાં કિંમતમાં એક રૂપિયો ઓછો થયો છે ) પાંચસો પ્રતો ખપાવતાં બીજાં ૨૨ વર્ષ નહિ લગાડે ને ત્રીજી સંપૂર્ણ કે સંપૂર્ણવત્ આવૃત્તિ એ સંસ્થાને જ હસ્તક ટૂંકા સમયમા પ્રકાશાવી શકશે એવી આશા રાખીએ. વર્ણાનુક્રમણી આવશ્યક, તો ય નથી આપી કે શું એમ પહેલી નજરે લાગેલું પણ પછી એની શોધ થઈ–ગ્રન્થારંભે I ભવિષ્યમા એ યથાસ્થાન મુકાય એમ ઇચ્છીશું.

કાવ્યકળા : મોહનલાલ પા. દવે (૧૯૩૯ : યુગાન્તર કાર્યા. સૂરત; રૂ. ૧॥ ).—કાવ્ય તથા કલા વિશેના છ વિસ્તૃત લેખો; ગ્રન્થનામવાળો પહેલો ૧૯૨૪નો, બાકીના ૧૯૧૧–૧૭ના ગાળાના. વિષય તેમ જ વર્ષો પર ખાસ ધ્યાન ખેંચવું જરૂરી એટલા માટે લાગ્યું છે કે જે જમાનામાં સાહિત્ય તથા કલાનો વિશુદ્ધ આનન્દ તેવા આનન્દ તરીકે જ વિવેચક લઈ–લેવરાવી શકતો, તે એમ પ્રામાણિકતાથી કરી શકે તેટલો સ્વતન્ત્ર રહેવું તેને માટે સહજ હતું, તે જમાનાના એક આજન્મ સાહિત્યાનુરાગીનું પોતાના પ્રિય વિષયનું સદૃષ્ટાન્ત, રસાળશૈલીમન્ત સિદ્ધાન્તનિરૂપણ આ નિબંધોમાં છે. અન્તર્ગત વિષયોની ખરી સમજ સરળતાપૂર્વક અહીં અપાઇ છે તેવી, શિષ્ટ સામાન્ય વાચકો માટે, બીજા કોઇ પણ ગુજરાતી ગ્રન્થમાં નથી.

પરાગ : સ્વ. બ્રૈમેશચન્દ્ર જ. પાઠકજી (૧૯૪૦ : યુગાન્તર કાર્યા. સૂરત; રૂ. ૧ ).—કર્તા જેવા સમર્થ વાર્તાલાપી હતા (એમાં અનુભવેલા સાંપ્રત ગુજરાતમા, સ્વ ચન્દ્રશંકર પંડ્યા પછીના સૌથી સમર્થમાંના એક) તેવા વિશિષ્ટગુણસંપન્ન. વિચારક પણ હતા. તેમની એ દ્યુતિમાન, એ ‘ તીવ્ર, સૌમ્ય કે માદક ’ વિચારપ્રભા જેમાં લેખક તરીકે પણ વધારે વિલસતી તે એમના ટૂંકા આયુષ્યના ઉત્તરકાળના લેખોમાંથી નર્મદ, વિવેચક ન્હાનાલાલ, સાહિત્યપરિષદ ઈત્યાદિ તેર વિષયો પરનો આ સંગ્રહ મોડામોડો પણ થઈ શક્યો એ દરેક સાહિત્યપ્રેમીને ઊંડો સંતોષ આપે તેવું છે. લગભગ દરેક લેખમાં તેમનું પોતાનું જ એવું મનોહર વ્યક્તિત્વ સ્થિરતાથી વધુઓછું ચમકે છે. દૃષ્ટિશૈલી ઉભયની

બાબતમાં ઊંચું નિબન્ધિકાતત્ત્વ કેટલાકમાં હોઇ તે ફરીફરી વાંચતાં પણ તેનું આકર્ષણ ઓછું થતું નથી. પોતે ઓછું ને ખરી સ્ફુરણા થતાં જ લખતા એ આ સંશયિતનું કારણ ગણાય; એવા તેમના વધારે લેખો સામયિકોમાંથી શોધી પ્રસિદ્ધ થાય એમ ઇચ્છીએ છીએ.

પાનગોષ્ઠી : ધૂમકેતુ (૧૯૪૦: ગુર્જર ગ્રન્થરત્ન કાર્યા. અમદાવાદ રૂા. ૧॥).—કટાક્ષપ્રધાન ૨૯ નિબન્ધિકાપ્રયોગો. પ્રયોગો એટલા માટે કે કટાક્ષકથનની સૂક્ષ્મ સુન્દરતાયુક્ત નિષ્પત્તિ માટે આવશ્યક એવી મર્મગામિતા ને ધૈર્ય કર્તામાં ઓછાં હોઈ આ રચનાઓમાં પકવતા થોડી છે ને પરિપકવતા એથી પણ થોડી. પરિણામે પૃ. ૧૫૦માં પર છે તેવી બાલિશતા કેટલેક ઠેકાણે છે ને ક્ષતિકર નીવડે છે. ગ્રન્થનું ગુણપાસું એ છે કે કર્તાએ પોતાના સદ્જીવી ગુજરાતી સમાજને— સૌથી વધુ તો તેનાં શિક્ષિતો તથા સાહિત્યસેવકોને—અપરતંત્ર દૃષ્ટિએ વિલોકવાનો ને તેમની કેટલીક સાચી ત્રુટીઓને કટાક્ષછુરીથી કાપવાનો જે પ્રયાસ કર્યો છે તેના મૂળમાંની એ દૃષ્ટિ ને એ ધર્મ્ય ક્રોધ આવકારાઈ છે. એ પ્રયાસ જ્યાં સંયમી એટલે કલોચિત સમતોલતાવાળો રહી શક્યો છે ત્યાં (પૃ. ૬૭, ૮૨ વગેરે) સામાની મૂર્ખાઈને બરાબર વીંધે છે કે તેની પામરતાને ઉઘાડી પાડે છે ને તેથી પ્રયોગ સફળ બને છે. પ્રા. નવલરામ ત્રિવેદીનો ગુજરાતના હાસ્ય પરનો પ્રવેશક ટૂંકો તો છે પણ મધ્યકાલીન હાસ્યના દાખલા એ તેનું ગણાવવાજોગ અંગ છે.

તેજછાયા : શ્રી જયમનગૌરી પાઠકજી (૧૯૪૦: યુગાન્તર કાર્યા. સૂરત, રૂા. ૧॥).—"'તેજછાયા'નો પ્રધાન સૂર છે કમનીય કરુણમધુર." આ શબ્દોમાં યોગ્ય રીતે રસપરિચય કરાવતા પ્રવેશક-લેખક રા. કેશવ હ. શેઠે સિત્તેરેક છન્દકાવ્યો ગીતો ને રાસોના આ સંગ્રહનું હાર્દ સૂચવ્યું છે. માધુર્ય છે પણ કારુણ્યનો રણકો વધારે ઘેરો છે, ને એ પહેલા વિભાગમાં સવિશેષ સંભળાય છે—'વનમાળીને' જેવાં સુન્દર કાવ્યોમાં. વિદ્યમાન ગણતર સ્ત્રીકવિઓમાં, ('જ્યોત્સ્ના શુક્લ' પહેલાં માટે) અતૃતીય સ્થાન શોભાવતાં સંસ્કારી હૃદયનાં કર્તાની એવી નાની નાની રચનાઓ સમજીઓને શાન્ત આનન્દ આપે તેવી છે.

કેતકીનાં પુષ્પો : નવલરામ જ. ત્રિવેદી (૧૯૩૯: ગુર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ, રૂા. ૧॥).—"જીવનના વિવિધ પ્રશ્નો ઉપર" સીધિ નહિ

પણ ઉત્તમ એવો ડાબી પાસનો 'છૂટાછવાયો પ્રકાશ' નાખતા પાંત્રીસથી ય વધુ મુખ્યત્વે સાહિત્યવિષયક વિનોદપ્રયાસો આ લેખોમાં મર્મ પૂરતો તલસ્પર્શી નથી અને કટાક્ષ જોઇએ તેટલો તીક્ષ્ણ કે સફાઈદાર નથી; વળી, લખાણ ઘણી વાર સુશ્લિષ્ટ રહેતું નથી પણ કચાશવાળું તથા ટાંચણશાઇ બન્યું છે. એવા દોષોથી ઠીક અંશે મુક્ત લેખોમાં આ ચાર ગણાવી શકાય: 'મારા મિત્રો' 'ગુજરાતી વાર્તાસાહિત્યનો પ્રશ્ન' 'લેખનવ્યાપાર અને લેખનકલા' 'એકલેખી ઈતિહાસદર્શન.'

**યોગશાસ્ત્ર, હેમચન્દ્રાચાર્યકૃત** : ગોપાલદાસ જી. પટેલ (૧૯૩૮: નવજીવન કાર્યા. અમદાવાદ, રૂ. ૧).—આ ગ્રન્થની પહેલી વિશિષ્ટતા એ છે કે તે 'એક સમર્થ ગુજરાતી યોગી'ની (સંસ્કૃતમાંથી ભાષાન્તરાત્મક સારદોહનરૂપ) કૃતિ છે અને બીજી એ કે તે "ગૃહસ્થ ધર્મના પાયા ઉપર જ યોગસાધનાનો ક્રમ સ્થાપિત કરે છે." ગૃહસ્થાશ્રમી મહારાજા કુમારપાળની વિનંતિથી ગૂંથાયલા આ ગ્રન્થમાં લૌકિક વ્યાખ્યાનુસારી (ચમત્કારપ્રધાન કે ચિત્તવૃત્તિનિરોધલક્ષી) યોગનિરૂપણ નથી પણ નૈતિક ઉચ્ચગ્રાહોના સજાગપણે થએલા નિત્યસેવન દ્વારા પામવાની ચિત્તશુદ્ધિ તથા સમતા સિદ્ધ કરવાની (ને એ માર્ગે પણ, અલબત્ત, વ્યક્તિએ આત્મજ્ઞાનરૂપ મોક્ષ મેળવવાની) જીવનપ્રણાલી અસામાન્ય ઝીણવટ તથા વ્યવહારક્ષમતાથી નિરૂપાઈ છે. એ પ્રણાલીનો સ્વજીવનમાં વિનિયોગ ચાલતા જમાનામાં થોડાં જ મનુષ્યો કરી શકવાનાં; બીજે પક્ષે, એ થોડાનાં ઘણાં બને માટે જ આવું વાઙ્મય આપણું મુખ્ય વાચન બનવું જોઇએ. ઈતિહાસજ્ઞ--હેમચન્દ્રવિષયક ઉપોદ્ઘાત તથા 'સમાજનો વ્યાપક યોગ' એ પ્રવેશક મળીને જે ૫૫ પાનાનો પ્રારંભિક ઉપગ્રન્થ છે તે જુદી જુદી દૃષ્ટિએ ગ્રન્થ સમજવામાં તેમ જ એનો વિષય વધારે શોધવામાં સ્થિરજ્યોત પ્રદીપરૂપ નીવડે તેવો છે.

**અજવાળી રાત** : વિવિધ લેખકો (૧૯૩૮: કુમાર કાર્યા. અમદાવાદ; રૂ. ૨).—સાત લેખકોની આ પંદર 'પુરાણોથી યે પુરાણી' અદ્ભુતરસિક ને કલ્પનોત્તેજક બાલવાર્તાઓ અજવાળી રાતે સાંભળવા કે વાંચવાની મજા તો ઓર જ હોય પણ આ અબાલ, દુનિયાદારીયા, 'સૂમડા જેવા' નોંધનવેશનો અનુભવ છે કે પોતે એ ઊતરતા ભાદરવાના ઘામ ધખતા બપોરે વાંચી ત્યારે પણ એના મનમાં અજવાળાં ને શીતળ-

તા, સંખ્યાબંધ સાદાં ને રંગીન સુન્દર ચિત્રે કરીને સવિશેષ, પ્રસારી શકી હતી. ગ્રન્થ રસસભર હોવાની એ જેમ એક કસોટી તેમ બીજી આ: બાળકો માટે તો આવી પથ્ય માનસિક મીઠાઈ ગુજરાતીમાં બીજે હશે તો પણ થોડી એ પણ અમારો અનુભવ છે; એ બીજા સૌનો પણ બનશે એવી ખાતરી છે.

*The Student's English-Paiya Disctionary*: (Hiralal R. Kapadia. 1941 : Karsandas Narandas & sons, Surat: Re. 1)—'પાઈય' એટલે પ્રાકૃત; ને પ્રાકૃત એટલે આ સંદર્ભમાં અર્ધમાગધી. એ ભાષા ભણનાર વિદ્યાર્થીઓનો સુયોગ્ય સહાય થાય તેવો સાડાચાર હજારથી પણ વધારે અંગ્રેજી શબ્દોના વીસેક હજાર પ્રાકૃત પર્યાયો આપતો, ત્રણ વિશેષ સહાયરૂપ પરિશિષ્ટોવાળો, નાનાં પોણાબસો પાનાંનો લઘુકોશ આ છે. તે વિદ્વાન સંગ્રાહકનું પોતાના વિષયનું સ્પષ્ટ ને ચોકસ જ્ઞાન તેમ એમની વિદ્યાર્થીપ્રીતિ પણ બતાવે છે કેમ કે એ વર્ગ માટે આવું આ પહેલું જ જ્ઞાનસાધન છે. એવાં સાધન પૂરાં પાડવાં એ યોગ્યતાવાળા પ્રાધ્યાપકોનાં કર્તવ્યોમાંનું એક બજાવ્યા બદલ પ્રા. કાપડિયાને અમારાં અભિનન્દન.

## પ્રાપ્તિસ્વીકાર: શ્રી સયાજી બાળજ્ઞાનમાળા

**પંચતંત્રની વાર્તાઓ:** (ભા. ૧ ને ૨ ચં. ગ. ભટ્ટ (દરેકનો રૂ. ૦ા).-લવકુશ: શ્રીમતીબાલા મજમુદાર (રૂ. ૦ા)

**પ્રકીર્ણ:** શ્રી સદુપદેશ શ્રેણી, નં. ૮૯: શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગ, વડોદરા (રૂ. ૦ા).-ગુજ. સાહિત્યપ્રવેશ. પુ. ૩: ચન્દ્રવદન ચૂ. શાહ (કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સૂરત; નવ આના) વડોદરા રાજ્યની બાલચમૂ પ્રવૃત્તિવિષયક પત્રિકા.-ચામિઝમ: સા. મો. દોલતરાય (નવચેતન સા. મંદિર, અમદાવાદ; રૂ. ૩). વિવેચન, વીરપૂજન, ૪૦ની કાર્યવહી, ઇન્દુ અને રજની, સ્વર્ગોનું દોહન, Neem tree.

# ધ્વનિ

## નાટક અને રંગભૂમિ

### બે વિશિષ્ટ પ્રયોગો

તા. ૪–૧૧–૧૯૪૧ને દિન કેપિટોલ થીએટરમાં, શાંતિનિકેતન આશ્રમિક સંઘ તરફથી યોજાયેલ નૃત્ય–સંગીત–નાટિકા 'ચંડાલિકા'–નો પ્રયોગ જોયો અને તા. ૯–૧૧–૧૯૪૧ને દિને, એક્સેલસિયર થીએટરમાં, શ્રી કુમારિકા અને સ્ત્રી–મંડળ, વિલેપારલે તરફથી યોજાયેલ સંગીત–નૃત્ય–નાટિકા 'પ્રેમરંગ' નો પ્રયોગ જોયો.

આ બંને પ્રયોગ ઉપલક્રિયા દૃષ્ટિથી જોતાં લગભગ સરખા હતા એમ જણાય: 'ચંડાલિકા'માં નૃત્ય પ્રધાન અને સંગીત ગૌણ હતું; 'પ્રેમરંગ'માં સંગીત પ્રધાન અને નૃત્ય ગૌણ હતું. પણ કાંઇક ઊંડી દૃષ્ટિ કરીને વિચાર કરનારાંને તુરત જણાઇ આવ્યું હશે કે એ ઉભયનાં સંચાલકોનાં દૃષ્ટિબિન્દુ તદ્દન જુદાં હતાં, ભાવનાઓ જુદી હતી, લક્ષ્ય જુદાં હતાં.

કોઈ પણ કલાને સમજવાને, એની સાચી કદર કરીને એના ગુણદોષ વિશે અભિપ્રાય આપવાને તે કલાને વિવિધ અંગોને અભ્યાસ અમુક પ્રમાણમાં આવશ્યક છે. આપણે ત્યાં આવી કલા જોનાર–સાંભળનાર વર્ગનો મોટો ભાગ આવા પ્રકારના અભ્યાસ વગર જ પોતાના અભિપ્રાય વ્યક્ત કર્યાં જાય છે એટલું જ નહિ પણ આમાં અભ્યાસની અગત્ય પણ તેઓ સ્વીકારવાને તૈયાર નથી!

આને પરિણામે ગુજરાતની આવી કલાઓના વિકાસમાં મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે.

ઉપર કહેવામાં આવ્યું તેમ આ બંને પ્રયોગનાં દષ્ટિબિંદુ જુદાં જ હતાં એટલે એ બેની તુલના કરવાનો અહીં યત્ન કર્યો નથી. એ બે પ્રયોગને પોતપોતાના નિરાળા વર્ગના પ્રતિનિધિરૂપ ગણીને તેમના ગુણદોષ અને આપણા જીવનમાં તેમનું સ્થાન બતાવવાનો યત્ન અહીં થયો છે.

ઇતિહાસનાં પાનાં સાક્ષી પૂરશે કે એક વ્યક્તિના કે એક સમાજના કે એક પ્રજાના જીવનમાં સંયોગોને લઇને કે સમયને લઇને એવા પ્રસંગો કોઈ કોઇ વાર ઉપસ્થિત થાય છે જ્યારે તેના જીવનની અનેક પ્રવૃત્તિઓનો વિકાસ થંભી જાય છે એટલું જ નહિ પણ એમના માનસમાં પણ એક પ્રકારની શૂન્યતા આવી જાય છે, તેઓ દૈન્યગ્રંથી માનસવાળાં બની જાય છે; અને તેવે સમયે તે શૂન્યતા ટાળવાને કહો કે પછી ગમે તે કારણને લઇને કહો પણ પરપ્રાંતીય અને પરદેશી આક્રમણો તે પ્રવૃત્તિઓના ક્ષેત્રમાં થાય છે. આપણામાંનાં જ અમુક મનુષ્યો તેવાં આક્રમણો લાવે છે અને તેમાં અમુક પ્રમાણમાં તેમનો આશય શુભ છે, આપણી મંદ પડતી જતી, લગભગ મૃતવત્ થઇ ગયેલ પ્રવૃત્તિઓમાં પુનઃ ચેતન આણવાનો છે એમ આપણે માનીએ તો સર્વથા અસત્ય નથી.

આવા જ કોઇ સંયોગોમાં, બંગાળી સૂરશીલી, રવીન્દ્રનાથનાં નાટકો અને ગીતો આપણી આગળ વારંવાર રજૂ કરવામાં બચુભાઇ શુક્લ, પિનાકિન ત્રિવેદી, ભીમરાવ શાસ્ત્રી, પુલિન દત્ત વગેરેએ બહુ મહત્વનો ભાગ ભજવ્યો છે, અને એને માટે ગુજરાત એમનું જરૂર ઋણી રહેશે. એમના વિવિધ પ્રયાસોથી ગુજરાતીઓએ આ પ્રકારની લલિતકળાઓમાં ઘણી પ્રેરણા મેળવી છે. પણ એ છતાં એટલું યાદ રાખવું ઘટે છે કે એ બધું ગુજરાતી નથી—પરાયું છે. એમાંથી પ્રેરણા પ્રાપ્ત કરી ગુજરાત પોતાનાં સ્વતંત્ર

ગુજરાતી સર્જનો કરે એ ગુજરાતીઓની ભાવના હોવી જોઇએ, એ એમનું લક્ષ્ય હોવું જોઇએ.

પરંતુ અનેક શુભાશયથી આરંભેલી પ્રવૃત્તિઓ લાંબા કાળે લાભને બદલે વધારે હાનિકર નીવડે છે તેમ આ પ્રકારનાં પરપ્રાંતીય રૂપાંતરોની પરંપરાથી સમાજના મોટા ભાગને એવી ખાસિયત પડી જાય છે કે આવાં રૂપાંતરો જ શ્રેષ્ઠ છે અને એટલા માટે ગુજરાતી સ્વતંત્ર સર્જનો નિર્માલ્ય જ હશે એવું માનવાને તેઓ સદા તત્પર રહે છે. આવી ક્ષણોએ આપણામાં સહજ એવું મૂર્તિપૂજાનું માનસ પણ આ માન્યતા ટકાવી રાખવામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાયરૂપ બને છે. આ પ્રસંગે મેં ઘણાં મનુષ્યોને, જેમણે આ બંને પ્રયોગોમાંથી એક પણ જોયો ન હતો અથવા તો જેમણે માત્ર 'ચંડાલિકા' જ જોયેલ, તેમને કહેતાં સાંભળેલ કે ચંડાલિકા બહુ સુંદર, પ્રેમરંગ તો હવે જાણે સમજ્યાં!

આવા પ્રયોગો જોનાર શિક્ષિત વર્ગમાંથી મોટો ભાગ—ગુજરાતીઓ માટે જ કહું છું—કેવું માનસ ધરાવે છે એ વિષે એક દૃષ્ટાંત યાદ આવે છે: ઉદયશંકર પહેલવહેલો મુંબઇ આવ્યો; આવીને તેણે મુંબઇને દિવાની બનાવી દીધી. એક સાક્ષરે તે પ્રયોગ જોયો. તેમના મુખમાંથી 'ગ્રૅંડ,' 'અદ્ભુત,' 'ડિવાઇન,' 'આપણા ગુજરાતીઓ હજાર વર્ષે આવું નહિ કરી શકે' વગેરે ઉદ્ગારો સરી પડ્યા. સંગીત અને નૃત્યના એક નિષ્ણાત ગુજરાતીએ આ સાક્ષરની મુલાકાત લીધી અને કહ્યું કે 'ભાઇ, હું પણ એ જોવા માગું છું તો તમે મને જરા કહો તો ખરા કે આટલાં વિશેષણો તમે શા માટે એના પ્રયોગને લગાડો છો?'

સાક્ષર કચવાયા પણ બોલ્યા:–'કેમ વળી ? એ બધાં ય વિશેષણોને એ યોગ્ય છે માટે.'

નિષ્ણાતે પૂછવા માંડ્યું કે એનું સંગીત કયા પ્રકારનું હતું, એનું નૃત્ય કેવા વિધાનનું હતું, એમાં એ કયા કયા તાલનો ઉપયોગ

કરે છે, અંગની ભંગીઓનો યથાર્થ ઉપયોગ થાય છે કે નહિ. આ બધા પ્રશ્નોના ઉત્તરમાં એ સાક્ષરે જણાવી દીધું કે પોતાને સંગીતનું કે નૃત્યનું એ પ્રકારનું જ્ઞાન નથી પણ એ હતું ઘણું સુંદર!

આ પ્રકારનું માનસ આપણે ત્યાં ઘણાં સ્ત્રી-પુરુષોનું થઈ ગયું છે અને એ પ્રકારની મનોદશા આપણાં સ્વતંત્ર સર્જનોના માર્ગમાં કેવા અંતરાયરૂપ છે તે વિશે આથી હું ગુજરાતની અસ્મિતાની ભાવના સેવનાર સ્ત્રી પુરુષોને ભયસૂચક અંગુલિનિર્દેશ કરું છું.

× × ×

'ચંડાલિકા' આ પ્રમાણે સર્વાંશે પરપ્રાંતીય સંગીત અને નાટ્યવિધાનના પ્રતિનિધિરૂપે રજૂ કરવામાં આવ્યું હતું. આવાં બંગાળાનાં નાટકો અહીં રજૂ થાય છે તે વેળા એમની એક ખાસ વિશિષ્ટતા આપણને જણાઈ આવે છે અને તે એમની લાંબા કાળની તાલીમ અને 'રીહર્સલો'ની પરંપરા. આપણાં અવેતન રંગભૂમિ ઉપર કામ કરનારાંઓને બોધરૂપ-નીવડે એવું એમનું આ વિશિષ્ટ તત્ત્વ સામાન્ય પ્રકારનાં નાટકોને પણ તે ઉચ્ચ કોટિનાં હોય એવાં પ્રેક્ષક-શ્રોતા સમક્ષ રજૂ કરવાની તાકાત ધરાવે છે. બચુભાઇ શુક્લ, પિનાકિન ત્રિવેદી, પુલિન દત્ત વગેરે દિગ્દર્શકો તાલીમ અને પૂર્વ-પ્રયોગ ('રીહર્સલ') માટે ખૂબ જ કાળજી રાખે છે અને એમની આ કાળજી અને મમત્વ માટે એમને જરૂર અભિનંદન ઘટે છે.

'ચંડાલિકા'નાં ગીતોમાં પાંચેક ગીતો સારાં હતાં અને એમાં કાવ્યત્વ પણ હતું. દાખલા તરીકે " લેજો લેજો હો ફૂલડાં રૂપાળાં " " એક જ ખોબલો પાણી " " મને સાદ ન દેજો કોઈ. " પણ બાકીનાં તો જોડકણાં જેવાં લાગતાં હતાં. સંગીતની દૃષ્ટિએ જોતાં પણ અમુક ગીતો સુંદર અને કર્ણપ્રિય હતાં પણ બાકીનાં તો શુષ્ક જણાતાં હતાં. ગીતનાં ગાયકોમાં સુશીલા આશર અને વીણા મહેતા આગળ તરી આવતાં હતાં. વાદ્યમંડળમાં વાજંત્રોની ઓછપ

સંગીત-નૃત્ય-નાટિકા 'પ્રેમરંગ' શરૂ થતાં આરંભમાં જ ખુલ્લા રંગનો ગુલાબી પડદો અને તે ઊપડતાં પ્રેમાનંદ-માણભટની ભૂમિકા ભજવતા કરસનદાસ માણેકને જોયા એટલે જ હૈયું પુકાર કરી ઊઠ્યું કે વર્ષોથી અવેતન રંગભૂમિ ઉપર જે જોવાની ઇચ્છા હૃદયના ખૂણામાં છતાં નિત્ય જાગ્રત રહેલ તે આ પ્રયોગથી પૂરી થશે. ગુજરાતનો તંદ્રામાં ડૂબેલ આત્મા આખરે જાગ્રત થતો જણાય છે. અનેક જુદા જુદા દેશોની અને પ્રાંતોની લલિતકલાઓમાંથી પ્રેરણા લઇને, ગુજરાતના કલાકારો પોતાની પ્રાચીન કાલની સમૃદ્ધિના ભંડાર શોધીને તેમાંથી કાલના પડ નીચે દબાયેલ રત્નો કાઢી કાઢી તેની માલા ગૂંથી ગુજરાતની જનતા સમક્ષ મૂકવા કટિબદ્ધ થયા છે. અવેતન રંગભૂમિ ઉપર આ અવસર આવવાનો હતો જ એ નક્કી વાત હતી, ગુજરાતનો આત્મા સદાયને માટે મૃત્યુ પામ્યો ન હતો, માત્ર અમુક સમય માટે તંદ્રામાં ડૂબી ગયો હતો. પણ એ તંદ્રા પૂરી થતી હતી તેનાં ચિહ્નો અન્ય દિશાઓમાંથી જણાઇ ચૂક્યાં હતાં. ગુજરાતનો પ્રસિદ્ધ ચિત્રકાર કનુ દેસાઇ ફિલ્મના જગતમાં ગુજરાતી કલાની ભાવના જગાડ્યે જતો હતો. દિનપ્રતિદિન એ ભાવના વધારે ને વધારે વ્યાપક થતી જતી હતી. એટલે આખરે જ્યારે અવેતન રંગભૂમિ ઉપર સોએ સો ટકા ગુજરાતીપણું પ્રકટેલું જોયું ત્યારે હૈયું આનંદથી નાચી ઊઠ્યું.

દિલીપ કોઠારી વર્ષો પહેલાં 'આગગાડી'ના પ્રયોગમાં અમારી સાથે હતા. તે સમયથી તે યુવાન કલાકારના હૈયામાં થતાં મંથન, કલાની ઉચ્ચ ભાવનાઓનું સેવન અને તે ભાવનાઓ મૂર્ત કરવાની જાગેલી પિપાસાનું કાંઇક ભાન મને થયેલું. તે પછી તો .મણે યુરોપ જઇને ઘણું જોયું; ઘણું વિચાર્યું; આખરે તક .ગી, વર્ષોથી સેવેલ કલા વિશેની ભાવના મૂર્ત કરવામાં જોઇતા દ્રવ્યની સહાયતા સાંપડી; કરસનદાસ માણેક, વસંત ભટ્ટ વગેરે કલાના ઉપાસકોનો સહકાર મળ્યો; ગાઈ શકે તેવી યુવતી-

ઓ જોઈતી સંખ્યામાં તૈયાર થઈ. દિલીપ કોઠારીએ તે તક જવા ન દીધી. એમણે એનો પૂરેપૂરો ઉપયોગ કરી લીધો. આ જુવાન, ભાવનાશાળી દિગ્દર્શકે ગુજરાતીઓને જણાવી દીધું કે "આ તો આ દિશામાં હજી માત્ર પ્રથમ પ્રયોગ છે એટલે એમાં ક્ષતિઓ પણ હશે, ત્રુટીઓ પણ હશે પણ એનાથી આપણે સર્વાંગે ગુજરાતી એવાં સ્વતંત્ર સર્જનો સરજવાના માર્ગમાં પગલાં માંડ્યાં છે, અને એટલા માટે જ હું તમારાં અભિનંદનોનો અધિકારી છું."

'પ્રેમરંગ'માં પ્રધાન સ્થાન ભોગવતું સંગીત સરળ, સાદું છતાં શાસ્ત્રીય હતું. નાટકના વસ્તુના વાતાવરણને યોગ્ય રાગો ગોઠવવામાં સારી જેવી શક્તિનો વ્યય કરવામાં આવ્યો હોય એમ જણાતું હતું. પણ બધા પ્રસંગોમાં યોગ્ય રાગની પસંદગી થઈ નહોતી. દષ્ટાંત તરીકે નરસિંહ કુંવરબાઈને મામેરું કરતી વેળા ભગવાનનું સ્મરણ કરીને "પ્રેમરસ પાને તું"નું ભજન ગાય છે તેનો રાગ વાતાવરણ જમાવવા અસમર્થ નીવડ્યો હતો. સંગીતમાં ઊર્મિલા દલાલ, હેમલતા મહેતા, દેવયાની દેસાઈ, વીણા મહેતા વગેરે યુવતીઓ સહેજે આગળ તરી આવતી હતી. ગાયકગણને વાદ્યમંડળનો સહકાર સારો હતો.

ઊર્મિલા દલાલે નરસિંહનું પાત્ર ભજવેલું. સંગીતને એ સારો ન્યાય આપી શકતી હતી પણ એના અંગનો ઉઠાવ નાજુક અને અવાજ પણ કોમળ એટલે નરસિંહની ભૂમિકા માટે એ નાની પડી હતી. એને કુંવરબાઈની ભૂમિકા આપી નરસિંહ પાત્રનું દેવયાની દેસાઈ કે હેમલતા મહેતાને આપ્યું હોત તો એક ક્ષતિ—જરા પ્રમાણમાં મોટી—દૂર કરી શકાઈ હોત. તે ઉપરાંત યોગ્ય રૂપ-સજાવટથી અમુક પ્રમાણમાં એને નરસિંહની ભૂમિકા માટે વધારે લાયક બનાવી શકાઈ હોત પણ તેમ કરવાનો યત્ન કરવામાં આવ્યો નહોતો લાગતો.

આવાં નાટકોમાં—જેમાં સંગીત અને નૃત્ય જ હોય છે અને સંવાદની ગેરહાજરી હોય છે એમાં—પણ અભિનયનું કેટલું અગત્યનું

('જાતીયતા') પ્રત્યે વધુ ઢળેલી લાગે છે. આશય એ હોવો જોઈએ કે કલા કોણ વધારે સારી રીતે બહેલાવી શકે છે; એ જોઈને એને એ ભૂમિકા ભજવવા દેવી.

અત્યારે એ બાબત સહેજ ઊંડા ઊતરીને જોઈએ તો જણાશે કે આરંભમાં અહીં તેમ જ યુરોપમાં રંગભૂમિ ઉપર સ્ત્રીઓ ઊતરતી જ ન હતી. પણ ધીમે ધીમે સ્ત્રીઓએ બધી જ પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની ઉત્સુકતા બતાવવા માંડી એટલે રંગભૂમિ ઉપર પણ એમણે ભાગ લેવો માંડ્યો. સ્ત્રીઓની ભૂમિકા એઓ વધુ સરળતાથી ભજવી શકે એ કુદરતી છે એટલે એ જ પ્રથા પ્રચારમાં આવી. અને પછી પશ્ચિમમાંથી આવેલ એ પ્રથાને અહીં આપણા કાર્યકર્તાઓએ સ્વીકારી લેતાં તે પ્રથાને ધર્મના કાનૂન તરીકે ગણી લીધી. વસ્તુતઃ જો યોગ્ય સામર્થ્યવાળાં કલાકારો હોય છે તો તેઓને કોઈ પણ મુશ્કેલી નડતી નથી. આપણે ત્યાં પુરુષ હોવા છતાં સ્ત્રીની ભૂમિકા અતિ સફળતાથી ભજવનાર નટોમાં બે નામ જાણીતાં છે: જયશંકર અને બાલગાંધર્વ. તે જ પ્રમાણે યુરોપમાં સારાહ બર્નહાર્ટ હેમ્લેટની ભૂમિકા બહુ કુશળતાથી ભજવતી હતી. હજી પણ યુરોપમાં નાતાલમાં ભજવાતી અમુક પ્રકારની નાટિકામાં નાયકની ભૂમિકા સ્ત્રીઓ જ ભજવે છે. અહીં મુદ્દો એટલો જ છે કે નરસિંહ મહેતા જેવા પાત્રને કોઈ સ્ત્રી ન્યાય આપી શકે તેના કરતાં કોઈ પુરુષ વધારે સહેલાઈથી ન્યાય આપી શકત અને એવા પુરુષો મળી પણ રહેત એમ આપણને લાગે છે. એટલા માટે જ બધાં પાત્રો સ્ત્રીઓ જ ભજવે એવો આગ્રહ એ પ્રયોગનાં સંચાલકોએ ન રાખ્યો હોત તો કલાની દૃષ્ટિએ એ પ્રયોગ ઘણી વધારે સફળતા પામ્યો હોત.

× × ×

અંતમાં એક બીજી વાત: સંગીત–નાટક, નૃત્ય–નાટક, સંગીત–નૃત્ય–નાટક, નૃત્ય-સંગીત-નાટક વગેરે પ્રયોગો હમણાં

હમણાં સારા પ્રમાણમાં ભજવાય છે અને એમની લોકપ્રિયતા જોતાં ભજવાયા કરવાનાં. પણ તો પછી રંગભૂમિના ક્ષેત્રમાં, જેનું પ્રધાન સ્થાન હોવું જોઈએ તે માત્ર નિર્ભેળ ગદ્યનાટકોનું શું? અત્યારની પ્રેક્ષકો–શ્રોતાઓની રુચિ જોતાં, પ્રયોગો યોજનારાના પક્ષપાત જોતાં, ગદ્યનાટકો માટેનું ભવિષ્ય આશાસ્પદ તો નથી જ લાગતું. ગદ્યનાટકોના લેખકો, ગદ્યનાટકોનાં ભજવનારાંઓ વગેરેને ચેતવણી આપવાની જરૂર છે કે જો આમ ને આમ અન્ય પ્રયોગો રંગભૂમિ ઉપર થયા કરશે તો ગદ્યનાટકો–જેનો વિકાસ થવાની ઘણી જરૂર છે તે–રંગભૂમિ ઉપરથી લગભગ અદૃશ્ય થઈ જશે. આ વિષમ સ્થિતિ આવતી અટકાવવી હોય તો ગદ્યનાટકોનાં ઉપાસક નટ–નટીઓએ 'ચંડાલિકા' અને 'પ્રેમરંગ'ના સંચાલકોએ જેવી મમતા, ખંત અને ઉત્સાહથી તાલીમ અને પૂર્વપ્રયોગો લેવડાવેલ તેવી મમતા, ખંત અને ઉત્સાહથી તાલીમ અને પૂર્વપ્રયોગો લઈ સુંદર ગદ્યનાટકો અવારનવાર રંગભૂમિ ઉપર રજૂ કરવાં પડશે.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

## ઋણમુક્ત 'માનસી'

૧.

આ શબ્દો વાપરી શકાય છે તેનો સકળ યશ સૂરતની એમ. ટી. બી. કોલેજના ગુજરાતી સાહિત્યમંડળને જાય છે. એ મંડળે સોમવાર તા. ૧૨મી જાન્યુઆરી ૧૯૪૨ની રાત્રે ખાસ 'માનસી'ના લાભાર્થે 'રસદર્શન' નામથી નાટ્યપ્રયોગો, નૃત્ય, ગરબા ઈત્યાદિનો જે વિવિધ, રસયુક્ત કાર્યક્રમ રાખ્યો હતો તેની ચોખ્ખી આવકના રૂ. ૪૨૮–૧–૬ 'માનસી'ને મળતાં તેની ગયા અંક સુધીની બધી ખોટ ઉપરાંત આ અંકનું બિલ પણ ભરાઈ જાય છે એમ કહેતાં આનન્દ થાય છે.

એ મંડળના વાર્ષિક સ્નેહસંમેલનને અંગે મુખ્યત્વે એ જ કાર્યક્રમ આગલે મહિને (ડિસેંબરમાં) પહેલી વાર ભજવાયો અને વખણાયો હતો. તેની સફળતા જોઇને-કદાચ, એના પૂર્વ-પ્રયોગો ('રીહર્સલ્સ') દરમ્યાન જ-સીનિયર બી. એ.ના ગુજરાતી ઑનર્સના બે વિદ્યાર્થીઓ રા. ભીમભાઇ દેસાઈ તથા રા. નૌશીરવાન કેકોબાદને પહેલી સ્ફુરણા થઈ કે એ જ કાર્યક્રમ બીજી વાર સૂરતના શિષ્ટજનો પાસે રજૂ કરી, નિરન્તર ખોટમાં રહેતા 'માનસી'ને સંગીન રાહત આપી શકાય તો કેવું સારું. તેમણે એ વાત પોતાના માર્ગદર્શક પ્રા. હીરાલાલ ગોદીવાળા તથા મંડળના પ્રમુખ પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી તેમ જ સહકારી વિદ્યાર્થીભાઇઓ પાસે મૂકી ને એ તુર્ત સ્વીકારાઇ–વિદ્યાર્થિની બહેનોના ભાવભર્યા સહકાર સાથે.

એ સદ્ભાવનાપૂર્ણ નિર્ણય થવા સાથે જ બાકીની યોજના, કૉલેજના માનવન્ત સંચાલકોના સાથ સહિત, અમલમાં મુકાઈ ને ઉપર કહી તારીખે તેનો અમલ થયો.

'માનસી'ની આજની ઋણમુક્તતા જેમ એ સર્વ ઉમંગી 'માનસી'પ્રેમીઓને આભારી છે તેમ પ્રસંગોપાત્ત એ દિવસે સૂરતમાં હતા બલ્કે 'રસદર્શન' માટે રોકાયા હતા તે, અમારા સૌથી જૂના સહયોગીઓમાંના એક રા. ભાઇ ઝવેરચંદ મેઘાણીએ એ પ્રસંગે સુલભ કરેલા સહયોગને તથા જે જે સૂરતનિવાસી સંસ્કારી સ્ત્રીપુરુષોએ ટિકિટો ખરીદી પોષ માસની રાત્રે આઠથી દોઢ વાગ્યા પર્યન્ત દૂર સુધી આવી, શાંતિપૂર્વક બેસીને પ્રયોગો નિહાળ્યા, તેમને પણ તેટલી જ આભારી છે. સર્વના એ દિલભરી-ભર્યા સક્રિય સહકાર માટે 'માનસી' સર્વનું ઋણી છે.

૨

૧. ૧૯૪૧ના પહેલા અંકમાં જાહેર કર્યા પ્રમાણેનાં ચારસો પાનાં ને ઋગ્વેદવિષયક પુસ્તક ભેટ તરીકે, એ રીતે આપી શકાયું

ને ઉપર મુજબ એ વર્ષ સ્વયંપર્યાપ્ત પણ આર્થિક દૃષ્ટિએ થયું એટલે ૧૯૪૨માં 'માનસી' ચાલુ રાખવાનો તેમ જ તેને નિયમિત કરવાનો નિર્ણય થઈ શક્યો છે.

૨. એ છેલ્લી બાબત વિશે એટલું જ કે આની પછીનો (માર્ચ ૧૯૪૨નો) અંક, છપાવો શરૂ થયો છે ને એ માસની આખર સુધીમાં સર્વ ગ્રાહકોને સાદા બુકપોસ્ટથી કે હાથોહાથ મળશે. (વી. પી. જૂનઅંકનાં થશે.)

૩. આ વર્ષના અંકોમાં પાનાં ઓછાં દેખાશે પણ લીટીઓ લંબાવી તથા સંખ્યામાં વધારી હોવાથી વાચન ઓછું નહિ હોય.

૪. ગયા ત્રણે અંકોની જેમ ફરી એક વાર વિનંતિ કરીએ છીએ કે (૧૯૪૨માં પણ 'માનસી'ને મદદગાર થશે તે) મીઠી નજરે, નાજુક સવારી તથા ઋગ્વેદકાલનાં જીવન અને સંસ્કૃતિનું વેચાણ વધારવામાં આપણો શિષ્ટવર્ગ હજી યે સવિશેષ સહાયભૂત થાય.

૫. ગતાંક પછીની વિશેષ મદદ: 'બીજા સહાનુભાવક' રૂ. ૫૦); શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી, રૂ. ૨૫); શેઠ જેઠા રાજા કલ્યાણવાળા, રૂ. ૨૦).

સુરતઃ ૧૭-૨-૪૨. વિ. ક. વૈદ્ય (સં. માનસી)

પ્રા. સ્વી. પૂર્તિ: ફુવારા: સ્વાતિ ('કોલક'); A history of the Canonical Literature of the Jains: Prof. H. R. Kapadia (Rs. 5-4-0); શ્રી હેમચંદ્રાચાર્ય: 'ધૂમકેતુ' (રૂ. ૧ાા).